# અમૃત-સરિતા

અથવા

## અયોગ્ય દીક્ષા ઉપર દૃષ્ટિપાત.

---

### દ્વિતીય તરંગ.

શાન્તિ અને નવલકથાની સમાપ્તિ.

---

લેખક

મહાસુખભાઇ ચુનીલાલ—વિસનગર.

# અમૃત-સરિતા

અથવા

## અયોગ્ય દીક્ષા ઉપર દૃષ્ટિપાત.

( બોધદાયક સામાજિક નવલકથા )

દ્વિતીય તરંગ

શાન્તિ અને નવલકથાની સમાપ્તિ.

---

લેખક

**મહાસુખભાઈ ચુનીલાલ**

કાવ્યસરિતા, અનવરકાવ્ય, કમનસીબ કુમારિકા,
વિસનગર અને વડોદરા રાજ્યની ટૂંક હકીકતના કર્તા.

વિસનગર.

---

પ્રથમ આવૃત્તિ. પ્રત ૨૦૦૦
સંવત ૧૯૮૭. સન ૧૯૩૦

---

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

---

કીંમત રૂ. ૧-૮-૦

## આ પુસ્તક મળવા સંબંધી સૂચના.

આ અમૃત-સરિતાના બંને ભાગ નીચેને ઠેકાણેથી રોકડી કીંમતે અગર ટપાલ મારફત વેલ્યુપેએબલથી મળશે. ટપાલ ખરચ જે પડશે તે વિશેષ લેવામાં આવશે—

**અમૃત-સરિતા.** પ્રથમ તરંગ (પૃષ્ટ ૪૦૦)
કીંમત રૂ ૧-૮-૦ પોસ્ટેજ ૦-૫-૦

**અમૃત-સરિતા.** દ્વિતીય તરંગ (પૃષ્ટ ૪૬૪)
કીંમત રૂ ૧-૮-૦ પોસ્ટેજ ૦-૫-૦

મનીઑરડરના કમીશન સાથે એક પુસ્તકના ૦-૭-૦ ટપાલ ખરચ થાય છે અને બંને સાથે મંગાવવાથી બંનેના ૦-૧૦-૦ થાય છે. જો સામટાં પુસ્તકો રેલ્વે પારસલથી મંગાવવામાં આવે તો ઘણો ફાયદો થાય તેમ છે. સરનામું સ્વચ્છ અક્ષરે લખવા કૃપા કરવી.

**મહાસુખભાઈ ચુનીલાલ**
મુકામ-વિસનગર. જીલ્લો-ગુજરાત.



Printed by Devidas Chhaganlal Parikh at the Diamond Jubilee Printing Press, Salapose Road, Ahmedabad
and
Published by Mahasukhbhai Chunilal Sheth
Late member of the Legislative Council
Baroda State, Visnagar, (Gujarat).




## અયોગ્ય દીક્ષાના હીમાયતી મુનિ મહારાજોના બંધુદ્રોહી સહાયકોના ચરણકમળમાં.

---

કેટલાક પંચમહાવ્રતધારી મુનિ મહારાજોએ શિષ્ય પરિવાર વધારવાની લાલસાથી પ્રેરાઈ પવિત્ર ભાગવતી દીક્ષાને અયોગ્ય સ્વરૂપમાં પલટાવી સંઘમાં કુસંપ અને વેરભાવ ફેલાવી દીધા છે. આ વિષવર્ધક લાલસાને નવદીક્ષિતોનાં માતપિતાના અને વિધવા સમાન બનનાર સ્ત્રીના રૂદનની અશ્રુધારાથી અને તેમને ઘેર કલ્પાંતથી મુકાતાં લોહીનાં આક્રંદથી તૃપ્ત કરી, માતૃભક્તિ અને દયાનાં બલિદાન આપી આનંદ ઉજવનાર હે અંધશ્રદ્ધાળુ અને દામ્ભિક બંધુઓ ! તમને બંધુદ્રોહ કરતાં જરા પણ વિચાર આવતો નથી ? જો તમારી સહાય અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓને ન હોય તો તેમની લાલસા આપોઆપ બળીને ભસ્મિભૂત થઈ જાય. તે કૃત્યો માટે જેટલા તે મુનિ મહારાજો જવાબદાર છે તેટલાજ તમે જવાબદાર છો. બંધુદ્રોહ એ મોટામાં મોટું પાપ છે, હિંસાનું મૂળ છે અને સમ્યક્ત્વનો નાશ કરનાર છે. આવા બંધુદ્રોહ રૂપી હલાહલથી વ્યાપ્ત બનેલા તમારા હૃદયને હરેક પ્રકારે ધોઇ નાખી નિર્મળ કરી અમૃતમય બનાવવા આ મારી અમૃત–સરિતા તમારા ચરણકમળમાં અર્પણ કરૂં છું તે સ્વીકારી તેના રસનું પાન કરી અયોગ્ય દીક્ષા અટકાવી શાંતિ ફેલાવી સંઘને આભારી કરશો.

લી. સંઘનો સદાનો સેવક

**મહાસુખભાઈ ચુનીલાલ.**

# પ્રસ્તાવના.

અમૃત-સરિતાના આ દ્વિતીય તરંગમાં નવલકથા પૂરી થાય છે. પ્રથમ તરંગમાં ઉપસ્થિત કરેલી વસ્તુસંકલનાને આ તરંગમાં સંકેલી અમૃત-સરિતાના વહેતા પ્રવાહમાંથી પુસ્તકના ઉદ્દેશાનુસાર સમાજમાં સંપ અને શાંતિરૂપી અમૃતફળ ચખાડી નવલકથાની સમાપ્તિ કરી છે. આ નવલકથા મુંબઇના દૈનિક પત્ર "સાંજવર્તમાન"માં દર મંગળવારના અંકમાં તા. ૯-૭-૨૯ થી શરૂ થયેલી તે તા. ૪-૧૧-૩૦ ના રોજ આશરે સવા વર્ષે પૂરી થતાં પુસ્તક રૂપે બે ભાગમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે.

"હું પવિત્ર સાધુસંસ્થાને અને ભાગવતી દીક્ષાને ચ્હાવાવાળો છું, ચારિત્ર્યવાન સાધુથી સમાજને ઘણો ફાયદો છે" વીગેરે મારી માન્યતા સંબંધી જે જે વિચારો પ્રથમ તરંગની પ્રસ્તાવનામાં જણાવી ગયો છું તે તે વિચારો, અમૃત-સરિતા પૂરી વાંચ્યા પછી વાચકોની દૃષ્ટિ આગળ અમૃત-સરિતાના પ્રવાહની સપાટી ઉપર તરી આવેલા, વાચકો જોઇ શકશે અને તેમને ખાત્રી થશે કે સાધુસંસ્થા અને જનતાને સુધારવા માટેજ શુદ્ધ ભાવથી આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

પ્રથમ તરંગની પ્રસ્તાવનામાં પૂરતા વિચારો જણાવ્યા છે, તેમજ તે મતલબનો કાંઇક વધારા સાથેનો ઉપોદ્‌ઘાત આ પ્રસ્તાવના સાથે અંગ્રેજીમાં લખ્યો છે એટલે વિશેષ નહીં લખતાં, અયોગ્ય દીક્ષાના હીમાયતી મુનિ મહારાજો, તેમના અંધશ્રદ્ધાળુ ભકતો અને ધર્મનો દંભ રાખનાર બંધુઓને પ્રાર્થના કરૂં છું કે તેઓ દ્વેષથી દોરવાઇને નહીં પરંતુ સમભાવથી અને નિર્મળ હૃદયથી અમૃત-સરિતાના બંને તરંગોમાં નિમજ્જન કરી સાર ગ્રહણ કરી અયોગ્ય દીક્ષાની લાલસાને તિલાંજલિ આપી કુસંપને બાળી નાખી સંઘમાં શાંતિ ફેલાવે.

ભારતવર્ષમાં જે જૈનસાધુસંસ્થા ઉચ્ચ દરજ્જો ભોગવી રહી છે તેમાં અયોગ્ય દીક્ષાના કારણે દાખલ થયેલા સડાથી કલંકના કાળા

છાંટાઓ શ્વેત કપડા ઉપર પડવા લાગ્યા છે તે અમૃત–સરિતાના રસથી સાફ કરી સાધુઓ જે કંચન અને કામિનીના ત્યાગી પંચ-મહાવ્રતધારી કહેવાય છે તે ખરેખરા તેવા વિચાર વાણી અને વર્તનથી આદર્શરૂપ બની ખરી સુધારણા કરી જૈનસમાજને, સાધુસંસ્થાને અને જૈનધર્મને દીપાવે તો તે હું મોટામાં મોટો લાભ સમજું છું અને તેજ મારા પ્રયાસનો શ્રેષ્ટ બદલો માનું છું.

આ અમૃત–સરિતા જેટલી જૈનોને ઉપયોગી છે તેટલીજ જૈનેતર બંધુઓને પણ ઉપયોગી છે એમ નવલકથાની વસ્તુસંકલના, દશ્યો, પાત્રો, પાત્રોદ્વારાએ ભાષણો, કાવ્યો, ઉદ્દેશ અને વિચારો ઉપરથી સમજાઇ શકે તેમ છે. અંધશ્રદ્ધા, દંભ, સત્તા, મમતા, જ્ઞાનનું અજીર્ણ, અહંભાવ, ઇત્યાદિ નાના મોટા દુર્ગુણોથી કોઇપણ ધાર્મિક સંસ્થા ભાગ્યેજ બચેલી જોવામાં આવે છે. વત્તા ઓછા પ્રમાણમાં તે દુર્ગુણોનો ચેપ લાગેલો હોય છે, અને તેની ઘણીજ માઠી અસર સામાન્ય જનસમાજ ઉપર થતી હોવાથી તેવી સંસ્થાઓ સુધારવા ચારે તરફથી સમાજ, વર્તમાનપત્રો, માસિકો પુસ્તકાદિ દ્વારાએ પ્રયત્નો થાય છે તેવો આ એક નવલકથા દ્વારાએ મારો પ્રયત્ન છે.

દરેક વાચકને વાંચવામાં અને સમજવામાં સરળતા થઇ પડે તે હેતુથી આ નવલકથામાં આવેલા જૈની પારિભાષિક શબ્દોની સમજુતી છેવટે આપી છે. શરૂઆતમાં મુખ્ય મુખ્ય પાત્રોની યાદી મુકી છે અને નવલકથામાં કલ્પેલા પ્રદેશનો નકશો પણ આપવામાં આવ્યો છે; આશા છે કે વાચકવર્ગ અમૃત–સરિતાનો સત્કાર કરી તેના રસનું પાન કરી ઉદ્દેશ બર લાવી મને કૃતાર્થ કરશે.

વિસનગર, ૬–૧૧–૩૦<br>
સંવત્ ૧૯૮૭ કાર્તિક પૂર્ણિમા

મહાસુખભાઈ ચુનીલાલ.



# PREFACE.

Since several years some of the Jain Acharyas and Sadhus (preceptors and monks), who are led away by their keen desire for increasing a number of disciples by fair or foul means, have so much derogated the holy Diksha (દીક્ષા initiation) that the subject has caused not only a great commotion in the Jain Swetambar Community but has created quarrels, disunion and tension amongst themselves.

This being the undesirable result brought about by the improper Diksha, some fore-sighted Acharyas and Sadhus were inclined to put a stop to the practice or at least to lay a restraint on it; they accordingly held a Sadhu-Sammelan (conference) at Baroda on 13-6-12 and unanimously passed the following two resolutions on Diksha—

(1) The man who is to be initiated should be kept under observation at least for a month, and his parents or guardians, his wife or other relatives should be well-informed of the fact by a registered letter; and also when a man comes for Diksha his nearer relatives should be advised of the same by a registered letter.(Resolution No. 20).

(2) At present some of the Sadhus adopt methods of recruiting disciples, which are contrary to the dictates of the age; this may derogate Jain religion and involve the Sadhus in a lot of difficulties. This conference therefore not only disapproves of such methods but looks with displeasure on those that have given or taken Diksha by such means. The conference further warns all Sadhus

not to resort to any method of the kind and any Sadhu found doing the same irrespective of the warning, will be dealt with by the Acharya Maharaj on the merits of the case. (Resolution No. 23).

While addressing from the presidential chair Acharya Vijay Kamal Suri had declared as follows—

"Without thinking of the times through which we are passing, some Sadhus in their ill-conceived ambition for increasing disciples, act in an unbearable way which brings a slur on Jainism; we should therefore so arrange that our Sadhus may be free from this evil contagion."

While summing up he also emphasized the importance of the resolutions passed on Diksha and told the audience how far the said practice brought the religion into disrepute. He asked them all to save themselves from the evil path and explained that the present methods adopted by some Sadhus for giving Diksha were quite improper according to the rites laid down by their Purvacharyas. (ancestral preceptors).

This will at once illustrate to the readers that the improper Diksha has created for the Sadhu-Samaj a dangerous situation. Undeserving and undesirable men are admitted to the Sadhu-Samaj who not only spoil their own case by leading a vicious life but form a bad precedent to be followed by others, ultimately resulting in a bad name for the whole Sadhus-Samaj.

In spite of the resolutions on Diksha passed as above which have been duly signed, there are some who intentionally violate them, give Diksha to undeserving men

and sow the seeds of poison. Many Jain Associations, Youth Leagues and even the Jain Swetambar Conference have passed resolutions for putting a check on Diksha and they are doing all they can to put a stop to this improper practice of giving Diksha by means of resolutions and propaganda work. Even at the first All-India Young mens' Jain Societies Conference at Surat, which is working against the Jain Swetambar Conference, the president openly said "Seeds of disunion have been sown in the Sadhu-Samaj. The number of selfish, indifferent and Ekal-Vihari (living alone) Sadhus is increasing. Some Sadhus who have fallen from the path of morality are preaching Adharm (non-religion) in the name of Dharm (religion)."

From this it will easily be seen that immorality has already crept into some Sadhus; this is acknowledged by all shades of opinion. The question now is how to remove the evil, whether by concealing it or exposing it in its true light?

Sadhus are supposed to be the leaders of religious life, preachers and preceptors but when there is a flaw in their character there is no wonder that the whole Sadhu-Samaj and Jain Community should suffer and lose their morals.

I regret to mention here that instead of adhering to the maxim of "Truth is mine" they go the other way and adopt the theory of "Mine is truth"; they take pride in going against all the resolutions of the duly constituted conferences and pursue the policy of increasing disciples by any means under the false banner of religion, and the more it is to be regretted because they are

encouraged in their base policy by men of blind faith and impostors for some reason or the other, instead of being dissuaded from the ugly path which has caused an amount of animosity and disruption amongst the society and even amongst many families.

In order to satisfy their evil ambition for increasing disciples some Sadhus with the help of their blind followers and hypocrites kidnap boys, conceal them, keep them under surveillance, remove them from one place to another, and thus play a lot of mischief, and preach to their followers that the action of giving Diksha is the holiest action of the Jain Religion. In order to achieve their aim they move heaven and earth; they are not ashamed of telling lies, hurting the feelings of the parents of the boys and adopting many mean methods which are quite contrary to their Panch Maha Vrats ( પંચ મહાવ્રત five vows) which they are bound to observe upto the end of their life at any cost.

What are those five vows? (1) Pranatipat Virman ( પ્રાણાતિપાત વિરમણ ): To refrain from killing,—from destroying any form of life,—from hurting the feeling of any soul. (2) Mrishavad Virman (મૃષાવાદ વિરમણ): To refrain from telling a lie—from denying a fact,—from false politeness. (3) Adattadan Virman ( અદત્તાદાન વિરમણ ): To refrain from taking what is not given,—from stealing. (4) Maithun Virman ( મૈથુન વિરમણ ): To refrain from sexual intercourse either mentally, in words or in action; and (5) Parigrah Virman ( પરિગ્રહ વિરમણ ): To refrain from acquiring any thing as one's own, to put a limit to the things one possesses. These five vows, the Sadhus forget

 

in their mad ambition for increasing disciples and commit crimes in the name of religion.

But alas! what are the consequences of their improper Diksha? Some Sadhus were dragged in the courts and they had to stand there as accused. If the readers desire to be convinced of the facts I request them to read the judgments delivered in the following court cases:—

1 Bai Ratan Case at Ahmedabad (9-5-1927).
2 Dog case at Ahmedabad (1927).
3 Bai Lilavati case at Cambay (1927).
4 Reporter Ramniklal case at Ahmedabad (1927).
5 Bai Mena case at Vasad (1928).
6 Nav-Dikshit minor case at Baroda (1929).
7 Sadhus cases at Bombay (1929-30).
8 Jain quarrels at Jamnagar, Surat, Patan, Chhani etc.

In some of the judgments delivered, the courts have passed strictures on Sadhus and improper Diksha.

I might mention here that the Sadhvis (nuns) are not devoid of this evil ambition for increasing Chelis (female-disciples); they are practising the same methods; they kidnap girls, influence the weak-minded newly married young women and widows and regularly keep them in custody; and when they get an opportunity they take them to some secluded places before Sadhus who privately give them Diksha and thus make them Chelis of Sadhvis; when the Sadhvis get complete control over their Chelis, they treat them so badly and sometimes so cruelly that they lead a very miserable life and are so much fed up that at the least visible help from any interested person they renounce the Diksha.

From this the readers will see that this sort of Diksha has created the most undesirable atmosphere. Every year some Sadhus fall from their path of religion and renounce Diksha. The readers will be surprised to know that a Sadhu has regularly married a widow and he has published his statement in papers which gives a true version of an immoral Sadhu's life.

To illustrate all these things and to indicate what they will all lead to, if allowed to continue unchecked, I thought I might write a novel and give a picture of the whole situation- past, present and future. For the last four years I have been contributing to the daily paper "Sanj Vartman" and weekly periodical "Jain" on this matter but I thought it would be better to place in the hands of the readers a narrative so that they may have a complete idea of the secret acts that are being perpetrated with regard to Diksha or which are likely to be committed in the future, and of the tactics used by the perpetrators of the crime and its evil effects on the Jain Community and Sadhu-Samaj.

Novels at present are in much demand and find a hearty welcome; I have therefore ventured to publish this work entitled "Amrit-Sarita," the Hero and Heroine of the tale and I hope it will find a proper place in the community and exhibit to them the curse of the improper Diksha.

I also take the liberty to assure the readers that the whole object of the novel of which this is the second part, is to open the eyes of the Sadhu-world and of the masses in general to the dangerous effects of the mischievous propaganda adopted by the so-called Sadhus.

The readers will readily admit that in the case of a leakage from the vessel, an endeavour should be made to find the spot of the leakage. Doctors and physicians first diagnose the disease and then only treat a case. Similarly I am not actuated by motives of jealousy in writing this book, but by motives of finding out the truth and laying it before the public, so that they may know it, save themselves from blind faith and impostors and thus pave the way for a real reaction in favour of the religion embraced by the Jains.

The readers will be most wonder-struck to know that some one of the Acharyas has been bold enough to preach from the pulpit that "If parents or relatives of a newly initiated boy come to take possession of him from the Sadhus, the Sadhus are allowed by religion to conceal him in Sadhvi's Upashray (places for nuns) disguised in a Sadhvi's dress; there he might stay and be served by Sadhvis; even then there is no sin." On being asked to produce an authority he refers to an exceptional incident in Chhed Sutra which no man of common sense can adopt as a precedent. The consequences of this dangerous preaching can better be imagined than described. It will surely degrade the Sadhu-Samaj and not elevate it.

I am a believer in holy Sadhuism and true Diksha. The Society as a whole does need and is benefited by the existence of holy Sadhus who act according to the times and have a character that impresses on others; but I am against encouraging vices and evil practices in any society. Such things must be nipped in the bud and if any have found a place, they should at once be rooted out...

I would solicit the attention of the readers to the Chapter 31 of this volume which details the authorities in the Jain Shastras with regard to Diksha. It further explains the essentials of a character or merits for a would-be-disciple, and the need for rejection for an undeserving object for Diksha. It also gives a true idea of the present situation and shows the steps to be taken to remove the evils from the Sadhu-Samaj.

The character of Panch Mahavratdhari Sadhus (observers of five vows) should be such as to be devoid of any excitement, censure or quarrels, should be full of love, harmony and uniting force; their presence should command respect, create peace and dispel darkness. He, who has it, is called a real Sadhu, a preacher of religion. Cowper says—

Religion should extinguish strife,
And make a calm of human life.

With a view to facilitate reading I have endeavoured to explain some Jain-words and have given the names of personages that occur in the book and a map showing the territory imagined in the novel to serve as a guide.

This volume brings the tale to a close; my labours will be sufficiently rewarded if the Sadhus and their followers will go through the two volumes with a pure heart but not with a prejudiced eye, will acquaint themselves with the present unpleasant atmosphere, root out the evils from the Sadhu-Samaj, put a stop to the improper Diksha and spread amity, peace and harmony amongst the Jain Sangh. God bless the Jains!!

VISNAGAR.
6-11-1930.

**Mahasukhbhai Chunilal.**

# આ નવલકથાનાં મુખ્ય પાત્રોની ઓળખાણ.

| | |
|---|---|
| રસિકલાલ | ભદ્રાપુરીનો શ્રીમંત યુવાન ગ્રેજ્યુએટ. અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજનો પ્રમુખ. |
| માલતી | રસિકલાલની સ્ત્રી. ભગિનીસમાજની કાર્યવાહિકા. મૅટ્રીક. |
| ચંદ્રકુમાર | રસિકલાલનો સ્નેહી મિત્ર. અંગ્રેજ વેપારી કંપનીમાં કલાર્ક. |
| સરલા | ચંદ્રકુમારની સ્ત્રી. |
| નવનીતરાય | ભદ્રાપુરીનો વકીલ. રસિકલાલનો નાગરમિત્ર. |
| સાગરિકા | નવનીતરાયની સ્ત્રી. |
| અશ્વિનીકુમાર | ભદ્રાપુરીનો વકીલ અને શ્રીમંત ગૃહસ્થ. રસિકલાલનો મિત્ર. |
| મહાશ્વેતા | અશ્વિનીકુમારની સ્ત્રી. ગ્રેજ્યુએટ. ભગિનીસમાજનાં પ્રમુખ. |
| મનસુખલાલ | ભદ્રાપુરીમાં ન્યાતના શેઠ. |
| ધરમચંદ | ભદ્રાપુરીમાં અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુનો ભક્ત. |
| ઉદયચંદ | સાધુનો ખટપટી ભક્ત. |
| ચીમનલાલ | ભદ્રાપુરીમાં છુપી દીક્ષાઓ અપાવનાર નામાંકિત શેઠ. |
| કુમારપાળ | ચીમનલાલનો છોકરો. છુપી દીક્ષાનો ભોગ. |
| ચંદ્રિકા | કુમારપાળની સ્ત્રી. |
| ભૂધરભાઈ | ચંદ્રિકાનો બાપ. |
| કસ્તુરચંદ | ભદ્રાપુરીમાં અંધશ્રદ્ધાળુ વૃદ્ધ ગૃહસ્થ. |
| તારા | કસ્તુરચંદ ડોસાની સ્વછંદી સ્ત્રી. |
| ચંપકલાલ | ભદ્રાપુરીનો ગુમ થયેલો વિધવાનો છોકરો. કમળશ્રી સાધ્વીનો સંસારીપણાનો માસીઆઇ ભાઈ. |
| રાજબિહારીલાલ | મુંબઇનો એક્સ્પોર્ટ અને ઈમ્પોર્ટનો મોટો વેપારી. |
| જગજીવનદાસ | રાજબિહારીલાલનો ભાગીદાર. ઉત્તમશ્રી સાધ્વીનો સંસારીપણાનો છોકરો. ઉર્ફે લૉટરીવાળા. |
| રતિલાલ | રાજબિહારીલાલની મુંબઇની ઑફીસનો કલાર્ક અને જગજીવનદાસનો તથા રમણિકલાલનો મિત્ર. |
| ઉર્મિલા | રતિલાલની સ્ત્રી. |
| રમણિકલાલ | કનકનગરનો યુવાન ગ્રેજ્યુએટ. રતિલાલનો મિત્ર. |
| ચતુરા | રમણિકલાલની સ્ત્રી. |

દશરથલાલ રમણિકલાલનો મિત્ર.

**સરિતા** અમરાપુરમાં રહેતાં મૈયત થયેલાં ગરીબ માબાપની નિરાધાર છોકરી. અમૃતકુમારની સ્ત્રી. નવલકથાની નાયિકા.

કલ્યાણ સરિતાનો ભાઈ. દીક્ષા માટે વેચાણ થયેલો છોકરો.

લલિતા દીક્ષાનો ભોગ થઈ પડેલી સાધારણ પૈસાદાર છોકરી.

**અમૃતકુમાર** માણેકપુરના એક ગૃહસ્થ કેશવલાલનો ભત્રિજો. સરિતાનો પતિ. નવલકથાનો નાયક. છુપી દીક્ષાનો ભોગ.

લાલભાઈ કનકનગરનો ધનાઢ્ય ગૃહસ્થ. દીક્ષારક્ષક સમાજનો પ્રમુખ. આચાર્ય સૂર્યવિજયનો શ્રીમંત ભક્ત.

હરકોરબાઈ લાલભાઇની સ્ત્રી.

બાલાભાઇ લાલભાઇનો મોટો છોકરો.

વિદ્યાલક્ષ્મી બાલાભાઈની સ્ત્રી.

નવીનચંદ્ર લાલભાઇનો નાનો છોકરો.

સુશીલા નવીનચંદ્રની સ્ત્રી.

કલાવતી લાલભાઈની પુત્રી.

ચંદ્રકાંત કલાવતીનો પતિ. લાલભાઇનો જમાઇ. છુપી દીક્ષાનો ભોગ.

જયંતીલાલ ભદ્રાપુરીનો સાધુનો દાંભિક દુરાચારી ભક્ત અને લાલભાઇનો આશ્રિત. બસંતીલાલનો શિકાર.

વીરબાળા જયંતીલાલની સ્ત્રી.

મેનકા જયંતીલાલે અનીતિ માટે નોકર તરીકે રાખેલી સ્ત્રી. માલણ.

બસંતીલાલ જયંતીલાલનો પાડોશી મિત્ર. ખાનગી કુટણખાનું ચલાવનાર.

બકુલ બસંતીલાલની સ્ત્રી. ઉર્ફે બુલબુલ.

પ્રાણલાલ શૅર અને ઝવેરાતનો વેપાર કરનાર વ્યભિચારી યુવક. ઉર્ફે બાબુ સાહેબ. જયંતીલાલનો ગ્રાહક મિત્ર.

ભારતીકુમાર કનકનગરનો વકીલ, અશ્વિનીકુમારનો પિતરાઈ, વર્ધમાન વિદ્યાલયનો પેટ્રન અને રસિકલાલનો મિત્ર.

કાદંબરી ભારતીકુમારની સ્ત્રી.

શશીકાંત ગાંધારીનો યુવક. અવિચારી છુપી દીક્ષાનો ભોગ.

પ્રભાવતી શશીકાંતની સ્ત્રી.

કપુરચંદ ચિત્રાણી ગામનો પ્રભાવસાગરનો ભક્ત.

પુરૂષોત્તમદાસ ઈસમપુરનો ખટપટી તાલમબાજ દાંભિક ગૃહસ્થ.

| | |
|---|---|
| અમથાલાલ | ચંદ્રાવતીનો ખટપટી ઠગ ભક્ત. |
| મણીલાલ | ચંદ્રાવતીનો નૈતિક બળવાળો ચાલાક યુવક. ચંદ્રાવતી જૈનયુવક મંડળનો સેક્રેટરી. |
| સૂર્યવિજય | અયોગ્ય દીક્ષાના ચુસ્ત હીમાયતી આચાર્ય. |
| શુદ્ધિવિજય | સૂર્યવિજયનો ખાસ ચેલો. |
| ચકોરવિજય | સૂર્યવિજયનો પતિત પણ માનીતો યુવાન ચેલો. |
| ગુપ્તવિજય, રહસ્યવિજય, મર્મવિજય | સૂર્યવિજયના માનીતા થઈ પડેલા ચાલાક ભેદી ચેલા. |
| પ્રભાવસાગર | સૂર્યવિજયના સહાયક આચાર્ય. |
| ઉદ્યોતસાગર, તિલકસાગર | પ્રભાવસાગરના ત્રાસદાયક શિષ્યો. |
| કંચનશ્રી | સૂર્યવિજયના સંઘાડાની ત્રાસદાયક સાધ્વી. |
| ઉત્તમશ્રી | કંચનશ્રીની ચેલી ( સંસારીપણામાં જગજીવનદાસની મા. ) |
| ચંદનશ્રી | ઉત્તમશ્રીની ચેલી કુમાર અવસ્થામાં છુપી દીક્ષાનો ભોગ. |
| ચતુરશ્રી | કંચનશ્રીની ચેલી ( સંસારીપણામાં રમણિકલાલની સ્ત્રી. ) |
| કમળશ્રી | પરણ્યા પછી દીક્ષાનો ભોગ થઇ પડી દુઃખથી પશ્ચાત્તાપમાં દિવસ ગુજારતી ચિંતાગ્રસ્ત સાધ્વી. (સંસારીપણામાં ચીનુભાઇની સ્ત્રી અને ચંપકલાલની માસીઆઇ બેન. ) |
| કુમુદશ્રી | કમળશ્રીની સાથે રહી ચંપકવિજય ( ચંપકલાલ )ની સંભાળ લેનાર ચિંતાગ્રસ્ત સાધ્વી. |
| કાંતિશ્રી, કેસરશ્રી | કુમારઅવસ્થામાં દીક્ષામાં સપડાઈ ગુરૂસાધ્વીના અતિ ત્રાસથી દુઃખમાં રીબાતી તરૂણ સાધ્વીઓ. |
| પદ્મવિજય | દેશકાળ ઉપર ધ્યાન આપી આચારવિચાર પાળી જૈનસમાજને ઉધ્ધારનાર અને અયોગ્ય દીક્ષા પ્રવૃત્તિને દૂર કરી સાધુસંસ્થાને સુધારનાર આચાર્ય. |
| શાંતિસાગર, વિવેકવિજય, પુષ્પવિજય | આચાર્ય પદ્મવિજયના વિચારોને મળતા, સાધુસંસ્થાને અને જૈન સમાજને સુધારનાર સાધુઓ. |



# અનુક્રમણિકા.

ઉપરનાં પ્રકરણોમાં આવેલાં કાવ્ય અને ભાષણો.

# अमृत-सरिता

અથવા

## અયોગ્ય દીક્ષા પર દષ્ટિપાત.

( દ્વિતીય તરંગ. )

॥ श्री परमेश्वराय नमः ॥

तुभ्यं नमस्त्रिभुवनार्त्तिहराय नाथ ।
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय ।
तुभ्यं नमोजिन भवोदधिशोषणाय ॥

## પ્રકરણ ૧ લું.

### નવીનચંદ્રની શારીરિક અને માનસિક માંદગી. લાલભાઈની મનોદશા.

( હરિગીત )

આંખો ભિંજાવી આંસુથી ચેતન અરે શાને રડે ?
જો દુઃખી કરીએ અન્યને તો દુઃખ ભોગવવું પડે.
વારા પછી વારોજ આવે, એજ કુદરત ન્યાય છે,
છાનો રહે ! છાનો રહે ! ભાવી ન મિથ્યા થાય છે. —લેખક.

પર્યૂષણપર્વના દિવસો પૂરા થયા કે કનકનગરમાં લાલભાઈશેઠનો યુવાન પુત્ર નવીનચંદ્ર કે જેનું લગ્ન ગયા વૈશાખ માસમાં જ કરવામાં આવ્યું હતું તે એકદમ ઈન્ફ્લ્યુએન્ઝાની બીમારીથી પટકાયો. જોત જોતામાં રોગ વધી ગયો. બંને ફેફસાં ઉપર સખ્ત અસર થઈ. ઉપરા-

ઉપરી સારા સારા ડૉક્ટરો બોલાવવામાં આવ્યા.સ્નેહી સંબંધીઓ સવારથી રાત સુધી જોવા માટે આવજા કરવા લાગ્યાં. બીજાં માણસોની સાથે પેલો જયંતીલાલ પણ સારવારમાં રોકાયો. માંદગી લંબાઇ તેથી લોકોના મનને એમ થવા લાગ્યું કે હવે મટી જશે. પરંતુ વ્યાધિ મટવાને બદલે વધવા લાગ્યો.

નવીનચંદ્રને લાગ્યું કે હવે આ માંદગીમાંથી હું બચવાનો નથી. તેથી તે પોતાનાં માબાપ ભાઇ વીગેરે સંબંધીઓને ધીરજ આપવા વૈરાગ્યભાવનાના શબ્દો કાઢતો. આથી માબાપને અને ભાઈભાંડુને વધારે રડવું આવતું.

સ્નેહીઓ આશ્વાસન આપતાં કે "ભાઈ! આમ હીંમત ન હારો, હવે દિવસ લંબાયા છે, એટલે જરૂર સારૂં થઈ જશે. ધીમો ધીમો સુધારો ચાલે છે."

આમ ગંભીર સ્થિતિ ચાલતી હતી, આસપાસ સગા સંબંધીઓ ઉદાસ મુખે બેઠેલાં હતાં, તેવામાં ઉંડો વિચાર કરી કહેતો હોય તે પ્રમાણે નવીનચંદ્ર ખાટલામાં પડયો પડયો તેના પિતાશ્રીની સામું જોઇ ધીમા સાદે બોલવા લાગ્યો "બાપુજી ! તમે સૌ શા માટે આમ આંસુ નાખો છો ? વિચાર કરો, ઉંડો વિચાર કરો. શું આ અન્યાય થાય છે ? હું તો ન્યાય સમજું છું. ઇશ્વર કહો કે કર્મ કહો કે કુદરત કહો. ગમે તે કહો, તેને ત્યાં આપણા કૃત્યના ન્યાયનાં ત્રાજવાં તોળાઈ રહ્યાં છે. કોઇને આ ભવમાં તો કોઇને બીજા ભવમાં પોતાના પાપનો બદલો ભોગવવોજ પડે છે. બાપુજી ! તમને નથી સમજાતું કે આ આપણા પાપનો બદલો આજ ભવમાં મળે છે ? પેલી બિચારી ડોશી કલ્પાંત કરતી મરી ગઈ, તે મારી નજર આગળ રાત્રિ દિવસ ભમ્યા કરે છે. આંખો મીંચીને જોઉં છું તો તે ડોશી મને લાંબા હાથ કરી શીખામણ આપે છે કે 'પારકા છોકરાને માની પાસેથી પડાવી લઇ તેનાથી વિખુટો પાડવામાં માને કેટલું બધું દુઃખ થાય છે તે તારી આંખે જો.' બાપુજી ! શું આ શીખામણ ખોટી છે ? મારા લગ્ન

મંડપમાં બનેલા ત્રણે બાઈઓના રૂદનના દેખાવોનું આબેહુબ ચિત્ર મારી દષ્ટિમાં વારંવાર ખડું થાય છે. બાપુજી! એ તમામ પાપોનો સામટો ઉદય થયેલો છે તે તમારા ખ્યાલમાં નથી આવતું ?"

આવા શબ્દો સાંભળી લાલભાઈ ધીરજ રાખી દલીલ સાથે સમજાવવા લાગ્યા "ભાઈ! આમ ન કર, તે વિચારો ન લાવ, તું કહે છે તેવાં પાપો મેં કર્યાં છે. પણ તેનું ફળ તું શા માટે ભોગવે? તારો રોગ મને આવે તો તારા બદલે હું મરી મારા પાપનો બદલો ભોગવી પાપથી છુટું."

નવીનચંદ્રે ધીમે રહી જવાબ આપ્યો "બાપુજી! ભૂલો છો મારા બદલે તમે જાઓ તેમાં તમને શાનું દુઃખ? કુદરત એમ શિક્ષા કરતી નથી, તેની ગતિ જુદા પ્રકારની છે, આપણાથી સમજાય તેમ નથી, તે સઘળું કર્મોની ગતિનું તંત્ર છે. હું તો મરીશ અને ચાલ્યો જઇશ. પણ તેથી તમારા હૃદય ઉપર જે કારી ઘા થશે અને તેમાંથી લોહી વહ્યા કરશે તેજ દુઃખ પાપનો બદલો છે. મારાં લગ્ન હમણાંજ થયાં છે એટલે એક ને બદલે બે કારી ઘા તમને લાગશે, માટે બાપુજી! તમને શિક્ષા કરવા ખાતરજ કુદરત મારો પ્રાણ લેવાને પ્રયત્ન કરી રહી છે. બગડી ગયેલી બાજી હવે ક્યાંથી સુધરે? ડોશી મરી ગઇ, માથું કુટી મરી ગઇ, પણ છોકરાનું મોં ન જોઈ શકી. તમે તેને દીક્ષા ન અપાવી હોત તો એવો દુઃખદાયક પ્રસંગ ઉભો થાત? અને અત્યારે પેલી ડોશી મારી આંખો આગળ તેનું હાડપિંજર ઉભું કરી મને ત્રાસ આપી રહી છે તે શું આપત? જો કે હું અત્યારે બોલી શકું છું, વાતચીત કરી શકું છું છતાં રોગ મને એવો વ્યાપી ગયો છે કે મને મારી આશા ઘણી ઓછી લાગે છે, એટલે હું તો થોડા વખત પછી જઈશ, પણ બાપુજી! હવે પછી આવી દીક્ષા કોઇને અપાવશો નહીં. તેવા કામમાં ઉભા પણ રહેશો નહીં, દીક્ષારક્ષક સભામાંથી રાજીનામું આપી નીકળી જાઓ. મને તો અત્યારે ચોક્કસ લાગે છે કે તે ડોશી મર્યાનું પાપ આપણા આખા કુટુંબને ઉદય આવ્યું છે. તમને ઘણા લોકો સમજાવતા, અયોગ્ય

દીક્ષાના વિરોધી ગૃહસ્થો ભાષણો આપી ઠરાવો કરી તમારી આંખો ઉઘાડતા, પણ તમે તો સાધુના શબ્દો ઉપર શ્રદ્ધા રાખી પારકા છોકરાને જતી કરાવવા અને તેમનાં માબાપ સગાં વહાલાંને રૂદન કરાવવા પાછી પાની કરતા નહોતા અને હજારો પૈસા ખરચતા. આજે તેવું રૂદન કરવાનો તમારો વારો આવ્યો છે. વારા પછી વારો આવે એમાં શું આશ્ચર્ય? માટે બાપુજી! રડશો નહીં. જે થાય છે તે વ્યાજબીજ થાય છે, કુટુંબને શિક્ષા થવીજ જોઇએ. મારા મૃત્યુથી તમને અને તમારા જેવા વિચારવાળાઓને અને એવા સાધુઓને શિખામણ જેવું લાગશે અને એવી અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિ અટકશે તો મારૂં મૃત્યુ સફળ થયેલું માનીશ. બાપુજી! મારૂં કહેવું અયોગ્ય લાગ્યું હોય તો માફ કરજો."એમ હૃદયનો ઉભરો ખાલી કરી બે હાથ ઉંચા કરી નવીનચંદ્ર મિચ્છામિદુક્કડમ્ દઈ પગે લાગ્યો. આમ જરા જુસ્સાથી બોલવાથી થાક લાગ્યો અને વાચા અટકી પડી. આંખો મીંચીને પડી રહ્યો. મીંચાયેલી આંખમાંથી પાણી નીકળવા માંડયું.

થોડી વાર થઈ કે મીંચાયેલી આંખે ધીમે રહી નવીનચંદ્રે નિશાસો નાખ્યો "મારી પત્નીનું શું થશે? બસ લગ્ન કરી ત્રણ માસ ભેગાં રહ્યાં; તેજ અમારો સંસાર, તેજ અમારો ગૃહસ્થાશ્રમ, તેજ લગ્ન, તેજ ગુન્હો. જે કહો તે તેજ. આ ભવમાં પતિપત્નીને છુટાં પાડવાનું પાપ તો અમે નથી કર્યું પરંતુ ગત ભવમાં અમે બંને મળી તેવું અઘોર પાપ કરી પતિપત્નીને વિખુટાં પાડી વિરહદુઃખની ભઠ્ઠીમાં હોમી દીધાં હશે તો આ ભવમાં અમારી સ્થિતિ તેવી દુઃખજનક થાય તેમાં શી નવાઈ? પારકાનો આત્મા દુભાવતી વખતે જરા પણ વિચાર આવતો નથી પરંતુ જ્યારે તેની શિક્ષા ભોગવવાનો વખત આવે છે ત્યારે ડહાપણના વિચારો થાય છે." આવા ઉદ્દગાર કાઢી નવીનચંદ્ર શાંત પડી રહ્યો. થોડી વાર થઈ કે ફરી બોલવા લાગ્યો. "કમનસીબ બાલા! તને પરણવા આવ્યો ત્યારેજ કુદરત જણાવી રહી હતી કે અપશુકન થાય છે, પરિણામ સારૂં નહીં આવે, પણ ભાવી બનવાનું હોય તે કોણ

મિથ્યા કરે? બસ! આપણે હમેશને માટે છુટાં પડીએ છીએ. મારી આશાઓ તમામ મનમાં રહી જાય છે." આવા શબ્દો સાંભળી જોડે બેઠેલી નર્સે કહ્યું "ભાઇ! બોલવાની ડૉકટર સાહેબે બીલકુલ ના પાડી છે, તેથી છાતીને વધારે નુકસાન થાય છે."

મીંચેલી આંખે નવીનચંદ્રે જવાબ આપ્યો "ડૉકટરને કહેવું જે મારા મરણ પછી એવી મનાઈ કરજો. બોલવાની શક્તિ છે ત્યાં સુધી બોલવા દો, ડોશીના પાપથી કેવું પરિણામ આવ્યું તે મને દુનિયાને જણાવી દેવા દો, તે શિવાય નવાં પાપો બંધાતાં અટકશે નહીં અને દુનિયાની આંખો ઉઘડશે નહીં."

પછી આંખો ઉઘાડી જોયું તો લાલભાઈ સામે બેઠેલાજ હતા તેમને જોઈ તે ફરી કહેવા લાગ્યો "બાપુજી! હવે મને જે પુણ્ય કહેવું હોય તે કહો. પણ શું પુણ્ય કહેશો?"

આ શબ્દો સાંભળી જોડે બેઠેલાં રડવા લાગ્યાં. તે દેખી નવીનચંદ્રે કહ્યું "હું તમને પુણ્ય કરવાનું કહું છું ત્યારે તમે રડો છો, માટે અત્યારે ખરા પ્રસંગે જેવી હીંમતથી હું માગી રહ્યો છું તેવી હીંમતથી તમારે મને પુણ્ય સંભળાવવું જોઇએ."

લાલભાઇની જીભ ઉપડી શકી નહીં. હૃદય ખૂબ ભરાઈ આવ્યું તેથી બીજા માણસને હકીકત સમજાવી, અને તે માણસે નવીનચંદ્રની પાસે જઇ ધીમે રહી પુણ્યની હકીકત કહી સંભળાવી. તે સાંભળી નવીનચંદ્ર લાલભાઈ તરફ નજર કરી વિનવવા લાગ્યો "તમે જે કામો કરવા માટે જે રકમ ખરચવા ઇરાદો રાખ્યો છે તે માટે તમારો ઉપકાર માનું છું પણ બે હાથ જોડી હું માગી લઉં છું કે તે રકમ તે કામો કરવાને બદલે અયોગ્ય દીક્ષાની પ્રવૃતિ અટકાવવાના કામે, કોઇ બાઈના ધણીને દીક્ષા આપતા હોય તો બાઈની મદદમાં ઉભા રહી તેનો ધણી પાછો મેળવી આપવાના કામે, માબાપ પાસેથી છોકરો કે છોડી ઉપાડી દીક્ષા આપતા હોય તો તેમને સાધુ કે તેમના ભકતોના ઘાતકી પંજામાંથી છોડાવી તેમનાં માબાપને સોંપી તેમના આશીર્વાદ મેળવવાના

કામે વાપરશો તો મારો આત્મા તે ખરેખરૂં પુણ્ય માની લેશે અને હું ઘણો ખુશી થઈશ. મારી કમાઇની મીલકત એક પાઇ પણ નથી તેથી હું તે કામ કરવા માટે સ્વતંત્ર માગણી કરી શકું તેમ નથી. પણ તમારી કહેલી રકમ મારા કહેવા પ્રમાણે ખરચશો તો મારા આત્માને શાંતિ મળશે."

આમ કહી થાક લાગવાથી નવીનચંદ્ર શાંત પડી રહ્યો. એટલામાં ડૉકટર આવ્યો. નાડી હૃદય ફેફસાં તપાસ્યાં. "ગભરાશો નહીં, સારૂં થતું જાય છે," એમ સંતોષકારક સુધારો બતાવી ડૉકટર ધીરજ આપવા લાગ્યો.

આ પ્રમાણે ડૉકટર આશ્વાસન આપી રહ્યો છે, નવીનચંદ્ર શાંતપણે બિછાનામાં પડી રહ્યો છે, ફેફસાં ઉપર ધીમો ધીમો અળશીનો શેક ચાલી રહ્યો છે, બિછાનાની આસપાસ સગાં સ્નેહીઓ ઉદાસ મુખે બેશી રહ્યાં છે તેવામાં બાજુના ઓરડામાં દાદર ઉપરથી નીચે પડયાનો અવાજ થતાં "કોણ પડયું ?" એવા બે ત્રણ ઉદ્‌ગારો બેઠેલાઓમાંથી નીકળ્યા. તપાસ કરતાં નવીનચંદ્રની સ્ત્રી સુશીલા દાદર ઉપરથી નીચે પડેલી હતી. બેભાન અવસ્થામાં હતી. "અરે ! આ તો સુશીલા, ડૉકટર સાહેબને બોલાવો, બોલતી નથી, બેભાન છે" એમ ગભરાતી ગભરાતી તેની જેઠાણી વિદ્યાલક્ષ્મીએ એકદમ ઉદ્‌ગાર કાઢયા. નવીનચંદ્રની મા હરકોરબાઇ ઉઠીને અંદર ગઇ. ડૉકટર પણ સાથે ગયો. ડૉકટર ઉઠીને અંદર ગયો કે નવીનચંદ્ર બોલ્યો "ડૉકટર કયાં ગયા ?"

નર્સે જવાબ આપ્યો "જરા અંદર ગયા છે."

નવીનચંદ્ર અધીરાઇથી બોલ્યો "કોઇ પાસેના ઓરડામાં દાદર ઉપરથી પડયું હોય એમ લાગે છે, કોણ પડયું ?"

નર્સે વિચાર કરી જવાબ આપ્યો "મને ખબર નથી."

નવીનચંદ્રે અનુમાન કરી જણાવ્યું "જરા તપાસ કરીને કહોને ? મને લાગે છે તે (સુશીલા) દાદર ઉપરથી પડેલી છે."

નર્સે જવાબ આપ્યો "તમે ચિંતા કરશો નહીં. હું અંદર જઈ તપાસ કરી આવું છું."

એમ કહી નર્સ અંદર ગઇ અને ડૉકટર તથા હરકોરબાઇને વાત કરી. ડૉકટરે કહ્યું "તેમને કહે કે હવે સારૂં છે. ચિંતા કરશો નહીં, આવી સ્થિતિમાં જાણશે તો તેમને આઘાત થશે."

નર્સ નવીનચંદ્ર પાસે આવી ધીમે રહી કહેવા લાગી "બાઇસાહેબ પડી ગયાં છે, હવે સારૂં છે, બેફિકર રહો. ઉતરતાં જરા પગ ખશી જવાથી પડી ગયાં. ડૉકટરે દવા આપી છે."

નવીનચંદ્રે ચિંતાતૂર થઇ સૂચના કરી "ડૉકટરને કહેવું જે તેની બરાબર સારવાર રાખજો, તે ઘણાજ નબળા મનની છે, મારી આવી ભયંકર માંદગીથી તે લેવાઇ ગઇ હશે, મન ઉપર અસર થઈ હશે અને પડી ગઇ હશે. મારૂં તો જે થવાનું હશે તે થશે પણ તેને સંભાળજો. એમ સૂચના કરો. મારા દરદમાં તેની કોઇ દરકાર રાખશે નહીં."

નર્સે જવાબ આપ્યો 'આવી તમે કાળજી ન કરો, તેમને હવે તદ્દન સારૂં છે. ડૉકટર ત્યાં છે, તમે બોલો છો તે ડૉકટર સાહેબને પસંદ પડતું નથી, તેથી તમને પરિશ્રમ પડે છે અને છાતી ઉપર અસર થાય છે માટે શાંત રહો. તેમની સારવાર ચાલે છે."

સુશીલાને દવાના ઉપચારો શરૂ કર્યા. અરધા કલાકે જરા શુદ્ધિમાં આવી, આંખો ઉઘાડીને જુએ છે તો પોતાને એક બિછાનામાં સુવાડેલી હતી, સાસુ તથા ડૉકટર જોડે બેઠેલાં હતાં. ડૉકટરને જોઈ સુશીલા બોલી "તમે અહીં કેમ બેઠા છો ?"

સાસુએ જવાબ આપ્યો "તું દાદર ઉપરથી પડી ગઇ તેથી અહીં સુવાડી છે. ડૉકટર તારી સારવાર કરે છે."

દસ મીનીટ પછી સુશીલા બરાબર શુદ્ધિમાં આવી, અને પોતાના પતિની માંદગીનું સ્મરણ થતાં ચિંતાગ્રસ્ત થઇ. ડૉકટરની સામું જોઈ સજળ આંખે બોલી "તમે તેમની પાસે બેસોને ? મારી સારવાર કરવાની જરૂર નથી. મારા મરવાની ચિંતા શા માટે કરવી જોઈએ ?"

"સુશીલાબેન ! તમે હવે તેમની બાબતમાં બેફિકર રહો. તેમને હવે વળતું પાણી થવા માંડયું છે, થોડા દિવસમાં મટી જશે. હીંમત

રાખો, આમ ન કરો, હીંમત હારી જવાથી કેવું પરિણામ આવે છે તે તમે જોયું ? માટે મનમાંથી ચિંતા કાઢી નાખો." આમ આશ્વાસન આપી ડૉકટર નવીનચંદ્ર પાસે જઇને બેઠો.

આ પ્રસંગ એવો બન્યો કે બંનેનાં દિલ એક બીજા તરફ ખેંચાઈ રહ્યાં. મળવાની તીવ્ર ઇચ્છા થઈ. પણ વડીલો નવીનચંદ્રને વિંટાયેલા હોવાથી તેમજ તેની નવપરણિત સ્ત્રી સુશીલા લજ્જા ભરેલી હોવાથી ક્યાંથી મળવાની તક મળે ?

ડૉકટર થોડા વખત પછી નર્સને સૂચનાઓ આપી ત્યાંથી ચાલતો થયો. એજ સ્થિતિમાં રાત પડી. જોવા આવનાર પોતપોતાને ત્યાં વેરાઈ ગયાં. સુશીલા બરાબર સાવધ સ્થિતિમાં આવી જોડેના ઓરડામાં આવીને બેઠી અને બાઈ નોકર પાસે નર્સને બોલાવી ખાનગીમાં કહ્યું "તેમની સાથે મારે વાતચીત કરવી છે માટે તેવી તક તમે ન મેળવી આપો ? તમે કંઇ બ્હાનું શોધી કાઢો તો અમે બે છેવટને માટે મળી લઇએ" એમ કહી રડી પડી. નર્સની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. પણ તેણે હીંમત આપી જણાવ્યું "બાઈ સાહેબ! તમે જરા પણ ગભરાશો નહીં. દિવસ લંબાયા છે એટલે જરૂર સારૂં થઈ જશે. જરાપણ ગંભીર સ્થિતિ સમજશો નહીં. મેળવવાની યુક્તિ સાધું છું, પણ તમે ધીરજ રાખી છાતી કઠણ કરી વાત કરજો. તેમના હૃદયને ધક્કો લાગવા દેશો નહીં. જરા પણ મોં મેલું કરશો નહીં અને આંસુ ટપકવા દેશો નહીં. નહીં તો ઉલટું તેમનું હૃદય નબળું પડી જશે. તમે ધીરજ રાખી બેસો. હું યુક્તિ રચું છું." આમ વાત કરી નર્સ પાછી નવીનચંદ્રની પાસે આવીને બેઠી.

નર્સને આવીને બેસતાં દેખી નવીનચંદ્રે પુછ્યું "ક્યાં જઇ આવ્યાં ? મેં તમને હમણાં બોલાવ્યાં હતાં."

નર્સ—"હું અંદર બાઇ સાહેબની પાસે જઇ આવી."

"હવે તો તેમની તબીઅત તદન સારી થઇ ગઇ છે ને ?" એમ કહી નર્સની તરફ મોં ફેરવી નવીનચંદ્ર શાંત પડી રહ્યો.

નર્સ—"હવે તેમને તદ્દન સારૂં છે અને તમારી પ્રકૃતિ પણ સુધારા ઉપર છે."

પછી નર્સે પાસે બેઠેલા માણસોને યુક્તિપૂર્વક વિવેકમર્યાદાથી જણાવ્યું "તમે પેલા બાજુના ઓરડામાં સુઇ જાઓ. હું એકલી બેઠી છું. હમણાં કોઇની જરૂર નથી." એમ સૂચના કરી બીજાંઓને ઓરડામાં સુવાને મોકલ્યાં અને બારણાં બંધ કર્યાં. પછી નર્સે ધીમે રહી નવીનચંદ્રને પુછ્યું, "ભાઇ ! અત્યારે તમને કેમ લાગે છે ?"

નવીનચંદ્ર—"છે તેમ ને તેમ લાગે છે પણ તેની મને ચિંતા થાય છે તેથી ચેન પડતું નથી."

નર્સ—"તેમને સારૂં છે. હું તમારી પાસે તેમને લાવું ?"

નવીનચંદ્ર—"પણ તે શી રીતે આવી શકશે ?"

નર્સ—"તે ગોઠવણ હું કરીશ. અત્યારે આપણા ઓરડામાં કોઇ નથી. કહો તો તેમને બોલાવી લાવું, તે પણ મળવાને આતૂર છે."

નવીનચંદ્ર—"જાઓ બોલાવી લાવો."

નર્સ ઉઠીને સુશીલાને બોલાવી લાવી અને પોતે દૂર ખશી ગઈ. સુશીલા બિછાનાની પાસે આવીને બેઠી. એક બીજાની દૃષ્ટિ ભેગી થઇ. સુશીલાએ પોતાની છાતી ઉપર પથરો મુકી હૃદયને કઠોર બનાવી "આરામ થશે" એટલા શબ્દો બોલી કપાળે હાથ ફેરવ્યો. નવીનચંદ્રે પોતાના હાથ વડે કપાળેથી સુશીલાનો કોમળ હાથ પોતાના મુખ સુધી નીચો ઉતારી છુપું મંદ ચુંબન કરી લીધું. બદલામાં સુશીલા નવીનચંદ્રનો હાથ પોતાના હાથમાં લઇ હાથવતી પંપાળવા લાગી. નવીનચંદ્રની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં; સુશીલાએ પોતાના રૂમાલવતી આંખો સાફ કરી અને હીંમત રાખી દિલાસો આપવા લાગી "આમ ન કરો, તમને હવે જરૂર મટી જશે. ડૉકટર પણ કહેતા હતા કે હવે રોગ કમી થવા લાગ્યો છે. માટે હીંમત રાખો. પ્રભુ સારૂં કરશે."

નવીનચંદ્ર—"હું પણ તેજ ઇચ્છું છું પણ ડૉકટર મારો રોગ કળી શકયા નથી. મને શારીરિક વ્યાધિ કરતાં માનસિક વ્યાધિ વધારે

થયેલો છે. જ્યાં સુધી માનસિક વ્યાધિની દવા નહીં થાય ત્યાં સુધી મારો રોગ દૂર થવાનો નથી."

સુશીલા—"તમારો જે માનસિક વ્યાધિ હોય તે મને કહો. મારાથી પડદો રાખવાનું કારણ નથી."

નવીનચંદ્ર—"કહું તો સૌ મને વ્હેમી કહી ગાંડામાં કુટી મારે તે ખાતર કહેતો નથી. ડૉકટરના માનવામાં તે વાત કદી નજ આવે. દરેક દવા છે પણ વ્હેમની દવા નથી. તેથી કહેવાથી શું ફાયદો ?"

સુશીલા—"પણ કહેવાથી શું બગડે તેમ છે ?"

નવીનચંદ્ર—"જો સાંભળ, મને ગાંડો બનાવીશ નહીં. પેલી માથું કુટીને મરણ પામેલી ડોશીનું હાડપિંજર મારા મનમાંથી ખસતું જ નથી, વારંવાર દૃષ્ટિ આગળ આવે છે. તે સાથે પેલી બે બાઇઓનું છાતીફાટ રૂદન, તેમની હાયપીટ, વારંવાર સ્મરણમાં ચડે છે. મને તેમના હૃદયના નિશાસાના છાંટા ઉડેલા છે. જો તેમનું હૃદય મારા પ્રત્યે નિર્મળ થઇ ખૂબ આશીષ આપે તો તે ભયંકર સ્મરણ દૂર થાય. આ વાત ડૉકટરને કહું તો મને મૂર્ખ બનાવે એટલે મનમાં સમજીને રહેલો છું. બંને બાઇઓને અને પેલા ડોશીના છોકરાને તેઓ પૂર્ણ સંતોષ પામે તેટલા રૂપીઆની બક્ષીસ મારા પિતાશ્રી તેમના હાથે આપે અને તેઓ મને આશીર્વાદ આપે તો મારો વ્હેમ નીકળી જાય. આ સંબંધી તને યોગ્ય લાગે તે પ્રમાણે તજવીજ કર."

સુશીલા—"અહો ! આમાં શું ? હું ખાનગી રીતે મારી સાસુને વાત કરી જરૂર ગોઠવણ કરાવું. તે ત્રણેના આશીર્વાદની વૃષ્ટિ તમારા ઉપર વરસાવું."

નવીનચંદ્ર—"આ વાત મારી બાને કરવાનો વિચાર થયો હતો પણ બોલી શકયો નહોતો. તારી સાથે અચાનક વાત કરવાનો પ્રસંગ મળી આવ્યો એટલે મારા હૃદયનો ઉભરો તારી આગળ કાઢયો છે. ભલે લોકો મને વ્હેમી, ઘહેલો કે ગમે તેવો કહે પણ મારા વાંચવામાં આવ્યું છે કે मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः મનુષ્યના

બંધન અને મોક્ષનું કારણ માત્ર મન છે. વ્હાલી સુશીલા! મારૂં ભ્રમિત થયેલું મન એજ મારો રોગ છે. તેને ઠેકાણે લાવવા મેં તને મારા હૃદયના વ્હેમની છુપી વાત જણાવી છે. તેજ દવાથી મારો રોગ મટી જશે એમ મારૂં મન કબુલ કરે છે. માટે સુશીલા! વ્હાલી સુશીલા! તું તે દવાની તજવીજમાં રહેજે."

સુશીલા—"હું અત્યારથીજ તેની તજવીજ કરૂં છું. તમે હવે મનમાંથી તે વિચાર કાઢી નાખો, બનશે તો કાલે સવારેજ ત્રણે જણને તમારી પાસે લાવવામાં આવશે. હવે નિરાંતે સુઇ જાઓ" એમ સંતોષ આપી સુશીલા ત્યાંથી ખશી કે નર્સ આવીને જોડે બેઠી. સુશીલાના શરીરમાં નવું ચેતન આવેલું જણાયું. મુખ ઉપરથી શોકનું આવરણ ખસવા લાગ્યું. સાસુ અને જેઠાણીની પાસે જઈ તેમને એકાંતમાં તે હેવાલ કહ્યો. હરકોરબાઇએ લાલભાઇને વાત કરી અને મોટર તૈયાર કરાવી તે તથા મોટા છોકરા બાલાભાઇને સાથે લઇ મીલના મેનેજરને ત્યાં જઇ પેલાં ત્રણે જણને મળ્યાં. વાત સમજાવી અને બીજા દિવસે સવારે બંગલે આવવાનું નક્કી કર્યું. કોઈ પણ ઉપાયે નવીનચંદ્રને સારૂં થાય છે એ દરેકનું ધ્યેય હતું.

બીજા દિવસનું પ્રભાત થયું કે તરતજ નવીનચંદ્રે નર્સને પુછ્યું. "બાઇને કહો કે રાત્રે જે વાત કરી હતી તેનું શું થયું?"

તરતજ પુછી આવી નર્સે જવાબ આપ્યો "તેમને મોટર તેડવા ગઇ છે. હમણાં આવતાં હશે."

થોડીવાર થઇ કે કેદારમલ અને તેની સ્ત્રી, જેસીંગલાલ અને તેની સ્ત્રી તથા ડોશીનો છોકરો ચંદુલાલ એમ પાંચે માણસોને લઇ મેનેજર બંગલાના પાછલા રસ્તે થઇ ત્યાં આવી પહોંચ્યો.

હરકોરબાઇએ કરેલી ગોઠવણ પ્રમાણે નવીનચંદ્રના ઓરડામાં બેઠેલાં માણસોને બહાર કાઢી પેલાં પાંચે જણને અંદર બોલાવવામાં આવ્યાં. શેત્રંજી ઉપર તેઓ બેઠાં. લાલભાઇ બિછાનાની સામે એક કૉચ ઉપર બેઠા.

નવીનચંદ્ર તેમની સામું જોઇ કહેવા લાગ્યો, "બાપુજી! મારા મનનો વ્હેમ દૂર કરવા તમને તસ્દી આપી છે માટે ખોટું લગાડશો નહીં. આ ત્રણેને તમે પરાણે દીક્ષા અપાવી તેથી તેમના કુટુંબના હૃદયના નિશાસાનું પરિણામ આપણે ભોગવી રહ્યા છીએ. માટે તેમને તમે ખુશ કરો જેથી તે મને એવી આશીષ આપે કે તેમના નિશાસાની ઉષ્ણ જ્વાળાઓ શાંત થઇ મારા હૃદયમાં શાંતિ ફેલાવે,"

લાલભાઇએ જવાબ આપ્યો, "ભાઇ તેં મને કાલે જે શબ્દો કહ્યા હતા ત્યારથી હું સમજ્યો હતો કે તને માનસિક દુઃખ થયેલું છે. પણ તે દુઃખની દવા તો તારા શીવાય બીજો કોણ જાણી શકે? એટલો પ્રભુનો ઉપકાર કે તે વાત મારા જાણવામાં આવી કે તરત તેનો ઉપાય થયો. જો ભાઇ! તારી ઇચ્છા પ્રમાણે તેમને સંતોષ થાય તેમ સોનાના દાગીના અને રૂપીઆની નોટો, ત્રણ નાની રૂપાની દાબડીમાં મુકી ભેટ તરીકે ત્રણેને આપવા માટે લાવ્યો છું. તે તારા હાથે દરેકને આપ." એમ કહી હરકોરબાઇના હાથમાં તે દાગીનાની દાબડીઓ મુકી.

હરકોરબાઇએ એક દાબડી બિછાના ઉપર મુકી કે નવીનચંદ્રે ધીમે રહી હાથમાં લઇ કેદારમલની સ્ત્રીને આપી, બીજી મુકી કે તે તેણે જેસીંગલાલની સ્ત્રીને આપી અને ત્રીજી મુકી કે ડોશીના છોકરા ચંદુલાલને આપી તે સાથે નવીનચંદ્રે જણાવ્યું. "ભાઇ ચંદુલાલ! આ દાગીના પહેરનાર કન્યા તમારા માટે મારા પિતાશ્રી શોધી કાઢી તમને પરણાવશે અને તેનું ખરચ તે માંડી વાળશે."

આ પ્રમાણે બક્ષીસ મળવાથી જેસીંગલાલની સ્ત્રી જે જરા બોલવામાં કુશળ હતી તે બોલી "નવીનચંદ્રભાઇ! અમે તો તમારો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે કારણ કે તમારૂં લગ્ન દીક્ષાની સંધીમાંજ થવાથી અમારો પોકાર જાહેરમાં આવ્યો અને અમારો ગૃહસ્થાશ્રમ મંડાયો. નહીં તો જેમ બીજાનાં ઘર ભાગ્યાં છે તેવી અમારી દશા થાત, તેથી અમે તમારા લગ્નને તો આશી-

વાંદ રૂપ સમજીએ છીએ. અને તમને આશીષ આપીએ છીએ કે તમે દીર્ઘાયુષી અને એકના અનેક થાઓ."

તે પછી ચંદુલાલ હસતા મુખે કહેવા લાગ્યો "નવીનચંદ્રભાઇ! મારી ડોશી મરી ગઈ છે પણ તે પોતાનું નામ અમર કરતી ગઇ છે. તેના બનાવથી સાધુઓ બીજી માતાઓના મારા જેવા એકલા દીકરાને દીક્ષા આપતાં વિચાર કરશે. માટે એ બનેલા બનાવથી સામાજિક લાભ વધારે થયેલો છે. તમારા લગ્નનો પ્રસંગ ન હોત તો આચાર્ય સૂર્યવિજયની દીક્ષાજાળમાં અમે સપડાયેલા હોત. ડુંગરા દૂરથીજ રળીઆમણા છે. તે તો ચેલા મુંડવામાં તેમનો આચાર ખુંટીએ મુકી દે છે. અમને રાત્રે સંતાડનાર પણ તેજ હતા. સારૂં થયું કે તમારૂં લગ્ન થયું અને અમે છુટયા તેથી અમે તમારો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે, તમે જલ્દી માંદગીના બિછાનેથી ઉભા થાઓ, અયોગ્ય દીક્ષા અટકાવવા ભાગ્યશાળી થાઓ અને લાંબુ આયુષ ભોગવી અમારા જેવાના આશીર્વાદ મેળવો."

એમ આશીર્વાદ આપી સંતોષ બતાવી તેઓ પાંચે જણ ઉઠીને બહાર ગયાં અને પ્રસન્ન મુખે તેઓ મેનેજરની સાથે પોતપોતાને ત્યાં ગયાં. મનોવાંચ્છના પૂર્ણ થવાથી નવીનચંદ્રને ઘણોજ સંતોષ અને આનંદ થયો.

તેમના ગયા પછી નવીનચંદ્રે તેની માતુશ્રી હરકોરબાઇને પુછયું "બા, મેં એવું સાંભળ્યું છે કે બાપુજીએ આચાર્ય સૂર્યવિજયમહારાજને એકસો આઠ ચેલા પૂરા કરી આપવાની પ્રતિજ્ઞા લીધી છે. જ્યાં સુધી તે પૂરા ન કરી આપે ત્યાં સુધી પાન ખાવું નહીં.એવી બાધા લીધી છે એ વાત ખરી છે? ખરી હોય તો કહેવું પડશે કે આવી બાધાઓ લઇને બીજા કેટલાના નિશાસા લેવા છે? એકના નિશાસાનું ગંભીર પરિણામ તો તમે જોઈ રહ્યાં છો."

લાલભાઈએ એ શબ્દો સાંભળી પોતે જવાબ આપ્યો "ભાઈ! તે બાધા તો તારા ઉદ્દગારો સાંભળી ગઇ કાલેજ મુકી દીધી છે અને

પાન ખાવું શરૂ કર્યું છે. તારા અંતરના ઉદ્‌ગારોએ મારા હૃદય ઉપર સજડ છાપ પાડી છે. તારા બળાપાની ઉષ્ણ જ્વાળાએ મારા ખોટા ખ્યાલોને બાળી ભસ્મિભૂત કરી દીધા છે. ચેલા મુંડવાની ઘેલછાવાળા પ્રપંચી દગાખોર સાધુઓએ બંધાવેલા અંધશ્રદ્ધાના પાટા હવે છુટી ગયા છે. ભાઈ નવીન ! તેંજ મને દેખતો કર્યો છે. મારી અંધશ્રધ્ધાનો સાધુઓએ દુરૂપયોગ કરી મને જૈનઆલમમાં હલકો પાડી ખરાબ કર્યો.મેં તો હવે હૃદયપૂર્વક એવો નિશ્ચય કર્યો છે કે અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજમાં જોડાઇ તેમના કાર્યવાહકોને તનમન અને ધનથી મદદ કરવી. હવે ખરેખર મને પસ્તાવો થાય છે. પ્રસંગ આવશે તો હું સૂર્યવિજયની સખ્ત ઝાટકણી કાઢવાનો છું. તે પણ જાણશે કે મારો ભક્ત મળ્યો હતો. હશે, જે બનવા કાળ હોય તે કોણ મિથ્યા કરે ? ભાઈ નવીન ! હવે તું તારી ચિંતા છોડી દે અને પ્રસન્ન મુખે રહે એ જોવાને ઇચ્છું છું."

આથી નવીનચંદ્રને ઘણોજ આનંદ થયો. વારંવાર ભયંકર થતા વિચારો ભુસાઈ ગયા, નિશાસાની મન ઉપર થયેલી અસર નાશ પામી અને શરીરમાં નવું નૂર પ્રકટ થયું. વળી તેની પત્નીની સાથે વાતચીત કરવાની થોડી ઘણી છુટ મળવાથી શારીરિક સુધારાને પુષ્ટિ મળતી ગઇ. અને શારીરિક આરામની સાથે દિલના આરામને પણ ઉત્તેજન મળ્યું. આથી આગળ વધતું દરદ અટક્યું. તેથી જે નિરાશાનું વાદળ ઘેરાઇ રહ્યું હતું તેમાં આશાનાં કિરણો પ્રકાશ મારવા લાગ્યાં. "કઇ લાખો નિરાશામાં અમરઆશા છુપાઈ છે" એનો અનુભવ થવા લાગ્યો.શેઠ લાલભાઇ કે જેમના મોંઢા ઉપર ગ્લાનિ છવાઈ રહી હતી તેમાં જરા જરા ઘટાડો થતો ગયો. દિવસે દિવસે ડૅાકટરને પણ સારી આશા બંધાઈ અને જાહેર કર્યું કે "ધીરો પણ સંગીન સુધારો થતો જાય છે." આ પ્રમાણે નવીનચંદ્રની તબીઅત સુધરતી હોવાથી ઘરમાં સૌની ચિંતા દૂર થઈ અને ઘર કામ તરફ ધ્યાન આપવા લાગ્યાં. લાલભાઇ પણ અવારનવાર મીલમાં જવા લાગ્યા.

---

# પ્રકરણ ૨ જું.

## લાલભાઈને ત્યાં ભારતીકુમાર. છાપામાં એક બાળાનો હૃદયભેદક હેવાલ. જયંતીલાલની ધરપકડ.

(હરિગીત)

કોટી ઉપાયો આદર્યાથી કામ જે ન સધાય છે,
નિમિત્ત જો આવી રહ્યું તો કામ પૂરૂં થાય છે;
કોણે કર્યું, શાથી થયું, પરિણામથી જોવાય છે,
પણ કોઇ આગળથી કહેનારા નહીં દેખાય છે. —લેખક.

નવીનચંદ્રની ગંભીર માંદગીની વાત વિશેષ જાહેરમાં આવવાથી લાલભાઈ શેઠને ત્યાં વિવેકની ખાતર તબીઅતના સમાચાર પુછવા રા. બ. ભારતીકુમાર તથા તેમને ત્યાં ભદ્રાપુરીથી આવેલા રસિકલાલ તથા ચંદ્રકુમાર સવારના નવ વાગતાના શુમારે ગયા.

ભારતીકુમાર તો ગંભીર માંદગી સમજીને ગયેલા પરંતુ બારણામાં પેસતાંજ લાલભાઇના મુખેથી સારા સુધારાના સમાચાર સાંભળી ખુશાલી પ્રદર્શિત કરવા લાગ્યા. રસિકલાલને જોઇ લાલભાઇએ કહ્યું "જુનો સંબંધ તોડી નવો સંબંધ બાંધેલો જણાય છે." રસિકલાલે જવાબ આપ્યો "જેવો તમે ભદ્રાપુરીમાં ધરમચંદને ત્યાં નવો સંબંધ બાંધ્યો તેવો અમારે અહીંઆં બાંધવોજ પડે એમાં શી નવાઇ ?"

ભારતીકુમારે આવા પ્રસંગે વાદવિવાદ ટુંકો કરવા સમાધાન કરતાં જણાવ્યું "રસિકલાલ દલીલની ખાતર ગમે તે કહે પરંતુ ખરી હકીકત એવી છે કે નવીનચંદ્રની માંદગીને લીધે આપને ત્યાં મુકામ કરવાનો વિચાર માંડી વાળ્યો, ગઈ કાલે બંને આવેલા છે. કાલે રાત્રે એવું સાંભળ્યું કે ભાઈની તબીઅત વધારે નરમ છે તેથી અત્યારે સમાચાર પુછવા આવ્યા. તમારા કહેવા પ્રમાણે વળતું પાણી થવા લાગ્યું છે એટલે હવે થોડા દિવસમાં મટી જશે." લાલભાઈએ પ્રસન્ન મુખે જણાવ્યું

"હવે તો તે પથારીમાંથી ઉઠી બે ચાર આંટા મારી શકે છે. પ્રભુએ આફત દૂર કરી."

એટલામાં એક માણસ "કનકનગર સમાચાર" છાપું બારણા આગળ નાખીને ચાલતો થયો. નોકરે છાપું લાવી ટેબલ ઉપર મુકયું કે ભારતીકુમાર હાથમાં લઇ વાંચવા લાગ્યો. બીજું પાનું ઉઘાડતાંજ મોટા અક્ષરે "જૈનોના સાધુએ આપેલી અવિચારી બાધાનું ગંભીર પરિણામ" એવું મથાળું વાંચવામાં આવ્યું કે તે બોલ્યો "આજે કોઇ સાધુઓના વર્તનનો મોટો ભવાડો પાછો છાપામાં ઝળકયો છે."

લાલભાઇએ ઇન્તેજારી બતાવી આગ્રહપૂર્વક કહ્યું "વાંચો, હવે તો હું બદલાઈ ગયો છું, દીક્ષારક્ષક સમાજનો સભાસદ મટી તમારા અયોગ્ય દીક્ષાપ્રતિબંધક સમાજનો સભાસદ થવા માગું છું."

રસિકલાલે આશ્ચર્ય પામી હશીને કહ્યું "તમે વળી કયારથી તમારા મક્કમ વિચારો બદલી નાખ્યા?"

લાલભાઇએ ગંભીરપણે જવાબ આપ્યો "વાર્યું ન કરે તે હાર્યું કરે, સંયોગોએ મને બરાબર શીખામણ આપી. આચાર્ય ઉપર રાજીનામું મોકલે ત્રણ ચાર દિવસ પણ થઇ ગયા. હવે તો મને તમારા પક્ષનો ગણી તમારે જે મદદ જોઇતી હોય તે મને જણાવવી."

ભારતીકુમારે આનંદના ઉદ્‌ગાર કાઢતાં જણાવ્યું "અમને ઘેરથી નીકળતાં ઘણાજ સારા શકુન થયેલા. નવીનચંદ્રની તબીઅતના પણ ઘણા સારા સમાચાર સાંભળ્યા અને તમારા વિચારોમાં પણ આવું સારૂં પરિવર્તન થયેલું જાણ્યું."

આ પ્રમાણે થતી વાતચીત થોડી ઘણી નવીનચંદ્રે પોતાના હૉલમાં સાંભળી તેથી તેને ત્યાં આવવાની ઇન્તેજારી થવાથી બાપુને કહેવરાવ્યું કે "ત્યાં આવવાની મને ઇચ્છા થઇ છે માટે આવું?" બાપુજીએ હકારમાં જવાબ આપવાથી નવીનચંદ્ર ધીમે ધીમે ચાલતો હસતા મુખે ત્યાં આવ્યો અને સૌને નમસ્કાર કરી બાજુમાં મુકેલી આરામખુરશી ઉપર બેઠો. આ પ્રમાણે સુધરેલી તબીઅત જોઇ ભારતીકુમારે સંતોષ બતાવ્યો.

પછી ધીમા અવાજે નવીનચંદ્ર બોલ્યો "તમારી ચાલતી વાતો કેમ બંધ કરી? હવે તો મારા પિતાશ્રીએ તમારા પક્ષમાં આવી તમને મદદ કરવાનો દૃઢ નિશ્ચય કરેલો છે. છાપામાં શું ભવાડા આવ્યા છે તે હું સાંભળવા માગું છું. તે જાણવાથી આપણી ભૂલો સુધારવાને તક મળે છે."

"ભાઇ નવીનચંદ્ર! તમારા પિતાશ્રીએ તેજ હકીકત અમને કહી સંભળાવી. રાજીનામું મોકલી આપ્યાના સમાચાર પણ કહ્યા. અમને તો ઘણોજ આનંદ થયો છે." એમ કહી નવીનચંદ્રની ઇચ્છાનુસાર આવેલો લેખ ભારતીકુમાર વાંચવા લાગ્યો—

**જૈનોના સાધુએ આપેલી અવિચારી બાધાનું પરિણામ.**

**શશીકાંતની સગર્ભા સ્ત્રીએ ખાધેલો ફાંસો.**

**તેના હાથની હૃદયભેદક દિલ ચોંકાવનાર ચીઠ્ઠી.**

**પ્રભુઈચ્છાએ બચવાનો સંભવ.**

ગાંધારી ગામથી એક ખબરપત્રી મુદ્દામ માણસ મોકલી વાચકોની જાણ માટે ભાદરવા વદ ૮ ના પત્રથી અમને લખી જણાવે છે કે ગાંધારીના રહીશ શા. શશીકાંત સુખલાલ પોતાની વીસ વરસની યુવાન પત્ની બાઈ પ્રભાવતીને તથા તેની વૃદ્ધ માતાને તરછોડી, નિરાધાર અવસ્થામાં મુકી આચાર્ય સૂર્યવિજયના શિષ્ય શુદ્ધિવિજયની શીખવણીથી છુપી રીતે ગાંધારી ગામથી માલીકા નાસી ગયો હતો અને ત્યાં તેને ફાગણ વદ ૧૨ના રોજ છુપી રીતે સાધુઓએ દીક્ષા આપી હતી. ખબર પડવાથી તેની સ્ત્રી તથા મા તેમનાં સગાં વહાલાંને લઈ માલીકા ગયાં હતાં પણ શશીકાંતને દેખાડયો નહોતો. ઉલટ આચાર્યના પક્ષમાં રહી કેટલાક ધર્મઘહેલા શ્રાવકોએ તે રોતી બાઇઓ પ્રત્યે ઘણો તિરસ્કાર બતાવી ગાળો દીધી હતી. સાધુઓ વિહાર કરી ચાલતા થયા હતા. શશીકાંતને એવો સંતાડેલો છે કે હજુ તે કયાં છે તેની ખબર પડતી નથી.

આ શશીકાંતને તેનું વર્તન જોયા શીવાય સાધુએ કારતક સુદ ૧૫ના દિવસે વગર વિચારે ચોથા વ્રતની બાધા આપી હતી, પરંતુ ફાગણ વદ ૧૨ ના રોજ દીક્ષા લીધા પછી ત્રણ ચાર માસ થયા કે પ્રભાવતીને ગર્ભ રહ્યાનાં ચિન્હ દૃષ્ટિગોચર થવા લાગ્યાં અને લોકો ગમે તેમ બોલવા લાગ્યાં. તેમાં

વળી અયોગ્ય દીક્ષાના હીમાયતીઓ અને સૂર્યવિજય આચાર્યના ભકતો એવું નીચ બોલવા લાગ્યા કે 'તે રાંડ તો મૂળથીજ સડેલી હતી, છીનાળાં કરતી, અને ધણીને મારી નાખવાની પેરવીમાં હતી. તેથી ધણી તેનાથી કંટાળ્યો અને વૈરાગ્ય પ્રાપ્ત થયો, તેથી તેણે દીક્ષા લીધી.' આવી ઉડતી વાતો બાઇના જાણવામાં આવી કે તેણે બીલકુલ ઘરની બહાર જવું કે કોઈને મોં દેખાડવું બંધ કર્યું હતું. ઘરમાં બેઠી બેઠી રડયા કરતી, પીયરમાં માબાપ ભાઈ કે બેન કોઈ જ નહોતું. ડોશીના ઉપર દર માસે રૂપીઆ વીસનો મનીઓરડર એક જાણીતા ગૃહસ્થ તરફથી આવતો હતો તે પણ બંધ થયો. લોકોની આવી વાતોથી પ્રભાવતી મનમાં ઘણીજ મુંઝાતી હતી. ગયા ભાદરવા વદ ૮ ના રોજ સવારે ડોશી કાંઇ કારણસર ઘરના મેડા પર ગઈ તો પ્રભાવતીને એક દોરડામાં લટકતી જોઈ. આથી ડોશીએ બારી આગળ આવી ખૂબ બુમો પાડી, લોકો આવી પહોંચ્યા અને દોરડું કાપી નાખ્યું. સદ્દભાગ્યે દોરડાનો પાસો જેવો જોઈએ તેવો બેઠેલો નહીં હોવાથી પૂરેપૂરી ગુંગળાઈ ગઈ નહોતી, તેને પથારીમાં સુવાડી. જેવું જોઇએ તેવું ભાન નહોતું, ડૉકટર નહીં હોવાથી દેશી વૈદ્યને બોલાવી દવાના ઉપચાર શરૂ કર્યાં, વાત ગામમાં ફેલાઈ એટલે થાણામાંથી પોલીસ આવી અને પંચક્યાસ શરૂ થયો. બાઈના શરીરનો તપાસ કરતાં તેના હાથે બાંધેલી એક ચીઠ્ઠી મળી આવી. પોલીસપટેલે ચીઠ્ઠી છોડી અને એકઠા મળેલા લોકોની સમક્ષ વાંચવા લાગ્યો—

## (હાથે બાંધેલી ચીઠ્ઠી).

મારા ઉપર લોકોએ ખોટું આળ નાખવાથી હું ફાંસો ખાઈ મરણ પામું છું. લોકોએ મારા ધણીના વર્તનનો તપાસ કર્યો હોત તો મારી આ દશા ન થાત. કારતક સુદ ૧૫ ના રોજ સાધુએ મારા ધણીને ચોથા વ્રતની બાધા આપેલી પણ તેમને દીક્ષા આપવામાં આવી ત્યાં સુધી તે વ્રતની બાધા તેમણે ઘણી વખત ભાગેલી. મેં તેમને કહેલું કે "પાપ નહીં લાગે?" ત્યારે મને જવાબ આપતા કે "મહારાજ પાસે આલવણ લઈશ એટલે પાપમાંથી છુટી જઈશ." આવી તેમની રીતભાત મારા સ્વાર્થની હતી કારણકે તેમને માયા લગાડી દીક્ષાની ઇચ્છાને છોડાવવા મારો પ્રયત્ન હતો. ફાગણ સુદ ૧ ના દિવસે હું ન્હાઈ હતી તેમણે ફાગણ વદ ૧૨ ના રોજ દીક્ષા લીધી તે દરમ્યાન તે રોજ ઘેરે જમવા આવતા હતા ત્યારે આજ મેડા ઉપર કે જ્યાં હું અત્યારે મરવા તૈયાર થઈ છું ત્યાં

તે શું કરતા હતા તે તેમને પુછો. તેમના કૃત્યોની શિક્ષા મારે ભોગવવી પડે છે. હું આ વાત કોના આગળ કરી શકું ? જેમ જેમ વાત ચર્ચાવા લાગી તેમ તેમ મને જીંદગી ઉપરથી કંટાળો આવ્યો. તેવામાં મારી સાસુ ઉપર દર માસે રૂપીઆ વીસનો મનીઓરડર ભદ્રાપુરીના શેઠ ઉદયચંદ કરમચંદ તરફથી આવતો હતો તે નહીં આવતાં તેમના તરફથી એક પત્ર આવ્યો. સાસુએ મને વાંચવા આપ્યો તેમાં સાફ જણાવી દીધેલું કે "હવેથી રૂપીઆ મોકલવામાં આવશે નહીં કારણ કે તમારા છોકરાની વહુ વંઠી ગઈ છે. સાંભળ્યું છે કે તેને ૫-૬ માસ થયા છે. કારતક સુદ ૧૫ ના રોજ ચોથા વ્રતની બાધા લીધા પછી આ વાત શી રીતે બની શકે તેનો વિચાર કરો ! આવી વ્યભિચારી સ્ત્રીઓને અમે ઉત્તેજન આપતા નથી. માટે હવે પૈસાની આશા રાખશો નહીં. જાઓ તમારૂં કાળું કરો." આવા સમાચાર વાંચી હૃદય ઘણું ભરાઇ આવ્યું. મારી સાસુ પણ શંકામાં પડયાં પણ મને કાંઈ બોલ્યાં નહીં. મને ઘણોજ ક્રોધ ચડી આવ્યો અને મારો બચાવ કરવાનું એક પણ સાધન નહીં મળવાથી મને એમ લાગ્યું કે પ્રાણ ત્યાગ કરૂં તો આ ફજેતીમાંથી મુક્ત થાઉં. આવા નિશ્ચયથી હું ફાંસો ખાઈ મરણ પામું છું. ઉદયચંદનો આવેલો કાગળ આ સાથે રાખ્યો છે. છેવટે સાધુઓ અને તેમના ભકતોને મારી વિનંતી છે કે મારા જેવી નિર્દોષ બાળાઓના જીવ ન લો. ભાદરવા વદ ૮.

લી. દુનિયાનું શરણ છોડી પ્રભુના શરણે જતી **પ્રભાવતી.**

આ પ્રમાણે ચીઠ્ઠીની હકીકત સાંભળી સર્વની આંખમાં પાણી ભરાયું. પ્રભાવતી પ્રત્યે સૌને લાગણી થઈ આવી. દવાના ઉપચારો ચાલવા છતાં પણ તે બરાબર શુદ્ધિમાં આવી નહીં. બોલાવે તો હાં કહે, જરા આંખ મેળવે, પણ ઉત્તર આપી શકતી નહોતી. પોલીસ પંચકયાસ કરી ચાલતી થઈ. લોકોમાં આ વાત ફેલાઈ અને વાતાવરણ બદલાઈ ગયું. લોકો કહેવા લાગ્યા કે "શશીકાંત તો એવો ઉદ્ધત હતો કે દીક્ષા લીધી ત્યાં સુધી ઘણી વખત રાત્રે ખાતો, બીડીઓ ફુંકતો, કંદમૂળ વાપરતો અને બધુંએ કરતો. સાધુઓ વગર સમજણનું કામ કરી આવી નિર્દોષ બૈરીઓના જીવ લેવા બેઠા છે. સાધુઓએ તો શું ધાર્યું છે ?" આવા ઉદ્ગારો આખો દિવસ મારા સાંભળવામાં આવ્યા. આ હેવાલ મોકલું છું ત્યાં સુધી બાઈ હજુ જીવતી છે પણ સ્થિતિ ભયંકર જેવી છે તેથી કાલે શું બનશે તે કહેવાય નહીં. જો શહેરમાં હોત તો સારા ડોકટરની દવાના ઉપચારનો લાભ મળી શકત. પ્રભુઈચ્છા.

આ સંબંધી અમારા તપાસમાં પણ ભરોંસાપાત્ર માણસો પાસેથી હકીકત મળી છે કે તેણે ચોથા વ્રતની બાધાનો ઘણી વખત ભંગ કરેલો અને મહારાજ પાસે આલવણ લીધેલી, મહારાજ તેને એ કારણથી ઉપાશ્રયમાં સુવાડતા અને બંને વખતે જમવા માટે ઘેર જવા દેતા. બીજી બીજી બાબતોમાં પણ વર્તન સ્વચ્છંદી હતું. રીતભાત અને વર્તનની પરીક્ષા કર્યા શીવાય સાધુઓ બાધાઓ આપે તેનું કેવું ગંભીર પરિણામ આવે તેનું આ એક હૃદયદ્રાવક દૃષ્ટાંત છે. શશીકાંતને દીક્ષા અપાઈ તે પહેલાં સાધુઓ અને જૈનબંધુઓને ઉદ્દેશી એક લેખ "દીક્ષામાં દયાનું બલિદાન" એ મથાળાવાળો માહ સુદ ૧૦ ના દિવસે અત્રેથી જૈનબંધુની સહીથી આ વર્તમાન પત્ર તેમજ બીજાં વર્તમાન પત્રોમાં પ્રકટ કરેલો, પણ તે તરફ કોણ ધ્યાન આપે ? ધ્યાન નહીં આપવાથી તેને છુપી દીક્ષા અપાઇ અને તેનું આવું ગંભીર પરિણામ આવ્યું. આવી ગંભીર બેદરકારીથી સાધુસંસ્થા અને જૈનસમાજની અધોગતિ થાય છે. છેવટે પ્રભુ નિરાધાર નિર્દોષ બાળા પ્રભાવતીને આરામ પાડે એવું ઇચ્છી આ મારો લેખ પૂરો કરૂં છું."

આ લેખથી સર્વેનાં હૃદય દયાથી ભીંજાઈ ગયાં. લાલભાઇનો મોટો દીકરો બાલાભાઇ જે નવીનચંદ્રની પાસે બેઠો હતો તે બોલ્યો "બાપુજી ! ગાંધારી કાંઇ ઘણું દૂર નથી. આશરે પંદર વીસ માઇલ દૂર હશે. તે બિચારી બાઈ સારી દવાના અભાવે હેરાન થશે. માટે આપણી મીલના ડૉકટરને ત્યાં મોકલી તપાસ કરાવ્યો હોય તો બહુ ફાયદો થશે. આજે દશમ થઇ. બનાવ બને બે દિવસ થયા. તે પછી જે બન્યું હોય તે ખરૂં."

લાલભાઇએ સંમતિ આપતાં જણાવ્યું "મને એ સલાહ પસંદ પડી. ડૉકટરને બોલાવા મોકલો અને તમે જમી ડૉકટરને સાથે લઈ ગાંધારી ખબર કરી આવો. જો ત્યાં કોઇ સારવાર કરે તેમ ન હોય અને મોટરમાં લાવી શકાય તેમ હોય તો અહીંઆં લાવો. હૉસ્પીટલમાં કે આપણે ત્યાં રાખી દવા કરાવીશું."

નવીનચંદ્ર આથી ઘણોજ ખુશી થયો. તેના મુખ ઉપર આનંદ છવાઈ રહ્યો. તે બાઇ બચી જઈ જલ્દી તંદુરસ્ત થાય તેવું જોવાને તે ઘણોજ ઉત્સુક બની ગયો.

આ જોઇ ભારતીકુમારના અંતઃકરણમાં લાલભાઇ સંબંધી ઉચ્ચ અભિપ્રાય બંધાઇ ગયો. બદલાયા તે ખરેખર બદલાયેલા જણાયા, વાણીથી નહીં પણ વર્તનથી જણાઇ આવ્યા. તેમની કસોટી કરવાની પણ પહેલી તક મળી. ખરૂં હૃદય ત્યાંજ પ્રકટ થઈ આવ્યું. આમ તેમના પ્રત્યે આકર્ષાઇ ભારતીકુમારે કહ્યું "લાલભાઈ! શાબાશ છે, તમારા હૃદયની પરીક્ષા થઇ ચુકી. આવી ભલી લાગણી માટે આપના આખા કુટુંબને ધન્યવાદ ઘટે છે! આવી તમારી દયાથી ઘણી બાળાઓ તમને આશીર્વાદ દેશે. બાલાભાઇની સાથે અમારી મદદ જોઇતી હોય તો તે અમે આપવા તૈયાર છીએ. કહો તો રસિકલાલ અગર ચંદ્રકુમાર તમારી સાથે આવે."

બાલાભાઇએ જણાવ્યું "હમણાં કોઈની જરૂર નથી. હું જમી મોટર લઇને ડૉકટરને ત્યાં જાઉં છું અને ત્યાંથી અમે પરભારા ત્યાં ઉપડીશું. ડૉકટરને ટેલીફોનથી ખબર આપું છું." એમ કહી તે ટેલીફોન ઉપર ગયો. પછી આ મંડળી રજા લઇને ઉઠવા માંડી કે લાલભાઇએ કહ્યું "આજે સાંજે તમે મારે ત્યાં જમવાનું રાખો. ઘણા દિવસની ભેગી થયેલી વાતો કરીશું." ભારતીકુમાર હા ના કરવા લાગ્યો કે નવીનચંદ્રે કહ્યું "તમારા આવવાથી મને ઘણોજ આનંદ થશે." આવા તેના પ્રેમ ભર્યા શબ્દો સાંભળી સાંજે વાળુ કરવાનું નોંતરૂં સ્વીકારી ભારતીકુમાર વીગેરે પોતાને ઘેર ગયા.

બપોરના ભારતીકુમારને ત્યાં રસિકલાલને અને ચંદ્રકુમારને મળવા માટે પ્રચારસમિતિના સભ્યો આવ્યા. સાથે "કનકનગર સમાચાર" પત્રના રીપોર્ટર પણ હતા. દરેકના હાથમાં "કનકનગર સમાચાર" છાપાની પ્રત જોવામાં આવતી. શશીકાંતની સ્ત્રીના કરૂણાજનક હેવાલે ભારે ખળભળાટ મચાવી મુકયો હતો. રસિકલાલે સભ્યોને વધામણીના સમાચાર જણાવ્યા કે લાલભાઇ શેઠ આપણા પક્ષમાં આવ્યા છે અને આપણા સમાજના સભાસદ થવા માગે છે આજે તે નક્કી થશે. આપણને તેથી ઘણોજ ફાયદો થયો છે. હવે તેમની દીક્ષારક્ષક સભા

પડી ભાગવાની. તેમાંથી તેમણે રાજીનામું આપી દીધું છે. સૂર્યવિજય આચાર્ય ઉપર રવાના પણ કર્યું છે. શશીકાંતનો હેવાલ વાંચ્યા પછી લાલભાઇનો છોકરો બાલાભાઇ પોતાની મીલનો ડૉકટર લઇ ગાંધારી ઉપડી ગયો છે. જો બાઇ જીવતી હશે અને આવી શકે તેમ હશે તો તેને અત્રે લાવશે. તે કામ જો તેમણે ન ઉપાડયું હોત તો આપણે ઉપાડવાનું હતું, "

વર્તમાન પત્રના રીપોર્ટરે જણાવ્યું " આજે ગાંધારીના સમાચાર છે, તે બાઈ હજુ જીવતી છે અને બચે તેમ લાગે છે."

ભારતીકુમારે કહ્યું "ચાલો તે પણ ઠીક સમાચાર મળ્યા. પણ હવે આપણે શશીકાંતને ખોળી કાઢવો જોઇએ. તેને આ સર્વે હકીકતથી વાકેફગાર કરી આંખો ઉઘાડવી જોઇએ."

એક ગૃહસ્થે જણાવ્યું " મને ચોકસ બાતમી મળી છે કે તે વરધીનગરમાંજ છે. જો લાલભાઇ શેઠ સમજાવશે તો તે જરૂર પાછો વળશે. હેવાલમાં જેવું તેનું ચરિત્ર ચિતરેલું છે તેવોજ તે છે. સાધુપણાના આચાર પાળતો હશે કે કેમ તેની પણ મને શંકા છે. પ્રભાવતીબાઇ ઘણીજ સારી છે. હું તેને ઓળખું છું. બને તો લાલભાઇની મારફત કામ લો. જરૂર તેમાં ફત્તેહ મળશે. જેવું દવાનું કામ ઉપાડયું છે તેવું ઘર મંડાવવાનું કામ પણ ઉપડાવો."

ભારતીકુમારે જણાવ્યું "હવે તે પણ બની શકશે.તેમનાજ માણસો વરધીનગર ગામે મોકલી તપાસ કરાવું છું."

આમ જુદા જુદા માણસોને મુલાકાત આપ્યામાં અને વાતોમાં પાંચ વાગ્યા. પછી ત્રણે જણ લાલભાઈને ત્યાં જમવા ગયા.

તેઓ જમવા બેઠા. નવીનચંદ્રને જમવું નહોતું છતાં નાની ગાદી અને ટકીઓ મુકાવી સૌની જોડે બેઠો. તે આવી વાતોમાં ઘણોજ રસ લેતો હતો. સ્ત્રીઓને પડતું દુઃખ જોઇને કે સાંભળીને તેને ઘણીજ લાગણી થઈ આવતી. એવી સ્ત્રીઓને કેમ મદદ કરવી તેમાં તેનું મગજ ગુંથાવા માંડયું.

જમતાં જમતાં નવીનચંદ્રે રસિકલાલને કહ્યું "બાપુજીનું, મોટાભાઇનું તથા મારૂં એમ ત્રણ નામો અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજમાં દાખલ કરશો તથા અમારા ઘરનાં સ્ત્રીવર્ગનાં ત્રણ નામો તથા મારી બેન કલાવતીનું નામ એમ ચાર નામો ભગિનીસમાજમાં દાખલ કરવા અ. સૌ. માલતીબેનને સૂચના આપશો."

લાલભાઈ—"નવીનચંદ્રે ઠીક યાદ કર્યું. તે પ્રમાણે નોંધ કરી લેશો અને અમારા લાયક સેવા ફરમાવશો."

ભારતીકુમાર—"આજે બપોરે જાણવામાં આવ્યું છે કે પ્રભાવતીની તબીઅત સુધારા ઉપર છે. પ્રભુઇચ્છાએ તો બચી જશે. અમારી સર્વની ઇચ્છા એવી છે કે શશીકાંત ક્યાં છે તેનો પત્તો લગાડવો. કોઇ કહે છે કે વરધીનગરમાં છે. જો તે ત્યાં હોય તો ત્યાંથી અગર જ્યાં હોય ત્યાંથી તેને શોધી કાઢી આજના હેવાલથી તેને વાકેફગાર કરવો. તે સાધુપણું પાળતો હશે કે કેમ તેની પણ શંકા જેવું છે. જો સમજાવ્યાથી ઘેર પાછો આવતો હોય તો તેની સ્ત્રી અને મા ઉપર મોટો ઉપકાર થશે."

લાલભાઈ—"આપણે તેમનો તપાસ કરાવીએ. આચાર્ય સૂર્યવિજય વરધીનગરમાં ચોમાસું છે એટલે તે ત્યાં હોવાનો પાકો સંભવ છે, ત્યાં મારે એક વખત જવા વિચાર છે. તે વાત તમે મને અત્યારે ઠીક જણાવી. યોગ લાગશે તો આપણે બધા સાથે એક બે દીવસમાં વરધીનગર જઇ આવીશું."

આમ વાર્તાવિનોદમાં જમી રહી દીવાનખાનામાં આવીને બેઠા. થોડીવાર થઇ કે એક પોલીસપાર્ટી બંગલા આગળ આવી. ફોજદારે પુછયું "તમારે ત્યાં જયંતીલાલ છોટાલાલ નામનો માણસ છે?" લાલભાઇએ બારણા આગળ આવી જણાવ્યું "હા છે, શું કામ છે?"

ફોજદાર—"તેના ઉપર વૉરંટ છે અને ઘેરે જપ્તી કરવાનો હુકમ છે." વૉરંટ સાંભળી ભારતીકુમાર તરતજ બહાર આવ્યો અને શું બને છે તે જોવા લાગ્યો.

લાલભાઇ—" તેનું મકાન અહીંઆં નથી. તેની સ્ત્રી મરી જવાથી તેનો સામાન અમારા તબેલાની એક ઓરડીમાં મુકેલો છે." એમ કહી અંદરથી જયંતીલાલને બોલાવ્યો. જયંતીલાલ હાજર થયો. ફોજદારે તરતજ તેની સહી લઈ વૉરંટ બજાવ્યું અને કહ્યું " તમારો સામાન અમારે તપાસવો છે. તમારા ઉપર ભદ્રાપુરીવાળા ઉદય-ચંદની ચોરીનો આરોપ છે."

આ સાંભળી જયંતીલાલ તો ધ્રુજવા લાગ્યો. એક બલાનો પાર આવ્યો નથી તેમાં આ બીજી બલા ઉભી થઇ.

લાલભાઇ—" જયંતીલાલ ! તારો સામાન બતાવી દે, બતાવ્યા વિના છુટકો થાય તેમ છે ? "

બહારના રસ્તે જયંતીલાલ અને પોલીસવાળા તબેલાવાળી ઓરડી આગળ આવ્યા કે લાલભાઈ, રસિકલાલ, ભારતીકુમાર વીગેરે બંગલા-માંથી પરભારા ત્યાં જઈ પહોંચ્યા.

ભારતીકુમાર—"જયંતીલાલ ! ગભરાઇશ નહીં, ઓરડી ઉઘાડી તારો સામાન જે હોય તે બતાવ. જે વસ્તુ પોલીસને જોવી હશે તે જોશે. લઇ જવી ઘટશે તે લઇ જશે, પછી તે સંબંધી વકીલ રાખી જે કરવું ઘટે તે કરજે. "

જયંતીલાલે ઓરડી ઉઘાડી. પેટીઓ ઉઘાડી સામાન બતાવવા લાગ્યો. તેમાંથી એક દાભડો નીકળ્યો, દાભડામાં કેટલાક સોનાના દાગીના હતા. તે દાગીના પોલીસે કબજામાં લીધા અને કાગળો તૈયાર કરી ત્યાંથી જયંતીલાલને સાથે લઇ ફોજદાર વીગેરે પોલીસસ્ટેશને ગયા. જયંતીલાલની સાથે લાલભાઇએ પોતાનો એક વજન પડે તેવો માણસ મોકલ્યો.

આ પ્રમાણે પોલીસની ધમાલમાંથી પરવારી લાલભાઇ વીગેરે દીવાનખાનામાં આવી વાતો કરવા લાગ્યા.

ભારતીકુમાર—" આ જયંતીલાલ કોણ છે ? પેલી આપઘાત કરી બળીને મરણ પામેલી વીરબાળાનો ધણી તો નહીં ? "

લાલભાઈ—"હા તેજ."

ભારતીકુમાર—"એવો બદમાસ માણુસ તમારે ત્યાં ક્યાંથી ? તેના ઉપર તો એક ફોજદારી કેસ છે અને વળી આ બીજો ચોરીનો કેસ. જરૂર ચોરી કરી હશે."

લાલભાઇ—"તેની બૈરી વીરબાળા મરી ગઈ એટલે તેને ખાવાનું સાધન નહોતું. મારૂં કામકાજ કરે તેથી મને દયા આવી અને સામાન મુકવા ઓરડી આપી. વળી નવીનચંદ્રની તબીઅત નરમ થઈ એટલે માણુસની જરૂર પડે તેથી તેને સારવારમાં રોકયો. અમને શી માલમ પડે કે અંદરથી એ આવો બદમાસ હશે ?"

ભારતીકુમાર—વીરબાળાની મરતી વખતની જુબાની તમે નહીં વાંચી હોય. છાપામાં આવી ગઈ છે. તે વાંચવાથી ખ્યાલ આવશે કે તે કેવો બદમાસ છે. અમરાપુરની સરિતા નામની છોકરી ગુમ થઇ છે તેનો તપાસ આ ચંદ્રકુમાર અને તેમનાં પત્ની સરલા કરી આવ્યાં છતાં પત્તો લાગતો નથી. તે છોકરી ગુમ કરવામાં પણ એજ જયંતીલાલનો હાથ જણાય છે એમ વીરબાળાની જુબાનીમાંથી નીકળી આવે છે. જેને ઘેર મેનકા નામની છોકરી રાખી કુટણખાના જેવો કારભાર ચલાવી પોતાની પવિત્ર બૈરીનો પ્રાણ ગુમાવરાવ્યો, તેવો માણુસ લાલભાઇ શેઠના ઘરમાં હોઇ શકે ? આટલા બધા તમે ભોળા છો તે તો અત્યારેજ જાણ્યું."

આ વખતે તેમના ઘરનાં માણસો તે હૅાલમાં આવી ઉભાં રહ્યાં હતાં અને સાંભળતાં હતાં. ભારતીકુમારનો એકેક બોલ લાખ લાખ રૂપીઆની કીંમતનો ગણતાં હતાં. હરકોરબાઈ તો આ સાંભળી ઘણાંજ ખુશી થયાં.

લાલભાઇ—"ભારતીકુમાર ! તમારી વાત સત્ય છે. શ્રાવકનો છોકરો જાણી માત્ર દયાની ખાતરજ રાખ્યો હતો. આટલા બધા અવગુણની મને ક્યાંથી ખબર પડે ? આજે તમે મને ઠીક સૂચના આપી. સારૂં થયું કે તમારા દેખતાંજ પોલીસ આવી."

ભારતીકુમાર—"વીરબાળાની જુબાની તમને વંચાવીશ. જે બન્યું તે ખરૂં, પણ હવે ચેતતા રહેજો. તેવા માણુસ પ્રત્યે દયા બતાવવા કે રોટલો ખવરાવવા ના નથી. પણ તેવા માણસો કાયમના ઘરમાં પડી રહેવાથી આપણી આબરૂને ધોકો પહોંચે. આપણું કામ કરતા હોય તો તે ભલે કરે, પાંચ રૂપીઆ રજે તેની ફીકર નહીં, પણ જ્યાં આબરૂનો સ્વાલ આવે ત્યાં જોવું જોઇએ. આ તો ઠીક હતું કે જરા દૂર તબેલાની જોડે ઓરડી હતી. કદાચ તમારા બંગલાની ઓરડીમાં પેટીઓ પડી હોત તો તમારા ઘેર જપ્તી આવી એવુંજ કહેવાત ને? મારા આવા શબ્દોથી ખોટું લગાડશો નહીં."

હરકોરબાઇ—"તમારા શબ્દોથી જરા પણ ખોટું લાગ્યું નથી. હું તો મારૂં સદ્‌ભાગ્ય સમજું છું કે આજે તમારા જેવા ખરા હિતસ્વીનાં અને શુભેચ્છકનાં અમારા ઘેર પગલાં થયાં. આવા ખરા શબ્દો કહેનાર અમારા ઘરમાં જો કોઇ આવ્યું હોય તો તમેજ છો. જયંતીલાલને ભલે બહારનું કામ બતાવો પણ ઘરના માણસ જેવો આમ ઘરમાં પડી રહે તે સારૂં નહીં."

લાલભાઇ—"હવે તમારી સલાહ પ્રમાણે તેને ઘરમાંથી ખસતો કરીશું. આ ચોરીના બ્હાને કહેવું ફાવશે."

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તેવામાં ભારતીકુમારની સ્ત્રી કાદંબરી મોટર લઇને ભારતીકુમારને તેડવા આવી. મોટરમાં કાદંબરીને દેખી રસિકલાલે હરકોરબાઇને ઈસારો કરી જણાવ્યું "ભારતીકુમારનાં સ્ત્રી કાદંબરી આવ્યાં." હરકોરબાઇ બહાર જઇ તેમને પરાણે મોટરમાંથી ઉતારી બંગલામાં લાવ્યાં. ફરવા જવાની ઉતાવળ હોવાથી વધારે આગ્રહ નહીં કરતાં માત્ર પાનસોપારીથી સત્કાર કરી જવા રજા આપી અને તે ચારે જણ ઉઠી મોટરમાં ફરવા ગયાં.

# પ્રકરણ ૩ જું.

## લાલભાઈ અને ભારતીકુમારની ખાનગી મસલત.

કૅાલ એક હકીમકા હે કે ગર ગૅાર કીજીએ,
હે હકમેં સબકે દોસ્તસેં દુશ્મન મુશીદતર;
અવ્વલ તો સુઝતા હી નહિ એબ દોસ્તકો
ઑાર સુઝતા હે તો નહીં લાતા ઝબાન પર,
પર એકબાર દુશ્મન અગર દેખ પાયે એબ;
સો સો તરહસેં વોહ ઉસે કરતા હે જલ્વહગર,
દુશ્મનસે બઢકે કોઈ નહીં કોઇ આદમીકા દોસ્ત;
મંઝુર અપને હાલકી ઇસ્લાહ હો અગર.

બીજા દિવસે નવ વાગે લાલભાઈની મોટર ભારતીકુમાર, રસિકલાલ અને ચંદ્રકુમારને તેડવા આવી. તે ત્રણે તરતજ લાલભાઇને ત્યાં ગયા. રસિકલાલ પેલી વીરબાળાની જુબાનીની નકલ સાથે લેતો ગયો. લાલભાઈ તેમને ઉપર એકાંત હૅાલમાં લઇ ગયો. બાલાભાઇ પણ આવ્યો.

બાલાભાઇને જોઈ ભારતીકુમારે પુછયું "કેમ ગાંધારી જઈ આવ્યા? પેલી બાઇની તબીઅત કેવી છે?"

બાલાભાઇ—"તબીઅત સુધારા ઉપર છે, ડૅાકટરે દવા આપી તથા ઇંજેકશન આપ્યાં, તેમના સંબંધીઓનો વધારે આગ્રહ હોવાથી રોકાયા, વાળુ કરીને નીકળ્યા. હવે તો સારી રીતે બોલે છે. જો કે બરાબર આરામ થતાં દસ બાર દિવસ લાગશે પણ હવે જરા પણ ધાસ્તી નથી. ત્યાંનો વૈદ્ય અંગ્રેજી અને દેશી બંને દવાઓ આપે છે. ડૅાકટરે દવાઓ બતાવી છે. એક માણસને ત્યાં રોકતો આવ્યો છું તે સારવાર કરશે. ડોશીને પચાસ રૂપીઆ પણ આપતો આવ્યો છું.

ખરેખર દયા ખાવા જેવો કેસ છે. અહીંઆં લાવવાની જરૂર જણાઈ નહીં. હવે આખું ગામ બાઇની તરફમાં બોલે છે અને શુદ્ધિવિજય સાધુને ગાળો બોલે છે, શશિકાંતને પણ ગાળો દે છે. દોરંગી દુનિયા આનું નામ. ”

ભારતીકુમાર—“ શાબાશ છે બાલાભાઈ! ઘણીજ સારી સેવા બજાવી આવ્યા. હવે શશીવિજયને સાધુ વેશ મુકાવી પ્રભાવતીનું ઘર મંડાવવા પ્રયત્ન કરશો. અમે તો તે કામમાં મદદ કરવાના જ. ”

લાલભાઇ—“ જયંતીલાલને રાત્રે પોલીસે ખૂબ ધમધમાવ્યો એટલે તેણે બધી હકીકત લખાવી દીધી છે. તેમાં તેણે મારૂં નામ ગુસાડયું છે. જો કે તેમાં તેનો દોષ નથી એમ મારે કહેવું પડશે. ખરી વાત લખાવી છે. પણ એટલું છુપાવ્યું હોત તો મારૂં નામ બદનામ થાત નહીં.”

ભારતીકુમાર—“ તેણે શું લખાવ્યું તેની નકલ તો શાની હોય ? ”

લાલભાઇ—“ ના તેની નકલ તો નથી, મેં તેને હકીકત પુછી તે ઉપરથી હું કહું છું. તમે પેલી બાઈની જુબાનીની નકલ લાવ્યા છો ?”

“ હા હું લાવ્યો છું ” એમ કહી રસિકલાલે ખીસામાંથી વીરબાળાની જુબાનીની નકલ કાઢી વાંચી સંભળાવી.

લાલભાઇ—“ આમાં જે સરિતાને મુકી આવ્યાની વાત આવે છે તેમાં તેણે એવું લખાવ્યું કે લાલભાઈ શેઠના કહેવાથી મુકી આવ્યો.”

ભારતીકુમાર—“ આ પ્રમાણે તમે કહેલું ખરૂં ? ”

લાલભાઈ—“ સરિતા જે વખતે તેની ઓરડીએ આવેલી તે વખતે મારો જીવ ઉદ્વેગમાં હતો, તેણે મને કહ્યું કે જો સરિતાને સાધ્વી પાસે નહીં મુકી આવીએ તો તે કુટણખાનામાં વેચાશે, બદમાસો તેની પાછળ પડયા છે. આથી મને દયા આવી કે કુટણખાનામાં ગયા કરતાં સાધ્વી પાસે જાય તો શું ખોટું એમ સમજી ત્યાં મોકલાવી. ”

ભારતીકુમાર—“ એમાં કાંઇ હરકત નથી. તમે સારા હેતુથી મોકલાવી છે તે સમજી શકાય તેમ છે માટે તેમાં કાંઈ તમારૂં નામ બદનામ થતું નથી. પણ તે છોડીને પાછી જયંતીલાલ મેળવી શકે ખરો?”

લાલભાઈ—" કાંઈ કહેવાય નહીં. કંચનશ્રી સાધ્વી છોકરીઓને સંતાડવામાં શીરોમણી છે. તેના હાથમાં જે છોડી કે સ્ત્રી સધવા કે વિધવા જાય તે પાછી આવવા પામી શકે નહીં. તેમ છતાં આપણે તેની મારફત પ્રયત્ન કરીએ."

ભારતીકુમાર—" પછી પેલા દાગીના સંબંધી શું હકીકત છે ? "

લાલભાઇ—" તેનો તો મોટો ઇતિહાસ છે, ઉદયચંદ સપડાય તેમ છે, માટે જયંતીલાલને પુછવાથી તે સઘળી હકીકત સમજાશે. બાલાભાઇ ! જરા તેને નીચેથી બોલાવોને ? "

બાલાભાઇ નીચે જઇ જયંતીલાલને બોલાવી લાવ્યો. જયંતીલાલ ઓશીઆળા મોંએ બાજુમાં આવી ઉભો રહ્યો.

ભારતીકુમાર—" કાલે રાત્રે કેટલા વાગે છુટયો ? "

જયંતીલાલ—" બરાબર બાર થયા હશે. "

ભારતીકુમાર—"પોલીસે કાંઈ લાપટ ઝાપટ કરી હતી ? "

જયંતીલાલ—" હું જરા હા ના કરવા લાગ્યો એટલે મને એક ઓરડીમાં લઇ ગયા અને બધી હકીકત મારી પાસેથી કઢાવી." એમ બોલી રડી ગયો. " હવે તો હું પૂરેપૂરો મરી ગયો છું. મારી પાસે જે દાગીના નીકળ્યા તે તથા રસિકલાલને ત્યાં મારી મરનાર સ્ત્રી વીરબાળા મુકી ગઇ હતી તે ઉદયચંદના દાગીના નથી. પરંતુ તે તો લલિતા નામની કુંવારી છોકરીના છે. તે સાધ્વી પાસે ઉપાશ્રયમાં ભણવા જતી તેમાંથી તેને દીક્ષા લેવાનું મન થયું. તેને ફક્ત ઓરમાન મા હતી. લાયક વર નહીં મળવાથી લલિતા મોટી અઢાર વરસની થઈ. લોકો ટીકા કરવા લાગ્યા. ત્યારે લલિતાએ કહ્યું કે ' મારે પરણવું નથી, દીક્ષા લેવાની છે.' એમ ભાંજગડમાં બે વરસ નીકળી ગયાં. મા પાસે પૈસા હતા એટલે ગામવાળા કેટલાક આગેવાનો છોડીને રૂપીઆ દસ હજારનો અવેજ આપવા ઠરાવ્યું અને તે દીક્ષા લેતી વખતે અને તે પછી ખરચવા એમ સાધુઓની રૂબરૂ નક્કી થયું. લલિતાને શીખવાડી તે દાગીના ઘરમાં નહીં રાખતાં ત્રાહીત માણસને સોંપવા એમ નક્કી કર્યું. ઉદ-

ચચંદ સાધુની પાસે ખૂબ આવજા કરતા હતા અને તે પ્રતિષ્ટાવાળા માણસ હોવાથી તેમને ત્યાં દાગીના મુકવાનું નક્કી કર્યું. એક દિવસે તે લલિતા દાગીનાની પેટી વીગેરે લાવી સાધ્વીના ઉપાશ્રયમાં ઉતરી. દીક્ષા લેવાનો દિવસ પણ નક્કી કર્યો. તે ઘણા ભાગે સૂર્યવિજયજીના ચેલા પાસે પોતાના ગામે દીક્ષા લેવાની હતી તે લીધી હશે. લીધી કે નહીં તે હું જાણતો નથી. લલિતા જવાની હતી તેની આગલી રાત્રે તે પેટી સાધુના ઉપાશ્રયમાં એક એકાંત ઓરડીમાં મુકવામાં આવી. લલિતા ત્યાં આવી. પોતાની રૂબરૂમાં તે પેટી તથા દાગીનાની નોંધ તથા તે કેમ ખરચવા તેની વીગતનો કાગળ ઉદયચંદને સોંપવામાં આવ્યો અને ઓરડી બંધ કરવામાં આવી. આ વખતે હું સાધુઓનો વિશ્વાસ-પાત્ર માણસ હોવાથી બધે સ્થળે મને જવાની છુટ હતી. ઓરડીમાં ફાનસ પકડનાર હું હતો એટલે મારાથી શું અજાણ્યું હોય ? આ પેટીના દાગીના દેખી મારી નજર બગડી. હું દેવાદાર અને પૈસાની તંગીમાં હતો તેથી આ પેટી ઉપાડવાનું મને મન થયું. મને એવો વિચાર થયો કે તેવા ઘાટની ટ્રંક લાવી તેમાં તેટલા ભાર પૂરતા પથરા વીગેરે ભરી તાળું વાશી પેલી પેટી ઉપાડી નવી ટ્રંક મુકી દઉં એટલે જાણવામાં આવશે નહીં. મેં તો તે વિચાર પ્રમાણે બીજા દિવસે તેવી ટ્રંક લાવી તેવી રીતે કરી તમામ સાધુ બપોરે આહારપાણી કરવા બેશી ગયા એટલે પેલી એકાંત ઓરડીમાં જઈ પેટી અદલબદલ કરી પાછી ઓરડી વાશી બાજુમાં જવાનું બારણું હતું તે ઉઘાડી ઘેર રવાના થયો અને મારા ઘરમાં ગુપ્ત સ્થળે મુકી દીધી. બે કલાક પછી પાછો હું ઉપાશ્રયે ગયો તો તે વાત કોઇના જાણવામાં આવેલી જણાઈ નહીં. તેથી મનમાં હું નિર્ભય થયો. પેલું બારણું જેવું હતું તેવું બંધ કરી દીધું. જાણે કાંઈ બન્યું જ નથી એવો દેખાવ જણાયો. તેજ રાત્રે ઉદય-ચંદ આવી સાધુના કહેવાથી પેલી પેટી પોતાને ત્યાં લઇ ગયો. બીજા દિવસે લલિતાએ આવીને તકરાર કરી પણ તેને સમજાવીને તે લઇ ગયા. તે પછી શી હકીકત બની તે મારા જાણવામાં નથી. એટલું જાણુ-

વામાં છે કે ઉદયચંદે કોરટમાં પોતાને ઘેર ચોરી થયા બાબત ફરીઆદ કરી છે. મેં મારી સ્રીથી છાની રીતે તે પેટી ઉઘાડી. શટ્ટાના વલણના દિવસે નાણાં આપવા મેં એક વખત મારી બૈરીના દાગીના પરાણે પડાવી લીધેલા અને તે વેચી વલણ આપેલું તે ઘણી વખત માગતી હતી એટલે તેમાંથી આઠ બંગડીઓ એક ગળાનો નેકલેસ, બે નક્કર કડાં, ચાર દોરા અને એક લૉકેટ એ રીતે સોનાના સોળ મુદ્દા તેને આપ્યા અને કહ્યું કે 'તું હવે તે તારા કોઇ ભરોંસા પાત્ર માણસને આપી આવજે. તારી પાસે રાખીશ તો કદાચ પડાવી લેવાનો પ્રસંગ આવશે.' બાકીના દાગીનામાંથી હાથનાં નક્કર બે સાંકળાં, ચાર બંગડીઓ, એક સોનાનો નેકલેસ એમ સાત દાગીના માણેકપુરમાં એક ઝવેરી મારફત એક કેશવલાલ નામના માણસને ત્યાં વેચેલા, બીજા કેટલાક લેણદારોને ખાનગી આપેલા અને બાકીના થોડા મેં મારી પાસે રાખેલા તે પોલીસ લઇ ગઇ. આ માલ પેલી લલિતા છોકરીનો છે. ઉદયચંદનો નથી. ઉદયચંદના ઘરમાંથી પેટીની ચોરી થઇ જ નથી. તે તેવું કહેતા હોય તો તે ખોટું છે. તે વખતે લલિતાનું શરીર પણ સારૂં નહોતું. માંદીસાજી રહેતી હતી. સાધુઓ દીક્ષા આપવા ઉતાવળ કરાવતા હતા. કારણ કે કદાચ તે મરી જાય તો આ દાભડો ખશી જાય. આ પ્રમાણે મારી ચોરીનો હેવાલ છે. આ બધી હકીકત પોલીસમાં લખાવી છે."

ભારતીકુમાર—" જ્યારે પેટીમાં પથરા હતા તો ઉદયચંદ શેઠે દાગીનાની ફરીઆદ શા ઉપરથી માંડી ?"

જયંતીલાલ—" લલિતાએ જુદા કાગળ ઉપર દાગીનાની નોંધ આપી હતી તે ઉપરથી ફરીઆદ માંડી હશે. "

ભારતીકુમાર—" આ હકીકત પોલીસમાં બરાબર લખાવી છે ? ઉદયચંદ બરાબર સપડાય તેવું છે ને ? "

જયંતીલાલ—જે હકીકત ખરેખરી બની છે તેજ લખાવી છે એટલે ઉદયચંદના માથે આવ્યા વિના રહેવાનું નથી."

ભારતીકુમાર—"જયંતીલાલ ! પેલી સરિતા વિશે શું લખાવ્યું છે ?"

જયંતીલાલ—" મારી જોડે એક બસંતીલાલ રહેતો હતો તેને ત્યાં સરિતા અને મેનકા કોઇ અદ્ધર ઉપાડીને લાવેલું. સરિતા શ્રાવક અને મેનકા માલણ હતી. રાત્રે મારે ત્યાં સુવાડયાં. બીજે દિવસે શેઠ લાલભાઇની સલાહ લઇ સરિતાને કંચનશ્રી સાધ્વી પાસે વરધીનગર મુકી આવ્યો. મેં લાલભાઇને કહ્યું કે સાધ્વીને ત્યાં નહીં મુકી આવો તો કોઇ કુટણખાનામાં ઉપાડી જશે. ભામટા લોકો શિકારની શોધમાં ફર્યાજ કરે છે. તેથી તેમણે મને કહ્યું અને હું મુકી આવ્યો. ખરચના પચાસ રૂપીઆ પણ તેમણેજ આપ્યા હતા. જો ન મુકી આવ્યો હોત તો અમારો પાડોશી બસંતીલાલ જરૂર તેને ઉપાડી જાત."

ભારતીકુમાર—"તે તેના મામાને ત્યાંથી અહીં શી રીતે આવી ?"

જયંતીલાલ—" મેનકાના કહેવા ઉપરથી જણાય છે કે તેના મામાએ કોઇને પરણાવવાની ખાતર કે ચેલી બનાવવાની ખાતર વેચેલી. તેને નસાડીને લઇ જતાં બધાં ભૂલાં પડયાં. તેનો લાભ કુટણખાનાના ફરતા એજંટોએ લીધો. મેળામાંથી અદ્ધર ઉપાડી રેલ્વે માર્ગે અહીંઆં લાવ્યા."

ભારતીકુમાર—" ત્યારે તું તેને તેના મામાને ત્યાં કેમ ન લઇ ગયો ? તેણે મામાનું નામ તો દીધું હશે."

જયંતીલાલ—" મામાએ તો વેચેલી એમ મારા જાણ્યામાં આવેલું એટલે મામો તો ફરી વેચી બમણો લાભ ખાઈ જાય તેથી ત્યાં નહીં લઇ જતાં કંચનશ્રીને આપી આવ્યો."

ભારતીકુમાર—" હશે જે બન્યું તે ખરૂં. પણ હવે તે સરિતાને પાછી મેળવી શકાય ખરી ? તારા હાથમાં વાત છે ? જેવી રીતે મુકી આવ્યો તેવી રીતે પાછી લાવી શકે ખરો ? અમો સૌ કનકનગરમાં સરિતાના તપાસ માટેજ આવ્યા છીએ."

જયંતીલાલ—" તમે મારી સાથે આવો, હું પ્રયત્ન કરૂં, આપે કે ન આપે તે મારાથી કહેવાય નહીં મારી સમજ પ્રમાણે કંચનશ્રી

પાસે પાછું આપવાની વાત નથી. તમે કહો તે પ્રમાણે હું કરવા તૈયાર છું. મને તમે ગમે તેમ કરીને છોડાવો. મારો બધો આધાર લાલભાઈ શેઠ ઉપર છે. નથી મારૂં કોઈ સગું. સગા તે દુશ્મન છે."

ભારતીકુમાર—"અમે આજે પોલીસ કોર્ટમાં જઇ કાગળો જોઇ આવીશું. કેવા કેવા તારા ઉપર આરોપો મુક્યા છે તે જોયા પછી સમજાશે. તારા સંબંધી અમે લાલભાઇશેઠને વાત કરીશું. જા નીચે બેસ અને પોલીસમાં જે તેં જુબાની આપી હોય તેનું ટાંચણ મને કાગળ ઉપર કરી આપ."

જયંતીલાલ નીચે ગયો કે ભારતીકુમાર કહેવા લાગ્યો, "શેઠ લાલભાઇ! જોયું કેવા માણસો દુનિયામાં પડયા છે? ઉદયચંદ કેવો ઠગભક્ત? મોં ઉપર જરા પણ પ્રપંચ કે દગાનો અંશ જણાય છે? આ કારણથીજ અમને એવા લોકો ઉપર તિરસ્કાર છુટે છે."

આ પ્રમાણે વાતો કરે છે એટલામાં નીચેથી એકદમ નોકર આવી કહેવા લાગ્યો "મોટા મહારાજ સાહેબ પધાર્યા છે, માટે શેઠાણીસાહેબ સૌને નીચે બોલાવે છે." તેઓ નીચે ઉતર્યા અને રસોડા આગળ ગયા તો આચાર્યશ્રી પદ્મવિજયજી એક ચેલા સાથે પધારેલા હતા. તેમને જોઇ સૌએ વંદના કરી. નવીનચંદ્ર પણ પોતાના માંદગીના હૅાલમાંથી આવ્યો ને મહારાજને વંદના કરીકે હરકોઇ બાઇ બોલ્યાં "મહારાજ! આ નવીનચંદ્ર બીજા અવતારે આવ્યો છે. આપ તેને એક મંગલાચરણ સંભળાવો." હરકોરબાઇની વિનંતિ સ્વીકારી આચાર્યે ઉભે ઉભે એક માંગલિક પદ સંભળાવી સંતોષ આપ્યો.

પછી આચાર્યે ભારતીકુમાર ને લાલભાઇ શેઠને સાથે જોઈ કહ્યું. "તમને બંનેને એક બીજાની સાથે પ્રેમભાવથી જોડાયેલા જોઇને મને ઘણોજ આનંદ થાય છે. મેં ગઇ કાલે બપોરે આ શુભ સમાચાર સાંભળ્યા. વળી એ પણ સમાચાર જાણી ખુશી થયો કે તમે પેલા શશિવિજયની સંસારીપણાની સ્ત્રીને દવા કરાવવા ડૅાકટરને મોકલ્યો. આવા પરોપકારના કામ માટે તમને ધન્યવાદ ઘટે છે."

બાલાભાઇ—" સાહેબ ! ગઇ કાલે ડૅાકટરને લઈને હુંજ ગાંધારી ગયો હતો. બાઈની તબીઅત હવે સારા સુધારા ઉપર છે. જરૂર બચી જશે. જે લોકો પ્રથમ બાઇની વિરૂદ્ધ બોલતા હતા તે આવો ફાંસાનો બનાવ બનવાથી બાઇની દયા ખાઇ બાઇની પક્ષમાં બોલવા લાગ્યા."

આચાર્ય—" ભલે દુનિયા ગમે તેમ બોલે પણ સત્ય તરી આવ્યું અને બાઇ બચી. આવા બાધા ભાગ્યાના નાના મોટા ઘણા બનાવો બને છે. બાધા આપનારે વિચાર કરવાનો છે. છઠ્ઠ કે અઠ્ઠમનું પચ્ચખાણ આપવામાં પણ વિચાર કરવો પડે છે તો આવી મોટી બાધા આપવામાં બાધા લેનારની શક્તિનો જરૂર વિચાર કરવો જોઇએ. યુવાન પુરૂષ જે હમેશાં સ્ત્રીના સમાગમમાં રહે તેને ચોથા વ્રતની બાધા આપવામાં આવે તેનું પરિણામ પચ્ચખાણના ભંગ શીવાય બીજું નજ હોઇ શકે. આ તો દીક્ષાનો પ્રસંગ બન્યો એટલે વાત જાહેરમાં આવી. નહીં તો આવા ઘણા છુપા વ્રતભંગ થાય છે, અને આલવણ લેવાય છે. વારંવાર જાણી જોઈ વ્રત ભાગવું અને આલવણ લેવી તે તો દુનિયાને ઠગવાનો ધંધો છે. તેથી ઘણુંજ પાપ બંધાય છે. બાધા આપનારે આવી દરેક બાબત ઉપર લક્ષ આપવાની જરૂર છે. હું ધારૂં છું કે આ બનાવથી હવે આવી બાધાઓ આપનાર સાધુઓ અને આચાર્યોની આંખો ઉઘડશે. સારૂં થયું કે બાઇ બચી ગઇ. ખરી અણીના વખતે તમે જે મદદ કરી છે તે સ્તુતિપાત્ર છે. તેનીજ કીંમત છે. લાલભાઇશેઠ ! આ તમારા કૃત્યથી મને તમારા માટે ઘણીજ માનની લાગણી ઉત્પન્ન થઇ છે અને ગઇ કાલે આપના વિચારના પરિવર્તનના અને હૃદયપલટાના આવા શુભ સમાચાર મળ્યા તેથી મારા મનને એમ આવ્યું કે જાતે મળી લાલભાઇ પાસેથી હકીકત મેળવી આવું. કારણકે ઘણી વખત વચ્ચે વાત કરનારા ભળતી જ વાતો કરી લડાવે છે કે અતિશયોક્તિ કરે છે. કહ્યું છે કે દાનો દુશ્મન સારો પણ મૂર્ખ મિત્ર ખોટો."

લાલભાઇ—" સાહેબ ! તે બંને બાબતના મને પૂરા અનુભવ થયા. ખુશામતીઆ મિત્રોથી હું કેટલો ઠગાયો છું તે મારૂં મન જાણે

છે છતાં પ્રભુનો ઉપકાર માનું છું કે આટલેથી મારી ભૂલ સમજાઇ છે. કરેલી ભૂલો સુધારવાની અને જૈન સમાજ ઉદ્ધારવાની પ્રભુ મને તક આપે એ ઇચ્છું છું. આપે મારે ત્યાં પધારી અચાનક લાભ આપ્યો છે તે માટે આપનો ઉપકાર માનું છું."

આ પછી આચાર્ય પદ્મવિજય હસતા મુખે ધર્મલાભ દઈ ત્યાંથી વિદાય થયા. વધુ વખત થવાથી ભારતીકુમાર વીગેરે પણ જવાને તૈયાર થયા કે ટેબલ ઉપર "કનકનગર સમાચાર" છાપું જોવામાં આવ્યું.

ભારતીકુમાર છાપું હાથમાં લઇ પાનાં ઉથલાવવા લાગ્યો. છેલ્લા પાના ઉપર "શેઠ લાલભાઈ તથા ભારતીકુમારનો થયેલો મેળાપ." "ફાંસાની પીડામાં આવી પડેલી બાઇને સારવાર કરવા માટે લાલભાઈ શેઠને ધન્યવાદ." એટલું મથાળું વાંચી તે લેખ પૂરો મનમાં વાંચી જઇ બોલ્યો. "લાલભાઈ શેઠ! આપણા મેળાપનો હેવાલ છાપામાં ચડયો. છાપું વાંચી આચાર્ય સૂર્યવિજય વેંત વેંત કૂદી તમને ગાળો બોલશે કે પેલા લાલભાઈ ફુટીને સામા પક્ષમાં ગયા. હેવાલમાં રાજીનામાની વાત પણ મુકી છે. લખનાર કોઇ જાણભેદુ જણાય છે. બરાબર અક્ષરે અક્ષર બનેલો હેવાલ આપ્યો છે."

લાલભાઇ—"છાપામાં આવ્યું તે ઠીક થયું. હવે કોઇ અજાણ્યા ઠગાય નહીં. હું તમારા પક્ષમાં આવ્યો છું તેવું મારે હવે કોઇને કહેવું પડશે નહીં. સૂર્યવિજય મહારાજ છોને કૂદે, હું પણ તેમને એકવાર બરાબર સંભળાવી આવવાનો છું." એમ એક બીજાની સાથે હૃદયના ઉભરા બહાર કાઢી ભારતીકુમાર વીગેરે છુટા પડી મોટરમાં પોતાને ઘેર ગયા.

# પ્રકરણ ૪ થું.

## કનકનગરમાં માજી ચકોરવિજયે તારા સાથે કરેલું પુનર્લગ્ન અને તેમની આત્મકથા.

(હરિગીત છંદ.)

ઉપાશ્રયો મનહરણ જ્યાં રહેવા તણા નિવાસ છે,
યુવાન સ્ત્રીઓનો જહાં પરિચય અને સહવાસ છે,
સ્વાદિષ્ટ ગોચરી જ્યાં મળે, ત્યાં વ્હેમ દુનિયા ખાય છે,
જો મન ઉપર કાબુ નહીં તો પતિત સાધુ થાય છે.—લેખક.
મીસ્લે મજનુ જબ તલક લયલાકા શયદાઇ ન હો
ઇશ્ક વ્હો કીસ કામકા જીસ્મે કે રૂસવાઈ ન હો ?

ભદ્રાપુરીમાં કસ્તુરચંદ શેઠ દીક્ષા લીધા પછી કસ્તુરવિજય નામ ધારણ કરી તેમના ખાસ ગુરૂ ચકોરવિજય તથા બીજા એક બે સાધુઓ સાથે કેટલાંક ગામડાંમાં આચાર્ય સૂર્યવિજયની સાથે વિહાર કરી સુવર્ણપુરથી છુટા પડયા. કસ્તુરવિજયની સ્ત્રી જે ગુલાબી સાડીવાળી એ નામથી ગરબામાં ઓળખાતી હતી તે તેમની સાથે આડકતરી રીતે જોડે રહેતી. મહારાજ જ્યાં મુકામ કરે ત્યાં બીજા દિવસે આવે. ગામવાળા સમજે કે સાધુનાં સંસારીપણાનાં બૈરાં મહારાજને વાંદવા આવે છે, એમ ધર્મી બૈરાંમાં ખપે અને પોતાનું કામ સાધી લે. દુનિયાને ઠગવાનું આ પણ એક પ્રકારનું ચાતુર્ય છે.

ચકોરવિજયજી કનકનગરની પાસે એક બ્રાહ્મી નામના નાના ગામડામાં ચોમાસું રહ્યા. ત્યાં મોટું સરસ્વતીનું જીર્ણ થઇ ગયેલું મંદિર હતું. શ્રાવકોની વસ્તી થોડી હતી. મંદિરથી થોડેક દૂર નાનો ઉપાશ્રય હતો. તે દરમીઆન તારાએ ભદ્રાપુરીમાં જઇ ધીમે ધીમે ઘરનું નિરૂપયોગી રાચરચીલું વેચી માર્યું અને ગ્રાહક મળ્યો કે રહેવાનું ઘર પણ વેચી માર્યું. આ પ્રમાણે પરવારી દરદાગીના તથા કેટલોક ઉપયોગી

સામાન લઇ પાછી મહારાજની પાસે બ્રાહ્મી ગામે ગઇ અને ત્યાં એક ભાડાનું મકાન રાખીને રહી. આ તારા શાણી સીતા જેવી બની ડહોળ એવો રાખતી કે લોકો તેનાં વખાણ કરી કહેતાં "ધણીના દીક્ષા લીધા પછી બાઇ મહારાજની તથા ગુરૂની કેવી વૈયાવચ્ચ ઉઠાવે છે! આહાર-પાણીની અડચણ ન પડે તેટલા માટે વિહારમાં પણ સાથે રહેતાં હતાં અહીંઆં પણ ભાડાનું ઘર રાખી બનતી સેવા ઉઠાવે છે." કોઇ ભોળી ડોશીએ આ તેનો ભાવ જોઇ પુછ્યું "બાઇ! તમે આટલી બધી ધર્મ ક્રિયાઓ કરો છો તો તમે પણ દીક્ષા લોને."

આ સાંભળી હાજરજવાબી તારાએ મોં ઠાવકું રાખી જવાબ આપ્યો "મને દીક્ષા લેવાનું તો ઘણું મન છે પરંતુ હું સાધ્વી થાઉં તો પછી મહારાજની બરદાસ કોણ ઉઠાવે? (કસ્તુરવિજયને મહારાજ નામથી બોલતી) સંસારમાં રહી ધર્મકરણી કરી તેમની સેવા કરવામાં આવે તો બમણો લાભ થાય. તેમના કાળ પછી મારે દીક્ષાજ લેવાની છે. માત્ર તેમના વૃદ્ધ દેહની રક્ષા કરવા ખાતર આટલું કરવું પડે છે. એ પણ ધર્મનું કામ છેને!"

ડોશીએ ભોળાભાવથી જણાવ્યું "હા, બા, એ પણ મોટું ધર્મનું કામ છે. ઘડપણમાં મહારાજની સેવા કરવી એ દીક્ષાથી પણ ચડે તેમ છે. સંસારમાં રહીને પણ આવી રીતે ધર્મકરણી થઈ શકે છે તે વાત તમારી ખરી છે. મહારાજનાં આહારપાણીની ત્રણ વખતની તમે ઠીક જોગવાઈ રાખો છો. આ બધું અમારાથી ન બની શકે. અમારા ગામડામાં તો કયાંથી તમારા જેવાં પકવાન, મીઠાઇ, મેવા, કડેલાં દુધ વીગેરે મળી શકે? અમારે ત્યાં તો જાડા બાજરીના રોટલા હોય તે મહારાજને શી રીતે ચવાય? તમારા જેવાં ફુલકાં કયાંથી અમને આવડે? મહારાજની આવી વૈયાવચ્ચ તો તમારા જેવાં ધર્મી બૈરાંજ કરી શકે.

તારા ગંભીરપણે બોલી "ડોશીમા! મારે કોના માટે ધન ભેગું કરી રાખવું છે? જે તેમની સેવા થઇ તે ખરી" આ પ્રમાણે વાક્ચાતુર્યથી તારા ધર્મી બાઇ તરીકે ગણાવા લાગી.

ચકોરવિજય તો કસ્તુરવિજયના નામે ભાતભાતની રસોઇ તારાના મુકામેથી વહોરી લાવતા, આનંદમાં વખત ગુજારતા હતા અને ભોળી જનતાને ધર્મના ઓઠા નીચે ખુલ્લી રીતે છેતરતા હતા. કોઇ કોઇ દિવસ સરસ્વતીના મંદિરમાં વિદ્યા સાધવાના બ્હાના નીચે કલાકો સુધી મંદિરના ગભારામાં પદ્માસને બેશી આરાધના કરતા હતા. ભક્ત સ્ત્રીપુરૂષોની આંખે અંધશ્રદ્ધાના પાટા બંધાયેલા હોવાથી તે બિચારાં અંદરનો ભેદ સમજી શકતાં નહોતાં. ભદ્રાપુરી, કનકનગર કે મુંબઇ જેવું મોટું શહેર હોય તો તેમની હીલચાલ ઉપરથી ટીકા કરનાર નીકળી આવે પરંતુ આ નાના બ્રાહ્મી ગામમાં તેમનું ભોપાળું બહાર પાડે તેવું કોઈ નહોતું. શ્રાવકમાં પાંચ સાત ઘર એટલે દમથી ને દમથી કામ લે. ભોળા ગ્રામ્ય જનો સાધુને ખોટું ન લાગે એ ખાતર બધું દરગુજર કરતા. પર્યુષણ ઉતર્યા પછી થોડા દિવસે ચકોરવિજયે ભદ્રાપુરીમાં તેમના સાધક ગૃહસ્થ દીક્ષાના અખાડાવાળા ચીમનલાલને ત્યાં છાનો પત્ર લખી તેમના પરિગ્રહની સાત પેટીઓ પડી હતી તે મંગાવી. તે ગૃહસ્થે તેમના લખવા પ્રમાણે સાતે પેટીઓ મુદ્દામ માણસ સાથે મોકલી આપી.

પેટીઓ આવ્યા પછી તેમાંથી મુદ્દા માલની પાંચ પેટીઓ છાની રીતે તારાના ઘરમાં ગુપ્ત સ્થળે મુકી દીધી અને બે પેટીઓ જે ખરે-ખર પુસ્તકોની હતી તે જાહેરમાં ઉઘાડી તપાસવા લાગ્યા.

તારાના ઘરનું રસોડું ઘરના ઉંડાણના ભાગમાં એકાંત સ્થળે હતું એટલે તારાને રાંધવાની સારી સવડ હતી. કોઇ કોઈ વિધવા સ્ત્રીઓ જેઓ ચકોરવિજય ઉપર ખૂબ ભાવ રાખતી હતી તે બધી તારાને ત્યાં ઉતરતી, આઠ દસ દિવસ રહેતી અને મહારાજ પાસે જઈ ધર્મની ચર્ચા કરી આનંદમાં વખત ગાળતી.

પેલી પાંચ પેટીઓ સંભાળી જોવા ચકોરવિજયજી તારાને ત્યાં સવારે પાણી લેવા, વળી કલાક પછી ચા દુધ લેવા, દસ વાગે આહાર લેવા, બપોરે ચા માટે, સાંજે ગોચરી માટે, એમ પાંચ છ વખત તારાના ઘરની મુલાકાત લેતા. તારા વિધિપૂર્વક આહારપાણી વહોરા-

વતી તેથી વાર લાગે એ સ્વાભાવિક છે. કસ્તુરવિજય જો કે ચકોર-વિજયના ચેલા હતા પરંતુ તારા તેમની સંસારીપણાની સ્ત્રી હતી તેથી દુનિયાના અપવાદને લઇને તેમને વૃદ્ધાવસ્થામાં તસ્દી નહીં આપતાં ચકોરવિજય પોતેજ તસ્દી લેતા હતા. બીજો ચેલો કાપ વીગેરે કાઢ-વાના કામે તથા કસ્તુરવિજયની સેવા કરવા માટે રોકી રાખવામાં આવ્યો હતો. કસ્તુરવિજય પણ મનથી પોતાની જાતને ભાગ્યશાળી માનતા હતા કે બાઇ પણ સાધુઓની સેવા ઉઠાવી ધર્મકરણી કરી પોતાનો અવતાર સફળ કરે છે.

આવા ભોળા દિલના કસ્તુરવિજયજી હોવાથી ચકોરવિજય પોતાના કામમાં સારીરીતે ફાવી ગયા. ઠીક હતું કે એક નાના ગામડામાં રહેતા હતા એટલે તેમનાં પરાક્રમો બહાર પ્રસિદ્ધિમાં આવતાં નહોતાં. તેમનો નાનો ચેલો પણ તેમની ફુટમાં હતો. તેથી ચકોરવિજય અને તારા નિર્ભયપણે ધર્મના ઓઠા નીચે વ્યભિચાર સેવતાં.

એક દિવસે સરસ્વતીની આરાધનામાં ચકોરવિજયને તર્ક સુઝી આવ્યો કે " આમ જુઠું બોલી પ્રપંચ કરી ગુપ્ત વિલાસ ભોગવી પંચ મહાવ્રતનો ભંગ કરી પાપનો પોટલો બાંધવો તેના કરતાં લગ્ન કરી જાહેર જીંદગી ગુજારવામાં આવે તો શું ખોટું ? લોકો ઘડીભર ટીકા કરશે. પણ તે તો ત્રણ દિવસનો હડકવા. પણ હમેશને માટે પ્રપંચ અને અસત્યનું સેવન કરવું મટી જશે. વળી તેમ કરવામાં નૈતિક બળવાળામાં પણ ગણના થશે."

આ વિચાર તારાની આગળ પ્રદર્શિત કરતાં તારાએ ઝીલી લીધો – ઉપાડી લીધો – તેને ટેકો આપ્યો – અનુમોદન આપ્યું – એમ સર્વથા સ્વીકારી લીધો. પણ કસ્તુરવિજય સાંભરી આવવાથી જરા શંકા કરી તારા બોલી " મહારાજની હયાતીમાં પુનર્લગ્ન કરવામાં હરકત તો નહીં આવે ? ચકોરવિજયે ખુલ્લા દિલથી ખુલાસો કર્યો " શાસ્ત્રમાં લખ્યું છે કે नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ । पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधियते ॥ જે સ્ત્રીઓનો પતિ ગુમ થયો હોય,

મરી ગયો હોય, દીક્ષિત થયો હોય, નપુંસક હોય અગર પતિત થયો હોય તો આ રીતે પાંચ આપત્તિમાં સ્ત્રી બીજો પતિ કરી શકે છે. (નારદસ્મૃતિ-પ્રોષિતભર્તૃકા પ્રકરણ) હું પણ આચાર્યની માફક શાસ્ત્રમાંથી આવું શોધી લડવા માટે હથીઆર તૈયાર રાખું છું. માટે શાસ્ત્ર કે કાયદાની બાબતમાં તો તારે શંકા લાવવી નહીં."

આ ખુલાસાથી તારા બોલી "ત્યારે તો મારી તમામ પ્રકારની તૈયારીઓ છે. તમારી તૈયારી અને હીંમત જોઈએ. હું તો ઘરબાર વેચીને તૈયાર થયેલી છું. કહો ત્યારે તમારી સાથે આવવા તૈયાર છું."

ચકોરવિજય—"હું તો તારા અનુમોદનનીજ રાહ જોઈ રહ્યો હતો. મેં પણ મારી પેટીઓ મંગાવી લીધી છે તે તું જાણે છે. આપણું હૃદયબળ કેવું જબરૂં છે ? કેવા વિચારો મળતા આવે છે ? આજે સરસ્વતીની આરાધનામાં આજ યોજના ઘડી કાઢી હતી."

તારા—"ત્યારે હવે ધર્મના કામમાં ઢીલ શા માટે કરવી ? નાતરે જવું અને દહાડા ભાગી દુઃખ ભોગવવું એ કોના ઘરનો ન્યાય ? લગ્ન માટે જે સ્થળ નક્કી કરવું હોય તેનો વિચાર કરો."

ચકોરવિજય—"મારી ઇચ્છા એવી છે કે કનકનગરમાં મારો એક મિત્ર છે તેને પત્ર લખી તેડાવું એટલે તે આપણને જોઈતી સવડ કરી આપશે. પહેરવા માટે મારા લાયક કપડાં પણ લાવશે, વળી પુનર્લગ્ન ક્યાં અને કેવી રીતે કરવું તે પણ પુછતો આવશે."

તારાએ અનુમતિ આપી. ચકોરવિજયે મિત્રને પત્ર લખ્યો. તે મિત્ર આવાં કામમાં તપાસ કરી ઉત્તેજન આપતો. પત્ર વાંચતાંની સાથેજ તે કપડાં તૈયાર કરાવી, બીજાઓની સલાહ લઇ સર્વ સામગ્રી તૈયાર કરી અઠવાડીઆમાં બ્રાહ્મીમાં આવી પહોંચ્યો. સાથે તેની વૈરી પણ લેતો આવ્યો.

ચકોરવિજય તથા તારા પાસે સામાન પણ વધારે હતો તેથી એક ગાડામાં તમામ સામાન આગળથી કનકનગર રવાના કર્યો. હવે કસ્તુરવિજયને મુકીને શા રીતે પલાયન થવું તેની યોજના તૈયાર

ફરી ચકોરવિજય પોતાના વૃદ્ધ ચેલા કસ્તુરવિજયને સાંજે કહેવા લાગ્યા " કસ્તુરવિજય ! મને બે દિવસથી રાત્રે મારા પેડુમાં એવી સખ્ત ચૂંક આવે છે કે ચેન પડતું નથી. હું ધારતો હતો કે સેજ પીડ હશે પણ કનકનગરથી આપણને વાંદવા માટે એક આપણા ભક્ત આવેલા છે તે થોડું ઘણું ડૉકટરી કામ કરે છે. તે રાત્રે મારી પાસે હતા, મને પીડ ઉપડી તે જોઈ તેમણે મારા શરીરનું નિદાન કર્યું. તેમને લાગ્યું કે આ સાધારણ પીડ નથી પણ આંતરડાની પીડ છે. તેથી બે ત્રણ દિવસમાં ઑપરેશન નહીં કરાવો તો મરી જશો. આ સાંભળી મને બહુ ચિંતા થઈ છે. ચોમાસામાં શી રીતે વિહાર થાય તેનો વિચાર કરૂં છું અને મુંઝાઉં છું. જો જાઉં છું તો સાધુના આચારનો ભંગ થાય છે, અને જો રહું છું તો મરી જાઉં છું."

આ સાંભળી કસ્તુરવિજયે એકદમ જવાબ આપ્યો " આવા કારણથી તો ચોમાસામાં વિહાર કરવાની છુટ છે. ઘણા સાધુઓ આ નિમિત્તે વિહાર કરે છે. એક ગામમાં ગયા વર્ષે ચોમાસામાં એક સાધુને પગે કોઈ ઝેરી જનાવરે ફુંક મારેલી તેથી પગ સુઝી ગયેલો. ત્યાં દવાનું સાધન નહીં હોવાથી તે જોડેના શહેરમાં ગયા. તે તો ગયા પણ તેમની સાથે બીજા જે સાજા હતા તે પણ ગયા એટલે ચોમાસામાં જઈ શકાય છે. માટે સુખેથી કનકનગર જઈ ઑપરેશન કરાવો. જરા પણ રાહ જોશો નહીં. સવારે વિહાર કરી ચાલ્યા જાઓ."

ચકોરવિજયે જણાવ્યું " તમારી સલાહ છે તો કાલે સવારે જાઉં. તમારી પાસે મારો ચેલો છે તે તમને મદદ કરશે. ચિંતા જેવું નથી."

આ પ્રમાણે કસ્તુરવિજયને સમજાવી રાતમાં પલાયન થવાની તૈયારી કરી. ભાડાની મોટરની ગોઠવણ આગળથી કરી રાખી હતી. ગામની બહાર એક સ્થળે ઉભી રાખવામાં આવી હતી. રાત્રીનું બરાબર અંધારૂં થયું. ભાદરવા વદ ૮ નો દિવસ હતો. કસ્તુરવિજયજી બરાબર ઉંઘી ગયા કે મહારાજે સાધુવેશ છોડી દીધો, ધોતીઉં, ખમીસ કોટ પહેરી લીધાં અને માથે સાફો બાંધી દીધો. આમ ચકોર-

વિજય મટી ચકોરદાસ બની ત્યાંથી તારાને ત્યાં ગયા. તારા અને પેલા મિત્રની સ્ત્રી તો રાહ જોઇને બેઠાં હતાં. થોડાંક કપડાં વીગેરે સામાન હતો તે સાથે લઇ ઘર બંધ કરી ત્યાંથી નીકળી ગામ બહાર જઈ મોટરમાં બેશી કલાકમાં કનકનગર પહોંચી ગયાં.

સવાર થયું કે ઉપાશ્રયમાં ચકોરવિજયજી ન જણાયાથી કેટલાક પુછવા લાગ્યા "મહારાજ ક્યાં ગયા? ચોમાસામાં તો બહાર ગામ જવાય નહીં." દરેકનું સમાધાન પેલા ભોળા કસ્તુરવિજય કરતા હતા કે "તે તો આંતરડાનું ઑપરેશન કરાવવા કનકનગર ગયા છે."

વહોરવા જવાનો વખત થયો કે કસ્તુરવિજયે પેલા ચેલાને કહ્યું "અલ્યા મણીવિજય! હવે તો વખત થયો છે. જા ત્યાં જઇને વહોરી લાવ."

મણીવિજયે કહ્યું "તારાબાઈ પણ સાથે ગયાં છે. જતી વખતે સવારે તમને વાંદવા આવ્યાં હતાં. પણ તમે ઉંઘતા હતા તેથી ચાલ્યાં ગયાં. ચકોરવિજય મહારાજને દવાખાનામાં આહારપાણીની અડચણ પડે માટે તેની સારવાર કરવા સાથે ગયાં છે. પખવાડીઆમાં પાછાં આવશે. માટે બીજા શ્રાવકોના ઘેર જઇ ગોચરી લઈ આવું છું. શી ઉતાવળ છે? બીજા ઠેકાણે તો બાર વાગે ગોચરી મળે છે. પાણી પણ પૂરૂં મળતું નથી."

આ પ્રમાણે કસ્તુરવિજય ચેલાની દલીલો સાંભળી શાંત રહ્યા. ભુખ લાગી હતી. સવારે ચા મળી નહોતી, પણ શું કરે? તે સમજતા નહોતા કે તારા તેમની સેવા કરતી નહોતી પણ ચકોરવિજયની કરતી હતી. ચકોરવિજયને લીધે બીજી ભક્તાણીઓ આવજા કરતી હતી તે પણ બંધ થઇ. જુદા જુદા પ્રકારની વાનગીઓ બનતી હતી તે ઉડી ગઇ, મણીવિજય એવો ઉદ્ધત હતો કે તે કસ્તુરવિજયને ગાંઠતોજ નહીં. કસ્તુરવિજયની મુંઝવણુ વધવા લાગી. મનમાં નિશ્ચય કર્યો કે ચોમાસું ઉતરે એટલે આચાર્ય સૂર્યવિજયની પાસે જાઉં, અને તેમની સાથે રહું. આવી મુંઝવણુ, ઉમદા ખોરાક ખાવાને ટેવાઈ ગયેલી હોજરી કાચો પાકો જાડો ખોરાક સહન કરી શકતી નહોતી

તેથી શરીરમાં આવેલી અશક્તિ, ચેલાની ઉદ્ધતાઈ વીગેરે કારણથી કસ્તુરવિજય પોતાનો પાછલો વૈભવ સંભારવા લાગ્યા અને દુઃખી અવસ્થામાં આવી પડયા હોય તેવું તેમને લાગવા માંડયું.

માજી ચકોરવિજય તથા તારા, પેલા સાથે આવેલા મિત્રને ત્યાં ઉતર્યાં. પર્યૂષણમાં માથાના વાળ કાઢી નાખેલા હોવાથી માથું ઠીક લાગતું નહોતું. તેથી માથે સાફો પહેરવો શરૂ કર્યો. ચકોરદાસ શરીરમાં પુષ્ટ, કદાવર હતો, ચહેરો પણ દેખાવડો હતો. આંખમાં કામ ગુપ્તપણે પ્રકાશ મારતો હતો, કેટલાક તેને મારકણી આંખવાળો સાધુ એ નામથી ઓળખાવતા. સંસારીપણાનો પોશાક જાણે તે કાઠીઆડનો કુંવર હોય એવો ભપકાદાર લાગતો. કાયદાના હીમાયતી મિત્રોની સલાહ લઇ તેમણે રીતસર કાયદા પૂર્વક "પુનર્લગ્ન હીમાયતી સમાજ"ના ભવ્ય હૉલમાં બસો માણસોની હાજરીમાં આસો સુદ ૧ ની રાત્રે તારા સાથે પુનર્લગ્ન કર્યું, વિધિપૂર્વક હસ્તમેળાપ થયા પછી ચકોરદાસ મધુર કંઠે ભાષણ આપી પુનર્લગ્ન કરવાનો હેતુ ટુંકામાં કહી સંભળાવી "મેં પુનર્લગ્ન કેમ કર્યું?" તેના એકરારની છાપેલી પત્રિકા વાંચવા લાગ્યો—

## મેં પુનર્લગ્ન કેમ કર્યું?

હું નીચે સહી કરનાર ચકોરદાસ શીતળદાસ રહેવાસી અશોકપુરીનો જે એક વખત સૂર્યવિજય આચાર્ય પાસે દીક્ષા લઈ ચકોરવિજય નામથી જૈન મુનિમહારાજ તરીકે ઓળખાતો હતો તે આજે આસો સુદ ૧ ની રાત્રે જાહેર રીતે ભદ્રાપુરીની તારાલક્ષ્મી સાથે પુનર્લગ્ન કરી મારી આત્મકથા જનતા આગળ રજુ કરી નવીન પાપના ભારથી મુક્ત થાઉં છું. કૃપા કરી આ પત્રિકા ફેંકી નહીં દેતાં જરૂર વાંચશો.

મને પરણે બે વર્ષ પૂરાં થયાં નહોતાં એટલામાં તો સૂર્યવિજયજીના સંઘાડાના મુનિ મહારાજો મારા અશોકપુરી ગામે ચોમાસું રહ્યા. સાંજે પડિક્કમણું કરવાનો મારો નિયમ હોવાથી હું રોજ ઉપાશ્રયે

જતો. ધીમે ધીમે મને તેમણે બોધ આપી વૈરાગ્ય તરફ વાળ્યો. તેમાં મને મોક્ષના સુખની ઘણી ઘણી વાતો કરી, તે ઉપરાંત મનસ્વી શાસ્ત્રોની કલ્પના કરી લાલચો બતાવી, આ વખતે મારી સ્ત્રી સગર્ભા હતી. સાધુઓએ મને ખૂબ ઉપદેશ આપી દીક્ષા લેવાને ઉભો કર્યો. આ જાણી મારી સ્ત્રી ઘણી રડવા લાગી. મને દયા પણ આવી, છતાં ઉપાશ્રયે જાઉં એટલે સાધુઓ ભરમાવે. છેવટે સ્ત્રી રડતી રહી અને મેં દીક્ષા લીધી. દીક્ષા લીધા પછી ત્રીજાજ દિવસે મને વડી દીક્ષા આપી. પછી તો તે લોકો મારી પાસેથી વિશેષ કામ લેવા લાગ્યા. કાપ કાઢવા, પાણી લાવવાં વીગેરે તમામ કામ મારા માથે પડયું. પણ હું જરા દેખાવડો હતો તેથી લોકો મારી તરફ નજર કરતા અને કોઇ કોઇ દયા ખાતા. મારી બૈરીના ગુપ્ત રીતે ત્રણચાર કાગળો આવ્યા તેથી દીક્ષા છોડી તેની સાથે રહેવાનું મન થયું. પણ મારી હીંમત ચાલી નહીં. નાનાં મોટાં બૈરાં ઉપાશ્રયમાં આવી મને ઘેર વહોરવા માટે લઇ જવા આગ્રહ કરતાં. કેટલીક સુંદર સ્ત્રીઓને જોઇને, અને તેઓ છુટથી મારી સાથે વાતો કરતાં હોવાથી મને વારંવાર મારો સંસાર યાદ આવતો. મારી યુવાન ૧૭ વરસની સ્ત્રીનું સ્મરણ થતું, તેને છોડી સાધુવેશ ધારણ કરવા માટે મને ઘણો પશ્ચાતાપ થતો અને સાધુઓને મનથી ગાળો બોલતો. એક વખત તો રાતમાં ઉઠી વિહાર કરવાની તૈયારી પણ કરેલી, છતાં નીકળી જવા હીંમત ચાલી નહીં. તેવામાં સાંભળવામાં આવ્યું કે મારી સ્ત્રી સુવાવડના પ્રસંગે દેવગત થઈ. આથી મને ખેદ થયો અને તે સાથે સંસારી થવાનું જે મન થયું હતું તે અટકી પડયું. પરંતુ પસ્તાવો તો એટલો બધો થયો કે તે હજુ સુધી મને સાલે છે. તે સ્ત્રી મને ઉમંગભેર પરણી, યુવાનીની કળી ખીલી, અને તેનો પૂરેપૂરો સ્વાદ ચાખવાનો વખત આવ્યો કે મેં તેને તરછોડી કાઢી. તેના રૂદન તરફ ધ્યાન ન આપ્યું, મને દયા ન આવી, અને સાધુની વાણીથી ભરમાયો. આવી તરછોડાયેલી સ્થિતિમાં તે મરણ પામી, અસંતોષી રહી.

તેના આત્માને કેટલું બધું દુઃખ થયું હશે તે મને સાંભરી આવતાં અત્યારે પણ દુઃખ થાય છે. આ પ્રમાણે મારી સ્ત્રીના અવસાનથી મને વેશ છોડવાનું જે વારંવાર મન થઈ આવતું હતું તે બંધ થયું.

પરંતુ મારી ભરયુવાન અવસ્થા હોવાથી મારૂં ચિત્ત યુવાન સ્ત્રીઓને જોવાથી, અમને વાંદવા આવનાર સ્ત્રીઓ તરફ નજર કરવાથી ચગડોળે ચડતું, કાયિક પાપ બાંધતો નહોતો પરંતુ માનસિક પાપ તો જરૂર કરતો હતો. રાત્રિ દિવસ તેમનાજ ભણકારા વાગતા. અમને સાધુ ધારી ભોળી સુંદર યુવાન સ્ત્રીઓ અમારાથી પડદો નહીં રાખતાં હશીને વાતો કરતી. આવકાર આપી ઠેઠ રસોડા સુધી અમને બોલાવે. ઘરમાં પુરૂષ હોય કે ન હોય, જોડે કોઇ હોય કે એકલાં હોય તોપણ તે અમારાથી નિર્ભયપણે વાતો કરે, હસે, બોલે, શંકા પુછે, ખાનગી વાત કરે, અને જો મંત્ર જંત્ર આવડતા હોય તો પછી મર્યાદા મુકી ગુપ્ત વાતો કરવી પણ ચુકે નહીં. તેઓ અમને ઉત્તમ પ્રકારનાં ભોજન વહોરાવે. સવારે કઢેલાં દુધ, મશાલાવાળાં ગોળનાં પાણી, વીગેરે ખૂબ આગ્રહ કરી વહોરાવે, શીયાળો હોય તો પાકથી પાત્રાં ભરાઈ જાય, આ બધાં મિષ્ટ ભોજને મારી યુવાવસ્થાને બહેકાવી મુકી. આવી સ્થિતિમાં બે વરસ ગાળ્યાં પણ તમામ વખત મેં સ્ત્રીઓના વિચારમાં ગાળ્યો. ચિત્ત સ્થિર ઠેરેજ નહીં. અભ્યાસ કરૂં પણ તે નકામો. શૃંગારરસનાં પુસ્તક વાંચવાં ગમે.

ગયા શીયાળામાં માગશર માસમાં આચાર્યના કામે હું ભદ્રાપુરીમાં એક માસ રહેલો તે વખતે આ તારાબાઈ સાથે મારો વાતચીતનો સારો સંબંધ થયેલો. તે પછી પાછો માહમાસમાં આચાર્યની સાથે ભદ્રાપુરીમાં આવ્યો. કસ્તુરચંદ શેઠ ઘણાજ ભાવિક ગૃહસ્થ હોવાથી તે મને વારંવાર તેમના ઘેર વહોરવા લઈ જતા, તેમના પેટમાં પાપ નહોતું પરંતુ મારી દૃષ્ટિમાં પાપ રહેલું હોવાથી તેમના આગ્રહનો હું લાભ લેતો. કસ્તુરચંદ શેઠ વૃદ્ધ હોવાથી પત્નીને અસંતોષ રહે એ સ્વાભાવિક છે. તે મને તેમના દુઃખની વાત કરતાં. આ દુઃખની

વાતોમાં છુપી રીતે કામદેવ પોતાનું સ્વરાજ જમાવતો હતો. તેમના દુઃખનું નિવારણ કરવામાં મારા દઃખનું નિવારણ થતું હતું, છતાં અમારી ઇચ્છાને પરિપૂર્ણતાએ પહોંચાડવા જેટલી મારામાં હીંમત નહોતી. આવી પરિસ્થિતિમાં કસ્તુરચંદે દીક્ષા લેવાનો વિચાર જાહેર કર્યો. બાઇએ દીક્ષા લેવાની સંમતિ આપી અને કસ્તુરચંદે આચાર્ય સૂર્યવિજય પાસે દીક્ષા લીધી અને તેમને મારા ચેલા તરીકે જાહેર કર્યા. અમે ત્યાંથી વિહાર કરીને ચાલ્યા, થોડાક દિવસ આચાર્યની સાથે વિહાર કરી અમે જુદા વિહાર કરવા લાગ્યા. તારાબાઇ કસ્તુરવિજયને વાંદવાના નિમિત્તે વારંવાર ભદ્રાપુરીથી આવતાં, જ્યાં અમે જઇએ ત્યાં સાથે જોડાયેલાં રહેતાં. છેવટે બ્રાહ્મીગામમાં ચોમાસું રહ્યાં. તારાબાઈ પણ ભદ્રાપુરીનું ઘર વીગેરે વેચી તે ગામમાં ભાડાનું ઘર લઇને રહ્યાં. મારા સરસામાનની કેટલીક પેટીઓ ભદ્રાપુરીમાં પડી હતી તે મંગાવી લીધી અને અહીંથી મારા મિત્રને બોલાવી તેમની આગળ અમારો વિચાર જાહેર કર્યો, અને તે વિચાર અમલમાં મુકી અત્રે આવી આ હૉલમાં સંભાવિત ગૃહસ્થો અને બેનોની સમક્ષ કસ્તુરવિજયની સંસારીપણાની સ્ત્રી તારાલક્ષ્મી સાથે આજે પુનર્લગ્ન કર્યું છે. આ મારો પુનર્લગ્નનો ટુંક ઇતિહાસ.

આ મારૂં કૃત્ય હું વખાણુતો નથી, પણ જે જીંદગી હું ત્રણ વરસથી ગાળતો હતો અને આઠ દસ માસથી જે જીંદગી તારાબાઇ ગાળતી હતી તે જીંદગીમાં અમો અસત્યનું, અનાચારનું અને પાપનું વર્તન ચલાવી કુકર્મ કરતાં હતાં તેના મુકાબલે આ પુનર્લગ્નને અમો આવકારદાયક માનીએ છીએ. અલબત દુનિયા ટીકા કરશે, પરંતુ ઉંડો વિચાર કરતાં હૃદય પોકાર કરીને કહે છે કે ગુપ્ત વ્યભિચાર સેવી ધર્મના બ્હાને દુનિયાને ઠગી પળે પળે પાપના ભાગીદાર થવું તેના કરતાં દુનિયાની એકવાર ટીકા સાંભળી સત્ય આચરણ કરી પાપથી દૂર રહેવું એ વધારે પસંદ કરવા યોગ્ય છે. એવી મારી માન્યતા છે. મારા તેમજ મારા જેવા બીજા સાધુઓના અનુભવ ઉપરથી

હું જનતાને જણાવું છું કે ભલે શાસ્ત્રોમાં નાના ઉછરતા યુવાનોને દીક્ષા આપવાની છુટ હોય પરંતુ તે છુટનો ઉપયોગ બહોળે હાથે કરવાથી જૈન સાધુસમાજ અધોગતિએ પહોંચ્યો છે અને હજુ વધારે પહોંચશે. યુવાન માણસને દીક્ષા આપવી હોય તો તેની કસોટી કરવી જોઇએ. સોનાની પરીક્ષા કરવા માટે તેને કસોટી ઉપર ઘસવામાં આવે છે અને તે ઘસારા ઉપરથી સોનાના ટચ નક્કી થાય છે, તે પ્રમાણે મનુષ્યની પરીક્ષા કરવા માટે સામાન્ય રીતે ત્રણ સાધનો છે–સમય, સમાગમ અને પ્રસંગ. આ ત્રણ સાધનોનો પ્રયોગ જ્યારે મનુષ્ય ઉપર અજમાવવામાં આવે ત્યારે તેનું ખરૂં સ્વરૂપ સમજાય છે. " ન મળી નારી તો થયા બ્રહ્મચારી " એવા બ્રહ્મચારીઓ ઘણા દૃષ્ટિગોચર થાય છે. " અશક્તિમાન ભવેત્ સાધુ " જેવા સાધુઓ ઘણા નજરે આવે છે. " વૃદ્ધા નારી પતિવ્રતા " એવી પતિવ્રતા સ્ત્રીઓ જોવામાં આવે છે. આ સૌની પરીક્ષા પ્રસંગ પ્રાપ્ત થયે થાય છે. અમુક ભાવના ઉત્પન્ન થઈ પણ તે લાંબો વખત ટકી શકે તેમ છે કે કેમ તે સમય નક્કી કરી આપે છે અને "ડુંગરા દુરથી રળીઆમણા દેખાય છે" તેમ સંબંધ થયા શિવાય બાહ્ય સ્વરૂપથી સૌ સારૂં દેખાય છે પણ જ્યારે નિકટમાં રહેવાનો પ્રસંગ આવે છે અને સહવાસ થાય છે ત્યારે ગુણ દોષ જાણી શકાય છે. આ પ્રમાણે કોણ કસોટી કરે છે ? " બાવા બેઠા જપે જે આવે તે ખપે " એ કહેવત જેવી દીક્ષાપ્રવૃત્તિ થઇ પડવાથી દીક્ષિત થયેલા યુવકોમાંથી ઘણાએ મારા જેવાં પાપો બાંધ્યાં હશે, અને હાલ બાંધતા હશે, કાયિક વ્યભિચારના દાખલા ઓછા બનતા હશે પરંતુ માનસિક પાપ તો લગભગ તમામ યુવાન દીક્ષિતો રાત દિવસ ભોગવી રહ્યા હશે. ત્રણચાર વરસ સુધી ઘણા સાધુઓના સમાગમમાં આવ્યો છું અને છેવટે સર્વની પરિસ્થિતિનો અનુભવ લઈ આ અભિપ્રાય ઉપર આવેલો છું. પાકટ વયે પહોંચેલા સાધુ-ઓમાં આવો અનાચાર થોડો જોવામાં આવે છે. જે અનાચાર હશે તે યુવાવસ્થાનો ચાલુ રહેલો હશે. એટલે દીક્ષા આપતાં પહેલાં તેના

ગુરૂએ યુવાન ચેલાઓને સંસારીપણે નિદાન ત્રણ ચાર વરસ રાખી ખાત્રી કરી પછી બીજી રીતે યોગ્ય લાગે તોજ દીક્ષા અપાય તો આટલો બધો સડો દાખલ થાય નહીં. ગૃહસ્થાશ્રમ પછીજ સન્યસ્થ યાને પ્રવજ્યા–દીક્ષા છે. પણ એકદમ ગૃહસ્થાવસ્થાને કૂદાવી દીક્ષા આપવામાં આવે છે તેથીજ તેમનાં ગેરવર્તન અને માઠાં પરિણામ જોઇએ છીએ, તેજ કારણથી દીક્ષા ઠામઠામ વગોવાઇ રહી છે.

વાચકો ! વિચાર કરો, મારી પચીસ વરસની ભર યુવાન અવસ્થા, સ્વાદિષ્ટ ભોજનનો આહાર, કઢેલાં દુધ, રહેવાને માટે સુંદર ભવ્ય ઉપાશ્રયો, ખાસ વાત કરવા માટે જુદા જુદા હૉલની સવડ, આહારપાણી માટે જુદી જુદી ઓરડીઓ, સુવા માટે હવાવાળા ખાસ હૉલ, ઉપાશ્રયને દેખતાંજ ગૃહસ્થાશ્રમના વૈભવનું સ્મરણ થાય અને તે સવારથી ઉઠતાં તે રાત્રે સંથારો કરતાં સુધીમાં એક ઘડી ભાગ્યેજ એવી જતી હશે કે જેમાં સ્ત્રીઓનો સહવાસ નહીં થતો હોય. ઉઠતાં વેંતજ સ્ત્રીઓ મહારાજને ઉપાશ્રયમાં વાંદવા આવે, વ્યાખ્યાનમાં આવે, પચ્ચખાણ લેવા આવે, આહાર પાણીનું પુછવા આવે, એમ સવારથી સાંજ સુધી તેમનાં મુખારવિંદનાં દર્શન કરાવે. મહારાજ તો પવિત્ર મૂર્તિ એટલે ગમે તેવા હાવભાવ કરી લાજ કોરે મુકી હસતા મુખે વાતો કરે, વાતમાં છેડા આઘા પાછા થાય તો તે સમા કરવા બિચારી અબળાઓ ધર્મની ભાવનામાં ભૂલી જાય છે, વાંદતી વખત પણ તેમના અંગના અવયવો કેવું પ્રદર્શન કરે છે તેનું તેમને ભાન હોયજ નહીં. બાજુમાં બેસનારા મારા જેવા સાધુઓની નજરો આડી અવળી ફર્યાજ કરે. આવી અમારી યુવાનીને બંધ બેસતી અનુકૂળતામાં જે લાભ મળી આવે તેનો ત્યાગ કરવાનું અમને શી રીતે મન થાય? આ સઘળાં ગણાવેલાં સાધનો કામદેવને મારનાર નથી પણ પોષનાર છે. કામ પોષાયો એટલે તેનું પરિણામ વ્યભિચાર શીવાય બીજું શું હોઇ શકે? આ બાબતો ઉપર જૈન ગૃહસ્થો અને સાધુઓ ધ્યાન આપે તો જરૂર સુધારો થાય.

મને કેટલાક તરફથી મારી જાહેર હીંમત માટે ધન્યવાદ આપવામાં આવ્યા છે અને આવે છે, પણ આમાં જાહેર હીંમત જેવું નથી. તેમ મેં સારૂં કામ કર્યું છે તેમ પણ નથી. મારી ફરજ હતી કે લીધેલી દીક્ષા બરાબર પાળવી જોઇતી હતી. તે નહીં પળાઇ તે મારી ભૂલ સમજું છું, પરંતુ ધર્મને બ્હાને આડંબર રાખી ગુપ્ત અનાચાર સેવી જે પાપ બાંધતો હતો તેમાંથી આ પુનર્લગ્નથી મુક્ત થયો છું. પંચમહાવ્રતધારી કહેવરાવી દુરાચાર આદરવો તેના કરતાં પુનર્લગ્ન કરી ટીકાઓ સાંભળવી હું વધારે પસંદ કરૂં છું. હું કોઇને મારૂં અનુકરણ કરવા કહેતો નથી. પરંતુ મારા આવા કડવા અનુભવ ઉપરથી બીજા મારા જેવા યુવાન પુરૂષો દીક્ષા લેતા અટકે, યુવાનો માટે એ માર્ગ કેટલો બધો ભયંકર છે તે સમજે, ગૃહસ્થાશ્રમમાં રહેલા સુખને ઠોકરે મારવાથી કેવો પાછળથી પસ્તાવો થાય છે તેનો ખ્યાલ આવે, ભોળી સ્ત્રીઓ ફંદામાં ફસાતી અટકે એજ આ મારી આત્મકથા પ્રસિદ્ધ કરવાનો હેતુ છે.

| | |
|---|---|
| **કનકનગર.**<br>આસો સુદ ૧. | લી. **ચકોરદાસ શીતળદાસ.**<br>( પૂર્વે ચકોરવિજયજી તે આચાર્ય શ્રીસૂર્યવિજયજીનો શિષ્ય). |

આ પ્રમાણે ચકોરદાસે પોતાની આત્મકથા કહી સમારંભમાં ભાગ લેનાર ગૃહસ્થો અને સન્નારીઓના હૃદય ઉપર ઉંડી છાપ પાડી. તે પછી સમાજ તરફથી તેમની જાહેર હીંમત માટે મુબારકબાદી આપવામાં આવી અને આશીર્વાદનાં મંગળાચરણો ગાવામાં આવ્યાં. અને ચકોર–તારાનું દીર્ઘાયુષ ઇચ્છી સમાજ તરફથી દંપતીને રૂ. ૧૦૧) નો ચાંલ્લો, તથા સીરપાવમાં એક સુંદર પાઘડી તથા એક સાડી આપવામાં આવી અને બંનેને ફૂલહાર પહેરાવી બધી મંડળીની સાથે તેમનો ફોટો લેવામાં આવ્યો અને લગ્નસમારંભ વિસર્જન થયો.

# પ્રકરણ ૫ મું.

## સૂર્યવિજયના પરિગ્રહનો ભવાડો.
## તેમને ઉત્પન્ન થયેલી વેર લેવાની વૃત્તિ.
## શશીકાંતનો મેળાપ અને દીક્ષાત્યાગ.

* The obstinate man does not hold opinions but they hold him, for when he is once possessed with an error, it is like the devil not to be cast out but with great difficulty. Whatsoever he lays hold on, like a drowning man, he never loses, though it do but help to sink him the sooner. —*Samuel Butler.*

જ્યારથી ભદ્રાપુરીમાં શેઠ ચીમનલાલ નગીનદાસના ઘેરથી છુપી રીતે દીક્ષિત બનાવેલા કલ્યાણ નામના છોકરાને પોલીસ દરોડો પાડી લઇ ગઇ અને આચાર્ય શ્રી સૂર્યવિજયનો તે છુપી દીક્ષામાં હાથ હોવાનું ભોપાળું પકડાયું અને કલેકટરે તેમના જામીન લઈ છોડયા ત્યારથી ચીમનલાલ તદન નરમ બની ગયો. પહેલાંની માફક ગુસ્સો કરી આંખો ચડાવી બોલવું ભૂલી ગયો. લોકોમાં તેમનો ફીટકાર થયો. તેથી આચાર્ય પ્રત્યેનો તેમનો ભક્તિભાવ ઉડી ગયો એટલુંજ નહીં પરંતુ તેમની સાથેનો સંબંધ તોડી નાખવાની ઇચ્છા થઈ. સાધુ સાધ્વીઓ પોતાની ખાનગી પેટીઓ સાચવવા માટે મુકી ગયેલાં તેમાં શું શું હતું તે પણ જાણતો હતો. કેટલાક જાણભેદુ તો આચાર્યની વતી તેમની પાસે કેટલાક દાગીના તથા પૈસાની ગર્ભિત રીતે ઉઘરાણી પણ કરતા. ઉપરના બનાવ પછી તો કેટલીક વિધવાઓ અને

* હઠવાદી માણસ વિચાર બાંધી શકતો નથી પણ વિચારો તેને બાંધી લે છે; કારણ કે જ્યારે તેને ભૂલનું ભૂત વળગે છે ત્યારે તે ભૂતને ઘણીજ મુશ્કેલીથી કાઢી શકાય છે. ડુબતા માણસની માફક જેને તે પકડે છે તેને તે મુકતો નથી પણ તે તેને જલદી ડુબાવવામાં સહાયભૂત થાય છે.

ન્યાતના પંચના લોકો તેમને ઉઘાડી રીતે બોલતા કે " આચાર્યે લોકોના દાગીનાનાં બચકાં ધર્મના બ્હાને ઓળવી દીધાં છે તે હવે પચવા દઇશું નહીં." આ બધાં કારણોથી ચીમનલાલને એક દિવસે વિચાર થયો કે "સાધુઓની પેટીઓ રાખી શું કરવા માથે જોખમદારી વ્હોરી કપટ કરવું જોઇએ ?" તેમની સ્ત્રી પણ ઘરમાં ટોકવા લાગી કે " આચાર્યને લીધે આપણે શા માટે લોકોનું સાંભળવું જોઇએ ? એક આખો ઓરડો તો તેમને માટે રોકી રાખ્યો છે માટે સૌ સૌની પેટીઓ સોંપી દોને." આથી તેમણે સૂર્યવિજય આચાર્યને વરધીનગર ગામે કાગળ લખી સાફ જણાવી દીધું કે " હવે મારે તમારી પેટીઓ રાખવી નથી. મારા ઘરને સરકાર છુપી દીક્ષા આપવાના સ્થાન તરીકે ગણે છે અને મારી તરફ કરડી નજરે જુએ છે. લોકો પણ મને દીક્ષાના અખાડાવાળા અને ચેલા બનાવવાની ફેક્ટરીવાળા એ નામથી વગોવે છે તે તમે જાણો છો. માટે હવે તમે તમારૂં જોખમ મંગાવી લો, નહીં મંગાવી લો તો પારસલ કરી પેટીઓ તમારા ઉપર મોકલી આપીશ." એવી મતલબનો કાગળ લખી રવાના કર્યો.

જેવી રીતે ચીમનલાલને આચાર્ય ઉપરથી મન ઉઠી ગયું હતું તેવી રીતે આચાર્યનું મન પણ ચીમનલાલ ઉપરથી ઉઠી ગયું હતું, તેથી જેવો પેલો કાગળ પહોંચ્યો કે તેમાં જણાવ્યા પ્રમાણે આચાર્યે તરતજ પોતાની ખાનગી કમીટી એકાંતમાં ભેગી કરી. લોકલાગણી તેમજ સરકારનું વલણ ધ્યાનમાં લઈ તેઓ એવા નિશ્ચય ઉપર આવ્યા કે હવે અંગ્રેજી રાજ્યની હદમાં તે માલ રાખવો ઠીક નથી તેથી તેમના પક્ષના ખાસ સહાયક તેમના જેવા વિચાર ધરાવનાર આચાર્યશ્રી પ્રભાવ-સાગર તરફ ચંદ્રાવતી દેશમાં માલ મોકલી દેવો એ વધારે સહી-સલામતી ભરેલું છે તેથી ભદ્રાપુરીથી તે પેટીઓ લઇને પરભારા રેલ્વેમાં તે દેશના ચિત્રાણી ગામે કપુરચંદ શેઠને ત્યાં મુકી આવવા માટે મુદ્દામ પાંચ શ્રાવક ભકતોને પત્ર સાથે ભદ્રાપુરી મોકલવામાં આવ્યા. અને તે બાબતની ખબર આચાર્યે કપુરચંદને પત્રથી ચિત્રાણી આપી દીધી.

તે પાંચે ભક્તો ભદ્રાપુરી આવી ચીમનલાલ પાસેથી નંબરવાર પેટીઓ ગણી લીધી. સાત પેટીઓ ચકોરવિજયને મોકલી આપેલી હતી તેનો ઉલ્લેખ પણ પત્રના જવાબમાં જણાવ્યો. તે ગૃહસ્થો ત્યાંથી ભુસાવળ થઈ પગ રસ્તે એક ગાડામાં પેટીઓ ભરી ચિત્રાણી ગામે જવા નીકળ્યા. સાંજ પડી, અંધારૂં થવા લાગ્યું અને ગામમાં દાખલ થયા કે જકાતનાકાદારે તેમને રોકયા. ગાડામાંથી પેટીઓ ઉતારી ઉઘાડીને બતાવવા માટે તેમને હુકમ કરવામાં આવ્યો. આ સાંભળી તે વાણીઆ ગભરાયા અને કહેવા લાગ્યા "નાકાદાર સાહેબ! આ તો અમારા મહારાજનાં પુસ્તકની પેટીઓ છે, બીજું કાંઈ નથી. પેટીઓ ઉપર સાહેબ નામ જુઓ. શ્રાવકના પેલા મોટા આચાર્ય શ્રીપ્રભાવસાગર છે તેમની વતી પેલા શેઠ કપુરચંદને આપવાની છે." એમ જરા દમથી એક ગૃહસ્થ કામ લેવા લાગ્યો. બીજો ગૃહસ્થ કપુરચંદને બોલાવવા ગયો. તેમણે ઘણોએ આગ્રહ કર્યો પણ નાકાદારે માન્યું નહીં. છેવટે એક જણે નાકાદારને જરા દૂર જઈ કાનમાં ખાનગી વાત કરી તેથી તો તે નાકાદાર વધારે ગુસ્સે થયો અને ગાડામાંથી પેટીઓ ઉતરાવી. લોકો જોવા માટે એકઠા થયા. એટલામાં કપુરચંદ શેઠ લાંબી બ્હોંયનું મોટું અંગરખું પહેરી ખેસ નાખી બરાબર નગરશેઠ જેવા બની ત્યાં આવી પહોંચ્યા અને નાકાદાર ઉપર છાપ પડે તેવી રીતે બોલવા લાગ્યા. પણ નાકાદાર એકનો બે ન થયો. આ પ્રમાણે લોકોના દેખતાં શેઠનું અપમાન થવાથી શેઠે કહ્યું "નાકાદાર! જરા માનો, નહીં તો આમાંથી વિવાહ વધશે, તમે ખરાબ થશો. આ માલ અમારો નથી, અમારા મોટા આચાર્યનો છે. આચાર્યને ઓળખો છો? તે તમને ખરાબ કરશે."

નાકાદારે પણ તેવાજ મીજાજથી જવાબ આપ્યો, "જાઓ શેઠ, થાય તે કરી નાખજો. અમને શક છે કે તેમાં જકાતી માલ છે માટે પેટીઓ ફોડીને અમે જોઇશું. જો તેમાં જકાતી માલ નહીં હોય તો જવા દઇશું."

કપુરચંદ બોલ્યા "નાકાદાર, આ ઠીક કરતા નથી. હું તમને ચેતાવું છું. આમાંથી તીસરી થશે. સંભાળજો. આગળ ઉપર આ કપુરચંદ શેઠ છે. પસ્તાવવું પડશે."

નાકાદારે છેવટે સંભળાવી દીધું "શેઠ, ઉઘાડીને બતાવો છો કે નહીં. નહીં તો અમારા ઇન્સ્પેકટરની ઑફીસમાં સીલ કરી મોકલી દેવામાં આવશે. અમારી તીસરી થાય છે કે તમારી તેની ખબર પડશે. તમારા આચાર્યથી કે તમારાથી અમારે ડરવાનું નથી. અમે તો સરકારના કાયદા પ્રમાણે કામ લેવાના."

કપુરચંદે માન્યું નહીં, શી રીતે માને ? પેટીઓ ઉઘાડે તો પોકળ પ્રકાશમાં આવે. નાકાદારે બીજા પાંચ માણસો ભેગા કરી પંચ સમક્ષ સીલ કરી પેટીઓ ઇન્સ્પેકટરની ઑફીસમાં રવાના કરી. "બસ જોઇ લઈશું," એમ દમ બતાવી કપુરચંદ બડબડતા બડબડતા પેલા આવેલા મોંઘેરા મ્હેમાનોને લઇ ઘેર ગયા.

બીજા દિવસે સવારે કપુરચંદ ઇન્સ્પેકટરની ઑફીસમાં ગયા. ઇન્સ્પેકટરે સંભળાવી દીધું કે "હવે તો કાયદા પ્રમાણે તમારા ઉપર કેસ કરવામાં આવશે. હવે અમારા હાથમાં વાત રહી નથી. તમારે જે કાંઈ કરવું હોય તે ચંદ્રાવતી જઈ દીવાનસાહેબની ઑફીસમાં કરો. તે કહેશે એ પ્રમાણે અમારે વર્તવાનું છે માટે હવે અમારી પાસે ફેરા ખાશો નહીં."

કપુરચંદ આ પ્રમાણે રોકડો જવાબ સાંભળી ત્યાંથી ઉપાશ્રયમાં આચાર્ય પ્રભાવસાગર પાસે ગયા. રાતનો હેવાલ તો રાત્રેજ તેમને કહ્યો હતો, બાકી અત્યારનો હેવાલ પણ કહી સંભળાવ્યો. આચાર્ય ગુસ્સે થયા પણ શું કરે ? ત્યાં કાંઇ શ્રાવક વાણીઆ નહોતા કે ધમકાવે અને દબાવી કામ લે. અહીં તો સરકારી અમલદારો હતા અને તે પણ દેશી રાજ્યના હતા. મુંગે મોંઢે સહન કરી પ્રભાવસાગર કપુરચંદને કહેવા લાગ્યા. "તમે સૂર્યવિજય ઉપર મોટો વીગતવાર કાગળ લખી આવેલા ભાઇઓને આપો. તેમાં જણાવો કે જો ત્યાંથી કોઈની સીફારસ મળી આવે તો ભલામણપત્ર મોકલો." શેઠે તો ત્યાંજ કાગળ હાથમાં

લીધો અને કલમ લઇ કાગળ લખવા બેઠા. ખૂબ ઉભરો કાગળમાં કાઢયો. મહારાજને વાંચી સંભળાવ્યો અને ત્યાંથી તેઓ ઉઠી ઘેર ગયા. મ્હેમાનોને જમાડી તાકડે ભાડાની મોટર મળી આવવાથી મોટરમાં પાંચે જણને શેઠે રવાના કર્યા. મોટરમાં એક જગો ખાલી હોવાથી એક બીજો મુસાફર પણ ચડી બેઠો અને તેઓ ભુસાવળ આવી ત્યાંથી ટ્રેનમાં બેશી ખંડવા થઇ મહુ ઉતરી મોટરમાં વરધીનગર ગયા અને સૂર્યવિજય આચાર્યને મળ્યા. પેલો મુસાફર પણ છુપી રીતે તેમની સાથે જોડાયો અને તેમની હીલચાલ બારીકાઇથી તપાસતો હતો.

આચાર્યે કાગળ વાંચી ખૂબ લાલ પીળા થઇ ગયા. " પેલો બેવકુફ કપુરચંદ શેઠ લખે છે કે ' તમારી ઓળખાણ હોય તો દીવાન સાહેબ ઉપરનો એક ભલામણપત્ર લખીને મોકલો ' આ શું સમજીને તે લખતો હશે ? ત્યાંની ઓળખાણ તે તે મેળવે કે અમે મેળવીએ ? સહી સલામતી માટે ત્યાં માલ મોકલ્યો ત્યારે તો ત્યાં આવો ભવાડો થયો. " એમ કહી પેલા પાંચે જણ ઉપર ઉતરી પડયા.

આ પ્રમાણે આચાર્યની ગર્જના, રીસ અને મુંઝવણ ચાલી રહી હતી તેવામાં કનકનગરથી બે મોટરો આવી. લાલભાઇ, ભારતીકુમાર, રસિકલાલ, ચંદ્રકુમાર અને જયંતીલાલ આવેલા જણાયા. તરતજ આચાર્ય પાસે આવી રીતસર વંદના કરી આચાર્યને શાતા પુછવા લાગ્યા.

આચાર્યના મનમાં ગુસ્સો તો ભરાયેલો હતો તેમાં વળી આ મંડળને દેખ્યું એટલે હૃદયમાં અતિશય બાફ ભરાયો, ક્રોધાયમાન થઇ સૂર્યવિજય લાલભાઇને કહેવા લાગ્યા " શું ખોટી ખોટી શાતાઓ પુછો છો ? સામા લડવા તૈયાર થવું અને શાતા પુછવી ? ઠગવાના ધંધા લઇ બેઠા છો તે હું સમજી ગયો છું. તમારૂં રાજીનામું મળ્યું. ગાલ્લા તળે કુતરૂં ચાલવા માંડયું એટલે તેને ગર્વ આવ્યો કે હું જ ગાલ્લું ખેંચું છું. લાલભાઈ ! એવો ફાંકો હોય તો મનમાંથી કાઢી નાખજો. તમારૂં રાજીનામું તો સ્વીકારી લીધું અને બીજા શેઠને પ્રમુખ નીમવાનો દીક્ષા-

રક્ષક મંડળે ઠરાવ પણ કર્યો, સમજ્યા ? તમારાથી થાય તે કરી નાખજો. હું તો ક્યારનો સમજતો હતો કે આ રા. બા. ભારતીકુમાર આગળ તમે બધા તેમની શેહમાં અંજાઈ જવાના છો. જુઓને, તેજ પરિણામ આવ્યું. વળી આ રસિકલાલ, થોડું બોલે અને થાંભલા કોતરે, તેમના ટોળામાં તે બેસે અને અમારી પાસે પણ આવે અને તેમનાં ઘરનાં પત્ની માલતી તો વળી આખું સ્ત્રીમંડળ હલાવે. ચંદ્રકુમાર ખટપટી, અહીંઆં ડુબકી મારે અને ક્યાંઈ નીકળે. આવા આવા તમને મળ્યા એટલે અમારાથી બદલાઇ સામા પક્ષમાં જાઓ તેમાં શી નવાઈ? જે આચાર્યથી અમે તિરસ્કાર કર્યો તેમની પાસે જવા લાગ્યા. તમારા જેવા દ્રોહી માણસનો અમારા મંડળમાં ખપ નથી."

આ બધું સાંભળી લાલભાઇએ ટંડા કાળજે કહ્યું "આચાર્ય મહારાજ ! મને લાગે છે કે આજે કાંઇ ક્રોધનું કારણ બનેલું જણાય છે અને તે ક્રોધ અમારા ઉપર ઉતરેલો છે, માટે આપ આહારપાણી લઈ શાંત થાઓ. અમે પણ જરા વાપરી આવીએ. મોટરમાંથી ઉતરી પરભારા વાંદવા માટે આવ્યા છીએ. બપોરના બાર એક વાગે આપને મળીશું. ક્રોધને બાજુ ઉપર મુકી દેશો એટલી અમારી વિનંતી છે" એમ કહી ત્યાંથી ઉઠયા અને સંબંધીને ત્યાં ગયા.

પેલો મુસાફર તેમના મંડળમાં દાખલ થઇ ગયો. ઓળખાણ માટે અમુક નિશાની રાખેલી હોવાથી રસિકલાલ તેને ઓળખી ગયો અને એકાંતમાં જઇ બંને વાતો કરવા લાગ્યા. મુસાફરે જણાવ્યું "કેટલાક માણસો ભદ્રાપુરમાં ચીમનલાલને ત્યાં આચાર્યની પેટીઓ લેવા આવેલા. અમારા સાહેબને ખબર પડી, તમારે ત્યાં તપાસ કરાવ્યો પણ તમે કે ચંદ્રકુમાર નહોતા. મને તે માણસોની સાથે અમારા સાહેબે મોકલ્યો, હું તેમની સાથે ચંદ્રાવતી સ્ટેટના ચિત્રાણી ગામે ગયો અને ત્યાં પેટીઓ નાકાદારે રોકી. નાકાદારને ખાનગી રીતે સમાચાર પહોંચડાવ્યા કે તેમાં મુદ્દા માલ છે. પછી કપુરચંદ કે જેમને ત્યાં પેટીઓ મુકવાની હતી તે આવ્યા. ધમાલ થઇ" એમ જણાવી તે પાંચેજણ

પાછા આવ્યા ત્યાં સુધીનો બધો હેવાલ જણાવ્યો. તરતજ રસિકલાલે કાગળ પેન્સીલ હાથમાં લઇ હેવાલ લખી તૈયાર કર્યો. ખાનગીમાં તે વાત ભારતીકુમાર અને ચંદ્રકુમારને કહી. તે પણ જાણી ખુશી થઇ કહેવા લાગ્યા કે "ઠીક મામલો ગંભીર થવા માંડયો છે."

બપોરે એક વાગ્યાના શુમારે ભારતીકુમાર વીગેરે આચાર્યની પાસે આવ્યા. આચાર્યના શાસનપ્રેમી ભકતો પણ આગળથી આવેલા હતા.

લાલભાઇ ધીમે રહી બોલ્યા "મહારાજ! અમે બે મુદ્દાના કામે આવેલા છીએ. એક તો શશીકાંતને મળવા અને બીજું સરિતા નામની છોકરી લેવા માટે. અમારા ઉપર કૃપા કરી તેટલું કામ કરી આપો તો બસ. ગાંધારી ગામમાં કેવો બનાવ બન્યો તે તમે સાંભળ્યો હશે."

આચાર્ય --"હા કોઇ ગાંધારીથી આવ્યો તે કહેતો હતો કે ત્રણ ચાર દિવસ ઉપર એક બાઇએ ફાંસો ખાધો હતો પણ તે બચી ગઈ છે."

લાલભાઈ—"તે બાઇ કોણ તે તમે જાણ્યું? તેનો હેવાલ તો પરમ દિવસે છાપામાં પણ આવી ગયો. તમારા ચેલા શશીકાંતની તે સ્ત્રી થાય. સ્ત્રીની શી દશા થઇ તેનો વિચાર કરો."

ભારતીકુમાર—"પરમ દિવસે દશમના રોજ જેવું છાપામાં વાંચ્યું કે તરતજ લાલભાઈએ પોતાની મીલના ડૉકટરને બાલાભાઇ સાથે ગાંધારી મોકલ્યા અને દવાના ઉપચાર કર્યા. બાઇ બચી જવાનો સંભવ છે. તેનો હેવાલ તમે ફુરસદે વાંચો. સમજ્યા વગર બાધાઓ અને દીક્ષાઓ આપો તેનું શું પરિણામ આવે?" એમ કહી છાપું આચાર્યના હાથમાં મુકયું.

આચાર્ય—"હું તો છાપાં વાંચતોજ નથી. છાપાંથી વિરૂદ્ધ છું. છાપાંએજ આ બધી હોળી સળગાવી છે."

ભારતીકુમાર—"પણ "દીક્ષાનું વાજીંત્ર" છાપું કોણે કાઢયું છે, કોણ લખે છે, કોણ ચલાવે છે તેનો વિચાર કરી હોળીની ઉપમા આપતા હો તો ઠીક છે. ખાસ છાપું કાઢી સાધુઓ પડદામાં રહી લેખો લખે તે હોળી નહીં અને બીજા લખે તે હોળી? આવો એક-

પક્ષી ન્યાય તો આચાર્યનોજ હોઇ શકે. તે તો ઠીક, પણ શશીકાન્ત ક્યાં છે ? અમારે તેને લઇ જવો નથી પરંતુ તેને ખરી પરિસ્થિતિથી વાકેફગાર કરવો છે. કાલ રાત્રેજ અમારા જાણવામાં આવ્યું કે તે અહીંઆં છે તેથી અમે એકદમ અહીંઆં આવ્યા."

આચાર્ય—"ઉપાશ્રયમાં હોય તો લઇ જાઓ. અલ્યા મર્મવિજય ! આ રાવ બહાદુરને આખો ઉપાશ્રય બતાવ અને તેમના શશીકાન્તને શોધી આપ. ઉઠો બધા જોઇ લઇ ખાત્રી કરો. પછી કહેશો કે મહારાજે ઉપાશ્રયમાં સંતાડી દીધો અને મળવા દીધો નહીં. તમને છાપામાં લખતાં કેટલી વાર ?"

ભારતીકુમારે ઉઠી મર્મવિજયની પાસે જઇ તેમની સાથે આખો ઉપાશ્રય જોવો શરૂ કર્યો. જોતાં જોતાં એક એકાંત ઓરડીમાં બંને ગયા કે મર્મવિજયે ખાનગી રીતે જણાવ્યું "અહીંથી દક્ષિણ દિશામાં મધુરી નામે ગામ છે ત્યાં કંચનશ્રી વીગેરે સાધ્વીઓ સાથે ચોમાસું રહેલો છે. ત્યાં ત્રણ દિવસથી ચોમાસું હોવા છતાં પણ શશીકાંતને ખસેડી મુકયો છે. તેની સ્ત્રીએ ખાધેલા ફાંસાની વાત શશીકાંતને જણાવવા આચાર્યે ના પાડી છે. તે તો હવે બદલાઇ ગયા જેવો છે. પણ મોટી મુસ્કેલીની વાત એ છે કે તેના ગુરૂ શુદ્ધિવિજય તેને કોઇની સાથે મળવાજ દેતા નથી. તેથી તેને દુનિયાની ખબર પડતી નથી. તમે ત્યાં જરૂર જાઓ, ત્યાંથી પત્તો લાગશે. હમણાં ત્રણ દિવસથીજ ખસેડયો છે." એમ ગુપ્ત વાતો કરી ઉપાશ્રયમાં ફરી પાછા આચાર્ય પાસે આવ્યા. તેમને પાછા આવેલા જોઈ આચાર્યે કહ્યું "કેમ શશીકાંત જડયો ને ?"

ભારતીકુમાર—"આપની જાળમાં સપડાયેલાનો પત્તો લાગે ? આવા જ્યારે ત્રાસદાયક બનાવ બને ત્યારે અમારે ગરીબોની મદદે દોડવું પડે છે. લાલભાઇ શેઠ પણ આવ્યા. ઘેર નવીનચંદ્રની તબીઅત પણ નરમ રહે છે છતાં ઉડીને આવ્યા. તમારે તો છાપું વાંચવું નથી એટલે હવે તેનો હેવાલ કહેવાથી શું ફાયદો ?"

આચાર્ય—" છાપની વાતો બધી બનાવટી. પ્રભાવતી રાંડ તો વંઠી ગયેલી છે. તેના પાપેજ શશીકાંતને દીક્ષા લેવી પડી છે, સમજ્યા લાલભાઇ ? ફાંસા વીગેરેના તો ઢોંગ છે. એ તો બધું સ્ત્રીચરિત્ર છે. એવી ખોટી દયા ન ખાઓ."

લાલભાઈ—" આ શબ્દો આચાર્યના મોંમાં ન શોભે. ઉંડા ઉતરી તપાસ કરો. લોકોની આવી ખોટો વાતો સાંભળી ગરીબ બાળાઓના પ્રાણ ન લો. હું તમને ફરી વાર કહું છું કે છાપું વાંચી જુઓ અને તેનો તપાસ કરો. તેમાં સત્ય હકીકત પ્રકટ થયેલી છે. લોકોની ખોટી શીખવણીએ ન ચડો. આપ કાનના કેવા કાચા છો તે ક્યાં હું નથી જાણતો ?"

ભારતીકુમાર—" ચાલો શશીકાંતની વાત રહી. પણ હવે સરિતા બતાવો. એ છોકરીને શોધવા માટે ખાસ જયંતીલાલને સાથે લાવ્યા છીએ. ભદ્રાપુરીથી રસિકલાલ અને ચંદ્રકુમાર આવ્યા છે."

આચાર્ય—" તમે મને સરિતાને આપી ગયા છો ?"

લાલભાઇ—" કેમ જયંતીલાલ ?"

જયંતીલાલ—" સરિતાને અહીંઆં લાવી કંચનશ્રીને સોંપી આવી આપને વાત કરી અહીં સુઇ રહી સવારે ગયો તે ભૂલી ગયા ?"

આચાર્ય—" જાઓ કંચનશ્રી પાસે, અમને શા માટે પુછો છો ? લાલભાઇ ! તમે પણ ઠીક ગળે પડતાં શીખ્યા છો."

લાલભાઈ—" આવી રીતે અમે તમને પુછી શકીએ નહીં ? અમારાં છોકરાં ઉપડી જાય અને અમે તપાસ કરવા આવીએ ત્યારે આવો જવાબ આપો તે અમને શી રીતે પાલવે ?"

આચાર્ય—" રહેવા દો લાલભાઇ. સો ઉંદર મારી મનીબાઇ હવે પાટ બેશી મને શીખામણ આપવા તૈયાર થયાં છે. તમે ક્યાં મારાથી ઉતરો તેમ છે ?"

લાલભાઈ—" પહેલાં તો હું હતો, હાલ તે નથી, હવે મારી આંખો ઉઘડી છે, અને તમારી ઉઘાડવા આવ્યો છું. મહારાજ ! હવે

આ પ્રવૃત્તિ છોડી દો. તેમાં કાંઇ ફાયદો નથી, આપણો સમાજ અધો-ગતિએ પહોંચ્યો છે."

આચાર્ય—"મારે તમારા ડહાપણની જરૂર નથી, તમારૂં ડહાપણ તમારા સમાજમાં બતાવજો."

લાલભાઇ—"આચાર્ય! હું તમારા જેવો થતો નથી, હજુ મને શરમ આવે છે. સમજો, નહીં તો અમારે છેવટનાં પગલાં ભરવાં પડશે."

આચાર્ય—"તમારાથી થાય તે કરી નાખજો. હું પણ જોઇ રહ્યો છું કે તમે ખરાબ થાઓ છો કે હું થાઉં છું. તમે પણ જાણશો કે આ સૂર્યવિજય આચાર્ય મળ્યો હતો. હું પણ તમારૂં વેર લેવાને પાછી પાની કરવાનો નથી. સમજ્યા?"

ભારતીકુમાર—"આપ તો આચાર્ય રહ્યા, ધાર્યું કરી શકો. યોગી પુરૂષ રહ્યા, બાળહઠ અને યોગહઠમાં ફેર નજ હોય. પણ આચાર્યશ્રી! વેર લેવાની વાત આ આચાર્યપદને શોભી શકે? આચાર્યે તો નમ્રતાનો ગુણ ધારણ કરવો જોઇએ. તે ગુણથીજ મોક્ષપદ મેળવી શકાય છે. આવા ક્રોધથી અને અભિમાનથી તો મોક્ષનાં દ્વાર બંધ થઇ અધોગતિનાં દ્વાર ખુલ્લાં થાય છે. આવા કારણથીજ મહા પુરૂષો કહી ગયા છે કે

"લઘુતાસેં પ્રભુતા મીલે, પ્રભુતાસેં પ્રભુ દૂર,
કીડી મીસરી ખાત હૈ, હાથી ફાકે ધૂર."

આપ તો સમર્થ ગીતાર્થ અને આગમોદ્ધારક છો એટલે આ બે ચરણનો ભાવાર્થ આપ ઘણી સારી રીતે સમજી શકો તેમ છે તેથી મારા જેવો આપને શું સમજાવી શકે? અમે તો માત્ર મહા પુરૂષોનાં વચનો આપને યાદ દેવડાવીએ." એમ ભારતીકુમાર માર્મિક ટકોર મારી ઉભો થયો કે લાલભાઇ વીગેરે વંદના કરી ત્યાંથી ઉઠયા.

આચાર્ય—"ભારતીકુમાર! બોલતાં બહુ સારૂં આવડે છે. લાલ-ભાઇને ઠીક ચડાવ્યા છે." મહારાજ આ પ્રમાણે બોલ્યા છતાં ગમ ખાઈ લાલભાઇ વીગેરે ત્યાંથી ચાલતા થયા અને પોતાના એક સંબંધી ગૃહસ્થને ત્યાં ગયા.

બીજે દિવસે સવારે તેઓ મધુરી ગયા. આખો દિવસ સરિતાનો અને શશીકાંતનો ઘણો તપાસ કર્યો પણ પત્તો લાગ્યો નહીં. કંચનશ્રી સાધ્વી પાસે ગયા પણ સીધો જવાબ મળ્યોજ નહીં. ખાનગી રીતે પુછતાં પુછતાં કોઇએ કહ્યું કે "અહીંથી એક નાના ગામડામાં શશીકાંતને લઈ ગયા છે." તેથી તેઓ ત્યાં ગયા. તપાસ કરતાં એક શ્રાવકના ઘરમાં શશીકાંત અને બીજો સાધુ છે એમ ખબર મળી. ખબર મળતાંની સાથે લાલભાઇ એકલા ત્યાં ગયા. લાલભાઇ તો એમના પક્ષમાં છે એમ સમજી પેલા ઘરવાળા શ્રાવકે તેમને ઘરમાં આવવા દીધા. શશીવિજય સાધુ મળ્યો. લાલભાઈ આચાર્યપક્ષના થઇ તેની પાસેથી ગાળ કાઢી લીધો અને ધીમે રહી પેલું છાપું કાઢી તેની આગળ વાંચવા લાગ્યા. આથી શશીકાંત જાણે બહુ પસ્તાતો હોય તેવું જણાયું. પેલા બીજા સાધુને પણ લાગી આવ્યું. પછી લાલભાઇએ બીજા સાધુને નીચે મોકલી જણાવ્યું. "શશીવિજય! શી મરજી છે? તમારી બૈરી હજુ જીવે છે, મારા છોકરાને તથા ડૉકટરને સારવાર માટે મોકલ્યા હતા, હવે સારૂં થવા માંડયું છે. પ્રભુઇચ્છાએ બચી જશે. આવી સારી બૈરીને તમે છોડી દો, મોટી બાધાઓ લઈ તોફાન કરો અને આવી નિર્દોષ બાળાઓનો જીવ જવા જેવો વખત આવે ત્યાં સુધી તમારી આંખો ઉઘડે નહીં એ તમને સારૂં લાગે છે?"

શશીવિજય—"મને આચાર્યનો અને મારા ગુરૂ શુદ્ધિવિજયનો ઘણો ડર છે. તે જાણે તો મને મારી નાખે. તેમના ત્રાસની તો મને વાત જ પુછશો નહીં, માટે જો તમે મને લઇ જાઓ તો તમારી સાથે આવું."

લાલભાઇ—"જુઓ મારી વાત સાંભળો, તમને મીલમાં મારે ત્યાં રાખીશ, પચાસ રૂપીઆનો પગાર આપીશ, મીલમાં મકાન આપીશ, તમારી સ્ત્રીને સુવાવડનો પ્રસંગ છે. તમે બધાં કનકનગરમાં રહો. મહારાજથી ડરવાનું કારણ નથી, હું તેમને પહોંચીશ. તમારા માટે તો મહારાજને અમારે લડવું પડયું. હું એકલો નથી. બીજા

ત્રણ ગૃહસ્થો અમારી સાથે છે. મોટર લઇને આવ્યા છીએ. જો ઇચ્છા હોય તો તમે ઠલ્લાના બ્હાને જરા બહાર નીકળો એટલે ત્યાંથી બહારો બહાર ગાંધારી જઇએ. ત્યાં તમારા કુટુંબને મળો અને ત્યાંથી તેમને લઇને કનકનગર જઇએ."

શશીવિજય વિચારમાં પડયો અને બોલ્યો "આ મારી સાથે સાધુ છે તે કદાચ શંકા લાવશે અને મને બહાર નીકળવા દેશે નહીં."

લાલભાઇ—"તેની ચિંતા કરવી નહીં. તે વખતે જોઇ લઇશું." એમ હીંમત આપી નક્કી કરી ઘરમાંથી બહાર નીકળી મુકામે આવી ભારતીકુમારને વાત કરી. મોટરને ગામ બહાર ઉભી રાખવા જણાવ્યું. અને તે પાછા ઘરમાં આવ્યા. અને શશીકાંતને લઈ બહાર નીકળ્યા. પેલો સાધુ, "મહારાજ! કયાં જાઓ છો? કયાં જાઓ છો?" એટલા શબ્દો શીવાય કાંઇ બોલી શકયો નહીં. ગામ તદન નાનું હતું. લાલભાઇ અને મહારાજ મોટર આગળ આવી પહોંચ્યા અને શશીવિજયને મોટરમાં બેસાડી તેના ગામ ગાંધારી ઉપડી ગયા. રસ્તામાં સાધુવેશ ઉતારી સંસારીપણાનો વેશ પહેરાવવામાં આવ્યો. તેઓ શશીકાંતને ત્યાં ઉતર્યા, તેની સ્ત્રી તો હવે હરતી ફરતી થઇ હતી. ઓચિંતા શશીકાંતને દેખી તેને ઘણોજ હર્ષ થયો. ડોશી તો છોકરાને વળગી પડી. મહેલ્લાના લોકો ત્યાં ભેગા થયા. લોકો લાલભાઈને ખૂબ આશીષ આપવા લાગ્યા. રસિકલાલે તાકીદે હેવાલ તૈયાર કરી કનકનગર સમાચાર ઉપર મુદ્દામ માણસ મોકલી રવાના કર્યો. લાલભાઈએ શશીકાંતની ડોશીને બનેલો હેવાલ કહી સંભળાવ્યો. ડોશીની આંખમાં આનંદનાં આંસુની ધારો વહેવા લાગી. ડોશીના અત્યંત આગ્રહથી તેઓ ત્યાં એક દિવસ રહ્યા. શશીકાંતને મીલમાં નોકરી રાખવાનું નક્કી કર્યું. અઠવાડીઆ પછી કુટુંબને લઈને કનકનગર આવવા ડોશીને સમજણ પાડી. ડોશીએ તે પ્રમાણે કરવા હા પાડી.

એ રીતે નક્કી કરી આસો સુદ ૧ના દિવસે ડોશીને ત્યાં વાળુ કરી ત્યાંથી લાલભાઇ વીગેરે કનકનગર તરફ ઉપડયા. રાત્રે કનકનગર

પહોંચ્યા અને સૌ સૌને ત્યાં ગયા. ભારતીકુમાર વીગેરેને જોઇ કાદં-બરી બોલી "તમારા આવતા પહેલાં આજના કનકનગર સમાચારમાં શશીકાંતને લાવ્યાના સમાચાર પ્રકટ થઇ ગયા છે, વળી પેટીઓનો ભવાડો પણ તેમાં આવ્યો છે." એમ કહી છાપું તેમના હાથમાં મુકયું.

ભારતીકુમાર ઉપર ઉપરથી બધો હેવાલ વાંચી કહેવા લાગ્યો, "આ રસિકલાલે હેવાલ મોકલેલો છે." પેટીઓનો હેવાલ પોલીસના ડીટેક્ટીવ તરફથી મળ્યો હતો અને શશીકાંતની બાતમી પેલા ભેદી મર્મવિજય સાધુ તરફથી ખાનગીમાં મળી હતી."

આ તેમની ટુંક મુસાફરીમાં શશીકાંત મળી આવ્યો. તેની બૈરી આફતમાંથી બચી, તેનું ઘર મંડાયું અને સુખી થઈ. પણ સરિતાનો પત્તો લાગ્યો નહીં. કંચનશ્રીની દીક્ષાજાળનો ભેદ કોઈએ આપ્યો નહીં તો પણ તે તરફ પોતાના માણસોને સરિતા સંબંધી લાલભાઈ અને રસિકલાલ સૂચના આપતા આવ્યા હતા.

બીજા દિવસે એટલે આસો સુદ ૨ના દિવસે સવારે ભારતીકુમાર વીગેરે લાલભાઇને ત્યાં મળવા ગયા. આખું કુટુંબ તેમને જોઇ ભેગું થયું. શશીકાંતને દીક્ષા છોડાવી પોતાને ઘેર લાવ્યાથી સ્ત્રીવર્ગમાં ઘણો આનંદ છવાઇ રહ્યો હતો. વળી છાપામાં પણ તે વાત આવેલી હોવાથી અને લાલભાઇનાં વખાણ કરેલાં હોવાથી તે વાત વારંવાર ચર્ચી હર્ષ પ્રદર્શિત કરતાં હતાં. હવે સરિતાને શોધી કાઢવા તરફ તેમનું ધ્યાન ખેંચાયું. એટલામાં "કનકનગર સમાચાર" છાપું ટેબલ ઉપર આવીને પડયું. પહેલું પાનું ઉઘાડતાંજ "જૈન સાધુએ તારા સાથે કરેલું પુનર્લગ્ન" એવું મોટું મથાળું વાંચવામાં આવ્યું. સૌનો આગ્રહ થવાથી ભારતીકુમાર મોટેથી તે હેવાલ વાંચવા લાગ્યો. તેની આત્મ-કથા વાંચી જૈનોને આપેલો બોધ પણ વાંચ્યો.

વાંચી રહ્યા પછી લાલભાઇએ કહ્યું "જૈનોનું શું થવા બેઠું છે? ગઈ કાલના છાપામાં સૂર્યવિજયની પેટીઓના ભવાડા આવ્યા હતા, આજે તેમના ચેલા ચકોરવિજયના પુનર્લગ્નના ભવાડા આવ્યા.

અલ્યા જયંતીલાલ! ગઇ કાલના તથા આજના છાપાની ચાર ચાર નકલો લાવી ટપાલમાં વરધીનગર ગામે આચાર્ય ઉપર મોકલી આપજે, એટલે વાંચીને તે પેટમાં ટાઢું કરે."

આ પ્રમાણે વાત કરી ભારતીકુમાર વીગેરે ઉઠી પોતાને ત્યાં આવ્યા. બપોરે તેમનું મંડળ એકઠું થયું. કનકનગર સમાચારનો રીપોર્ટર પણ આવ્યો. રાતોરાત લેખ કૅામ્પોઝ કરી પ્રકટ કરવા માટે રસિકલાલે તેમને ધન્યવાદ આપ્યો. રીપોર્ટરે પણ અગત્યના સમાચાર આપવા સંબંધી રસિકલાલનો વળતો ઉપકાર માન્યો. ત્યાર બાદ રસિકલાલે પોતાના મંડળના સભ્યોને જે જે સૂચનાઓ આપવાની હતી તે તે આપી તથા કેટલીક છુપી બાતમીઓ જણાવી તે ઉપર ધ્યાન આપવા ભલામણ કરી તેજ દિવસે એટલે આસો સુદ ૨ના રોજ રાતની ટ્રેનમાં નીકળી રસિકલાલ અને ચંદ્રકુમાર બીજા દિવસે સવારે ભદ્રાપુરીમાં આવી પહોંચ્યા. ગેરહાજરીમાં આવેલા પત્રો માલતીએ આપ્યા. બરાબર વાંચી માલતીની સલાહ મેળવી પત્રોના જવાબ રસિકલાલે લખી દીધા.

વરધીનગરમાં આચાર્યને ખબર પડી કે લાલભાઇ વીગેરે શશીવિજયને ઉપાડી જઈ સંસારી બનાવી દઇ તેના ઘર ભેગો કરી દીધો છે. વળી છાપાંનો ઢગલો થયો. આથી તેમનો મીજાજ હાથમાં ન રહ્યો. બસ તેનું કેમ વેર લઉં એવા રૌદ્ર ધ્યાન ઉપર ચડી ગયા. જેટલી એણે દીક્ષાઓ મુકાવી તેટલીજ દીક્ષાઓ તેમના કુટુંબનાં માણસોને ઉપાડીને આપું ત્યારેજ હું સૂર્યવિજય આચાર્ય ખરો. બસ સરિતાનો પત્તો લાગવા ન દઉં. તે લોકો પણ જાણે કે સાધુ શું શું કરી શકે છે!! આ પ્રમાણે આચાર્ય રૌદ્ર ધ્યાનમાં પોતાના સાધુપણાના આચારો ભૂલી જઇ નીચ નિશ્ચય ઉપર આવી ગયા.



# પ્રકરણ ૬ ઠું.

## શેઠ જગજીવનદાસના બંગલે બીજબાનીમાં બેદી લગ્નની દરખાસ્ત.

## ચંદનબાલાનું પ્રતિબિમ્બ અને હૃદય.

* The treasures of the deep are not so precious
As are the concealed comforts of a man
Locked up in a woman's love. I scent the air
Of blessings when I come but near the house
What a delicious breath marriage sends forth
The violet bed's not sweeter. —*Thos. Middleton.*

શેઠ જગજીવનદાસ લૉટરીવાળાએ તો વાલકેશ્વરમાં પોતાનું ઘર બરાબર જમાવી દીધું. તેમની માતુશ્રી ઉત્તમલક્ષ્મી ઉર્ફે માજી ઉત્તમશ્રીએ ઘરનો તમામ કારભાર ઉપાડી લીધો, એટલુંજ નહીં પરંતુ શ્રીમંત ગૃહસ્થના ઘરના જેવી વ્યવસ્થા રાખવા માંડી, ભણેલી હતી અને ચાલાક પણ હતી. તેની સાથે આવેલી ચંદનશ્રીનું નામ ચંદનબાલા રાખવામાં આવ્યું. ખિલતી કળી જેવું તેનું સુંદર બદન હતું. દુઃખના અને ત્રાસના ભારથી દબાઇ ગયેલી હતી, તે હવે તેમાંથી મુક્ત થવાથી તેના શરીરના અવયવો વિકાસ પામવા લાગ્યા. ઉત્તમલક્ષ્મી પણ તેની સારી સંભાળ રાખતી હતી અને પોતાની દીકરી કરતાં પણ વધારે વ્હાલ રાખતી હતી. તે જાણતી હતી કે તે માબાપ વગરની નિરાધાર છોકરી છે.

---

* સ્રીના પ્રેમમાં ગ્રંથિત થયેલાં પુરૂષનાં છુપાઇ રહેલાં સુખ તે સમુદ્રમાં રહેલા ખજાના કરતાં પણ વધારે કીંમતી છે. હું જ્યારે મારા ઘરની પાસે આવું છું ત્યારે સુખની લહરીઓની સુગંધ આવે છે. લગ્નથી કેવો આનંદ પ્રાપ્ત થાય છે? પુષ્પનું બિછાનું પણ તેનાથી વધારે મધુર હોઇ નથી.

રવિવારના દિવસે જગજીવનદાસે, રમણિકલાલ, ચતુરા, રતિલાલ તથા ઉર્મિલાને પોતાને ત્યાં જમવાનું કહ્યું. અગીઆર વાગે તેઓ ત્યાં ભેગાં થયાં. કનકનગરથી સાથે લાવેલા પોતાના મિત્ર દશરથલાલને પણ રમણિકલાલે સાથે લીધો હતો.

સ્ત્રીપુરૂષો સાથે જમવા બેઠાં. જમતાં જમતાં ઉર્મિલા બોલી "સર્વ સામગ્રી તૈયાર છે પણ એક મોટી ખામી લાગે છે."

ઉત્તમલક્ષ્મી—"ઉર્મિલાબેન ! શું ખામી જણાઈ?"

ઉર્મિલા—"ઉત્તમબા ! જુઓ હવે તમે આવ્યાં, પ્રભુકૃપાએ માદીકરો ભેગાં થયાં, પૈસાની એકદમ વૃષ્ટિ થઇ, કમાણીવાળો ધંધો મળ્યો, સારા ભાગીદાર મળ્યા, સારા મિત્ર મળ્યા, આમ દરેક સુખ છતાં એક મોટી ખામી લાગે છે તે તમને નથી સમજાતું ?"

રતિલાલ—"એ કયા પ્રકારની ખામી તે મને સમજાતી નથી."

ઉર્મિલા—"તમને શાની સમજાય ? ઉત્તમબા ! હું એક અઠવાડીઆ માટે મારા પિયર માને મળવા જવા માટે રજા માગું છું ત્યારે તે ગમે તેવાં બ્હાનાં કાઢી મને એક દિવસ પણ છુટી કરતા નથી. અને બીજું વધારે શું કહું ? આ બધા બેઠા છે એટલે આથી વધારે બોલી શકતી નથી." (હસાહસ)

રમણિકલાલ—"ભાઈ રતિલાલ ! આપણું પુરૂષનું ભાષણ રહેવા દો. તેમની આગળ આપણે નહીં ફાવીએ. ખામીનો ખુલાસો થવા દો."

ઉર્મિલા—"જુઓ ઉત્તમબા ! તમે હતાં તો આ શેઠ સાહેબનો આવા પ્રકારનો ગૃહસ્થાશ્રમ મંડાયો. પણ હવે ખરો ગૃહસ્થાશ્રમ મંડાવો."

રતિલાલ—"ખરો ગૃહસ્થાશ્રમ એટલે ?"

ઉર્મિલા—"ખરો ગૃહસ્થાશ્રમ એટલે હવે તેમને પરણાવો. આપણા બંનેનો ગૃહસ્થાશ્રમ ચાલે છે તેવો. હવે તેથી વધુ સ્પષ્ટ ખુલાસો જોઇએ છે ?" (હસાહસ)

ઉત્તમલક્ષ્મી—"ઉર્મિલાબેન ! મને તે વિચાર ક્યારનો આવ્યો છે. મારા મનને એમ કે જરા આ દીક્ષાની વાત શાંત પડે, અમે

દેશમાં જઇએ, થોડોક વખત ત્યાં રહીએ, લોકો અમને જાણુતા થાય પછી તે વાત બહાર પાડીએ તો કોઈ અમને કન્યા આપે. તે પહેલાં ઉતાવળ કરીએ તે શા કામની? વળી આ ચંદનબાલા મારી સાથે આવી છે, તે નિરાધાર છે, તેની હકીકત તમે જાણો છો. એટલે તેને માટે પણુ સારૂં ઠેકાણું શોધી તેને પરણાવવાની ચિંતા પણુ મને જ છે ને? હું તે બંનેને માટે વિચારમાં જ છું."

રમણિકલાલ—"તમારૂં કહેવું વ્યાજબી છે, તેની પણુ કાળજી તમારે જ રાખવાની છે."

ઉત્તમલક્ષ્મી—"તમારી જાણમાં કોઈ સારો ભણેલો, સંસ્કારી, કમાતો, સ્વભાવે શાંત અને માયાળુ હોય તો અમને જણાવશો. કારણકે કેટલાક તો એવા મતના નીકળશે કે હવે સાધ્વીને પરણાય કે? માટે તમે તથા રતિભાઇ એ વાત ધ્યાનમાં રાખશો."

ઉર્મિલા—"એ વાત જગજીવનદાસને માટે કન્યા લાવવા કરતાં વધારે મહત્વની છે. આખી જીંદગીનો સાથી શોધી કાઢવાનો છે, તેની સાથે આખું જીવન ગાળવાનું છે. પણુ તે બાબતની ચિંતા, ઉત્તમબા! તમે શા માટે કરો છો? જેને પરણવું હોય તે ન કરે?" એમ હસતા મુખે બોલી ચંદનબાલાની મશ્કરી કરી. આ શબ્દોથી ચંદન-બાલા શરમાઇ ગઇ.

ઉર્મિલા—"હવે તે કાંઇ નાનાં નથી. શરૂઆતમાં જરા શરમાય. સ્ત્રીજાતિનો સ્વભાવ એવોજ હોય. ન શરમાય તો બેશરમી કહેવાય, કેમ ચંદનબાલા?" આથી ચંદનબાલા વધારે શરમાઈ.

ઉત્તમલક્ષ્મી—"ઉર્મિલા બેન? તમે તો મશ્કરીમાં કોઇને છોડતાં નથી. હું બેઠી છું ત્યાં સુધી તે બાબતની કાળજી મારેજ રાખવી જોઇએ. તેને પુછવાની જરૂર ન હોય."

ઉર્મિલા—"તે જમાનો વહી ગયો. હવે તો છોડીઓને મોટી કરી કે તે વડીલોની પસંદગીની વાત કોરે મુકે છે અને પોતાની પસંદગીના વર સાથે લગ્ન કરે છે. જમાનો બદલાઇ ગયો છે."

ઉત્તમલક્ષ્મી—" ભલે ગમે તેમ હોય તોપણ તમને મારી સૂચના છે કે તેમને માટે યોગ્ય વર શોધી કાઢો એટલે આવતા શીયાળામાં લગ્ન લઇએ."

ઉર્મિલા—" તમે જરા અન્યાય કરો છો. જગજીવનદાસને ખોટું લાગે એવી વાત કરી. ચંદનબાલાનો યોગ્ય વર શોધી કાઢવા અમને ભલામણ કરી પણ જગજીવનદાસ માટે કન્યા શોધી કાઢવાની અમને ભલામણ કરી નહીં. કેમ રમણિકલાલ મારી વાતને ટેકો આપતા નથી?"

રમણિકલાલ—" ઉર્મિલાભાભીની દલીલ ખરી છે, કાં તો બંને કામ સોંપો કાં તો એકે કામ ન સોંપો."

ઉર્મિલા—" રમણિકલાલનો સુધારો બરાબર છે. ઉત્તમબા ! કન્યા પણ અમો શોધી લાવીશું અને વર પણ અમે શોધી લાવીશું. કેમ મંજુર છે ઉત્તમબા ?"

ઉત્તમલક્ષ્મી—" હું ક્યાં ના કહું છું ? બંને કામ આજથી તમને સોંપ્યાં. લગ્ન કરવાનું કામ પણ તમને સોંપ્યું. તમે સૌ મળી ધામ-ધૂમ કરી બંનેનાં લગ્ન સુખેથી કરો. વર અને કન્યા શોધી લાવો તો આ ચોમાસામાંજ લગ્ન લઇએ. છે હીંમત ?"

ઉર્મિલા—" બરાબર હીંમત છે. પણ એટલું કે અમારી પસંદગી પ્રમાણે તમારે તેનો સ્વીકાર કરવો જોઇએ. અમે પરિશ્રમ ઉઠાવી શોધી કાઢીએ અને તમે ના કહો તે કામ ન આવે. માટે તે સાથે એટલો પણ અધિકાર અમે માગી લઇએ છીએ."

ઉત્તમલક્ષ્મી—" તમને તમામ અધિકાર છે. કહો, હવે છે કાંઇ બાકી ? તમારી પસંદગી એ અમારી પસંદગી. માટે હવે આજથી તે બંને કામ માટે પ્રયત્ન કરો."

ચતુરા—" હવે ઉર્મિલા બેન ! કાંઇ કહેવા જેવું નથી, મદદ કરવા માટે હું પણ તમારી સાથે જોડાઇશ. દીવાળી પહેલાં બંને જણને ખરાં ગૃહસ્થાશ્રમી બનાવી દઇએ."

ઉર્મિલા—" ધન્ય ભાગ્ય ! આજે અમારાં ચતુરા ભાભીએ આ-

ટલું બોલવાની હીંમત કરી છે. બરાબર છે, હવે સમજાયું. પોતે સાધ્વી મટી ખરેખરાં ગૃહસ્થાશ્રમી બન્યાં એટલે બીજાને પોતાના જેવાં બનાવે તેમાં નવાઇ નથી."

રમણિકલાલ—"તે પણ હવે ધીમે ધીમે તમારા સહવાસથી બોલતાં શીખે તેમાં શું આશ્ચર્ય! તો પણ ઉર્મિલા બેન! તમે આજે બે લગ્ન માટે બીડું ઝડપ્યું છે તેનું રહસ્ય તમારાં ભાભી સમજ્યાં હશે કે કેમ તેની મને શંકા છે."

ઉર્મિલા—"તે માટે તમારે પુરૂષોએ કાળજી કરવાની નથી. તે નહીં સમજ્યાં હોય તો હું તેમને સમજાવીશ, પણ તમે ભૂલો છો. એ તો મારા કરતાં વધારે સમજે તેમ છે. તે વિના દરદી બની દરદીની સાથે જોડાઇ ગયાં હશે? તમારા જેવા પતિને મેળવવામાં માંદગી દ્વારાએ પોતાનું કામ સાધી લીધું. તેમની ફઇએ સમજીને ચતુરા નામ પાડેલું છે."

ઉત્તમલક્ષ્મી—"રમણિકલાલ! તમે ઉર્મિલા બેનની સાથે વાત કરવામાં નહીં ફાવી શકો. મારે કહેવું પડશે કે રતિલાલે પૂરાં પુણ્ય કર્યા છે કે તેમને ઉર્મિલા જેવી આનંદી અને બુદ્ધિશાળી અર્ધાંગના મળી છે."

રમણિકલાલ—"તે વાતને હું બીલકુલ મળતો છું."

ઉર્મિલા—"સંમતિ આપતાં પહેલાં વિચાર કરવો જોઇએ. મારી પ્રશંસા કરવામાં ગર્ભિત રીતે ચતુરા ભાભીનું અપમાન થાય છે. જોયું ચતુરા ભાભી?"

ચતુરા—"મારૂં જરા પણ અપમાન થતું નથી. તેમની સંમતિને મારો ટેકો છે. ઉત્તમબાએ કહ્યું તે બરાબર છે."

જગજીવનદાસ—"ખરેખર આજે મને એટલો બધો આનંદ થયો છે કે તે હું તમારા આગળ કહી શકતો નથી. આવો આનંદ મને કદી પણ જર્મનીમાં થયેલો નથી. આવાં આનંદી દંપતી ભાગ્યેજ જોવામાં આવે છે. પ્રભુએ એવા સંયોગો ઉભા કર્યા કે હું જુના મિત્રને મળી શકયો અને તેમની ધર્મપત્ની ચતુરા બેનની મારફત મારી માતુ-

શ્રીને મેળવવા ભાગ્યશાળી થયો છું. આ કાંઇ જેવો તેવો આનંદ નથી. પુણ્યના ઉદયથી બની શકે છે. મિત્ર પણ આવા હજો અને મા પણ આવી હજો."

ઉર્મિલા—"જગજીવનદાસે આપણી પ્રશંસા કરી તે તેમની મોટાઇ છે. આપણે તો તેમનો ઉપકાર માનવો જોઇએ કે આવો આનંદ પ્રદર્શિત કરવાની તક આપી. હવે પ્રભુ એવો દિવસ જલ્દી પાસે લાવે કે જે દિવસે શેઠ જગજીવનદાસ પોતાનાં પત્ની સાથે બિરાજી તેમજ આ ચંદનબાલા પોતાના પતિ સાથે પધારી આ મિત્રમંડળ સાથે આજથી પણ અધિક આનંદથી મીજબાનીનો સ્વાદ ચાખે."

ચતુરા—"પણ એ દિવસ નજીક લાવવો તમારા હાથમાં છે ને ?"

ઉત્તમલક્ષ્મી—"ચતુરાબેન ! ઓછું બોલો છો પણ ઉર્મિલા બેનને જવાબ આપવામાં બરાબર છો. આવી ચાલાકી પેલાં કંચનશ્રી સાધ્વી આગળ ચાલી શકતી નહોતી" એમ પાછલી વાત સંભારી ઉત્તમલક્ષ્મી હસવા લાગ્યાં.

એમ વાર્તાલાપમાં જમી હાથ ધોઈ તેઓ ઉભાં થયાં. એટલામાં ટપાલમાં વર્તમાનપત્રો આવ્યાં. રમણિકલાલ "કનકનગર સમાચાર" ફોડી વાંચવા લાગ્યો. પહેલા પાનેજ મોટા અક્ષરે "જૈનસાધુએ બાઇ તારા સાથે કરેલું પુનર્લગ્ન" એવું મથાળું વાંચવામાં આવ્યું. તે તરફ બધાનું ધ્યાન ખેંચાયું, એટલે તે મોટેથી વાંચવા લાગ્યો. તેઓ રસ-પૂર્વક સાંભળી છેવટે ખૂબ હસ્યાં.

ઉત્તમલક્ષ્મી—"હું ચકોરવિજયને, નાતરૂં કરનાર ઉખડેલી તારાને અને તેના ધણી ઘરડા ડોસા કસ્તુરવિજયને, સારી રીતે ઓળખું છું. કસ્તુરચંદે અને આ અત્રે બિરાજમાન થયેલાં ચતુરાબેને ભદ્રા-પુરીમાં માહ વદ ૭ ના રોજ સાથે દીક્ષા લીધી હતી. માજી ચકોર-વિજય પોતાની આત્મકથામાં જે લખે છે તે બરાબર છે. આવા બનાવો બનશે ત્યારેજ જૈનોની આંખો ઉઘડશે. જે થયું છે તે ઠીકજ થયું છે. આવા યુવાનીઆઓને માથું મુંડી ચેલા કરવાથી એજ પરિ-

ણામ આવે તેમાં આશ્ચર્ય નથી. મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે યુવાન પુરૂષ અને યુવાન સ્ત્રીઓને દીક્ષા આપવા પહેલાં ઘણો જ વિચાર કરવાનો છે. અરે બાધા આપવામાં પણ પરીક્ષા કરવી પડે છે. શશીકાંતને વગર વિચારી બાધા અને દીક્ષા આપવાથી બાઇને ફાંસો ખાવાનો વખત આવ્યો તે તમે ગઇ કાલના "કનકનગર સમાચાર"માં વાંચ્યું હશે. સારૂં થયું કે મદદ મળવાથી બાઈ બચી અને લાલભાઇની ખટપટથી શશીકાંત પાછો ઘેર આવ્યો. હું શશીકાંત અને તેની સ્ત્રી પ્રભાવતીને ઓળખું છું. બાઇ ઘણીજ સારી છે. સાધુઓ પરીક્ષા કર્યા વિના ઘણીઓને બાધા આપે, તે પાળે નહીં અને તેનું પરિણામ સ્ત્રીને ભોગવવાનો વખત આવે તે કેટલો બધો અન્યાય? સ્ત્રી શરમની મારી બોલી શકે નહીં. વળી ગઇકાલે શશીકાંતના હેવાલ સાથે સૂર્યવિજયજીની પેટીઓના ભવાડા પણ વાંચ્યા હશે."

રમણિકલાલ—"બંને હેવાલો ગઇ કાલના છાપામાં વાંચ્યા છે. સૂર્યવિજય આચાર્યના પરિગ્રહના ભવાડા અને ચિત્રાણીમાં સાધુઓની પેટીઓની ફજેતી થવામાં કાંઇ બાકી રહી નથી. તેમાંથી તો ઘણા ઘણા કીસ્સા ઉભા થાય તેમ છે. અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજવાળા તેમને છોડે તેમ નથી. લાલભાઈ તેમની પક્ષમાં આવ્યા એટલુંજ નહીં પણ શશીકાંતને ઘેર લાવી પોતે ખરેખરૂં કામ કરી બતાવ્યું. હમણાં તો છાપામાં જાગતું ને જાગતું રહે છે. આજે આ પુનર્લગ્નનો હેવાલ આવ્યો."

ઉત્તમલક્ષ્મી—"જે થાય છે તે ઠીક થાય છે. સાધુ કરતાં સાધ્વીઓની અને તેમાં ખાસ કરી નાની નાની ચેલીઓની મોટા ભાગે દુર્દશા થાય છે અને તેમાં તે સડયા કરે છે. તેમના દુઃખના હેવાલ સાંભળો તો તમને આંસુ આવે. ચંદનબાલા જેવડી કેટલીક ચેલીઓ છે, ઘણીખરીને ચંદનબાલા સારી રીતે ઓળખે છે."

ચંદનબાલા—"મને તો દુઃખ હતું પણ તેમનું દુઃખ જોઈ મને દયા આવતી અને મારૂં દુઃખ ભૂલી જતી. તેમના કરતાં હું સુખી લાગતી."

રમણિકલાલ—"આવાં આવાં જે દુઃખી હોય તેમને આપણે મદદ કરવી જોઈએ અને આપણે પણ તે સમાજમાં જોડાવવું જોઇએ."

જગજીવનદાસ—"તમે તે બાબત તે મંડળમાં લખો કે અમે મદદ કરવા તૈયાર છીએ."

આ પ્રમાણે વાર્તાવિનોદ કરી ત્યાંથી રમણિકલાલ, રતિલાલ વીગેરે ઘેર આવ્યાં. બીજા દિવસે સવારે ટપાલમાં રસિકલાલનો પત્ર આવ્યો. રમણિકલાલ ફોડીને વાંચવા લાગ્યો—

ભદ્રાપુરી-આસો સુદ ૩.

**ભાઇશ્રી રમણિકલાલ,**

તમારો પત્ર મળ્યો છે. સરિતાની શોધ માટે તેમજ બીજા કામે હું તથા ચંદ્રકુમાર ૮-૧૦ દિવસથી કનકનગર ગયા હતા. ત્યાંથી આજે સવારે આવ્યા છીએ. અમારી હીલચાલના હેવાલો "કનકનગર સમાચાર"માં પ્રકટ થયેલા છે તે તમે વાંચ્યા હશે એટલે લખતો નથી. તમારા પત્રથી અમને અને અમારા મંડળને ઘણોજ આનંદ અને સંતોષ થયો છે. તમારાં પત્નીની જાહેર હીંમત માટે ધન્યવાદ આપીએ છીએ અને તેમની મદદથી તમારા શેઠ જગજીવનદાસનાં દુઃખી માતુશ્રીને મેળવી શક્યા છો તે જાણી અમને ઘણીજ ખુશાલી થઇ છે. તેમની સાથેની બીજી સાધ્વીને પણ દુઃખમાંથી મુક્ત કરી સાથે લેતા આવ્યા છો તે કામ પણ પ્રશંસાને પાત્ર છે. અમારા મંડળને તમારા જેવા ગૃહસ્થોની મદદની બહુજ જરૂર છે કારણ કે માજી સાધ્વી ઉતમશ્રી બધી હકીક્ત જાણતાં હશે. લાલભાઈ શેઠ જે અમારા મંડળની વિરૂદ્ધ હતા તે બદલાઈ અમારા મંડળમાં જોડાયા છે, આચાર્ય સૂર્યવિજયના દીક્ષારક્ષક મંડળમાંથી રાજીનામું આપ્યું છે તે "કનકનગર સમાચાર" પત્રથી જાણ્યું હશે. અમારા મંડળનું બળ ઘણું વધતું જાય છે એટલે પ્રભુઇચ્છાએ સૂર્યવિજયની ટોળીને તોડી નાખવાના અને અયોગ્ય દીક્ષા અટકાવવા અમારા પ્રયાસમાં અમે સફળ થઈશું. તમે તો બોલ્યા કરતાં વધારે કાર્ય કરી બતાવ્યું છે તેથી હું તથા મારાં પત્ની બંને મંડળ તરફથી તમારો ખરા જીગરથી આભાર માનીએ છીએ.

**લી. સ્નેહાધીન રસિકલાલ.**

આ પત્ર વાંચી રમણિકલાલ ચતુરાને લઈ રતિલાલની ઓરડીમાં ગયો. ચારે ભેગાં થયાં અને રમણિકલાલે પત્ર વાંચી સંભળાવ્યો. ચતુરા તરતજ બોલી ઉઠી "એમાં શું ? લખો તેમને કે અમે બનતી મદદ આપીશું. ઉત્તમબા તો તમે કહેશો તે પ્રમાણે મદદ કરવા તૈયાર છે. તેમના સ્વભાવથી અને વિચારથી હું પૂરેપૂરી વાકેફગાર છું. પત્ર લઇ ઑફીસમાં શેઠને વંચાવો."

ઉર્મિલા બોલી "ચતુરાભાભીનું કહેવું બરાબર છે. શેઠ પણ ખુશી થશે અને મંડળમાં જોડાશે; આપણે પણ તે મંડળમાં જોડાવવું."

એ પ્રમાણે પત્રની વાત પૂરી થવા આવી કે ગઈ કાલની વાતની શંકા ચતુરાને યાદ આવતાં તે ઉર્મિલાને પુછવા લાગી "ઉર્મિલા ભાભી ! તમે ગઇકાલે ચંદનબાલાનો વર શોધી કાઢવાનું અને શેઠને માટે કન્યા શોધી કાઢવાનું માથે લીધું છે તેનો ભેદ બરાબર રીતે મારા સમજવામાં આવ્યો નથી."

ઉર્મિલાએ હશીને જવાબ આપ્યો "હું જે શબ્દો બોલતી હતી તે સમજાતા નહોતા ?"

ચતુરા—"તમારા બોલવા ઉપરથી તો એમ સમજાતું હતું કે તે બંનેને પરણાવવાં, એટલે કે વરને માટે કન્યા લાવવી અને કન્યા માટે વર લાવવો, અગર તો તે બંનેનો હસ્તમેળાપ કરી લગ્ન કરવું. આવા બે ભાવ નીકળતા હતા. પહેલામાં બે ચોરીમંડપનો અને બીજામાં એકજ ચોરીમંડપનો ભાવ સમજાતો હતો."

ઉર્મિલા—"હું તેવું બે ભાવનુંજ બોલી છું. આપણે તો તેમને પરસ્પર એકજ ચોરીમંડપમાં પરણાવી દેવાનાં છે. બંને લાયક છે. બહાર શોધવાની જરૂર નથી. તેજ કારણથી બે કામ માથે લીધાં છે. બંને કામોનો સમાવેશ એકજ કામમાં થાય છે."

ચતુરા—"મારા હૃદયમાં છે તે ભાવ તમે પ્રકટ કર્યો."

ઉર્મિલા—"હું ધારૂં છું કે ઉત્તમબા વાંધો નહીં ઉઠાવે."

ચતુરા—"તે વાંધો ઉઠાવશે તો હું તેમને સમજાવીશ. તેટલી

હીંમત મારામાં છે. તેમની સાથે હું વધારે પરિચયમાં આવેલી છું."

ઉર્મિલા—"પણ પેલી ચંદનબાલાનું મન આપણે જાણવું જોઇએ."

ચતુરા—"અરે! તે તો બિચારી આપણે જેમ કહીએ તેમ કરવા તૈયાર છે. તે તો ઘણીજ સારી છોકરી છે. દુઃખથી મુંઝાઇ ગયેલી છે. પહેલાં કરતાં તે હવે કેવી સારી લાગે છે! શરીરે પણ ભરેલી જણાય છે. આશરે સોળ સત્તર વરસ થયાં હશે, છે પણ દેખાવડી એટલે જગજીવનદાસ તો ના પાડવાના નથી."

ઉર્મિલા—"હમણાં આપણે આ વાતનો પડદો ફોડવો નહીં. આપણે બંનેના ફોટા મેળવીએ, એક બીજાને બતાવી બંનેમાં પરસ્પર પ્રેમ થોડો થોડો ઉત્પન્ન કરીએ અને પછી વાતનો ભેદ બહાર પાડીએ."

ચતુરા—"પણ ચંદનબાલાનું માથું તો મારા કરતાં પણ વધારે સાફ છે. તેથી તેનો ફોટો ઠીક નહીં આવે."

ઉર્મિલા—"તેની ચિંતા નહીં. વાળના કૃત્રિમ ચોટલા આવે છે તે પહેરાવી હાલની ફૅશનનો ફોટો લેવરાવીશું. ફોટોગ્રાફર હોંશીઆર હોય છે, તેમને રૂપ રંગ બદલતાં સારી રીતે આવડે છે."

ચતુરા—"ત્યારે તમે ઉત્તમબાને મળી ચંદનબાલાનો ફોટો લેવરાવવા યુક્તિ કરો, આજે કે કાલે મળી ફોટો લેવરાવો અને નક્કી કરી હસ્તમેળાપ કરાવો એટલે આનંદથી દિવસ ગુજારે" એમ કહી હશીને પોતાની ઓરડીમાં ચાલતી થઇ.

ઉર્મિલા—"ભાઇ રમણિકલાલ, આ કાગળ ઑફીસમાં લઇ જશો નહીં. આપણે વાળુ કરી આ કાગળ વંચાવવાના બ્હાને તેમના બંગલે જઈશું. તમે જગજીવનદાસ સાથે પત્રની વાત કરજો અને અમે ખાનગીમાં ઉત્તમલક્ષ્મી સાથે લગ્નની વાતો કરીશું."

આ પ્રમાણે નિશ્ચય ઉપર આવી રમણિકલાલ પોતાની ઓર-ડીમાં ગયો. સાંજે ઑફીસમાંથી આવી જમી કામથી પરવારી રતિલાલ, ઉર્મિલા, રમણિકલાલ અને ચતુરા જરા વચ્ચે ચોપાટીની હવા ખાઇ વાલકેશ્વર જગજીવનદાસના બંગલે ગયાં.

મા દીકરો અને ચંદનબાલા આગળ ખુલ્લી અગાશીમાં બેઠા બેઠાં વાતો કરતાં હતાં, આ ચારે જણને દેખી તેઓ ઘણાં ખુશી થયાં. હસતા મુખે ઉત્તમલક્ષ્મીએ પુછયું ? “ક્યાંથી અત્યારે ?”

રમણિકલાલ—“ અત્યારે અમે બે કામે આવ્યાં છીએ. એક તો કનકનગરથી કાગળ આવ્યો છે તે વંચાવવા ને તમારી મદદ લેવા તથા બીજી વાત ખાનગી છે તે તમને ઉર્મિલા ભાભી કહેશે. ”

જગજીવનદાસ—“ તમે અમારાથી પણ પડદો રાખો છો ?”

ઉર્મિલા—“ પડદો રાખવો પડે તેવું છે. તમારાં માતુશ્રી ઉત્તમબાએ મને મોટામાં મોટું કામ સોંપેલું છે તે તમે ભૂલી ગયા ?”

જગજીવનદાસ—“ કોનો કાગળ છે ?”

રમણિકલાલ—“ આપણે બધાં તમારાં માતુશ્રીને લઈ અત્રે આવ્યાં ત્યારે ભદ્રાપુરી રસિકલાલને મેં કાગળ લખી ખબર આપી હતી. તેનો જવાબ હમણાં તેમની તરફથી આવ્યો અને તેમણે ધન્યવાદ આપ્યો છે ” એમ કહી કાગળ વાંચી સંભળાવ્યો.

ઉત્તમલક્ષ્મી—“ રમણિકલાલ ! તે રસિકલાલને અને તેમની સ્ત્રી માલતીને સાધારણ રીતે ઓળખું છું.ભદ્રાપુરીમાં સૂર્યવિજયની વિરૂદ્ધ આગેવાની ભરેલો ભાગ લેનાર, કોર્ટમાં સૂર્યવિજયને લઇ જનાર તથા કલ્યાણની છુપી દીક્ષાનું પોકળ પકડનાર તે તથા તેમની ટોળી હતી એમ સાધુઓના મોંઢેથી સાંભળતી અને નજરે પણ જોતી. તે પણ તમારા જેવાજ છે, માલતી ઉર્મિલાબેન જેવાં બોલનાર છે. તેમને સાફ જણાવો કે ઉત્તમલક્ષ્મી જેટલાં સ્થળો જાણે છે તેટલાં ગુપ્ત સ્થળો બતાવશે. સરિતા જેવી કેટલીક છોડીઓ અને છોકરા સંતાડેલાં છે તેમાંનાં કેટલાકનાં પોકળ પાસે રહી પકડાવશે, તેમને કોઇપણ આચાર્ય, સાધુ કે સાધ્વીની જરા પણ બીક નથી. માત્ર મદદમાં માણસો જોઇએ. એ પ્રમાણે જરૂર કાગળ લખી દેજો.”

જગજીવનદાસ—“ સાથે સાથે એટલું પણ જણાવો કે અમારાં ત્રણે જણનાં અને તમારાં ચારે જણનાં નામો મંડળમાં દાખલ કરે,

કેમ રતિલાલ! બરાબર છેને ?"

રતિલાલ—"અમે તો તે વિચાર પત્ર આવ્યો ત્યારથીજ કરી રાખ્યો છે. માત્ર તમારી સલાહ ઉપરજ રાખેલું હતું."

ઉત્તમલક્ષ્મી—"ચાલો એક કામથી પરવાર્યા, હવે બીજું કામ શું છે તે મને કહો."

ઉર્મિલા—"ઉત્તમબા! ચાલો અંદર આપણે હીંચોળા ઉપર બેશી ખાનગી વાતો કરીએ." એમ કહી ચતુરાને સાથે લઇ બંને જણુ અંદર જઇ હીંચોળા ઉપર બેશી વાતો કરવા લાગ્યાં.

ઉર્મિલા—"ચંદનબાલા ઉમર લાયક છે, સોળ સત્તર વર્ષ થયાં હશે. શરીરનો વિકાસ પણ થયો છે તે તમે સમજો છો. એટલે તેને કોઇને ત્યાં દેખાડવા લઇ જવી તે ઠીક ન લાગે. માટે મારી ઇચ્છા છે કે તેનો ફોટો પડાવવો. તેનો ફોટો હમણાં તો નહીંજ પડાવ્યો હોય ?"

ઉત્તમલક્ષ્મી—"ના, તેનો ફોટો પડાવ્યો નથી."

ઉર્મિલા—"ત્યારે તમે કહો તો કાલે સવારે અમે અત્રે આવી ચંદનબાલાને સાથે લઈ ફોટો પડાવી આવીએ. રમણિકલાલ અને ચતુરા પણ સાથે આવશે."

ઉત્તમલક્ષ્મી—"સુખેથી પડાવી આવો. ભાઇનો ફોટો જોઇતો હોય તો તેમના ઘણા ફોટા છે" એમ કહી ફોટાનું આલ્બમ કબાટમાંથી લઇ આવી ઉર્મિલાના હાથમાં મુકયું. તેમાંથી જોઇએ તેવો ફોટો ઉર્મિલાએ લઇ લીધો.

ઉત્તમલક્ષ્મી—"ચતુરા ! તમે કાંઈ યુક્તિઓ સાધવા માંડી છે."

ચતુરા—"હા, છે તો એમજ, કારણ કે આપણે તો દીવાળી પહેલાં લગ્ન કરી નાખવું છે, હવે દિવસ રહ્યા થોડા એટલે આળસ કરે પાલવે નહીં. માટે અત્યારે અમે તો તેજ કામે આવ્યાં છીએ."

ઉત્તમલક્ષ્મી—"કાલે તો તમારા ગયા પછી ભાઇ કહેતા હતા કે જો લગ્નનું કામ દીવાળી પહેલાં બની જાય તો દીવાળી પછી જર્મની ઉપડી જઇએ."

ચતુરા—"એકલા કે તમને બધાંને લઇને?"

ઉત્તમલક્ષ્મી—"મને લઇને, પણ ક્યારે કે ભાઈનું અને ચંદનબાલાનું લગ્ન થઇ જાય તે પછી. પહેલી મારી ચંદનબાલા અને પછી ભાઈ. ચંદનબાલાને માટે કોઈ સારો વર શોધી કાઢો એટલે તેમને પરણાવી સાસરે મોકલી આંખો ઠારી છુટી થાઉં અને ભાઇની સાથે વહુને લઇ જર્મની જાઉં. પણ તે પહેલાં તો નહીં જ."

ઉર્મિલા—"ચંદનબાલાનો સ્વભાવ મને લાગે છે કે શાંત અને ઠરેલ હશે."

ઉત્તમલક્ષ્મી—"ચંદનબાલા તો એવી ડાહી અને સમજુ છે કે તે જેના ઘેર જશે તે સુખી થશે અને તેનાથી સંતોષ પામશે, સારૂં ભણેલી છે. ઘરકામમાં પણ ચાલાક છે."

ઉર્મિલા—"ત્યારે તેના સ્વભાવવાળી કન્યા ભાઇને મળી આવે તો તમને સંતોષ થાય ને?"

ઉત્તમલક્ષ્મી—"વાહ! એવી કન્યા મળી આવે તો અમારા ભાગ્યનો ઉદય સમજું."

ઉર્મિલા—"એવી એક કન્યા અમારી જાણમાં છે! ચતુરા પણ ઓળખે છે, ચાર પાંચ માસનો તેને સહવાસ પણ છે. પણ હજુ સુધી વાતચીત થઇ નથી. જુઓ ઉત્તમબા! હાલમાં છોડીઓને જેવા જોઇએ તેવા વર મળતા નથી તેથી છોડીઓને મોટી કરવામાં આવે છે. મોટી થાય એટલે તેમની પસંદગીનો વર જોઇએ. પછી માબાપની પસંદગી કામમાં આવતી નથી. આવી મોટી છોડીઓ વડીલો આગળ વાત નહીં કરતાં અમારા જેવી બેનપણીઓ આગળ વાત કરે અને તેથીજ વરકન્યાની પસંદગી અમારા જેવી સખીઓની મારફત થાય તેમાં નવાઇ નથી. પણ ઉત્તમબા! હું તમને પુછું છું કે તમારે અને ચંદનબાલાને કાંઇ સગપણ થાય?"

ઉત્તમલક્ષ્મી—"માત્ર ગુરૂચેલીનું સગપણ. બીજું કાંઇ સગપણ નથી. આ તો મારી પાસે રહી અને તેને મારી સાથે લાવી તેથી મારી

ફરજ કે તેને પરણાવી સુખી કરવી. અમારી તરફથી તેને જરા પણ ઓછું આવવું જોઇએ નહીં."

ઉર્મિલા—"ચંદનબાલાને કોઈ પણ સગું નથી?"

ઉત્તમલક્ષ્મી—બિચારી નિરાધાર છે. નથી માબાપ કે નથી ભાઇ-બેન કે નથી મામા માસી. જે ગણો તેમાં હું છું. ચતુરા તેની બધી હકીકત જાણે છે. તમને કહી હશે, માટે તેને માટે સારો વર શોધી આપો તો મોટો ઉપકાર થશે. સુખેથી કાલે તેનો ફોટો પડાવો." એમ કહી ચંદનબાલાને બહારથી અંદર બોલાવી કહેવા લાગી "ચંદન-બાલા! કાલે સવારે તને તેડવા માટે ઉર્મિલાબેન આવશે, તેમની સાથે જઇ તે કહે તે પ્રમાણે ફોટો પડાવજે. તે પછી તમને પાછી મુકી જશે."

ચંદનબાલા—"બહુ સારૂં, હું તૈયાર રહીશ."

આ પ્રમાણે ખાનગી વાત કરી તેઓ પાછાં અગાશીમાં આવ્યાં.

જગજીવનદાસ—"યુરોપ અને હિન્દુસ્થાનમાં વરકન્યાની પસં-દગી કરવામાં કેટલો બધો ફેરફાર છે? ત્યાં જાતે શોધી પસંદ કરી પરણે ત્યારે અહીંઆં બીજાઓની પસંદગી ઉપર તેમનાં લગ્ન થાય. ચોરીમાં બેસે ત્યાં સુધી–અરે ભુલ્યો–પરણીને ઘેર જાય ત્યાં સુધી એક-બીજાને ઓળખે પણ નહીં."

ઉર્મિલા—"ઉત્તમબા! ભાઈનું ભાષણ સાંભળ્યું? યુરોપ અને હિંદના રીવાજની સરખામણી કરી મને આડકતરી રીતે સૂચવ્યું કે તેમની પસંદગી શીવાય લગ્ન નહીં થાય."

જગજીવનદાસ—"ઉર્મિલાબેન! તમને બોલવામાં કોઇ પહોંચે તેમ નથી, હું ક્યાં મારી વાત કરૂં છું? ત્યાંના રીવાજની વાત કરૂં છું. મારે તો તમારી પસંદગી એજ મારી પસંદગી છે. તમને કુલ અધિકાર આપી દીધેલો છે."

ઉર્મિલા—"ઉત્તમબા! આ શબ્દોથી ઘણોજ આનંદ થયો છે. અ-મારી પસંદગી તેજ તેમની પસંદગી–એજ તેમની માયા અને મોહિની–એજ તેમની જીંદગીભરની શાંતિ. આવી તેમની અમારા ઉપર વિશ્વા-

સની લાગણીથી અમારી આત્મશક્તિ વધે છે અને તે શક્તિદ્વારાએ ધારેલી વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે."

જગજીવનદાસ—"રતિલાલ! તમે કેમ કાંઇ બોલતા નથી. ?"

રતિલાલ—"આ કામ કન્યા શોધી લાવવાનું છે, તેમાં અમારૂં ડહાપણ નકામું છે. જે કામ અઠવાડીઆમાં આપણાથી ન બની શકે તે તે એક દિવસમાં કરી શકે તેમ છે. જે કામનું બીડું ઝપડયું છે તે કામની રચનાઓ અને યુક્તિઓ તે એવી રચશે કે તેમાં પુરૂષને સમજણ નહીં પડે. જ્યારે પરિણામ બહાર આવશે ત્યારે ખ્યાલ આ-વશે કે શી શી યુક્તિઓ ગોઠવાઈ રહી હતી."

રમણિકલાલ—"આપણી વાતો એવી છે કે એકમાંથી એક નીકળતીજ જાય છે. દશ વાગ્યા માટે ચાલો આપણે જઇએ." એમ કહી ત્યાંથી ચારે જણ ઘેર ગયાં.

બીજા દિવસે સવારે ઉર્મિલા અને ચતુરા, રમણિકલાલને સાથે લઈ જગજીવનદાસને ત્યાં જઈ ચંદનબાલાને સાથે લઇ સારા ફોટો-ગ્રાફરને ત્યાં ગયાં- ફોટો પાડનાર પારસી બાઇ હતી. પ્રથમ ચંદનબાલા, ચતુરા અને ઉર્મિલાના જુદા જુદા ફોટા લેવામાં આવ્યા. પછી ઉર્મિ-લાએ ફોટો પાડનાર બાઇની સાથે ચંદનબાલાને એક ઓરડામાં લઇ જઇ બાઇને કહ્યું. "આ બેનના માથે વાળ નથી માટે બનાવટી ચોટલો પહેરાવી અપ ટુ ડેટ ફૅશનથી ઓળાવી સુંદર પોલકું અને સાડી પહે-રાવી ફોટો લેવાનો છે માટે તમારાથી જેટલી કારીગરી થાય તેટલી કારીગરી કરી ફોટો લો."

આથી ચંદનબાલા શરમાઇને બોલી "એ તો ઠીક નહીં લાગે."

ઉર્મિલા જરા તેને બાજુના બીજા ઓરડામાં હાથ પકડી લઇ જઇ કહેવા લાગી "હું જે કરૂં છું તે તમારા હિતને માટે કરૂં છું. આવી રીતે ફોટો લેવાથી તમે બહુજ ખુબસુરત દેખાંશો અને તેથી મેં જે કામ કરવા ધારેલું છે તેમાં હું ફાવી શકીશ. હું પુછું તેનો ખુલાસો આપો. જગજીવનદાસના જેવું ઘર મળે, જગજીવનદાસ જેવો વર મળે,

ઉત્તમલક્ષ્મી જેવી સાસુ મળે તો તે પસંદ ખરૂં?" ચંદનબાલા આ શબ્દો સાંભળી મંદ હાસ્ય કરી બોલી "વાહ ! તેવું હોય તો મને પુછવાની જરૂર શી?"

ઉર્મિલા—"તેજ કારણથી આવા ફોટાની જરૂર પડી છે. માટે તે બાઈ જેમ કપડાં પહેરાવે તે પ્રમાણે પહેરી ફોટા પડાવો, તે બાબતમાં શરમાશો નહીં." એમ માર્મિક રીતે ચંદનબાલાને સમજાવી ઉર્મિલા તેને બાઇ પાસે લાવી બાજુના ઓરડામાં બેઠી.

તે બાઇએ સૂચના પ્રમાણે ચંદનબાલાને ખુબસુરત સુંદરી બનાવી સુંદર ફોટા લીધો કે ઉર્મિલા ત્યાં આવી. જોડે એક મોટા આયના ભીંત સાથે લગાડેલો હતો તેમાં નજર કરવા ઉર્મિલાએ આંગળી કરી ઇસારો કર્યો. આયનામાં ચંદનબાલા પોતાનું પ્રતિબિંબ અને ખાસ પોતાના માથાના વાળ નિહાળી શરમાઈ ઉર્મિલાની સામું જોઇ મંદ હાસ્ય કરવા લાગી. ઉર્મિલાએ પણ મંદ હાસ્ય કરી તેવોજ જવાબ આપ્યો. પછી ફોટા પાડનાર બાઇએ ચંદનબાલાનો પોશાક ઉતારી નાખી, હતી તેવી સાદી બનાવી દીધી, અને ઉર્મિલા તેને પાછી બાજુના ઓરડામાં લઇ જઇ કહેવા લાગી "કેમ ચંદનબાલા ! તમને સમજાયું? માથાના વાળથી કેટલો બધો ફેરફાર લાગે છે? પેલા આયનામાં જે ચંદનબાલા દેખાતી હતી તેવાં અત્યારે તમે દેખાઓ છો?"

ચંદનબાલા—"બહુજ ફેરફાર જણાયો ! હું તો બદલાઇ ગયેલી જણાઇ, અને મારા મનથી પણ મને એમ લાગ્યું કે અત્યારે મને કોઈ આવીને જુએ તો નાપસંદ પણ કરે, પણ પેલો ફોટા જેવાની સાથેજ હા પાડે. મને તો પહેલાં બહુજ શરમ આવી અને શરમને લીધે ના પાડવાનો વિચાર પણ થયેલો, પણ તમે મને મારા સ્વાર્થ માટે વાત કરેલી તેથી મુંગા મોંઢે શરમ સહન કરી લીધી."

ઉર્મિલા—"જુઓ, અત્યારે આપણને ખાનગી વાત કરવાની ઠીક તક મળી છે. માટે મને સલાહ આપવામાં શરમાશો નહીં. કદાચ ધારો કે જગજીવનદાસ જેવો વર ન મળ્યો તો જગજીવનદાસની સાથેજ તમારૂં લગ્ન કરીએ તો તમારો અંતરઆત્મા કબુલ કરે છે?"

આ સાંભળી ચંદનબાલા શરમાઇને હશી ગઇ. તેની આંખમાં કાંઇક નવીન વિકાર ઉત્પન્ન થયો. ઉર્મિલા તેની આંખ ઉપરથી હૃદય પારખી ગઇ, છતાં તેના મોંઢેથી જાણી લેવાની ખાતર તેણે પુછ્યું "કેમ જવાબ આપતાં નથી ? મનમાં આમ શરમાઇને હસો છો. એમ મૌનવ્રત ધારણુ કરવાથી મને તમારા હૃદયની વાત શી રીતે સમજાય ?"

ચંદનબાલા—" ઘણી ઘણી વાતો સમજો છો અને આ વાત ન સમજી શકો ? હૃદય કરતાં મારા મોંઢાના શબ્દો વધારે ખાત્રી આપશે ?"

ઉર્મિલા—" મારે તમારા મોંઢેથી જવાબ મેળવવો છે. "

ચંદનબાલા—" ઉત્તમબા જે અત્યારે મારા ઉપર પ્રેમભાવ રાખી સંભાળે છે તે મારાં સાસુ બને તો મને કેટલો બધો આનંદ થાય ? "

ઉર્મિલા—" ત્યારે ઉત્તમબાને તમારાં સાસુ બનાવી દઉં તો ?"

ચંદનબાલા—" એટલુંજ જોવા ચાહું છું. "

ઉર્મિલા મશ્કરીમાં હશીને બોલી " ઉત્તમબાને તમારી સાસુ શી રીતે બનાવી શકાય તેવી યુક્તિ તમારી પાસે છે ?"

ચંદનબાલા—તે યુક્તિ મારી પાસે નહીં પરંતુ તમારી પાસે છે અને તે કામ તમે માથે લીધું છે. હવે મને વધારે શરમ છોડી બોલાવશો નહીં. મારૂં હૃદય તમારી આગળ મેં ઠલવી દીધું છે, તમે મારાં મોટાં બેન છો, મારાં હિતસ્વી છો, ચતુરા બેનનું કલ્યાણ થજો કે તેમણે પરિશ્રમ અને જોખમ ઉઠાવી અમને દુઃખમાંથી કાઢી સુખની સ્થિતિમાં આણી મુકયાં છે અને હવે મને વધારે સુખી કરવાનો તમારો વારો આવ્યો છે. તમે મને તેમના કુટુંબનું માણસ બનાવી દો. આવેલી તકનો લાભ આપશો." એમ હૃદય ખાલી કરી ઉર્મિલાના ગળામાં હાથ નાખી ચંદનબાલા આંસુ નાખવા લાગી.

"અરે ! તમે આ શું કરો છો ? કોઈ જુએ તો ખરાબ લાગે," એમ તેને અટકાવી તેનો હાથ ગળામાંથી દૂર કરી આંસુ લ્હોઇ નાખી ઉર્મિલા ધીરજ આપી કહેવા લાગી " હું તો એમ ધારતી હતી કે તમે કઠણ હૃદયવાળાં હશો તેથી તમારૂં મન જાણુવામાં મને બહુ પરિશ્રમ લાગશે.

પણ આ તો ખાનગી ફોટાની વાતમાં તમારૂં હૃદય સમજાઇ ગયું. તમારા હૃદયનો ખુલાસો થયેલો જાણી મને સંતોષ થયો છે. તમારૂં લગ્ન જરૂર જગજીવનદાસ સાથે કરાવીશ. ચિંતા કરશો નહીં, આંખો સાફ કરો, ચતુરા રાહ જોતી હશે." એમ કહી બંને ઉઠી બહાર આવ્યાં અને રમણિકલાલ અને ચતુરાને લઇ ત્યાંથી નીકળ્યાં. ચંદનબાલાને જગજીવનદાસને ત્યાં મુકી આવી રમણિકલાલ ઉર્મિલા અને ચતુરા ઘેર આવ્યાં.

ઉર્મિલાએ રતિલાલને ફોટાની અને ચંદનબાલાના હૃદયની વાત કરી. ફોટો આવેથી આગળની તજવીજ કરવી એવા નિશ્ચય ઉપર આવ્યાં. રતિલાલે રસિકલાલ ઉપર પત્રનો જવાબ લખવા રમણિકલાલને સૂચના કરી. રમણિકલાલે તરતજ ત્યાંજ બેશી કાગળ લખી અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજમાં દાખલ કરવાનાં નામોની યાદી પણ જણાવી દીધી અને ઑફીસમાં જતી વખતે ટપાલમાં કાગળ રવાના કર્યો.

# પ્રકરણ ૭ મું.

## કનકનગરમાં લાલભાઇને ત્યાં માલતીનું ભાષણ.

## "દીક્ષાની ત્રિપુટી."

(હરિગીત.)

આ જગતમાં જ્યાં સિદ્ધ સાધક એકઠા બે થાય છે,
ત્યાં ખેલ કેવા નજરબંધીના જુઓ ખેલાય છે ?
શ્રદ્ધા તણા બંધાવી પાટા તે બનાવે આંધળા,
સપડાય છે આખર બિચારા માણસો ભોળા ભલા. —લેખક.

કનકનગરના નવા જુના સમાચાર સાંભળવા માટે ઘણા મિત્રો રસિકલાલને ત્યાં સવારે મળવા આવ્યા હતા. તેવામાં પોસ્ટમૅન કાગળો આપી ગયો. રસિકલાલે એક કાગળ ફોડયો અને જોતાં તે સમાજને સંબંધ ધરાવનાર હોવાથી મોટેથી વાંચવા લાગ્યો—

મુંબઈ– પ્રીન્સેસ સ્ટ્રીટ, આસો સુદ ૫.

**ભાઈશ્રી રસિકલાલ**

તમારો આસો સુદ ૩ નો પત્ર મળ્યો. તમારી તમામ હીલચાલના હેવાલો અમે "કનકનગર સમાચાર"માં વાંચીએ છીએ. લાલભાઇએ આપેલા રાજીનામાના, શશીકાંતને દીક્ષા છોડાવી ઘેર લાવ્યાના, તેની સ્ત્રીની સારવારના, ચકોરવિજયે કરેલા પુનર્લગ્નના, પરિગ્રહની પેટીઓના, એમ એક પછી એક બનતા બનાવોના સમાચારથી અમે માનીએ છીએ કે અંધશ્રદ્ધાળુઓની થોડી ઘણી આંખો ઉઘડશે.

ધન્યવાદને પાત્ર અમે નથી પણ તમે છો. અમે સ્વાર્થ સાધીએ છીએ જ્યારે તમે પરમાર્થનાં કામો કરી રહ્યા છો. ઉત્તમલક્ષ્મીને પુછતાં તેમણે અને તેમના સુપુત્ર શેઠ જગજીવનદાસે સર્વ પ્રકારની તમને અને તમારા મંડળને મદદ આપવા જણાવ્યું છે. ઉત્તમલક્ષ્મી તમને અને તમારાં પત્ની અ. સૌ. માલતી બેનને સારી રીતે ઓળખે છે. તમારા સંબંધી તેમનો ઘણોજ ઉંચો અભિપ્રાય છે. સરિતા સંબંધી તેમને વિશેષ માહીતી નથી કારણુ કે તે કેટલાક માસથી કંચનશ્રીથી છુટાં પડેલાં છે. તમારા બંને સમાજમાં નીચે પ્રમાણે નામ દાખલ કરશો—

અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજમાં ૧ શેઠ જગજીવનદાસ કેશવલાલ લાટરીવાળા, ૨ રતિલાલ કાંતિલાલ શાહ. ૩ રમણિકલાલ કરસનલાલ નાણાવટી અને ભગિની સમાજમાં ૧ ઉત્તમલક્ષ્મી (જગજીવનદાસનાં માતુશ્રી) ૨ કુમારિકા ચંદનબાલા, ૩ અ. સૌ. ઉર્મિલા રતિલાલ. ૪ અ. સૌ. ચતુરા રમણિકલાલ. એ પ્રમાણે સાત નામ નોંધી લઇ આભારી કરશો અને અમારા લાયક કામસેવા ફરમાવશો.

લી. તમારો સ્નેહાધીન રમણિકલાલ કરસનલાલ.

આ પત્રથી બેઠેલા મિત્રોને ઘણોજ આનંદ થયો. રસિકલાલ હાથમાં બીજો પત્ર લઈ ફોડી વાંચવા લાગ્યો. તે અરધો જાહેર અને અરધો ખાનગી જેવો જણાયાથી અંદરથી માલતીને બોલાવી કહેવા લાગ્યો "કનકનગરથી આવે ત્રણ દિવસ થયા નથી એટલામાં તો લાલભાઈનું કુટુંબ આપણને આગ્રહ કરી ત્યાં તેડાવે છે. લાલભાઇશેઠ નીચે પ્રમાણે પત્રમાં લખી જણાવે છે—

કનકનગર- બાલાભાઈ બીલ્ડીંગ, આસો સુદ ૫.

**શુભેચ્છક ભાઇ રસિકલાલ,**

**પ્રભુની કૃપાથી આપણો જુનો સંબંધ પાછો સજીવન થયો છે. ખરેખર તમારા ગયા પછી અમને બીલકુલ ગમતું નથી. નવીનચંદ્ર સંભારે છે. તમારી વાતો સાંભળવાથી તેના શરીરમાં લોહીનો વધારો થાય છે તેવી તેની માન્યતા છે. તેનો આગ્રહ છે કે પાછા તમે સજોડે આવો, ઘરમાંથી પણ સૌ યાદ કરે છે. તમારા ગયા પછી ઘણા ગૃહસ્થો તમને મળવા માટે મારે ત્યાં આવતા. ઘણાની ઇચ્છા તમારાં અને તમારાં પત્નીનાં ભાષણો સાંભળવાની છે. મારે પણ થોડી તમારી સલાહ લેવાની છે માટે જરૂર બે ત્રણ દિવસમાં આવશો. સરિતાના ભાઈ કલ્યાણને જોવો છે માટે તેને સાથે લેતા આવશો. આવી શકે તો ચંદ્રકુમારને પણ લાવશો. નીકળતા પહેલાં ખબર આપશો જેથી લેવા માટે સ્ટેશને માણસ મોકલવામાં આવે.**

**લી. સ્નેહાધીન લાલભાઇ પ્રતાપભાઇ.**

આ પ્રમાણે લાલભાઇના કુટુંબની આમંત્રણ પત્રિકા આવી છે. માટે શો વિચાર રાખવો છે ?

માલતી બોલી " એમાં વિચાર શો ? કાલે ત્યાં જવું. તેમને મળાશે અને ભાષણો આપી લોકમત કેળવાશે, વળી લાલભાઇ આપણા પક્ષમાં આવ્યા છે એટલે આવામાં તો ભાષણો આપવાથી લોકોના મન ઉપર સારી અસર થશે." બેઠેલા મિત્રોએ પણ તેજ સલાહ આપી જવા આગ્રહ કર્યો. થોડીવાર પછી તેઓ ત્યાંથી વિદાય થયા.

જમીને રસિકલાલ ચંદ્રકુમારની ઑફીસમાં ગયો. ચંદ્રકુમારને બંને કાગળો વંચાવ્યા. રજા મળી શકે તેમ નહીં હોવાથી ચંદ્રકુમારે કનકનગર આવવાની ના પાડી. આચાર્યની પેટીઓની વાત નીકળતાં ચંદ્રકુમાર કહેવા લાગ્યો " ગઇ કાલે પોલીસ ઇન્સ્પેકટર ઑફીસમાં આવ્યો હતો, હું તેમને મળ્યો હતો. તેમણે મને ખાનગીમાં જણાવ્યું કે 'મને ખાનગી બાતમી મળવાથી પેલા પેટીઓ લેવા આવેલા માણસો સાથે ડીટેકટીવ મોકલ્યો હતો. માટે હવે પેટીઓમાં જે કોઇના દાગીના રોકડ વીગેરે હોય તેને શોધી કાઢો અને નામો આપો, મારી પાસે પાંચ જણના તો પત્ર આવ્યા છે' એમ તે કહેતા હતા."

રસિકલાલ—" અમે કાલે રાત્રે જવાનું નક્કી રાખ્યું છે. માટે આપણા મંડળમાંથી બે ત્રણની મદદ લઈ જેના જેના દાગીના ગુમ થયા હોય તેમને શોધી કાઢી, દાગીનાની હકીકત લખી લઇ પોલીસને પૂરતી મદદ આપજે. ચાર પાંચ જણ તો તારી જાણમાં છે. કલ્યાણને તૈયાર રાખજે, આવતી કાલે અમે તેને સાથે લઇ જઇશું. હું જરા અશ્વિનીકુમારને કોરટમાં મળી આવું. પેલા વીરબાળાના દાગીના સંબંધી જયંતીલાલે જે ભેદ બહાર પાડયો છે તે તેમને જણાવી આવું. ઉદયચંદને પૂરેપૂરો સપડાવવો છે." એમ કહી રસિકલાલ ત્યાંથી ઉઠી કોરટમાં જઇ અશ્વિનીકુમારને મળ્યો. કનકનગર જવાની વાત કરી જયંતીલાલની જુબાનીનો સાર કહી સંભળાવ્યો. અશ્વિનીકુમારે કહ્યું "ઠીક થયું કે હજુ મેં નોટીસ મોકલી નથી. હવે તો ઉદયચંદને ભારે થઇ પડશે. તમે કનકનગર જઇ આવો પછી આપણે પાસે બેશી બરાબર નોટીસ મોકલીએ." આ પ્રમાણે વાત કરી ત્યાંથી રસિકલાલ ઘેર આવ્યો અને આવતી કાલ આસો સુદ ૭ ના રોજ નીકળી આવવાના સમાચાર પત્રથી લાલભાઇને લખી જણાવ્યા.

બીજા દિવસે રસિકલાલ અને માલતી કલ્યાણને સાથે લઈ કનકનગર ઉપડી ગયાં. શેઠ લાલભાઇની મોટર સ્ટેશન ઉપર લેવા આવી હતી તેમાં તેઓ તેમના બંગલે ગયાં અને લાલભાઇના કુટુંબને કલ્યાંણને ઓળખાવ્યો.

માલતી બેન સારૂં ભાષણ કરે છે એવી ભાવના લાલભાઇના ઘરમાં ફેલાયેલી હોવાથી તે વાત રસિકલાલની આગળ જાહેર કરવામાં આવી અને ખાનગી રીતે તેમનાં ભાષણો રાખવામાં આવ્યાં.

પહેલાજ દિવસે લાલભાઇશેઠને ત્યાં મિજબાની ઠરાવવામાં આવી. આશરે ૩૦ ગૃહસ્થો અને સ્ત્રીઓને નોતરવામાં આવ્યાં. સ્ત્રી પુરૂષો મર્યાદાપૂર્વક સાથે બેશી શકે તેવી રચના નવીનચંદ્રે પાસે રહી કરાવી. જેવી જોઇએ તેવી તાકાદ હજુ તેનામાં આવી નહોતી તેથી માણસો મારફત કામ લેતો. આજે તેના મુખ ઉપર અપૂર્વ આનંદ છવાયેલો

જણાતો હતો. તેને જમવું નહોતું પરંતુ સૌની પંક્તિમાં તેણે પોતાની નાની ગાદી ગોઠવી દીધી હતી. સ્ત્રી પુરૂષો અનુકૂળ પડતી જગાએ બેશી ગયાં. માલતી એવી જગાએ બેઠી કે પુરૂષો પણ જોઇ શકે અને સ્ત્રીઓ પણ જોઇ શકે. બધાં બરાબર બેશી ગયાં કે ભોજન સામગ્રીઓ પીરસાવવા લાગી. આવેલા મ્હેમાનો પૈકી ભારતીકુમારની સામું જોઇ લાલભાઇએ પુછ્યું " ભાષણ પહેલાં થશે કે છેવટમાં ? "

ભારતીકુમારે જવાબ આપ્યો " નહીં પહેલાં કે નહીં છેવટમાં, વચ્ચે શરૂ થશે અને ભાષણ પૂરૂં થયા પછી ભાત નીકળશે. આ પ્રમાણે અમે તો ભોજન ઉપર ભાષણનો કાર્યક્રમ ગોઠવીએ છીએ, પછી તો બોલનારની અને સાંભળનારની જેવી ઇચ્છા."

આ સાંભળી માલતીએ જવાબ આપ્યો " ભારતીકુમારભાઇએ કહ્યું તેજ પ્રમાણે હોય તો ઠીક પડે."

નવીનચંદ્રે વચ્ચે પ્રશ્ન પૂછ્યો " પણ આજના ભાષણનો વિષય શો રાખ્યો છે ? તે મુદ્દાની વાત તો જાણવી રહી જાય છે. "

માલતીએ તરતજ જવાબ આપ્યો " દીક્ષાની ત્રિપુટી." કેમ નવીનચંદ્રભાઇ ! તમારી પસંદગીનો વિષય છે ને ? જો ન હોય તો બદલી નાખું. તમારૂં લોહી વધે અને તબીઅત સુધરે એ અમારો મુદ્દો છે."

નવીનચંદ્રે હશીને કહ્યુ " હું પણ તેજ વિષય પસંદ કરૂં છું "

તમામ ભોજન સામગ્રી પીરસાઇ રહી અને જમવાની શરૂઆત થઇ. જમતાં જમતાં પ્રાસ્તાવિક ઘણી વાતો નીકળી. દુધપાક પૂરીને ઇનસાફ અપાઇ રહ્યા બાદ માલતીએ નીચે પ્રમાણે ભાષણ શરૂ કર્યું:—

સુજ્ઞ ભાઇઓ અને બેનો !

આજની આ ભોજનપંક્તિ ઉપર ભાષણ શરૂ કરવામાં આવે તે પહેલાં આપણે પરમ દયાળુ પરમેશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે અત્રે આપણી જોડે પાટલા ઉપર નાની ગાદી મુકી તે પર બિરાજમાન થયેલા શેઠ લાલભાઈના નાના પુત્ર મીસ્ટર નવીનચંદ્ર ભયંકર માંદગીમાંથી બેઠા થયા છે અને આપણા આનંદમાં ભાગ લેવા ભાગ્યશાળી થયા છે.

પરમેશ્વર તેમને અખંડ સુખશાંતિ અને દીર્ઘાયુષ આપે.

જે લાલભાઈ શેઠ એક વખત અયોગ્ય દીક્ષાના ચુસ્ત હીમાયતી હતા તેમના બંગલામાંજ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના કાર્ય કર્ત્તાઓને નોંતરી તેમની સાથે સહકાર કરી આનંદથી ભોજનમાં ભાગ લઇ રહ્યા છે તે જાણી કોના હૃદયમાં આનંદ થયા વિના રહ્યો હશે? તમે જાણીને ખુશી થશો કે તેમનું આખું કુટુંબ અમારા સમાજમાં જોડાયું છે. (તાળીને બદલે લોટા પવાલાનો રણકારધ્વનિ.)

હાલમાં તો અમો અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિ તોડી નાખવાના કામમાં પડેલાં છીએ એટલે બીજો કોઇ પણ વિષય મગજમાં નહીં આવતાં દીક્ષાનોજ વિષય હાથમાં આવે છે. હું આજે "દીક્ષાની ત્રિપુટી" ઉપર બોલવા માગું છું.

ભાઇઓ અને બેનો! હાલમાં કેટલાંક વર્ષોથી ચાલતી અયોગ્ય દીક્ષા પ્રવૃત્તિના ઉત્પાદકો, પ્રવર્તકો, કાર્યવાહકો, સંચાલકો અને પોષકો પોતાની પ્રવૃત્તિમાં શાથી નિર્ભયપણે ધસારો કરી ફાવી શકે છે અને આટલી બધી હદ સુધી પહોંચી ગયા છે તે જાણવાની ખાસ આવશ્યકતા છે. આ અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિને પોષનાર ત્રણ વસ્તુઓની ત્રિપુટી છે. એક તો ધર્મનું બ્હાનું, બીજી અંધ શ્રદ્ધા અને ત્રીજી બગભક્તિ. આ ત્રણ વસ્તુઓના ઉપર ઠામઠામ કેલશનાં બીજ વાવનાર અયોગ્ય દીક્ષાનું અસ્તિત્વ અવલંબીને રહેલું છે.

## ધર્મનું બ્હાનું.

ધર્મ રૂપ વસ્તુ એવી છે કે તેને માટે લોકો પ્રાણ આપે છે. તન મન અને ધન અર્પણ કરે છે. અસત્ય પણ સત્ય રૂપે સમજાય છે. હડહડતી હિંસા પણ અહિંસાના સ્વરૂપમાં દેખાય છે. હું તો આગળ વધીને કહીશ કે વ્યભિચાર જેવા નીચ દુરાચારને પણ ભક્તિની ઉંચ કોટીની કસોટી ગણી તેનું સેવન કરવામાં આવે છે. આવો ધર્મનો મહીમા હોવાથી કેટલાક આપણા જૈનમુનિમહારાજો જૈનશાસ્ત્રાનુસાર પાળવાના પોતાના આચાર વિચારો કોરે મુકી ધર્મના નામે અનેક ધતીંગો

ઉભાં કરે છે અને " દુનિયા ઝુકતી હે કે ઝુકાનેવાલા ચૈયે " એ પ્રમાણે જૈનસમાજને ઝુકાવનાર કેટલાક મુનિ મહારાજો આ વીસમી સદીમાં ઉઘાડા છોગે બહાર પડયા છે અને યુવક અને યુવતિઓને ધર્મના નામે અવળું સમજાવી તેમની કોમળ કાચી બુદ્ધિનો દુરૂપયોગ કરી ભરમાવી, નસાડી તેમને ગુપ્ત દીક્ષાઓ આપી ચેલા ચેલીઓ બનાવી તેમના આત્માનો ઉદ્ધાર કરવાનું જણાવી દુનિયાની ટીકાની જરા પણ દરકાર કર્યા શીવાય ધર્મનો ઝુંડો લઇ મેદાનમાં જંગ મચાવી રહ્યા છે. ધર્મનું નામ દીધું અને મુક્તિ કે મોક્ષની વાત કરી એટલે આ ભોળો જૈન સમાજ તેમનાથી અંજાઈ જાય છે અને પરિણામે સાધુઓ પોતાનો હેતુ બર લાવે છે.

## અંધ શ્રદ્ધા.

હવે શ્રદ્ધા વસ્તુ એવી છે કે જો તે વિવેકયુક્ત હોય, વિચાર અને મર્યાદા ભરેલી હોય, યોગ્યતાને પાત્ર હોય, ન્યાય અને નીતિનો સત્કાર કરનારી હોય તો તેમાંથી સારૂં પરિણામ આવે છે. પરંતુ જો તે ઘેલછા ભરેલી હોય એટલે કે જેને આપણે અંધ શ્રદ્ધા કહીએ છીએ તેવી હોય તો તેમાંથી ગંભીર અનર્થ ઉત્પન્ન થાય છે અને પરિણામે અવળે રસ્તે દોરી જઇ ખુવાર કરે છે. આ અંધ શ્રદ્ધા એવી છે કે તે છતી આંખે આંધળા બનાવે છે. આંખ આગળ કુવો હોય છે છતાં તે દેખાતો નથી, છતી બુદ્ધિએ બુદ્ધિહીન બનાવે છે, પાપને પણ પુણ્ય બનાવે છે. અંધ શ્રદ્ધાથી મારી ઘણી બેનો ઠગાય છે. અંધ શ્રદ્ધાથી બિચારી કેટલીક ભોળી બેનો પોતાની પવિત્ર કાયાને ભ્રષ્ટ બનાવે છે. મારા જૈનબંધુઓએ મુંબઇનો જુનો લાયબલ કેસ વાંચ્યો હશે. કાનના કીડા ખરી પડે, રૂંવાટાં ઉભાં થાય, હૃદયને કંપારી છુટે એવી જુબાનીઓ વાંચી બેનો પ્રત્યે દયાની લાગણીથી જોઇ આંસુ નાખ્યાં હશે. આ બધાનું મૂળ અંધ શ્રદ્ધા છે. શ્રદ્ધા જાતે તો દિવ્ય શબ્દ છે પરંતુ તેની સાથે અંધ શબ્દ રૂપી ઝેર ભળવાથી તે વિષમય બની જઇ અનેક સ્ત્રી પુરૂષોની પવિત્રતાનો ભોગ લે છે.

## બગ ભક્તિ.

હવે ત્રીજી વસ્તુ બગ ભક્તિ છે. બગ ભક્તિ શબ્દ બગ એટલે બગલાના સ્વભાવ ઉપરથી ઉત્પન્ન થયેલો છે. ભક્તિનું પહેલું ચિન્હ શાન્તિ છે. બગ માછલીને પકડવા શાંતિ ધારણ કરે છે. આ શાંતિ પોતાના ચિત્તને સ્થિર કરવા માટે હોતી નથી પરંતુ માછલીને છેતરીને પકડવાની યુક્તિ હોય છે. તેજ પ્રમાણે આવી શાંતિ ધારણ કરનાર ભકતોની ભક્તિ ભોળી જનતાને ઠગવાને માટે હોય છે. આ સ્થળે "કાવ્યસરિતા"પુસ્તકમાંની એક ગરબી મને યાદ આવે છે તે ગાઇ સંભળાવું તો તે અસ્થાને નહીં ગણાય.

ગરબી (સાહેલી, આ તો કાનુડો- એ રાહ)

ઠગારા બગ! ઠગે છે શું દુનિયાને રે! એ ટેક.
ઠગે છે શું દુનિયાને બેશી રહી એક ધ્યાને?
અમ જેવાં સાચો માને રે, ઠગારા બગ૦ ૧
સરોવર તટ પરે ઉભો રહી ધ્યાન ધરે,
જુએ છે નીચી નજરે રે, ઠગારા બગ૦ ૨
સાચો ધ્યાની જોગી ધારી, મારા જેવી ભોળી નારી,
જાનની કરે ખુવારી રે, ઠગારા બગ૦ ૩
હું માછલી છું બિચારી પાણી મહીં વસનારી,
આવું પાસે જોગી ધારી રે, ઠગારા બગ૦ ૪
જેવું સાફ મન મારૂં, તેવું મન જાણી તારૂં,
બીક તારી નહીં ધારૂં રે, ઠગારા બગ૦ ૫
પ્રેમે આવું પાસ તારી, પણ તું તો લાગ ધારી,
પ્રાણ હરે ચાંચ મારી રે, ઠગારા બગ૦ ૬
કેવી તારી આ ઠગાઇ! જાણે બીજો તું કસાઇ,
દયા નહીં દિલ માંહી રે, ઠગારા બગ૦ ૭
માનજો હે ભોળી બાઇ! ઠાઠ માંહે છે ઠગાઇ!
ઘર ઘાલે તે ભલાઇ રે, ઠગારા બગ૦ ૮

બગ જેવો ઠગ જાણો, દૃષ્ટાંત આ સાચું માનો,
ઠાઠ આવો ઠગવાનો રે, ઠગારા બગ૦ ૯
તેને જોઇ દૂર ખસો, દૂર વાસ મહીં વસો,
તેથી મહા સુખી થશો રે, ઠગારા બગ૦ ૧૦

આવા પ્રકારની બગ ભક્તિવાળા યાને બીજા શબ્દોમાં કહીએ તો ઠગ ભકતો દેખાવમાં અંધ શ્રદ્ધાળુ જૈનોના જેવાજ બલ્કે તેથી વધારે ધાર્મિક હોય છે. કપાળમાં મોટો કેસરનો ચાંલ્લો કરશે, ઉપાશ્રયમાં આવી પડિક્કમણું અને સામાયિક કરશે, વ્યાખ્યાન વખતે તો જીકારો આપવામાં મોટો ઘાંટો કાઢશે, મુનિ મહારાજના મુખમાંથી પડતો બોલ ઝીલી લેશે અને ઉપાશ્રયના ચાકળા પણ ઘાસી નાખશે, વાયુકાયના જીવોની હાની ન થાય એટલા માટે વાત કરતાં કે બોલતાં મોં આગળ રૂમાલનો કે ખેસનો ડુચો રાખશે. આવા ડહોળી દાંભિક જૈનો ઉપાશ્રયમાં મુનિ મહારાજોની ગુપ્ત યુક્તિઓમાં જોડાઈ, ભોળા અંધ શ્રદ્ધાળુ જૈનોના ભેગા ભળી જાય છે. આ પ્રમાણે મુનિ મહારાજો મોટા સિદ્ધ બની આવા ઠગ ભકતોને સાધક બનાવી અંધ શ્રદ્ધાળુઓની શ્રદ્ધાનો દુરૂપયોગ કરે છે. આ સ્થળે એક માછલી અને રામના સંવાદનું દષ્ટાંત મને યાદ આવે છે તે જણાવું છું.

રામ—पश्य लक्ष्मण पंपायां बकः परम धार्मिकः ।
शनैः शनैः पदं धत्ते जीवानामनुकम्पया ॥
માછલી—पथिका नैव जानन्ति सहवासेन ज्ञायते ।
अनेन धूर्तवृत्तेन मत्कुलं निष्कुली कृतः ॥

રામે કહ્યું " હે લક્ષ્મણ ! જો આ પંપા સરોવરમાં ધર્માત્મા રૂપ આ બગલો કોઇ જીવને હાની ન થાય તેવી દયા ચિંતવી ધીમે ધીમે પગ દઇને ચાલે છે." આ સાંભળી સરોવરની માછલી બોલી " હે રામ ! મુસાફર જાણતા નથી, પણ સહવાસમાં રહેનાર જાણી શકે છે કે આ ધૂર્ત બગલે મારા આખા કુટુંબનો નાશ કર્યો છે." આ પ્રમાણે દુષ્ટ માણસો સહવાસ પછી ઓળખાય છે. ઉપરથી દયા-

વાન અને અંદરથી ધૂર્ત હોય છે. આ બગ ઠગ કરતાં કાગડો સારો. કબીર કહે છે કે "મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ; તાતે તો કઉઆ ભલા, તનમન એકહી રંગ." અંદર તેવું બાહ્ય સ્વરૂપ હોવાથી કાગડાથી કોઇ ઠગાતું નથી.

આ ઠગ ભકતો ધર્મના નામે જુઠું જુઠું બોલી અંધશ્રદ્ધાળુઓનો એટલો બધો વિશ્વાસ મેળવે છે કે તેઓ તેમની આંખેજ જુએ છે, અને આ પ્રમાણે વિશ્વાસ બેસાડી આ ઠગભકતો ભોળા અંધ શ્રદ્ધાળુઓને વ્યાખ્યાનમાં કે ખાનગી વાતચીતમાં મોટા ધર્મનો આડંબર કરી તેમને આકાશે ચડાવી કહે છે કે "મુનિ મહારાજ તો છ કાયના કુટામાં સબડતાં પ્રાણીઓના આત્માનો ઉદ્ધાર કરવા નીકળ્યા છે. તેમને શો સ્વાર્થ છે? આપણો પૈસો અને લાગવગ શા કામનાં છે? દીક્ષાના કામમાં પૈસો સોનાના કોદાળે વવાય છે." વીગેરે કહી ભોળા લોકોને ચડાવી અંધશ્રદ્ધાનો લાભ લઇ તેમની પાસેથી હજારો પૈસા કઢાવે છે. તેમાં વળી જો કોઈ પૈસાદાર વિધવા હોય અને તેને છોકરાં ન હોય તો તેને પૂરેપૂરી ફાંસામાં ઉતારી ધૂતી પૈસા લૂટી લઈ તેનું માથું મુંડી નાખે છે અને તેની પૈસાની મુડીના હિસાબનું સરવૈઉં કર્મરાજાના દરબારમાં સોંપવામાં આવે છે. આ પ્રમાણે ઠગભકતો વિશ્વાસઘાતી બની ભોળા જૈનોને ભરમાવી પૈસા એકઠા કરે છે. આવી રીતે તેઓ દીક્ષાનો ઉઘાડો વેપાર લઇ બેઠા છે, જો આ પ્રમાણે ચાલશે તો જેમ સોનાનું બઝાર, ચાંદીનું બઝાર, એરંડા, અળશી, સરસી વીગેરેનું બઝાર, રૂ બઝાર, શૅર બઝાર, ઇત્યાદિ બઝારો ઉઘાડેલાં છે તેવું દીક્ષા બઝાર પણ થોડા વખતમાં ઉઘડશે અને દીક્ષાના સોદા બનશે. દીક્ષાની બીટો બોલાશે, દલાલોનો રાફડો ફાટશે. હાલ પણ તેવા ઘણા દલાલો છે. તેમનો સમાવેશ હું ઠગભકતોમાં કરૂં છું. તેમની દલ્લાલી ઉપર તેમનું ગુજરાન ચાલે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે વિધવાઓના ગુમ થયેલા દાગીનાના ઘણા ઘણા ઝગડાઓ ઉભા થયા છે અને થાય છે. તે દાગીનાનો ઉપયોગ

સિદ્ધ અને સાધકો કરે છે. મુનિમહારાજોને પરિગ્રહની મનાઈ છતાં તેમની ગુપ્ત પેટીઓમાં દાગીનાના દાભડાઓ, સોનાની બંગડીઓ અને ચુડીઓ, ગીનીઓ નોટો તથા રોકડ નાણું રાખે છે. આ પેટીઓને તે પુસ્તકની અને ઉપકરણની પેટીઓ તરીકે ઓળખાવે છે.

ગૃહસ્થો, હમણાંજ છાપામાં આપે વાંચ્યું હશે કે ચિત્રાણીમાં તેવી પેટીઓ નાકાદારે રોકી છે અને તેનો ભવાડો થયો છે. પેટીઓનો તપાસ થયેથી જનતા જાણશે કે પેટીઓમાં પુસ્તક છે કે દાગીના છે. કુદરતનો નિયમ છે કે પાપનો ઘડો ભરાય એટલે ફુટયા વિના ન રહે. હું જરા વિષયાંતર થઇ માટે માફ કરજો. છાપાની વાત યાદ આવી એટલે મારાથી તે વાત કહેવાઈ ગઈ.

ભાઇઓ અને બેનો ! આપને જાણીને નવાઇ લાગશે કે જે અંધશ્રદ્ધાળુઓએ પૈસાની મદદ કરી હોય તેમનોજ છોકરો યા છોકરી તેમનાજ પૈસાના બળથી ઠગભકતો ઉપાડીને લઇ જવાની તજવીજ કરે છે અને ગુપ્ત રીતે દીક્ષા અપાવે છે. પછી તે અંધશ્રદ્ધાળુઓ છાતી કુટી પોક મુકી રડે છે. આવો એક દાખલો નથી પણ અનેક દાખલા છે. હું તો પક્ષપાત કર્યા શીવાય સ્પષ્ટ રીતે કહું છું કે જે દીક્ષાના હીમાયતીઓ જેવી રીતે બીજાનાં છોકરાં ભગાડી દીક્ષા અપાવી તેમનાં માબાપને કલ્પાંત કરાવે છે તેવીજ રીતે તેમનાં છોકરાંને નસાડી સાધુઓ દીક્ષા આપી તેમને રોકકળ કરાવી કલ્પાંત કરાવશે. કુદરત જરૂર બદલો લેશે. આ ભવમાં નહીં તો પર ભવમાં તો જરૂર.

આવી રીતે અંધશ્રદ્ધાળુ જૈનબંધુઓ પાસેથી ખૂબ પૈસા કઢાવી મુનિમહારાજો અને ઠગભકતો યાને સિદ્ધ અને સાધકો અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિ ચલાવે છે. કોઇ છોકરાનાં માબાપ વાંધા ઉઠાવે અને તેઓ પૈસાના લાલચુ હોય તો ચાર પાંચ હજાર રૂપીઆ અરે-તેથી પણ વધારે આપી પાણીમાં બેસાડે છે. કોઇ વચ્ચે પડી છોડાવવા પ્રયત્ન કરે તો તેમને લાંચથી દાટે છે અને બીજા આડાઅવળા પૈસા ખરચી લાગવગ ચલાવી ધમકીઓ આપી ધમાલ મચાવે છે.

આથી ઠગ ભકતોને પોતાના નિર્વાહનું સારૂં સાધન મળી આવે છે, પોતાને છુટથી ફરવાનું, ખાવા પીવાનું, વચ્ચે પરભારા વટાવના ગાળા ખાવાનું, રેલ ગાડીઓ અને મોટરની મુસાફરીઓ કરવાનું, એમ અનેક રીતે પોતાનો આર્થિક સ્વાર્થ સાધવાનું કામ જરાપણ પાપનો ડર રાખ્યા શીવાય છુપી અને જાહેર રીતે ધર્મના ઓઠા નીચે ઠગ ભકતો ચલાવ્યા કરે છે. જો કોરટે તેનો કેસ ચડયો તો તેમને ઘીકેળાં. તેમને તો કલેશ વધે તેમાંજ મજા. કારણ કે પૈસા છુટથી ખરચવા મળી આવે. આ પ્રમાણે અંધ શ્રદ્ધાળુઓનો પૈસો ઠગ ભકતોના હાથે લુંટાય છે અને તે પણ જાહેર રીતે લુંટાય છે. જ્યારે તેમનાજ છોકરા ગુમ થાય છે ત્યારેજ તેમની આંખે બંધાયેલા પાટા છુટે છે અને સત્ય વસ્તુ દેખવાથી રોવા માંડે છે. આમ પાછળથી હાથ પછાડે શું થાય? પ્રથમથી અંધ શ્રદ્ધાળુ ભાઈઓને કહેવામાં આવે છે તો પણ કાન ઉઘડતા નથી. મહારાજ કહે તે ખરૂં અને ઠગ ભકતો અવળા રસ્તે લઇ ખાડામાં નાખે તે પણ કબુલ મંજુર. ગરબીમાં જણાવ્યું તે પ્રમાણે ઠગ ભકતોનું ધ્યાન બગલા જેવું હોય છે. બસ બિચારી માછલી પાસે આવી કે ચાંચથી પકડી હોઈઆં કરી જાય છે. આ કેટલી બધી શોચનીય વાત છે?

બિચારી ગરીબ લાચાર ને ભલી સ્ત્રીઓની તો વાતજ પુછશો નહીં. તેમની બેકારીનો લાભ ઠગભકતો અને અંધ શ્રદ્ધાળુ શ્રીમંતો ધોળા દિવસે લે છે. તેમની પાસેથી દીક્ષા માટે છોકરો વેચાતો લે છે એટલેથીજ ધરાતા નથી પરંતુ તેમના ધણીને પણ ઉપાડે છે અને છતા ધણીએ સ્ત્રીઓને રંડાપો આપે છે. તે બિચારી બેકારીના દુઃખથી સ્વાભાવિક રીતે પૈસાથી લલચાય છે. ગરીબ બિચારી બૈરીઓની બેકારીનો લાભ શ્રીમંતો આવી રીતે લે તે શું તેમને શોભાસ્પદ છે? શું આ પૈસાનો સદુપયોગ કહેવાય? ભલે સાધુઓ સદુપયોગ કહે પણ દુનિયા તો તેને દુરૂપયોગ માની તિરસ્કાર બતાવે છે. આવા સેંકડો દાખલાઓ બન્યા છે અને અત્યારે બન્યા કરે છે.

હું શ્રીમંત ગૃહસ્થોને બે હાથ જોડી વિનંતી કરૂં છું કે ગરીબોની બેકારીનો લાભ આમ ન લો. તેમનાં બાળ બચ્ચાં અને ધણીથી વિખુટાં નહીં પાડી, તેમના કુટુંબનો આનંદ કાયમ રાખી, તેમને ધંધે લગાડી બેકારી દૂર કરો. તેમના ઉપર પડતા ખરચનો બોજો ઓછો કરો, કેળવણી આપવા માટે નાની મોટી શાળાઓ સ્થાપો, દવાખાનાં અને અને સુવાવડખાનાં ઉઘાડો, કસરત અને વ્યાયામ શાળાઓ કાઢો, જેથી તેમનાં છોકરાંને કેળવણી મળે, આરોગ્ય સુધરે, સુવાવડી સ્ત્રીઓની મ્હાવજત થાય અને દર્દની વખતે દવા મળી શકે. જૈનોને ઉદ્યમે લગાડવા માટે મીલ માલીકોની પાસે મોટામાં મોટું સાધન છે. જ્યારે જ્યારે મીલ જોવાનો પ્રસંગ આવે છે ત્યારે મારા મનને એમ થાય છે કે જો આ કામ શીખવા માટે વર્ગો ઉઘાડવામાં આવે અને દરેક કામનું શિક્ષણ આપવામાં આવે તો જરૂર ઘણાં માણસોને રોજી ભેગાં કરી શકાય તેમ છે. અકેક મીલમાં બબ્બે ત્રણ ત્રણ હજાર માણસો કામ કરે છે. ત્યાં મુઠી ભર જૈનોને ઠેકાણે પાડવા એ તો રમત જેવી વાત છે. જો હું પુણ્યના બળથી મીલમાલેક બનું તો જરૂર આવા વર્ગો ઉઘાડી તેમને શિક્ષણ આપી મીલ જૈનોથી ભરી કાઢું. (તાળીઓ) શું આ મારી નમ્ર વિનંતી શ્રીમંતો નહીં ધ્યાનમાં લે ? આટલી શ્રીમંતોને વિનંતી કરી મુદ્દા ઉપર આવું છું.

છેવટમાં મારા અંધ શ્રદ્ધાળુ જૈનભાઇઓને પ્રાર્થના છે કે સિદ્ધ બનેલા મુનિ મહારાજોના અને તેમના સાધકો બનેલા ઠગ ભકતોનાં ભોપાળાં ફોડયા છતાં તમારા ભાઇઓનાં છોકરાંને ઉપાડી જવામાં આવે છે. તે છતાં તેમજ તમારા પૈસાનું પાણી કરાવી ખોટું ખોટું સમજાવી દુરૂપયોગ કરી તમને દુર્ગતિના રસ્તે દોરી જાય છે. છતાં પણ તમે સાવધ થતા નથી, હિતાહિત જોઇ શકતા નથી અને આવા પ્રપંચો સાધવાના કામમાં છુટથી પૈસા આપો છો. ધર્મના ઓઠા નીચે સાધુઓ તમને જુઠું બોલાવે છે અને તમે ધર્મનું કામ સમજી જુઠું બોલવામાં પણ પુણ્ય માની હડહડતો મૃષાવાદ સેવો છો, તથા

પારકાના આત્માને કલ્પાંત કરાવી હિંસાનું સેવન કરો છો વીગેરે અનેક અનર્થો કરી પાપના ભાગીદાર થાઓ છો તે શું તમને નથી સમજાતું ? અંધ શ્રદ્ધાના પાટા છોડી દો અને જુઓ કે ઢોંગી, દંભી, શ્રદ્ધાનો ડોળ કરનાર તમારા ભાઇઓ તમારી સાથે દગાથી રમી વિશ્વાસ-ઘાત કરી તમારા પૈસાનો અને છોકરાઓનો ભોગ આપે છે. આ રીતે તેઓ મદારી બની તમને માંકડાની માફક રમાડે છે.

આ બધું અંધ શ્રદ્ધાનું પરિણામ છે. અંધશ્રદ્ધાને લઇનેજ સિદ્ધ અને સાધકો ફાવે છે અને તેથીજ અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિને ઉત્તે-જન મળ્યા કરે છે માટે તેવી અંધશ્રદ્ધાના પાટા આંખેથી છોડી દો અને તમારી જાતની તમારા કુટુંબની અને આખા જૈન સમાજની થતી દુર્દશા તરફ નજર કરો અને તે અટકાવો.

અમારાં મંડળો કાંઇ પવિત્ર દીક્ષાની વિરૂદ્ધ છેજ નહીં. યોગ્ય દીક્ષાઓ અપાતી હોય તો તેમાં અમે ભાગ લેવા ખુશી છીએ. પરંતુ તે પવિત્ર દીક્ષાને જ્યારે ઉપર જણાવેલી ત્રિપુટીએ ઠેઠ ભયંકર સ્થિતિમાં લાવી મુકી છે ત્યારે તેનો અટકાવ કરવા અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ તથા ભગિની સમાજનાં સ્થાપના થઇ છે. આટલું કહી હું મારૂં બોલવું બંધ કરી ભાત પીરસવાની દરખાસ્ત રજુ કરૂં છું."

ઉપર પ્રમાણે માલતીનું ભાષણ પુરૂં થયું કે સૌએ લોટા સાથે પવાલું ખખડાવી ખૂબ ધન્યવાદ આપ્યો. આ ભાષણથી લાલભાઇના કુટુંબજનોને અને ખાસ કરી નવીનચંદ્રને ઘણો આનંદ થયો અને તે ધીમે રહી બોલવા લાગ્યો " આજે તમને અને ખાસ કરી મારી જોડે બેઠેલા ડૉકટર સાહેબને ઘણીજ નવાઈ લાગશે કે મારા શરીરમાં વગર ખાધે આજે એક રતલ લોહીનો વધારો થયો છે. મારી નાની જીંદગીમાં કોઇ પણ ભાષણથી જો મને વિશેષ આનંદ થયો હોય તો તે આજના મારાં મોટાં બેન સમાન અ. સૌ. માલતીબેનના ભાષ-ણથી થયો છે. તેમણે મારા શરીરમાં નવું લોહી રેડયું છે. વધારે બોલું તો મને ડૉકટર સાહેબ ઠપકો આપે પણ એટલું તો બોલ્યા વિના

છુટકો નથી કે આપણા જૈનસમાજમાં માલતીબેન જેવી અનેક બેનો પાકે તો જૈનસમાજનો જરૂર ઉદ્ધાર થાય. તેમણે લીધેલી તસ્દી માટે તેમનો ઉપકાર માનું છું. પ્રભુ તેમને અખંડ સૌભાગ્યવંતાં અને દીર્ઘાયુષી રાખે." આ પ્રમાણે ઉપકાર મનાયા બાદ ભાત નીકળ્યા.

જમી રહી પાનસોપારી લઇ આવેલા મ્હેમાનો રસિકલાલ, માલતી અને લાલભાઇનો આભાર માની વિદાય થયા. માલતીના ભાષણથી સૌના મન ઉપર સારી અસર થઇ અને માલતી સંબંધી ઉંચો અભિપ્રાય બંધાયો. લાલભાઇનાં ઘરનાં બૈરાં માલતી પ્રત્યે સારી માયાથી વર્તવા લાગ્યાં. માલતી માયાળુ ને હસમુખી હોવાથી તેમના ભેગી ભળી ગઇ.

# પ્રકરણ ૮ મું.

## કનકનગરમાં શેઠ સૌભાગ્યચંદને ત્યાં રસિકલાલનું ભાષણ-"દીક્ષા અને કુદરત."

* It must be acknowledged that our passions are powerful misleaders, and their power consists in the immediate gratifications they afford. It is experience only that makes us know the price that we must pay for them.

—*William Danby.*

બીજા દિવસે સવારે શેઠ લાલભાઇના વેવાઇ શેઠ સૌભાગ્યચંદે લાલભાઇના બંગલે જઇ રસિકલાલ, માલતી વીગેરે આવેલા મ્હેમાનોને તથા આખા કુટુંબને સાંજે જમવા માટે આમંત્રણ આપ્યું.

* એ તો કબુલ કરવું પડશે કે આપણા મનોવિકારો બળવાન વિમાર્ગદર્શક છે અર્થાત્ અવળે રસ્તે લઈ જનાર છે, જે તાત્કાળિક સંતોષ તે આપી શકે છે તેમાંજ તેમની શક્તિ સમાયેલી છે, તે માટે આપણે જે ખમવું પડે છે તેનું આપણને ભાન કરાવનાર માત્ર અનુભવજ છે.

લાલભાઇએ હશીને પુછ્યું "આજે કાંઇ કારણ વગર?"

સૌભાગ્યચંદે જવાબ આપ્યો "મ્હેમાનોને નોંતરૂ આપવામાં કાંઇ કારણ જોઇએ? મ્હેમાન એજ કારણ. આપણા બંનેનો સંબંધ જ્યારથી જોડાયો છે ત્યારથી તમારા સંબંધી તે અમારાજ સંબંધી સમજવાના છે. ધર્મપસાયે જમાઇની તબીઅત સારી થઇ તેના આનંદમાં જ્યારે અચાનક આવી શુભેચ્છક મંડળી આવી છે તો તે તકનો લાભ તમે લીધો તો મારે શા માટે ન લેવો જોઇએ? કાલે રાત્રે સુશીલા આવી હતી તેણે વાત કરી ત્યારે મારા જાણવામાં આવ્યું. તે દરેકનાં વખાણ કરતી હતી માટે હવે કાંઇ પણ આનાકાની કર્યા શીવાય આમંત્રણ સ્વીકારો.

એટલામાં રસિકલાલ ત્યાં આવ્યો. લાલભાઇએ ઓળખાણ કરાવી અને આમંત્રણ સ્વીકાર્યું. ઉઠતાં ઉઠતાં લાલભાઇએ રસિકલાલને જણાવ્યું "જેવી રીતે ભાષણનો લાભ અમારા વેવાઇને આપવામાં આવ્યો છે તેવો લાભ અમને આપવામાં આવશે." એમ કહી બીજા ગૃહસ્થોને આમંત્રણ આપવા તાકીદે ઉપડી ગયા.

સાંજે સૌભાગ્યચંદને બંગલે આશરે પચાસ સાઠ નામાંકિત ગૃહસ્થો અને સ્ત્રીઓ પધાર્યા. નવીનચંદ્ર જમાઇ તરીકે હતા એટલે તેમનાં બહુમાન હોય તેમાં નવાઇ નથી. જો કે ડૉકટરની સલાહ પ્રમાણે જમવાની મનાઇ હતી તોપણ તેમની બેઠક મુખ્ય સ્થાને ગોઠવવામાં આવી હતી. જમવાની રચના સુંદર રીતે રચેલી હતી. સ્ત્રી પુરૂષો યોગ્ય લાગે તેમ પાટલા ઉપર બિરાજમાન થઇ ગયાં. ભોજનની જુદી જુદી વાનગીઓ પીરસવામાં આવી. શીખંડપૂરીને ઈનસાફ અપાયા બાદ ઠરેલા કાર્યક્રમ પ્રમાણે રસિકલાલે પોતાનું ભાષણ શરૂ કર્યું:—

ભાઇઓ અને બેનો! હું સૌભાગ્યચંદ શેઠને નામથી જાણતો પણ આજેજ તેમના પરિચયમાં આવ્યો. પરિચય થયા પછીજ વિચારની આપલે થાય છે. તેમના જામાતૃ અને આપણા ખાસ સંબંધી ભાઈ નવીનચંદ્ર જ માત્ર નામ ગણાવવાની ખાતરજ આપણી જોડે જમવા

બેઠા છે તેમની તબીઅત આ પ્રમાણે સુધરતી જોઇ કોને આનંદ થયા વિના રહે ? તેમની આંગળીએ આપણુને જમવાનો લાભ મળ્યો છે એમ કદાચ મશ્કરીમાં કહું તો શેઠને ખોટું નહીં લાગે, માટે તેમનો ઉપકાર માનવો જોઇએ. (હસાહસ) પરમ દયાળુ પરમેશ્વર તેમને અખંડ સુખ શાંતિ આપી દીર્ઘાયુષી કરે એવી પ્રભુને પ્રાર્થના કરી "દીક્ષા અને કુદરત" એ વિષય ઉપર મારા વિચારો જણાવવા રજા લઉં છું—

ગૃહસ્થો અને સુશીલ બેનો !

"બેનો" એ શબ્દ નીકળતાંની સાથે સામા પાટલા પરથી ધીમો પણ સૌ સાંભળે તેવો અવાજ થયો કે "એક વ્યક્તિ બાદ કરીને." આથી ખૂબ હસાહસ ચાલી, કારણુ કે તે બોલનાર રસિકલાલની સ્ત્રી માલતી જે તેમની સામેજ બેઠી હતી તે હતી. રસિકલાલે અવાજનો જવાબ આપતાં જણાવ્યું "ભાષણુના રીવાજ પ્રમાણે એમજ બોલાય, ગઇ કાલના ભાષણુમાં પતિની હાજરીમાં ભાઇ શબ્દ પણુ પત્ની તરફથી બોલાયેલો છે, જો ગઇ કાલે સુધારો થયો હોત તો આજે સુધારાનો અમલ થાત. (હસાહસ). માટે જુની પ્રણાલિકામાં ફેરફાર નહીં કરતાં તેજ પ્રમાણે સંબોધીને બોલવું ઉચિત લાગે છે.

યુવાવસ્થામાં દીક્ષા એ કુદરતના બળ સામે બંડ ઉઠાવવાની પ્રવૃત્તિ છે. યુવાન દીક્ષિતોના મનોરાજ્યની અંદર હમેશાં દીક્ષા અને કુદરતની ખેંચતાણુ ટગ ઑફ વૉર ( tug of war ) જેવી ચાલતીજ હોય છે અને કુદરત દીક્ષાના હેતુમાં જાહેર અગર ગુપ્ત રીતે ભંગ પાડે છે. કદાચ કાયા અને વચનથી ન ગણીએ તો પણુ મનથી તો જરૂર વ્રતભંગનું પાપકર્મ બંધાય છે જેના પરિણામે આત્માના ઉદ્ધારને બદલે તેની અધોગતિ થાય છે.

હમણાં ચાર પાંચ વરસથી દીક્ષાનો વિષય જૈનસમાજમાં ભારે ચર્ચાઇ રહ્યો છે, જૈનસાધુઓમાં ચેલા બનાવવાની વૃત્તિ થોડા ઘણા અંશે ઘણા ખરા સાધુઓમાં રહેલી હોય છે, પરંતુ જેઓ પોતાના આચાર વિચારને વળગીને ચાલનાર છે તે તો શાસ્ત્ર અને સમય ધ્યાનમાં રાખી

દીક્ષા તરફ નજર કરે છે અને દીક્ષાના ઉમેદવારની પાત્રતા જોઈ તેની કસોટી કરી સગા સંબંધીઓની સંમતિ મેળવી સંઘની આજ્ઞાથી દીક્ષા આપે છે, કેટલાક વચલા વર્ગના બીનું સુકું સંકેલે છે. પણ કેટલાક જૈનસમાજની બત્રીશીએ ચડેલા આચાર્ય સૂર્યવિજય અને તેમના ચેલા શુદ્ધિવિજય તેમજ પેલા પ્રભાવસાગર આચાર્ય તો યેનકેન પ્રકારેણ ચેલા મુંડી પરિવાર વધારવાની પ્રવૃત્તિમાં પડેલા છે. આવા સાધુઓ ધર્મના બ્હાને ભોળા જૈનોને ભોળવી પૈસા કઢાવી કોઇના છોકરાઓ તો કોઇની છોકરીઓને, કોઇના યુવાન પતિઓ તો કોઇની યુવાન પત્નીઓને, જાહેર કે છાની રીતે, પાત્રતા જોયા શીવાય માથું મુંડી ચેલા અને ચેલીઓ બનાવી દે છે. આની માઠી અસર જૈનસમાજ ઉપર કેવી થવા લાગી છે તે ચાલતા બનાવો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. આવા સાધુઓ નાના અને યુવાન, કુંવારા અને પરણેલા છોકરાઓને અને બાળાઓને ચોર અને લુંટારાઓની માફક નસાડી પ્રપંચો રચી સગાં વહાલાંને રોકકળ કરાવી દીક્ષા આપે છે. તે રીતે તેઓ તદન ધર્મના બ્હાને અનર્થ કરી રહ્યા છે, તે વાત જગજાહેર થઇ ચૂકી છે. આ તેમનું કૃત્ય કુદરતની વિરૂદ્ધ હોવાથી કુદરત પોતાની સત્તાનો અમલ કર્યા વિના રહેતી નથી. મનુષ્યની ઉત્પત્તિ માટે કુદરતે કામદેવ પેદા કરેલો છે. ઇચ્છા હોય કે ન હોય, જ્ઞાન હોય કે ન હોય, સાક્ષર હોય કે નિરક્ષર હોય, રંક હોય કે રાય હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય તો પણ યૌવન પ્રાપ્ત થયું કે કામદેવ પોતાની શક્તિનો અમલ શરૂ કરે છે અને તેના કાર્યક્ષેત્રની વચ્ચે આવનારને તે હરાવી દે છે. આવી મહાન શક્તિ સામે કામ લેવું અને બંડ ઉઠાવવું એ નાના છોકરાના ખેલ નથી.

બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્યજાતિ વધારે બુદ્ધિશાળી હોવાથી પશુ પક્ષીઓની માફક ગમે તેમ વર્તન નહીં ચલાવતાં સ્ત્રી પુરૂષના સંયોગ માટે મનુષ્યોએ લગ્નનો રીવાજ કાઢયો. Necessity is the mother of invention અર્થાત્ જરૂરીઆત તે નવીન શોધને જન્મ આપનાર માતા છે. આ પ્રમાણે લગ્નની સાંકળથી સ્ત્રી પુરૂષને જોડી દઇ કામદેવનો

અમલ થવાને સરળ અને સીધો રસ્તો આપવામાં આવે છે. તેવું ન કર્યું હોત તો બીજી રીતે કામદેવ પોતાનું કામ કર્યા વિના રહત નહીં. આવા કામદેવની સામે થવામાં ઉપર જણાવેલા અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓ દીક્ષાને બાળકની રમત સમજવા લાગ્યા છે. હાલમાં અત્યારે સૂર્યવિજયની પાસે જુઓ તો જણાશે કે ભવિષ્યમાં કેવા ભયંકર અનર્થનો સંભવ દષ્ટિગોચર થઇ રહ્યો છે. થોડા વખત ઉપર તેમની પાસે જવાનો પ્રસંગ આવ્યો હતો તે વખતે ઉપાશ્રયમાં જોયું હોય તો નવથી વીસ વરસની ઉમરના વીસથી પચીસ ચેલા નજરે પડે છે. કેટલાક છોકરવાદથી અને કેટલાક યુવાવસ્થાનાં યૌવનથી મસ્ત બનેલા છે. ગૃહસ્થના ઘરમાં છોકરાઓની દોડધામ હોય તેમ આચાર્યના ઉપાશ્રયમાં ઓઘા લઇ ચેલાઓ આમ તેમ દોડાદોડ કરે છે, નાના છોકરાઓને સાધુનો વેશ પહેરાવ્યો તેથી શું થયું? તેમની બાળચેષ્ટાઓ કાંઇ જાય? મનમાં ખાવાની જે અભિલાષાઓ થાય તેના ઉદ્દગારો બહાર નીકળ્યા વિના રહે? કુદરત તો બાળક પાસે બાળચેષ્ટાઓ ને યુવાન પાસે યુવાન ચેષ્ટાઓ કરાવ્યા વિના રહેતી નથી. વેશ કાંઇ કુદરતને અટકાવી શકે તેમ નથી. સૂર્યવિજયના ચેલા ચકોરવિજયે પુનર્લગ્ન કર્યું તે સૌએ જાણ્યું. ચકોરવિજયની આત્મકથા સાધુસંસ્થાના સડાનો ખરેખરો ખ્યાલ આપે છે.

વળી આ યુવાન છોકરાઓની પાત્રતાની કસોટી તેમના ગુરૂએ કેવીરીતે કરી? તેમના સગા સ્નેહીઓને છોડી જુઠું બોલી તેમની પાસે દીક્ષા લીધી એટલે બસ. તેમાં સર્વ પ્રકારની કસોટી આવી ગઇ. વાસ્તવિક રીતે તેની કસોટી તો જબરી છે, કામદેવ મનને ગમે ત્યારે ભમાવી દે છે, અને કામના જુસ્સામાં ઘણા પાયમાલ થયા અને થાય છે. પરણેલા દીક્ષિતોની સ્ત્રીઓની શી દશા થાય છે? હાલનો તાજોજ દાખલો શશીકાંત અને તેની સ્ત્રી પ્રભાવતીનો જુઓ. કુદરતે કરાવેલા લગ્નને તોડી વિખુટા પાડવાથી કુદરત બંનેના મનને સતાવે છે તે કોનાથી ના પાડી શકાય તેમ છે? તે કુદરતના બળની સામે થવામાં કેટલા બધા સંયમની જરૂર છે તેનો મુનિ મહારાજોએ વિચાર કર્યો છે? છોકરાને દીક્ષાનો ઉપદેશ

દીધો અને તેથી છોકરાએ કહ્યું કે " મારે દીક્ષા લેવી છે " આટલા શબ્દો કહ્યા એટલે બસ તેનામાં વૈરાગ્ય આવી ગયો, મન મરી ગયું, તૃષ્ણાઓ મટી ગઇ અને દીક્ષાની પાત્રતા આવી ગઇ. આવી જે માન્યતા કેટલાક સાધુઓના મગજમાં પેશી ગઇ છે તે શું વ્યાજબી છે ? આ તે પાત્રતાની કસોટી કહેવાય ? દીક્ષાના ઉમેદવારને જે સ્ત્રીથી વિખુટો પાડવામાં આવે છે તે સ્ત્રીના સંયમની અને મનની શી પરીક્ષા કરવામાં આવે છે ? કુદરત જેટલી શક્તિથી પુરૂષને સતાવે છે તેટલીજ બલ્કે તેથી વધારે શક્તિથી સ્ત્રીને સતાવે છે. માટે બંનેના મનની પરીક્ષા કરવા શું ઉપાયો લીધા તે તેઓ બતાવે છે ? આજ કારણથી પુરૂષ યા સ્ત્રી જેની સાથે લગ્નથી જોડાયેલાં હોય તેમની સંમતિ લેવાની જરૂર છે. સંમતિનો સમાવેશ પૈસા આપી મન મનાવી કે બીજી લાલચ આપી સંમતિ લખાવી લેવી કે બળાત્કારે હા પડાવવી તેમાં થતો નથી પણ કુદરત તેને સંમતિ આપવા આપો આપ પ્રેરણા કરાવે ત્યારેજ ખરી હૃદયની સંમતિ કહેવાય.

અત્યારે વિધવા સ્ત્રીઓની સ્થિતિ બગડતી જાય છે, તેથી ચારે તરફથી તેમની સ્થિતિનો વિચાર કરવા વર્તમાનપત્રોમાં પોકારો થઇ રહ્યા છે. કોઇ બાળલગ્ન બંધ કરવા, કોઈ કન્યાવિક્રય દૂર કરવા, કોઇ વૃદ્ધલગ્ન અટકાવવા, કોઇ મોટી ઉમરે પરણાવવા એમ અનેક દલીલો કરી બાળ-વિધવાઓ થતી અટકાવવાને માટે પ્રયત્નો કરે છે. નીતિમય ઉદરનિર્વાહ ચલાવવાનાં, ધાર્મિક જીવન ગાળવાનાં, અને ઉદ્યમે લગાડવાનાં સાધનો પૂરાં પાડવા મથે છે અને તેવી રીતે જો તેઓ ન ચાલી શકે અને અવ-ળાજ રસ્તે જઇ કુકર્મ કરે તો આગળ વધેલા સુધારકો તેમનાં પુનર્લગ્ન કરવાં, એમ જુદા જુદા રસ્તાઓ હિંદના સામાજિક સુધારકો જણાવી રહ્યા છે. આવી રીતની વિધવાઓની પરિસ્થિતિ જોવામાં આવે છે ત્યારે મુનિ મહારાજો વિધવાની સંખ્યા વધારવા પ્રયત્ન કરી રહ્યા છે. પરણેલા યુવાન છોકરાને દીક્ષા આપે ત્યારે તેની યુવાન સ્ત્રીને છતા પતિએ રંડાપો ભોગવવો પડે છે. કુદરત આ કેમ સહન કરી શકે ? તે તેનો અમલ સીધી કે આડકતરી રીતે મનથી, વચનથી કે કાયાથી બજાવ્યા વિના

રહી શકે નહીં, અને કુદરતની સામે થવાને યત્ન કરવામાં આવે તો છેવટે કોઈ કોઈ જુરી જુરી મરણપથારીએ પડે છે અને દેહનો ત્યાગ કરે છે.

સાધુએ પોતાના મનથી એમ માને છે કે 'સંસારીઓ તો છ કાયના કુટામાં રખડી રહ્યા છે. વિષયવાસનામાં રચ્યાપચ્યા રહે છે. પુત્રપરિવાર અને પરિગ્રહના મોહપાશમાં ફસાઇ રહ્યા છે. લક્ષ્મી માટે ઉદ્યમની ધમાલમાંથી ઉંચા આવતા નથી.' વળી તેઓ સ્ત્રીજાતિના દુશ્મન બની "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । यत्रै तास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रिया ॥ (મનુસ્મૃતિ) જ્યાં સ્ત્રીઓ પૂજાય છે ત્યાં દેવતા નૃત્ય કરે છે અને જ્યાં નથી પૂજાતી ત્યાં તમામ ક્રિયાઓ નિષ્ફળ જાય છે" એવાં શાસ્ત્રવચનને બદલે "न स्त्री स्वातंत्र्यमर्हति ।" "नारी किमेकं नरकस्य द्वारम्" "नारी प्रत्यक्ष राक्षसी" સ્ત્રીજાતિ સ્વતંત્રતાને લાયક નથી, સ્ત્રી તો નરકનું દ્વાર છે, સ્ત્રી રાક્ષસી બરાબર છે વીગેરે પદો ગગડાવી સ્ત્રીઓને વગોવે છે. તેમના સમાગમથી પુરૂષ નરકમાં પ્રયાણ કરે છે, અને સંસાર છોડી દીક્ષા લઈ સાધુ થનાર પંચમહાવ્રતધારી બને છે અને જાણે મુક્તિદેવીનો ખાસ પરવાનો મળ્યો હોય તેમ ધર્મના બ્હાને સ્વચ્છંદપણે વર્તવા છતાં પણ તેમને પાપ લાગતું નથી, તેમને કોઇ પુછનાર નથી. માથું મુંડાવ્યું અને સાધુનો વેશ પહેર્યો એટલે સીધો સ્વર્ગનો રસ્તો તેમને માટે ખુલ્લો થઈ જાય છે અને મુક્તિ દેવી તો તેમને વરવા માટે ઉપાશ્રયમાં ફેરા ખાય છે, વીગેરે અનેક પ્રકારની આવી તેમની ખોટા આડંબરની આત્મશ્લાઘાના ઉદ્ગારો અને ગૃહસ્થાશ્રમીઓ પ્રત્યે તિરસ્કારનાં વચનો અયોગ્ય દીક્ષાના ચુસ્ત હીમાયતી મુનિમહારાજો જાહેર વ્યાખ્યાનમાં, ખાનગી વાર્તાવિનોદમાં અને "દીક્ષાનું વાજીંત્ર" એ નામના પત્રમાં કાઢે છે.

આવા મુનિમહારાજોને પુછું છું કે આપ ધરમાંથી નીકળી ઉપાશ્રયમાં જઇ માથું મુંડાવ્યું તેથી આપ સંસારથી દૂર થયા માનો છો ? કુદરત તમને ક્યાં છોડે છે તે તો જુઓ. તેની સત્તાનો અમલ તો જેવો ને તેવોજ ચાલતો રહે છે. પ્રાતઃકાળ થતાંજ જેમને ધિક્કારો છો તેવા

સંસારીઓના ઘેરે ધર્મલાભ દઈ આહારપાણીની જોગવાઇ પુછો છો. આ આહારપાણી છ કાયના કુટા શીવાય શી રીતે તૈયાર થયાં હશે તેનો ખ્યાલ આવે છે ? ઉપાશ્રયમાં કાંઇ દીક્ષાદેવી કે મુક્તિરમણી મંત્રના બળે આહારપાણી તૈયાર કરી આપતી નથી. પહેરવાને શીવેલાં નહીં તો સાદાં ઓઢવાને કપડાં જોઇએ છે અને રહેવાને ઉપાશ્રયો જોઇએ છે. આ કાંઇ તેમને દેવતાઈ શક્તિ ઉત્પન્ન કરી આપતી નથી. આ ત્રણે મુદ્દાની વસ્તુઓમાં કુદરત જાહેર અને છુપી રીતે કામ કરી રહી છે. સારૂં સારૂં ખાવાને, સારૂં સારૂં પહેરવાને, અને સારા મકાનમાં રહેવાને જેવી સામાન્ય માણસોને અભિલાષાઓ થાય છે તેવી મુનિમહારાજોને થતી નથી એમ કોણ માની શકે ? ગરીબોનો મઠબાજરીનો રોટલો વહોરવા જવા ઇચ્છા ન થાય અને જ્યાં કઢેલાં દુધ, દુધની ચા, માલ મશાલા અને ભાતભાતની સામગ્રીઓ તૈયાર હોય—કોઇ કોઈ વખતે તો તેમના નિમેત્તે પણ રસોઇ થયેલી હોય—ત્યાં મુનિમહારાજો ગોચરી માટે જાય. કદાચ કોઈ જાડા માદરપાટ કે ખાદીના કપડા વહોરાવે તો તેનો અસ્વીકાર થાય અને ઉંચા પ્રકારના મલમલની માગણી થાય. ઉપાશ્રયમાં સારી સવડ ન હોય તો સંસારીઓના પૈસે તેમાં સુધારો વધારો કરાવી લઇ તેમાં અગર તેથી સંતોષ ન થાય તો કોઇ મોટા શ્રીમંતના બંગલે રહે. આ બધું મારા જૈનબંધુઓથી અજાણ્યું નથી.

મુનિમહારાજોને પુછું છું કે "કહો તમને કુદરત છોડે છે ? જેવી ખાવા પીવાની, પહેરવા ઓઢવાની અને સુંદર ઘરમાં રહેવાની અમને અભિલાષા થાય છે તેવી અભિલાષા કુદરત તમને કરાવે છે તો પછી તમે શામાંથી છુટયા તે સમજાવશો ? કુદરત ડગલે ને પગલે રાત્રિદિવસ તમારી સાથેજ રહેલી છે. તેના વિરૂદ્ધ વર્તન કરવામાં કેટલા બધા સંયમની જરૂર છે તેનો જરાપણ ખ્યાલ આવે છે ? મીલ્ટન કહે છે કે "He who reigns within himself and rules passions, desires and fears, is more than a king.

અર્થાત્ જે માણુસ પોતાના અંતરપ્રદેશમાં રાજ્ય કરે છે, અને કામ-વિકારો, ઈંદ્રિયવૃત્તિઓ અને ભય ઉપર સત્તા ચલાવે છે તે રાજા કરતાં પણ અધિક છે." આપણામાં પણ કહેવત છે કે "ઇન્દ્રિઓ જીતી તેણે સર્વ જીત્યું." ઇન્દ્રિય વિકારો ઉપર કેટલા બધા અંકુશની જરૂર છે તે આ ઉપરથી ખ્યાલ આવશે. જ્યારે દીક્ષામાં આવા અંકુશ અને સંયમની ખાસ આવશ્યતા રહેલી છે ત્યારે દીક્ષાને તમે છોકરાંની રમત જેવી બનાવી મુકી છે તો તેનું પરિણામ છોકરાંની રમત જેવું આવે તેમાં શી નવાઈ? આજ તમારૂં વર્તન મહાવીર સ્વામી ભગવાન ભાખી ગયા છે કે "ધર્મ ચારણીની માફક ચળાશે" એ વાક્યનું ભાન કરાવે છે.

અયોગ્ય દીક્ષાના હીમાયતી મુનિમહારાજોને પુછું છું કે "તમે ધર્મનો ઉપદેશ આપી પરોપકાર કરનાર તરીકે ઓળખાવવા માગો છો અને સંસારીઓનો ઉદ્ધાર કરવા વેશ ધારણ કર્યાનું જણાવો છો પણ તમારૂં વર્તન તો પોથીમાંનાં રીંગણાં જેવું અને ઉપકારનો બદલો અપકાર કરનાર જેવું દુનિયા જોઇ રહી છે. જે ગૃહસ્થાશ્રમીઓ તમને ઉપદેશદ્વારાએ કલ્યાણ કરનાર સમજી આહારપાણી કપડાં અને ઉપાશ્રયની જોગવાઈ કરી આપી પોતાના ગુરૂ પ્રત્યેની પવિત્ર ફરજ બજાવે છે અને વ્હાલામાં વ્હાલી વસ્તુ છોકરાને ખાવા ન આપતાં તમને વહોરાવે છે તે ગૃહસ્થાશ્રમીઓનો ગૃહસ્થાશ્રમ સુધારવો તો ઘેર ગયો પણ તેમનાંજ છોકરાં ઉપાડી જઇ તેમના વંશનું નિકંદન કાઢવા ધમપછાડા કરી રહ્યા છો અને ઉત્તર ગુજરાતમાં હાહાકાર વર્તાવનાર મીરખાં બારવટીઆની માફક જાહેર અને છુપી રીતે છોકરા અને છોકરીઓને ઉપાડી જઇ ચોરી, લુટફાટ અને મનુષ્યહરણ જેવી દીક્ષાપ્રવૃત્તિ ચલાવી રહ્યા છો તે શું તમારો ધર્મ છે? સંસારીઓના ઉપકારનો બદલો શું આવા અપકારથી વાળી શકાય? આવો ત્રાસ કુદરત કેમ સહન કરી શકે? આવાં તમારાં કૃત્યોથી જનસમાજ હવે તમારી તરફ અણુગમાથી જોવા લાગ્યો છે. ઉપકારનો બદલો ઉપકારથીજ વળાતો હોય તોજ કુદરત સહાય કરે.

હું મુનિમહારાજોને ભાર દઇને કહું છું કે છ કાયના કુટામાં સબડનાર ઉપરજ સાધુજીવનનો આધાર છે. તેઓ સારી સ્થિતિમાં હશે તો તેજ જૈનતીર્થોનું રક્ષણુ કરી શકશે, તેજ ઉપાશ્રયો બંધાવશે, અને તેમની સંતતિમાંથી કોઇ સંસ્કારી દીક્ષિત પોતાની ઇચ્છાથી અને મનોબળથી નીકળશે. સાધુઓના જન્મ કાંઈ ઉપાશ્રયમાં થતા નથી, તેમનો જન્મ તો ગૃહસ્થાશ્રમીઓના ઘેરેજ થાય છે. કુવામાં હશે તોજ હવાડામાં આવશે. માટે સંસારીઓનું કલ્યાણુ વાંચો, તેમનાં છોકરાંઓને એવી ધાર્મિક કેળવણી વ્યાખ્યાનદ્વારાએ આપો કે સારા વિદ્વાન નાગરિકો પાકે અને જૈનધર્મનું રહસ્ય આખી દુનિયામાં દેશાટન કરી સમજાવી જૈનધર્મને દીપાવે.

ગૃહસ્થો અને બેનો ! ભલે મુનિમહારાજોને આ પ્રમાણે દીવા જેવું સ્પષ્ટ કરી સમજાવો અને અનેક વખત કહો છતાં તે પોતાનો હઠવાદ છોડવાના નથી, આપણી દલીલો પથ્થર ઉપર પાણી સમાન છે. તે પોતાનો કક્કો ઘુંટયાજ કરે છે. "મારૂં તે સાચું" એ મમત્વ છોડી "સાચું તે મારૂં" એ સિદ્ધાંત સ્વીકારતા નથી. તેથી આપણે સંસારીઓએજ આપણા હિતની ખાતર કટિબદ્ધ થવું જોઇએ.

જ્યાં કુદરત વિરૂદ્ધ સાધુઓ આવી દીક્ષાઓ આપે તો પછી કુદરતી રીતે લોકો સરકાર દરબાર ચડી પોતાનાથી બનતો પ્રયત્ન કરે અને ઉપાશ્રયમાં જઇ પોતાનો ધણી મેળવવા સ્ત્રીઓ છાતીફાટ રૂદન કરી ઉપાશ્રયમાં લાંઘવા બેસે અને સત્યાગ્રહ કરે તેમાં શી નવાઈ? વ્હાલાંઓનો વિયોગ કેમ ખમાય ? સ્ત્રીઓને બાર માસની ગરબીઓ ગાતાં સાંભળી હશે તેમાં એક માસ એવો નથી નીકળતો કે જે માસમાં પતિ પરદેશ ગયેલો સ્ત્રીને પાલવી શકે (હસાહસ). સ્ત્રીપુરૂષ વચ્ચે આવો જે સંબંધ કુદરતે રચેલો છે તે કેમ તૂટી શકે ? તે માટે બંનેનું કેટલું બધું મનોબળ જોઇએ તેનો સાધુઓને ક્યાં ખ્યાલ આવે છે ? પછી ચકોરવિજય જેવા પાકે તેમાં શું આશ્ચર્ય ? તેની આત્મકથામાં કુદરતનો જ વિકાર ઝળકી આવે છે. પૌષ્ટિક આહાર, ભવ્ય ઉપાશ્રયો

અને સુંદર સ્ત્રીઓનો સહવાસ એ શીવાય બીજું શું પરિણામ લાવે? આ તો હીંમત લાવી બહાર પડયો પણ અંદરખાને કેટલા બધા સડા ચાલતા હશે, તેનો કોણે તપાસ કર્યો? માટે છેવટમાં ભાઇઓ અને બેનોને આગ્રહપૂર્વક વિનંતી છે કે કુદરત વિરૂદ્ધની દીક્ષાઓ સમાજને નુકશાનકારક છે માટે તે અટકાવવા તન મન અને ધનથી દરેકે પ્રયત્ન કરવો જોઇએ. ૐ શાંતિ શાંતિ શાંતિ." (વંદે વીરમ્)

આ પ્રમાણે ભાષણ થયા પછી ભાત પીરસાયા. સૌભાગ્યચંદે યોગ્ય શબ્દોમાં ઉપકાર માન્યો. આમ આનંદથી જમી દીવાનખાનામાં જઈ પાનસોપારી લઇ થોડીવાર વાર્તાવિનોદ કરી સૌ પોતપોતાને ત્યાં વિદાય થયા.

ભારતીકુમાર રસિકલાલને લઈ જરા ફરી આવી સરકારી વકીલ મીસ્ટર વાસુદેવને ત્યાં ગયો. તે પોતાના બંગલા આગળ નાના બાગમાં ખુરશી ઉપર બેઠા બેઠા છાપું વાંચતા હતા. આ બંનેને જોઇ ઉભા થઇ સન્માન કર્યું. ભારતીકુમારે રસિકલાલની ઓળખાણ કરાવી અને વીરબાળાના આપઘાતની વાત કાઢી.

વાસુદેવ—"તે કેસ સેશન્સ કમીટ થયો છે. તેમાં એક મહત્વનો સાક્ષી મેનકા નામની માલણ બાઇ છે, તેનો પત્તો લાગતો નથી, તેથી તે કેસ લંબાય છે."

ભારતીકુમાર—"એ કેસ સંબંધી તમારો શો અભિપ્રાય થાય છે?"

વાસુદેવ—"મારૂં માનવું છે કે આરોપી પ્રાણલાલ બાબુને તો જરૂર શિક્ષા થશે. જયંતીલાલને માટે કાંઇ કહેવાય નહીં. પરંતુ પોલીસ કમીશ્નર હમણાં કુટણખાના તરફ બહુજ ધ્યાન આપે છે અને ગુન્હેગારોને પકડી શિક્ષા કરાવે છે. વળી પોલીસે જયંતીલાલે કરેલી એક ચોરીનો કેસ પણ પકડયો છે. તે કેસમાં ચોરાયેલા સોનાના દાગીનાનો સંબંધ આ કેસમાં જોડાયેલો છે તેમાં એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની સાક્ષી પણ છે અને તેમને ત્યાંથી અમુક દાગીના લેવાના છે."

ભારતીકુમાર—"તે પ્રતિષ્ઠિત ગૃહસ્થ તે આ ભાઈ રસિકલાલ કરસનલાલ નાણાવટી પોતે."

વાસુદેવ—" એમ કે ? ત્યારે ભાઇ રસિકલાલ ! તમારે પણુ દાગીના લઈ કોરટમાં આવવું પડશે. બાઈની મરતી વખતની જુબાની પ્રમાણે તે દાગીના દવાખાનામાં ધર્માદા તરીકે આપી દેવાના છે."

રસિકલાલ—" હા, બરાબર છે. બાઈના લખ્યા પ્રમાણે અમલ થવો જોઇએ પણુ તે દાગીના તો હાલ સરકારમાંજ પડેલા છે" એમ કહી પોતાને ત્યાં તે દાગીનાની બનેલી ચોરીનો હેવાલ કહી સંભાળાવ્યો.

વાસુદેવ—"ત્યારે તો તમારી સાક્ષીમાં બનેલી હકીકત રજુ કરવાની છે. પોલીસ પાસે તે લખાણુ આવી ગયું હશે કે આવશે. દાગીના સરકાર પાસે છે એટલે તમારો કેસ પૂરો થયે સરકાર તે દાગીના દવાખાનામાં આપવાની તજવીજ કરશે. રીતસરનો કેસ થયેલો છે એટલે તમને કાંઈ હરકત થાય તેમ નથી. પણુ ભાઈ ભારતીકુમાર ! તમારા લાલભાઇશેઠ દીક્ષાના કામમાં આવા જયંતીલાલ જેવા બદમાસોની મદદથી કામ લે છે તે ઠીક કરતા નથી; તે પણુ કાવા દાવા કરતા હોય એમ જયંતીલાલની જુબાની ઉપરથી જણાઇ આવે છે, તમારા જેવાએ તેમને ખાનગીમાં સૂચના આપવી જોઇએ."

ભારતીકુમાર—" હવે તેમને સાન આવી છે. ઘણો ઠપકો આપ્યો છે અને હવે તો અમારા અયોગ્ય દીક્ષા પ્રતિબંધક મંડળમાં જોડાયા છે. હું જોઉં છું તો એવી ખટપટોમાં, કાવાદાવા કરવામાં, છોકરા છોકરીઓને નસાડવામાં એવા જયંતીલાલ જેવા માણસો દોડધામ કરી રહ્યા છે. તેમના શીવાય બીજા કોણુ મળે ? પ્રપંચની જાળ પાથરવામાં આવા નાલાયક બદમાસોનો ભાવ પુછાય છે. તેમને મોટા માને ચડાવવામાં આવે છે. અમારા સાધુઓ આવા ખરાબ માણુસોની મદદથી દીક્ષાની ધમાલ મચાવી રહ્યા છે. ધર્મના નામે શ્રીમંતો પૈસા આપે છે અને તે પૈસા ઉપર આવા બદમાસો તાગડધીન્ના કરે છે અને જૈનજનતાને ખરાબ કરે છે."

વાસુદેવ—" તમે પણુ ઠીક જુંબેસ ઉઠાવી છે. દીક્ષાના હેવાલો હું રસપૂર્વક વાંચું છું. દીક્ષા માટે હવે ખાસ કાયદો થવાની જરૂર છે.

ધારાસભામાં દરખાસ્ત આવી છે તે વ્યાજબી છે."

આવી કેટલીક વાતો કરી ત્યાંથી બંનેજણ લાલભાઇને ત્યાં આવ્યા અને તેમને ઉપર એકાંતમાં લઇ જઇ જયંતીલાલના કેસની વાત કરી અને સરકારી વકીલે આપેલી સૂચના પણ યોગ્ય શબ્દોમાં શીખામણ રૂપે કહી.

પછી જયંતીલાલને બોલાવી રસિકલાલ પુછવા લાગ્યો. "જયંતીલાલ! મેનકા તમારા લાભમાં બોલે તેમ છે ને?"

જયંતીલાલ—"તે તો જરૂર મારા લાભમાં બોલશે."

રસિકલાલ—"હાલ તે ક્યાં છે? પોલીસ તેને શોધે છે. પણ હજુ તેનો પત્તો લાગ્યો નથી."

જયંતીલાલ—"તે તો દેશમાં ગઇ છે, તેની જોડે બસંતીલાલ રહે છે તેણે સોબત કરી આપી હતી તેની સાથે તે દેશમાં ગયેલી છે."

રસિકલાલ—"ચીમનલાલને ત્યાં સાધુની પેટીઓ રહેતી હતી તેમાં કોના કોના માલ છે તે તમે જાણો છો?"

"ઘણાંખરાંનાં નામ જાણું છું" એમ કહી જયંતીલાલ નામો ગણાવા લાગ્યો. રસિકલાલ કાગળ ઉપર લખતો ગયો અને મળી તેટલી હકીકત તેની પાસેથી મેળવી લીધી.

પછી તેઓ નીચે આવ્યા. તેમને દેખી માલતી પાસે આવી કહેવા લાગી "લો ચંદ્રકુમારનો તાર આવ્યો છે, તે જણાવે છે કે પેટીઓના કામે ખાસ જરૂર છે માટે તાકીદે આવો."

રસિકલાલે જવાબ આપ્યો "આપણે તૈયાર છીએ. શું પરવારવાનું છે. કલ્યાણને તૈયાર કરો." આથી લાલભાઇને અને આખા કુટુંબને ઠીક ન લાગ્યું, હજુ બે ત્રણ દિવસ રાખવાની ઇચ્છા હતી. પણ આવું અગત્યનું સામાજિક હિતનું કામ હોવાથી તેમને જવાની રજા આપી. થોડો વખત હાસ્યવિનોદમાં ગાળી તેઓ સ્ટેશન ઉપર જઈ રાતની ટ્રેનમાં ભદ્રાપુરી ગયાં.

# પ્રકરણ ૯ મું.

## ચંદનબાલાનું મનોરાજ્ય, તેનો ભાવી ફોટોગ્રાફ. શરમમાં હૃદયસંમતિની નિશાની, સગપણ અને લગ્નની તૈયારી.

અમીની આંખની પ્યાસી કુમુદ આ તો તમારી છે,
ગ્રહી જો બાંય તો લજ્જા તમારાંની તમોને છે.—કલાપિ.

જ્યારથી ઉર્મિલાએ ચંદનબાલાને પતિની પસંદગીનો તથા તેનો ફોટો લેવાની વાત કરી ત્યારથી તેનું મન અસ્થિર બન્યું એટલુંજ નહીં પરંતુ તેની દૃષ્ટિ જગજીવનદાસ તરફ જુદીજ ભાવનાથી જોવા લાગી. 'ઉર્મિલા જલ્દી નક્કી કરે તો કેવું સારૂં!' એક ક્ષણ એવા વિચારો કરી તે ઉપર ભાવી ગૃહસ્થાશ્રમની મોટી ઇમારત ચણી મનથી આનંદ માનતી અને બીજીજ ક્ષણે 'જો ધારણા બર નહીં આવે તો ક્યાં અને કેવી રીતનો સંબંધ બંધાશે?' તેના વિચારમાં પડી દિલગીર થતી હતી. આમ તેના મુખ ઉપર આનંદ ને શોકની છાયા ઘડીઘડીમાં બદલાતી દૃષ્ટિગોચર થતી હતી.

ફોટોગ્રાફરને ત્યાંથી ફોટો લાવી ઉર્મિલા સૌની સલાહ લઇ વિજયાદશમીની રજા હોવાથી બપોરે એકલી જગજીવનદાસના બંગલે ગઇ અને ઉત્તમલક્ષ્મીને મળી.

ઉત્તમલક્ષ્મીએ તેને ખાનગી ઓરડામાં લઇ જઇ કુતૂહલપૂર્વક ઉર્મિલાને પુછ્યું "તમે ફોટો પડાવવા લઇ ગયાં ત્યારથી ચંદનબાલાનું મન વિહ્વળ બની ગયું છે. જ્યારે તેને એકાંતમાં જોઉં છું ત્યારે તે ઉંડા વિચાર કરતી હોય એવું જણાય છે."

ઉર્મિલા—"તેમાં શી નવાઇ? તમને નથી સમજાતું? તે કાંઇ નાની નથી. ઉમર લાયક થયેલી છે, આપણે તેનો વર શોધવાનો પ્રયત્ન

કરીએ છીએ, તો તેને તે સંબંધમાં વિચાર આવે તેમાં શું આશ્ચર્ય? મને પણ ઘણાજ વિચાર આવતા હતા. હું પણ તેવીજ મનોદશા ભોગવતી હતી. છોકરાં ઉમરલાયક થાય એટલે તેમને તે વિચાર આવવોજ જોઇએ. આખી જીંદગી જેમની સાથે કાઢવાની હોય તેના માટે કેમ વિચારો ન આવે?"

ઉત્તમલક્ષ્મી—"તમે કહો છો તેવો જ મને વ્હેમ પડયો છે પણ એક મને નવાઇ લાગે છે તે એ કે પહેલાં જગજીવનદાસ સાથે તે જે છુટથી વર્તતી હતી તેવી છુટ હવે નહીં જણાતાં તેમાં લજ્જાનું મિશ્રણ થયેલું હું જોઉં છું. તેની આંખમાં મને જુદાજ પ્રકારની શરમનું અંજન થયેલું લાગે છે."

ઉર્મિલા—"આનો ભેદ તમને ન સમજાય એ વાત ખરી છે. માટે તેનો ખુલાસો કરૂં. આ વાત તમે ન કરી હોત તો હું બેચાર દિવસમાં કરવાની હતી કારણકે તેમાં તમારી સંમતિ શીવાય ચાલી શકે તેમ નથી. તમે ભાઇને માટે કન્યા પસંદ કરવાનું અમને સોંપ્યું છે અને ચંદનબાલા માટે વર પસંદ કરવાનું કામ પણ સાથે સાથે અમને ભળાવ્યું છે. હાલમાં તપાસ કરતાં જેવું જોઇએ તેવું કોઇ ઠેકાણે જડી આવતું નથી. અલબત હશે પણ તે માટે વધુ વખતની જરૂર છે. જ્યારે આઠ દસ માસ સુધી તપાસ ચાલે ત્યારે પત્તો લાગે, વળી ભાઇ માટે તો કદાચ કન્યા શોધી લાવીએ પણ ચંદનબાલા માટે તો કોઇ સારો વર મળે ત્યારેજ આપણાથી તેને પરણાવી શકાય."

ઉત્તમલક્ષ્મી—"હા, તેને પરણાવવાની વાત તો પહેલી."

ઉર્મિલા—"ત્યારે જુઓ, જે માણસ લાયક, ભણેલો અને સારી રીતે કમાઇ કરતો હોય તેને તો ઉપરા ઉપરી કન્યા મળે, જો તેને ચંદનબાલા માટે કહીએ તો તે સાધ્વી થયેલી જણાવી પસંદ ન કરે, તેને તો કોઇ દયાળુ અને ઉદાર દિલનો ગૃહસ્થ હોય તોજ પરોપકાર સમજી સ્વીકારે."

ઉત્તમલક્ષ્મી—"તે વાત સાચી છે. એ મુશ્કેલીઓ મોટી. અમે તો તમારી સલાહ પ્રમાણે ચાલીએ."

ઉર્મિલા—"માટે આટલી બધી મુશ્કેલીઓનો વિચાર કરી અમે એવા નિર્ણય ઉપર આવ્યાં છીએ કે તમને ચંદનબાલાનાં ખરેખરાં સગાં સાસુ બનાવી દેવાં." આમ ભેદ ખુલ્લો કરી ઉર્મિલા હસી ગઇ.

. ક્ષણુવાર વિચાર કરી ખૂબ હસીને ઉત્તમલક્ષ્મીએ જવાબ આપ્યો "ઉર્મિલા! તમે પણ જબરાં જણાઓ છો. માથા ઉપરથી સામટી સઘળી જોખમદારી અને કામનો તમામ બોજો ઉતારી નાખવા માગો છો."

ઉર્મિલા—"વાત તો ખરી છે. એ કામનું એક કામ બની જાય છે."

ઉત્તમલક્ષ્મી—"પણ તમે ચંદનબાલાનું મન પારખી લીધું છે?"

ઉર્મિલા—"તે વિના આવી વાત તમારા આગળ થઇ શકે? પણ હવે મારે તમારૂં મન પારખવું છે."

ઉત્તમલક્ષ્મી—"મારૂં મન તો પરખાઇ જાય તેવું છે. તમે જે કરો તેની કબુલાત તો થઇ ગઇ છે, પછી પુછવાનું હોય? હવે મને સમજાય છે કે ભાઇ પ્રત્યે તે તે કારણથી લજ્જાભાવથી જુએ છે."

ઉર્મિલા—"પણ આટલેથી પટી જતું નથી. ભાઇનું મન પારખવાની જરૂર છે. તે ના પાડે તો પછી તમે સાસુ શી રીતે બની શકો?"

ઉત્તમલક્ષ્મી—"ભાઇ ના નહીં પાડે, કદાચ તે ના પાડશે તો હું તેને સમજાવીશ. અત્યારે ચંદનબાલાના માથે વાળ નથી તેથી જરા કદરૂપું-મોં લાગે છે, પણ વાળ આવ્યા પછી ઠીક દેખાશે."

"તે માટે જુઓ આ મેં યુક્તિ કરી છે." એમ કહી ઉર્મિલાએ ચંદનબાલાના બંને ફોટા તેમના હાથમાં મુકી પુછ્યું "તમે ઓળખી શકો છો કે આ કોણ છે?"

ઉત્તમલક્ષ્મી બંને ફોટા જોઇ કહેવા લાગી "આ તો ચંદનબાલા, પણ આ સુંદર ફોટો કોનો?"

ઉર્મિલા—"શોધી કાઢો. તમે રોજ જોડે રહો છો અને ભૂલી જાઓ છો? એજ તમારી ચંદનબાલા. માથે કૃત્રિમ વાળ પહેરાવી ફોટો પડાવ્યો છે."

ઉત્તમલક્ષ્મી—"આ તે કેટલો બધો ફેરફાર? ધાર્યા કરતાં વધારે સ્વરૂપવાન દેખાય છે. કયાં આ ચંદનબાલા અને કયાં આ ચંદનબાલા?"

ઉર્મિલા—"હવે તમે કહેતાં હો તો ભાઈ પાસે આ ફોટા લઇને જાઉં. શું જવાબ આપે છે તે જોઉં. તમે બાજુના હૉલમાં વાત સંભળાય તેવી રીતે ઉભાં રહેજો. બોલાવું એટલે આવજો."

એમ યુક્તિ રચી ઉર્મિલા જગજીવનદાસના હૉલમાં ગઇ. આ વખતે જગજીવનદાસ છાપું વાંચતો હતો. ઉર્મિલાને જોઇ ઉભા થઇ ખુરશી આપી સન્માન કર્યું, અને ધીમે રહી પુછયું "ઉર્મિલાબેન! અત્યારે તમારાં પગલાં કયાંથી?"

ઉર્મિલા—"ઉત્તમબાને મળવા આવી હતી તેમની સાથે વાતચિત કરી તમારી પાસે આવી છું. તમે અમને જબરી અને જોખમ ભરેલી કામગીરી આપી છે એટલે અમારે વારંવાર ઉત્તમબાને મળવા આવવું પડે છે. આજે તેજ મહત્વના કામે તમારી પાસે આવી છું. મને ખાત્રી છે કે અમારી માગણીનો જરૂર તમે સ્વીકાર કરશો. જુઓ આ ફોટો" એમ માગણી જાહેર કરી ચંદનબાલાનો કૃત્રિમ વાળવાળો ફોટો તેમના હાથમાં મુકયો.

જગજીવનદાસ ફોટો લઈ જોવા લાગ્યો, તેનું હૃદય છબી જોઇ આકર્ષાયું, અલંકારો અને વસ્ત્રો અને તે પહેરવાની ઢબમાં પશ્ચિમના દેશોની ફૅશનના સંસ્કારો દષ્ટિગોચર થવાથી મન વધારે પ્રસન્ન થયું, તેના પર તેનું ચિત્ત ચોંટયું, લોભાયો અને હસતા મુખે બોલ્યો "કયાંથી આવી સુંદર આકૃતિનો ફોટો મેળવ્યો?"

ઉર્મિલા—"મિત્રના ઘરમાંથીજ મેળવ્યો, બહાર શોધવા જવું પડયું નથી. ફોટો પસંદ પડયો ને?"

જગજીવનદાસ—"તમારી પસંદગીમાં ભૂલ હોય?"

ઉર્મિલા—"તે પસંદ હોય તો તેને પરણવાનું મને વચન આપો."

જગજીવનદાસ—"વચનની જરૂર પડશે? તે દિવસે મિત્રોની સમક્ષ જાહેર કર્યું છે કે તમારી પસંદગી એ મારી પસંદગી, તે કેમ ભૂલી જાઓ છો? છતાં તમારો આગ્રહ છે તો (વચન આપી) લો આ વચન. હવે સંતોષ થયો?"

ઉર્મિલા—"તમે પુરૂષો કેટલા બધા ભોળા? પૂરેપૂરો ફોટો જોઇ વિચાર કરી વચન આપ્યું છે?"

જગજીવનદાસ—"તમારી પસંદગી ઉપર છે એટલે મારે વિચાર કરવાનો હોયજ નહીં." એમ કહી ફરી ફોટો ધારીને જોઇ ખુલાસો પુછવા લાગ્યો "આ નીચે 'આજથી વરસ પછી' એવું ઝીણા અક્ષરે શું લખ્યું છે! એ ન સમજાયું."

ઉર્મિલા—"ત્યારે જ મેં તમને ભોળા માણસની ઉપમા આપી. ધારો કે લખાણનો ભેદ કાંઈ નવીન નીકળ્યો તો?"

જગજીવનદાસ—"ભલે નવીન નીકળે, તેથી બેવચની તો નજ થવાય. તમારે તો મને ફોટો પણ બતાવવાની જરૂર નહોતી, હસ્ત-મેળાપ કરવાનુંજ કહેવાની જરૂર હતી. એક વખતે આપેલો બોલ કદી ફરી શકેજ નહીં. હું તો માત્ર શબ્દનો અર્થ જાણવા માગું છું."

ઉર્મિલા—"શબ્દોનો અર્થ સહેલો છે. અત્યારે આ કન્યાનો ફોટો આવો નથી. પણ એક વર્ષ પછી આ કન્યાનો ફોટો પડાવશો તો આવોજ ફોટો પડશે."

જગજીવનદાસ—"ત્યારે હાલનો ફોટો કેવો છે?"

ઉર્મિલા—"તે જોવો હોય તો આ રહ્યો, જુઓ."

જગજીવનદાસ—"અરે! આ તો ચંદનબાલાનો!"

ઉર્મિલા—"ત્યારે આ ફોટો પણ ચંદનબાલાનોજ છે, અત્યારે તેને માથે વાળ નથી અલંકાર કે વસ્ત્રો નથી. તમારી અર્ધાગના બનશે અને એક વર્ષ પસાર થશે ત્યારે કુદરત તેને આવી બનાવી દેશે. માટે હવે જે સમજવું હોય તે સમજજો."

જગજીવનદાસ—"ઉર્મિલાબેન! તમે તો કોઇ અજબ વ્યક્તિ જણાઓ છો, કયાંની વાત કયાં ગોઠવી દીધી? પણ મને એક વિચાર થાય છે. મારી પસંદગી તો કરાવી પણ બાનો વિચાર જાણ્યો?"

ઉર્મિલા—"ધારો કે બાનો વિચાર નથી તો શું તમે તમારૂં વચન તોડશો? વચન આપતા પહેલાં બાને પુછવું હતું. પરણવું પોતાને

અને બાને પુછવું એ તો ઉપરનો બાને ઠગવાનો ખોટો ડોળ. ભાઇ જગજીવનદાસ! ઉત્તમબાની અને ચંદનબાલાની સંમતિ મેળવી તમારી પાસે આવી છું."

જગજીવનદાસ—"આ પ્રમાણે નક્કી હતું તો આ બે ફોટાની શી જરૂર હતી?"

ઉર્મિલા—"ફોટામાં મોહ વધારે હોય છે. વળી હાલમાં મોટા લોકોના ઘરમાં વરકન્યાની પસંદગી ફોટાથી થાય છે. વળી તમે જર્મનીમાં રહેલા એટલે તમારી પાસે ફોટાથીજ વાત કરી શકાય."

જગજીવનદાસ—"હું તમારી બુદ્ધિનું માપ નથી કરી શકતો. એક કામમાં બે કામનો સમાવેશ કરી દીધો અને ટુંકામાં સંતોષકારક રીતે તમામ કામ પટાવી દીધું."

ઉર્મિલા—"ભાઇ જગજીવનદાસ! મને ઘણોજ આનંદ થાય છે મને સોએ સો ટકા ખાત્રી નહોતી કે તમે ચંદનબાલાનો સ્વીકાર કરશો. કારણકે તેને માથે હજુ વાળ નહીં ઉગેલા હોવાથી તે સ્વરૂપવાન ન દેખાય એ સ્વાભાવિક છે તેથી મારૂં મન કબુલ કરતું નહોતું. જર્મની જેવા દેશમાં એવી બોડા માથાવાળી સ્ત્રીને લઇને જવું કદાચ તમને પસંદ ન પડે તેજ કારણથી તે બાર માસ પછી કેવી દેખાશે તેનો ફોટો લેવરાવી તમારા આગળ રજુ કર્યો."

જગજીવનદાસ—"હું તેવા વિચારનો નથી. હું તો હૃદયને ચ્હાવાવાળો છું. પણ તમે ફોટો સુંદર રીતે લેવરાવ્યો છે. બીલકુલ ઓળખાતો નથી. જ્યારે તમે ખુલાસો કર્યો ત્યારેજ ધારીને જોતાં મોં ઉપરથી ઓળખાણ પડી આવી."

ઉર્મિલા—"ફોટોગ્રાફર પારસી બાઇ હતી, તેની પાસેથી સાધન મેળવી ફોટો પડાવ્યો છે. રમણિકલાલ અને ચતુરા પણ જોડેજ હતાં. કહો અમારી પસંદગીમાં ભૂલ તો નથી થઇને?"

જગજીવનદાસ—"કોઈ પણ રીતે ભૂલ નથી. સદ્‌ગુણ અને સ્વરૂપ એ બંનેથી મારૂં મન સંતોષ પામ્યું છે."

એમ સંતોષના શબ્દો સાંભળી ઉર્મિલાએ ઉત્તમલક્ષ્મીને બોલાવ્યાં. ઉત્તમલક્ષ્મી જોડેના હૉલમાંથી આવી કહેવા લાગ્યાં "કેમ શું કામ છે?"

ઉર્મિલા—"ભાઇને બંને ફોટા બતાવી વાત કરી. એમને તો હવે તમારી હા એ હા છે."

ઉત્તમલક્ષ્મી—"પેલો ખાસ પડાવેલો ફોટો બતાવ્યોને?"

ઉર્મિલા—"તે ફોટો પહેલાં બતાવ્યો, તે ફોટો તો ચંદનબાલાનું સ્વરૂપ બાર માસ પછી કેવું થશે તેનો ખ્યાલ આપે છે." એમ કહી ચંદનબાલાને સોર પાડી તેની પાસે પીવાનું પાણી મંગાવ્યું.

આ વખતે ચંદનબાલા ઉભી ઉભી કાન દઈ પાછળના હૉલમાં વાતો સાંભળતી હતી. તે ઉર્મિલાના સ્નેહભર્યા હુકમની સાથે તરતજ પાણીનો લોટો અને પવાલું લાવી ઉર્મિલાને આપ્યું. તેને જોઇ ઉર્મિલા બોલી "કેમ ચંદનબાલા બેન! આ ફોટો તમારો છેને?"

ચંદનબાલા—"હા મારો છે, તમારા કહેવાથી ચારપાંચ દિવસ ઉપર પડાવ્યો હતો તે છે."

પછી ઉર્મિલા જગજીવનદાસનો ફોટો લઇ ચંદનબાલાને બતાવી કહેવા લાગી "તમને આ ફોટો તો પસંદ છેને? તેમની સાથે તમારાં લગ્ન કરવાનાં છે."

આ શબ્દો સાંભળી ફોટો જોઇ સંમતિ આપતી હોય તેમ શરમાઇને હશી ગઇ અને અંદર ચાલી ગઇ.

ઉત્તમલક્ષ્મી—"ચંદનબાલા ક્યાં નાની છે કે તે ન સમજે. ઉર્મિલા બેન! તેની પણ મશ્કરી કરતાં તમે અચકાતાં નથી."

ઉર્મિલા—"પાણીનું તો બ્હાનું હતું. તમારી બંનેની રૂબરૂમાં તેની સંમતિ છે કે નહીં તે જણાવવાનું હતું. તે તો એકે પગે તૈયાર છે. ઉત્તમબા! તે તમારાથી જરા પણ અળગી થવા માગતી નથી. અમને જ્યારે બરાબર ખાત્રી થઈ કે એ બંને જોડાયાથી ઘરસંસાર ઘણો સારો અને સુખી ચાલશે ત્યારે તે વાત તમારા આગળ મુકી. આજે સગપણ નક્કી કરો. વિજયાદશમી યાને દશેરાનો ઉત્તમમાં ઉત્તમ દિવસ છે. લગ્નનું મુહૂર્ત

પણ જોવરાવો, આગળ કારતક માસ આવે છે તેમાં લગ્ન ન થાય માટે આ માસમાંજ લગ્ન કરી નાખો અને તમે ચંદનબાલાનાં સાસુ બની જાઓ. અત્યારે સંબંધીઓને બોલાવી ચાંલ્લા કરી સગપણ જાહેર કરો."

ઉત્તમલક્ષ્મી—"મારી પણ એજ સલાહ છે. સુધરેલી ઢબ પ્રમાણે સાદું લગ્ન કરીશું એટલે ખરચ પણ ઓછું થશે અને પરિશ્રમ પણ ઓછો પડશે. પણ જુઓ એ તમામ કામ તમારે અને ચતુરાએ કરવું પડશે. તમારે અમારે ત્યાં રહેવું પડશે. આ સઘળો ઉપકાર ચતુરાનો છે. તેને કેમ સાથે ન લાવ્યાં ?"

ઉર્મિલા—"તે જરા કામમાં હતી, તેથી સાથે ન આવી. અમારી મંડળીએ આ પ્રમાણે પ્રબંધ ગોઠવી રાખ્યો હતો તે તમારા આગળ બહાર પાડયો. માટે હવે તમારા શેઠને તથા મિત્ર મંડળને ટેલીફોન કરી બોલાવો એટલે ચાંલ્લા કરી દઇએ. આજે રજા છે તેથી સૌ ઘેરે હશે."

એમ સૂચના કરી ઉભી થઈ બાજુના ઓરડામાં જઇ બારણું બંધ કરી ચંદનબાલાને મળી હશીને બોલી "ચંદનબાલા! કામ પાર. તમે કેમ શરમાઇને ચાલ્યાં ગયાં? મારે તો તમારી રૂબરૂમાં બધી વાત જાહેર કરવી હતી. ઘણીજ ખુશીની સાથે જગજીવનદાસે હા પાડી છે, લગ્ન પણ થોડા દિવસમાં થઇ જશે. લગ્ન થઇ ગયા પછી આવી મહેરબાની રાખશોને? કે પછી જર્મની ઉપડી જઇ મૅમ સાહેબ બની ભૂલી જશો?"

ચંદનબાલા—"નાનો ઉપકાર ભૂલાતો નથી તો આવો મોટો ઉપકાર ભૂલી જવાતો હશે? તેનો બદલો તમને પરમેશ્વર આપશે." તે શબ્દોની સાથે તેની આંખમાં આનંદ અને આભારનાં આંસુ ભરાઇ ગયાં.

"એ બધી પુણ્યની રચના છે" એમ જવાબ વાળી ઉર્મિલા કમાડ ઉઘાડી બહાર આવી અને સંબંધીઓને ટેલીફોનથી અને મોટરથી બોલાવવાની તજવીજ કરવામાં આવી.

બે કલાકમાં તેમના ભાગીદાર શેઠ રાજબિહારીલાલ, રમણિકલાલ, ચતુરા, રતિલાલ, દશરથલાલ તથા ઑફીસના બીજા ત્રણ ચાર ગૃહસ્થો આવી પહોંચ્યા અને ઉર્મિલાએ સગપણની વાત કાઢી.

ઘરમાંથી કંકુ ચોખા મંગાવી ઉર્મિલા જાણે કન્યાના પક્ષ તરફથી આવી હોય તે પ્રમાણે તેણે જગજીવનદાસને ચાંલ્લો કરી ચોખા ચોડી જાહેર કર્યું કે "જગજીવનદાસનું સગપણ ચંદનબાલાની સાથે કરવામાં આવે છે" એમ કહી હાથમાં રૂપીઓ અને શ્રીફળ આપ્યું. આ જાણી બધી મંડળી ખુશી થઇ. રાજબિહારીલાલને કરેલી સૂચના પ્રમાણે જોશી મહારાજને પણ તે સાથે તેડતા આવ્યા હતા. તેમની પાસે લગ્નનો દિવસ જોવરાવ્યો. જોશી મહારાજે પણ જોઇએ તેવો દિવસ શરદ્પૂર્ણિમાનો શોધી કાઢયો. તે દિવસે રાત્રે ૯ વાગે હસ્તમેળાપ કરવાનો વખત જણાવ્યો.

આ પ્રમાણે સગપણ કરી લગ્નનો દિવસ જોવરાવી કંકુત્રીઓ છપાવી કયાં કયાં મોકલવી તે નક્કી કરવામાં આવ્યું અને સઘળી મંડળી ચાપાણી મીઠાઇ વીગેરે વાપરી વિદાય થઇ.

# પ્રકરણ ૧૦ મું.

## પોલીસ તપાસ. દીક્ષાભિલાષી કુમારપાળની પત્રિકા, તેના પિતા ચીમનલાલશેઠની મનોદશા. ચંદનબાલાના લગ્નની કંકુત્રી. ચંદ્રાવતીમાં કપુરચંદ શેઠની ગભરામણ.

પીંપળ પાન ખરંત, હસતી કુંપલીઆં,
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીઆં.

વિજયાદશમીના દિવસે સવારની ટ્રેનમાં રસિકલાલ, માલતી અને કલ્યાણ કનકનગરથી ભદ્રાપુરી આવી પહોંચ્યાં. સ્વસ્થ થઇ બે કલાક પછી રસિકલાલ ચંદ્રકુમારને ત્યાં ગયો. તાર મુકી તેડાવવા સંબંધી હકીકત ચંદ્રકુમારને પુછવા લાગ્યો.

ચંદ્રકુમાર—" ગઇ કાલે પોલીસ ઇન્સ્પેકટર અમારી ઑફીસમાં આવ્યો હતો, તેણે પેલી પેટીઓ સંબંધી કેટલીક મળેલી માહીતી ઉપ-

રથી ચંદ્રાવતીના દીવાન ઉપર પેટીઓ કબજે લેવા તાર કરેલો છે. અને તમારી પાસેથી વધુ માહીતી મેળવવા તમને તારથી બોલાવવા મને સૂચના કરી. તેમની ઇચ્છા એવી છે કે એક પોલીસ ખાતાના ભરોંસાપાત્ર અમલદારે અને તમારે ચંદ્રાવતી જઇ પેટીઓ ખોલાવી તપાસ કરવો કે તેમાં મળેલી માહીતી પ્રમાણે માલ છે કે કેમ. જો હોય તો રીતસર કેસ કરવો. આજે રજા છે માટે બપોરે તે તેમના બંગલે મળશે."

રસિકલાલ—" ઇન્સ્પેકટરે ઠીક પગલાં ભર્યાં, માલ અટકાવવા તાર કર્યો તે ઘણું સારૂં કર્યું, મને વધુ માહીતી કનકનગરમાં રાત્રેજ પેલા જયંતીલાલ પાસેથી મળી આવી છે. તેણે નામો તથા મુદ્દામાલની વીગત પણ લખાવી છે." એમ કહી રસિકલાલે ખીસામાંથી યાદીનો કાગળ કાઢ્યો.

ચંદ્રકુમાર તે નામો વાંચીને કહેવા લાગ્યો "આમાંથી અરધાં નામો તો પોલીસને મેં આપ્યાં છે. બાકીનાં નામો આજે તેમને આપીએ. મારી તો ઇચ્છા એવી છે કે તમે પોલીસ ઇન્સ્પેકટર પાસે જાઓ, ઠીક રમુજ આવશે. વળી તેમના કહેવા પ્રમાણે ચીમનલાલ ઉપર કલ્યાણ સંબંધી કેસ કરવાનો પણ ઉપરી અમલદાર તરફથી હુકમ આવ્યો છે. આચાર્ય ઉપર કેસ કરવા જેવા પૂરાવા નથી એટલે તેમના ઉપર કેસ ચલાવવો માંડી વાળ્યો છે એમ જણાય છે. પણ જામીન લીધેલા છે તે કાયમ રાખવા ઠર્યું છે."

રસિકલાલ—" આજે બપોરે તેમને મળી આવી નામોની યાદી આપી તેમની ખાસ ઇચ્છા હોય તો ચંદ્રાવતી જઇ આવું. પ્રભાવસાગર પણ પોતાની પ્રવૃત્તિ કેવી રીતે ચલાવે છે અને કેવી ખટપટ કરે છે તે પણ જણાશે."

ચંદ્રકુમાર—" એક એવી અફવા ગઈ રાત્રે સાંભળવામાં આવી છે કે ખુદ ચીમનલાલનો મોટો છોકરો કુમારપાળ થોડાક દિવસથી બહાર ગામ ગયેલો. તેનો ગઇ કાલે તેના બાપ ઉપર કાગળ આવ્યો છે તેમાં જણાવે છે કે 'હું દીક્ષા લેવાનો છું માટે મારી શોધખોળ કરશો નહીં.'

આથી તેમના ઘેરે ગભરાટ થયો છે અને સાંભળવા પ્રમાણે સૂર્યવિજય મહારાજની પાસે માણસ પણ મોકલ્યો છે. આજે સવારે પણ મને એક બે માણસો મળ્યા તે પણ તેવીજ વાત કરતા હતા. આ વાત કાંઇ છાની રહેવાની નથી, ખરી હશે તો આજકાલ બહાર આવી જશે."

રસિકલાલ—" તે કુમારપાળ સાધુ પાસે ઘણી આવજા કરતો હતો અને બાપની જોડે સાધુનું ઉપાડી ઉપાડીને ફરતો હતો. કદાચ ઇર્ષાની ખાતર અને કલ્યાણના કેસમાં તેમણે આચાર્ય વિરૂદ્ધ જુબાની આપી હતી તેથી આચાર્યે વેર લેવાની ખાતર તેને ભરમાવી દીક્ષાના માર્ગે ચડાવી કોઇ સ્થળે ગુમ કર્યો હોય તો તે બનવા જોગ છે. જો તેમ હશે તો ચીમનલાલશેઠની આંખો હવે ઉઘડશે. ઘણા ભાગે તો કુમારપાળ પરણેલો છે."

ચંદ્રકુમાર—" પરણેલો છે. તેની સ્ત્રીનું નામ ચંદ્રિકા. બૈરી બુદ્ધિશાળી ચાલાક અને હોંશીઆર છે. બૈરીને માબાપ ભાઈ વગેરે છે. સૌ સુખી છે એટલે તે આ છોકરાને પચવા દેશે નહીં."

આમ વાત કરે છે એટલામાં તો એક નાની પત્રિકા કોઇ મવાલી જેવો માણસ છુટતી વહેંચતો વહેંચતો જતો હતો તે ચંદ્રકુમારના ઘરમાં ફેંકી ગયો કે તે કલ્યાણના હાથમાં આવી, તે લઇ ચંદ્રકુમારને આપી ગયો. ચંદ્રકુમાર વાંચવા લાગ્યોઃ—

## મારા કુટુંબી જનો અને જૈનબંધુઓને સૂચના.

## મારી કોઈ શોધખોળ કરશો નહીં.

દુનિયા ઉપરથી મારૂં દિલ ઉઠી જવાથી મને દીક્ષા લેવાનો ભાવ થયો છે. હું આ સંસારમાં રહેવા માગતો નથી. માબાપ ભાઇબેન સ્ત્રી સાસુસસરા સાળી વીગેરે સ્વાર્થી અને મારા આત્માનું અધઃપતન કરવા વાળાં છે માટે હું તેમની સાથે સંબંધ નહીં ધરાવતાં ત્યાગમાર્ગે મુસાફરી કરવા માગું છું. હમણાંજ દીક્ષા લેત પણ ચોમાસું હોવાથી કારતક પૂર્ણિમા પછી ત્યાગમાર્ગના દ્વારનાં બારણાં ખુલ્લાં થશે તે વખતે

તેમાં પ્રવેશ કરીશ. હાલ હું ક્યાં છું અને કોની પાસે દીક્ષા લેવાનો છું તે હું જણાવવા માગતો નથી. કારણ કે જણાવું તો તમે મારાં સગાંવહાલાં શોધવા આવો અને મોક્ષના માર્ગમાં મને વિઘ્ન રૂપ થઇ પડો. હું મરી ગયો નથી કે મને કોઇ જોરજુલમથી ઉપાડીને કે નસાડીને લઇ ગયું નથી, કે સાધુએ સંતાડી રાખ્યો નથી એટલું જણાવવાની ખાતરજ આ પત્રિકા છાપીને પ્રસિદ્ધ કરૂં છું. માટે મારી કોઇ શોધખોળ કરશો નહીં, તેમજ મારી ખાતર કોઇ સાધુને સતાવશો નહીં. હું મારી રાજીખુશીથી દીક્ષા લેવા તૈયાર થયો છું. મારી ઉંમર વીસ વરસની છે. સગાના સ્વાર્થની ખાતર હું મારા આત્માના કલ્યાણનો સ્વાર્થ બીલકુલ બગાડવા માગતો નથી.

આસો સુદ ૫. ઠે. ત્યાગમાર્ગના ઝાંપે. } લી. દીક્ષાભિલાષી, **કુમારપાળ ચીમનલાલ નગીનદાસ.**

ઉપર પ્રમાણે પત્રિકા વંચાતી હતી તે વખતે સરલા પણ ઉપર આવી સાંભળતી હતી. પત્રિકા વંચાઇ રહી કે ચંદ્રકુમાર કહેવા લાગ્યો "ભાઇ રસિકલાલ ! અફવા અક્ષરે અક્ષર ખરી પડી. કાલેજ આ પત્રિકાઓ અહીંઆં બહાર પડી હશે અને ગામમાં વાત ચાલી રહી હશે."

સરલા—" મેં પણ ગઇ કાલે રાત્રે વાત સાંભળી હતી. પણ અમે તો ખોટી માનતાં હતાં કારણકે ચીમનલાલ તો ખાસ મહારાજના ભક્ત હતા, તેમનો છોકરો મહારાજ ઉપાડે ? તેમનું ઘર તો પારકા છોકરાને જતી કરવા માટે મોટો દીક્ષાનો અખાડો ગણાય છે. "

રસિકલાલ–" હવેજ તેમને ખબર પડશે કે પારકા છોકરાને દીક્ષા આપવામાં તેમનાં માબાપને કેટલું બધું દુઃખ થાય છે. કોઇને દીક્ષા અપાતી ત્યારે તો તે હર્ષઘેલા થઇ પતાસાંની કે લાડુની કે પેંડાની પ્રભાવના ઘેર ઘેર આપતા હતા. "

ચંદ્રકુમાર—" તો આ વખતે તે તેથી પણ વધારે મોટી પ્રભાવના કરી આખા ગામમાં વહેંચશે. જોકે તેની મા અને સ્ત્રીનું સ્મરણ થતાં ખેદ થાય છે પણ તેનાં કૃત્યોનું સ્મરણ થતાં ઘડીભર એમ થાય છે કે જે

થાય છે તે ઠીક થાય છે. વાર્યું નહીં કરે તે આ પ્રમાણે હાર્યું કરશે. 'અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજવાળા તમામ તોફાની બારકસો, નાસ્તિક અધર્મી' એમ કહી ગાળો દઈ આપણુને ચીડવતા, પણુ હવે તેમને ખબર પડશે કે તેવા કોણુ? અમે કે અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓ ?"

રસિકલાલ—" પેટીઓની વાતમાં આ બીજી વાત ઉત્પન્ન થઇ. આ પત્રિકા પાસે રાખજે. આપણે બપોરે પોલીસ ઇન્સ્પેકટરને ત્યાં જઇશું તે વખતે સાથે લઇ જઇશું. હું બરાબર એક વાગે આવીશ."

એમ સૂચના આપી રસિકલાલ ત્યાંથી ઉઠયો અને ઘેર ગયો તો ધરમચંદશેઠ અને ચીમનલાલશેઠ ઓશીઆળે મોંઢે ત્યાં આવીને બેઠેલા જ હતા. તેમને જોઇ રસિકલાલ મનમાં સમજી ગયો કે જરૂર તેજ કામે આવ્યા હશે પણુ જાણવાની ખાતર રસિકલાલ પુછવા લાગ્યો " શેઠ! ક્યાંથી અત્યારે મારે ત્યાં આપનાં મુબારક પગલાં?"

ધરમચંદ—" ચીમનલાલ શેઠ ઉપર મોટી આફત આવી છે. અમે સાંભળ્યું કે તમે બહારગામથી આવ્યા છો એટલે ચીમનલાલને લઇ તમારી પાસે આવ્યો." એમ કહી પેલી પત્રિકા રસિકલાલના હાથમાં મુકી. તે જોઇ તેના ઉપર નજર કરી રસિકલાલે જણાવ્યું. "હા મેં વાંચી પણુ મને ઘણીજ નવાઇ લાગે છે કે આ શું? આ વાત માન્યામાં આવતી નથી. કોઇ તમારા દુશ્મને તમને સંતાપ કરાવવા છપાવી હશે. સાધુ તમારા છોકરાને ભરમાવે નહીં. અમારા મંડળના છોકરાને ઉપાડે તે તો માની શકાય. તમે તો તેમને ચેલા કરી આપી તેમના ઉપર અનેક વાર ઉપકાર કરેલા છે એટલે તે તમારોજ છોકરો નસાડી આવું કામ નજ કરે. મને તો આ બનાવટી પત્રિકા લાગે છે. તમારો છોકરો કુમારપાળ કેટલા દિવસથી બહારગામ ગયેલો છે?"

ચીમનલાલ–" પંદર દિવસથી કોઇ મિત્રને ત્યાં મળવા માટે બહાર ગામ ગયેલો છે. દરમીઆન કાગળ કે કાંઇ સમાચાર નહોતા. મારા મનને એમ કે ઘણી વખત આ પ્રમાણે એકલો ફરવા જાય છે તે પાછો આવશે. પણુ તેના પત્રને બદલે તો આવી મ્હોકાણુની પત્રિકા આવી.

આ પત્રિકા ખોટી ન હોય, એવો કેવો દુશ્મન હોય કે આવું ખોટું છપાવે? આ કાંઇ થોડી વાત છે? જુલમ થઇ ગયો છે."

રસિકલાલ—"સાધુ પાસે તે વધારે આવજા કરતો હતો?"

ચીમનલાલ—"ઉપાશ્રયમાં જેમ હું જાઉં તેમ તે જાઆવ કરે. અને સાધુની વૈયાવચ્ચ રાખે. મને તો ખાત્રી છે કે સાધુએજ સંતાડેલો છે. હવે કયાં તપાસ કરવો?"

રસિકલાલ—"આચાર્યનો પડાવ વરધીનગરમાં છે. સાધ્વીઓનો મુકામ મધુરીમાં છે, એટલામાં તપાસ કરો. અમો મધુરી પાસેના ગામમાંથી શશીકાંતને લઈ આવ્યા હતા. અમારા તપાસની મહારાજને ખબર પડી કે ચોમાસામાં પણ તેને વિહાર કરાવી મધુરીમાં લઈ ગયા અને ત્યાંથી ખસેડી એક નાના ગામડામાં રાખ્યો. અમને ચોકસ બાતમી મળી કે તેને લઇ આવ્યા. હજુ કલ્યાણની બેન સરિતાનો તથા પેલા ચંપકનો પત્તો લાગતો નથી. તપાસ ચાલુ છે."

ચીમનલાલ—"ત્યારે મારા કુમાળપાળને શોધી કાઢવા શી રીતે તપાસ કરવો તેની તમે સલાહ આપો. અમે ઘણા મુંઝાયા એટલે તમારી પાસે આવ્યા છીએ."

રસિકલાલ—"મારા ઉપર ખોટું લગાડશો નહીં. દીક્ષાનાં છુપાં સ્થાન તમે અમારા કરતાં વધારે જાણી શકો, તે લોકો શી રીતે સંતાડે છે, કયાં નસાડે છે, કેવી રીતે યુક્તિઓ રચે છે તે તમામ તમે જાણી શકો. અમે તો પુછી પુછીને તપાસ કરીએ, માટે મારી સલાહ એવી છે કે તમે ધાંધળ નહીં કરતાં હજુ પણ તમે મહારાજનાજ ભક્ત છો એવું વર્તણ કાયમ રાખી છુપી રીતે તેમનાં છુપાં સ્થળે ભરોંસાપાત્ર માણસ મોકલી તપાસ કરાવો તો પત્તો લાગશે. નહીં તો તે એવા સ્થળે સંતાડી દેશે કે છોકરો હાથમાંજ નહીં આવે."

ધરમચંદ—"રસિકલાલ! તમે પાછલું ભૂલી જાઓ. તેમની પાછલી વાત સંભારવાની નથી. કાલે પત્રિકા હાથમાં આવી છે ત્યારથી ઘરમાં કોઇએ ખાધું નથી. ઘરનાં માણસો રડયા કરે છે. કુમારપાળની સ્ત્રીનું

રૂદન જોઈ શકાતું નથી. વળી સ્ત્રીનાં માબાપ તો તેમને ખૂબ ગાળો દે છે અને કહે છે કે 'પારકાનાં છોકરાં ઉપાડતા હતા તેનું પરિણામ આવું આવે તેમાં શી નવાઈ?' ઘરમાં તેમનાં બૈરાં પણ ઠપકો આપે અને કહે કે 'હું કહેતી હતી કે આ ચેલા કરી આપવાનું કામ છોડી દો. કોઈ દિવસ નિશાસા લાગશે. જુઓ આ છાંટા ઉડયા અને છોકરો લઇ ગયા. સાધુઓને સારૂં સારૂં વહોરાવી ઘેર પેંધાડયા એટલે ઘરનોજ છોકરો ઉપાડયો, સાધુઓ તો ખાય તેનુંજ ખોદે' આમ બોલી બોલી દાઝયા ઉપર ડામ દઇ તેમને બાળી નાખે છે. ચારે બાજુથી મરો થયો છે, ઘરમાં બૈરાં લડે, વેવાઈ લડે, લોકો રાજી થાય અને છોકરો ગયાનું દુઃખ થાય. આવા મહાભારત દુઃખની વાત કોને કહેવી? માટે પાછલી વાત ભૂલી જઇ તેમને મદદ કરો. સરકારમાં તમારી લાગવગ સારી છે. લાલભાઈ જેવાને પણ તમે સમજાવી શકયા છો, માટે જેમ શશીકાંતને શોધી આપ્યો તે પ્રમાણે તેમના કુમારપાળને શોધી આપો. તમે કહો તેટલા રૂપીઆ ખરચ કરવા તે તૈયાર છે. સાધુની દસ હજારની મુંડી તેમની પાસે પડી છે તે શા કામમાં આવવાની છે? તેમાંથી પેલા કેસમાં ત્રણ હજાર તો ખરચ થઈ ગયા છે. બાકી ખરચી નાખો. ગરીબ લોકોને ખોટું ખોટું સમજાવી, જ્ઞાનના બ્હાને, સાત ક્ષેત્રના બ્હાને, ઉપધાનના બ્હાને એમ અનેક બ્હાને રૂપીઆ એકઠા કરેલા છે. માટે કરો તેનો આમાં ઉપયોગ."

ચીમનલાલ—"ધરમચંદ કહે છે તે બરાબર છે. હવે તો તમે મારો કેસ હાથમાં લઇ મારો કુમારપાળ મેળવી આપો" એમ કહેતાંની સાથે ચીમનલાલની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ટપકવા લાગ્યાં.

રસિકલાલ—"શેઠ કચવાશો નહીં. તમારા કુમારપાળની શોધ પણ અમે જરૂર કરીશું પણ તેનું જરા ઠેકાણું હાથમાં આવે તો ઠીક પડે."

ધરમચંદ—"જુઓ, ચીમનલાલને પૂરી માહીતી નથી. તે છોકરો ઘણી વખત મિત્રોની સાથે પ્રભાવસાગરને મળવા જતો હતો માટે કદાચ તે તરફના ભાગમાં પણ ગયો હોય."

રસિકલાલ—"તમને જ્યાં જ્યાં ખબર હોય ત્યાં ત્યાં તમે તપાસ

કરો, હું બનશે તો ચંદ્રાવતી દેશ તરફ જઈ આવીશ. તમારો કુમારપાળ તે મારો ભાઇ સમજું છું. હીંમત રાખો. તમને જરૂર મદદ કરીશ. સાધુઓ કેવા કાવાદાવા કરે છે તે હવે તમને સમજાયું?"

ચીમનલાલ—"હું તો બધું પોકળ તેમનું જાણું છું. પેલી પેટીઓ તેમનાં તમામ પોકળ પ્રકાશમાં લાવશે. કેટલી બધી રાંડીરાંડોના દાગીના ઓળવેલા છે? ન્યાત અને પંચમાં ખરચવાના પૈસા પણ તેમની પેટીઓમાં પડયા છે."

રસિકલાલ—"તમે તો બધું જાણતા હશો?"

ચીમનલાલ—"હું તો બધું જાણું છું."

રસિકલાલ—"કદાચ જરૂર પડે તો તમે નામો આપશો?"

ચીમનલાલ—જ્યારે માગો ત્યારે આપીશ. જ્યારથી કલ્યાણનો કેસ થયો ત્યારથી સાધુઓ ઉપરથી મારૂં મન ઉઠી ગયું છે અને તેજ કારણથી મેં તેમની પેટીઓ પણ મોકલી દીધી હતી. એટલે હવે તો નામ આપવા હું ઘણોજ ખુશી છું. ચોપડામાં તેની યાદી તૈયાર છે."

રસિકલાલ—"ત્યારે તમે તેની યાદી ઉતારી રાખજો. જરૂર પડશે તો માગી લઈશ, પણ તમારા કુમારપાળ માટે પોલીસની મદદ જોઇએ છે?"

ચીમનલાલ—"પોલીસની મદદની ખાસ જરૂર છે. પણ તે કામ તમે ઉપાડશો તો જ બનશે, મારા શરીરમાં શક્તિજ રહી નથી. મારા તો ટાંટીઆજ ભાગી ગયા છે."

રસિકલાલ--"ત્યારે તમે બપોરે ઘર આગળ રહેજો. તમને કોઇ મારી ચીઠ્ઠી લઇ બોલાવવા આવે તો તેની સાથે આવજો. બને તો ધરમચંદને પણ જોડે લાવજો."

આમ વાતચીત કરી તેઓ ત્યાંથી વિદાય થયા. તેમના ગયા પછી માલતી આવી કહેવા લાગી "તમારી વાતો બાજુના ઓરડામાં બેઠી બેઠી હું સાંભળતી હતી, તેમને કહેવું હતું કે "શું કામ તપાસ કરવાની જરૂર છે? છોકરાના આત્માનો ઉદ્ધાર થાય છે, દીક્ષા લે છે તેમાં શું ખોટું છે? કરો મથુરાના પેંડાની પ્રભાવના."

રસિકલાલ—" આ પ્રમાણે દુઃખી માણસને આ વખતે ન કહેવાય. જ્યારે કુમારપાળ જડી આવે ત્યારે આપણે જેટલું બોલીએ તેટલું શોભી ઉઠે. તેમના કૃત્યો માટે આ થોડી શિક્ષા નથી."

માલતી—" ખરેખર તેને ભરમાવનાર સાધુને ધન્યવાદ ઘટે છે."

આમ હાસ્ય વિનોદમાં રસિકલાલ જમવા બેઠો. જમતાં જમતાં પણ આજ વાત ચાલી. શું રસોઇ થઇ છે અને કેવી રીતે જમાય છે તેનું ભાનજ નહોતું. જમી રહી એક વાગ્યો કે રસિકલાલ મોટર લઇ ચંદ્રકુમારને ત્યાં ગયો અને ત્યાંથી બંને જણ પોલીસ ઇન્સ્પેકટરને ત્યાં ગયા.

પોલીસ ઇન્સ્પેકટર રસિકલાલને જોઇ ઘણો ખુશી થયો. પેટીઓની વાત નીકળતાં રસિકલાલે પોતાની પાસેની યાદી આપી અને જણાવ્યું કે " જો બરાબર પૂરેપૂરી યાદી જોઇતી હોય તો ખુદ ચીમનલાલ પાસેથી મળી આવે તેમ છે. તે અત્યારે મોટી આફતમાં આવ્યા છે, તેમના છોકરાને કોઇ સાધુએ ભરમાવી નસાડ્યો છે." એમ ખબર આપી પેલી પત્રિકા કાઢી વાંચવા આપી.

વાંચી ખૂબ ખુશી થઇ ઇન્સ્પેકટરે જણાવ્યું, " બોલાવો તેને, ગરજ છે એટલે સઘળી વાત કહેશે." આ સાંભળી રસિકલાલે ચીઠ્ઠી લખી આપી ચીમનલાલને બોલાવવા માણસ મોકલ્યો. માણસ મોટર લઇને ગયો. ચીમનલાલ અને ધરમચંદ તો રાહ જોઇનેજ બેઠા હતા. થોડા વખતમાં તે બંને જણ આવ્યા. ચંદ્રકુમારે બંનેની ઓળખાણ કરાવી અને બનેલા હેવાલની વાત કહી.

ઇન્સ્પેકટરે હીંમત આપી કહ્યું "ચીમનલાલ તમે તમારા છોકરાનું નામ નિશાન વીગેરે અમને લખી આપો, અમે તપાસ કરીશું." એમ કહી પેટીઓના મુદ્દા માલની વાત કાઢી. ચીમનલાલે પેટીઓના મુદ્દા, તેમાં રાખેલા દાગીના, જે જે લોકોના દાગીના હતા તેમનાં નામો વીગેરેની પૂરતી માહીતીની યાદી ખીસામાંથી કાઢી આપી. બીજી યાદીઓ કરતાં આ યાદી ઘણીજ અગત્યની અને ભરોંસાપાત્ર લાગી. રસિકલાલે બધી હકીકત સમજાવી. ઇન્સ્પેકટરે તુમાર લખી તૈયાર

રાખેલો હતો તેમાં ઘટતો ફેરફાર કરી દીધો અને આસો સુદ ૧૩ના રોજ અમારા માણસો ત્યાં આવે છે એમ લખી જણાવ્યું અને ટપાલ ચંદ્રાવતીના દીવાન ઉપર મોકલી આપી. પછી છોકરાનું નામ ઠામ નિશાન વીગેરે પોલીસે ચીમનલાલ પાસેથી લખી લીધાં. અને ફોટો હોય તો મોકલવા સૂચના કરી.

આ પ્રમાણે નક્કી કરી ત્યાંથી તેઓ સાથે ઉઠયા અને રસિકલાલના ઘેર આવ્યા. ચંપકલાલની તથા સરિતાની શોધ ચાલી રહી છે તેમાં કુમારપાળની શોધ વધી. જાહેર પ્રજાને જાણ આપવા માટે એક જાહેર ખબરનો મુસદ્દો તૈયાર કર્યો. કુમારપાળને શોધી આપનારને રૂ ૧૦૦૦)નું ઈનામ ઠરાવ્યું. આ પ્રમાણે પત્રિકાઓ છપાવી છુટથી ગામો ગામ વહેંચવા તથા મોટાં મોટાં વર્તમાનપત્રો ઉપર મોકલી આપવા ભલામણ કરી. ધરમચંદ આવું છપાવવા વીગેરેનું કામ સારી રીતે જાણતા હતા એટલે તે કામ કરવા તેમણે માથે લીધું અને ત્યાંથી તેઓ પોતપોતાને ત્યાં વિદાય થયા. બે દિવસ થયા કે મુંબઇથી રમણિકલાલનો પત્ર આવ્યો. રસિકલાલ ફોડી વાંચવા લાગ્યો, વાંચતાં અંદરથી લગ્નની કંકુત્રી નીકળવાથી માલતીને બોલાવી, તે તરતજ આવી અને રસિકલાલ પત્ર વાંચવા લાગ્યો.—

મુંબાઈ— પ્રીન્સેસ સ્ટ્રીટ આસો સુદ ૧૧

**સ્નેહી ભાઇ રસિકલાલ.**

ગઇ કાલે શેઠ જગજીવનદાસનું સગપણ ચંદનબાલા ( માજી ચંદનશ્રી ) સાથે નક્કી કર્યું છે. તેમનું લગ્ન આસો સુદ ૧૫ ના રોજ રાત્રે નવ વાગે છે તેમના ભાગીદાર શેઠ રાજબિહારલાલના બંગલે થશે. તેમનાં માતુશ્રીના નામથી કંકુત્રીઓ કાઢવામાં આવી છે તેની એક પ્રત તમારા ઉપરની તથા પાંચ પ્રતો ખાલી નામ વગરની મોકલી છે તેમાં તમારા મિત્રોનાં નામ ભરી તેમના ઉપર મોકલી આપશો. શેઠ જગજીવનદાસ તથા તેમનાં માતુશ્રીએ અતિ આગ્રહ કરી તમને લગ્ન ઉપર તેડાવ્યાં છે માટે ગમે તેમ કરી તે દિવસે જરૂર સહકુટુંબ પધારશો, તે તમને ઘણીવાર યાદ કરે છે.

**લી. સ્નેહાધીન રમણિકલાલ.**

તે પ્રમાણે પત્ર વાંચી રહી રસિકલાલ કંકુત્રી હાથમાં લઇ હસતા મુખે વાંચવા લાગ્યો—

શ્રી પરમેશ્વરાય નમઃ

**રા. રા. રસિકલાલ અને અ. સૌ. માલતી બેન.**

પ્રભુકૃપાથી ચી. જગજીવનદાસનું શુભલગ્ન શરદ્ પૂર્ણિમાના દિવસે રાત્રે સ્ટૅંડર્ડ ટાઈમ ૯ વાગે નિર્ધાર્યું છે માટે તે માંગલિક પ્રસંગે આપ સહકુટુંબ મિત્રમંડળ સાથે પધારી આભારી કરશો. હસ્તમેળાપની ક્રિયા શેઠ રાજબિહારીલાલના બંગલે થશે.

મુંબઇ-વાલકેશ્વર. } **લી. ઉત્તમલક્ષ્મીના જયજીનેન્દ્ર વાંચશો.**
આસો સુદ ૧૦ } (જગજીવનદાસ કેશવલાલનાં માતુશ્રી.)

ઉપર પ્રમાણે પત્ર અને કંકુત્રી વાંચી બંને ખડખડ હસવા લાગ્યાં.

માલતી—"ચતુરા જબરી, તે ઉત્તમલક્ષ્મી તથા ચંદનબાલાની દીક્ષાને દેશવટો દઇ સહીસલામત લઇ આવી એટલુંજ નહીં પણ ચંદનબાલાને સારા ધનાઢ્ય યુવાન સાથે પરણાવી. ઉતમલક્ષ્મી ગુરૂ મટી સાસુ થયાં. આ લગ્ન જોવાની રમુજ આવશે માટે જરૂર આ પ્રસંગે તો મુંબઇ ચાલો."

રસિકલાલ—" મને પણ મન થયું છે પણ કાલે ચંદ્રાવતી જવાનું ઠરાવ્યું છે તે તું જાણે છે તેમાં ફેરફાર થાય તેમ નથી. લગ્ન મ્હાલવા જઈએ તો તાલ બગડે તેમ છે. "

માલતી—" એ મુશ્કેલી પણ ખરી."

રસિકલાલ—" તું એકલી જા, સાથે ચંદ્રકુમાર અને સરલા આવશે, કંકુત્રીમાં નામ ભરી તેમના ઉપર તથા અશ્વિનીકુમાર ઉપર મોકલી આપું છું."

માલતી—" ના ના, તમારા વિના ઠીક ન પડે. તમારા આવ્યા પછી એકવાર મુંબઇ જઇ તેમનો ઘરસંસાર જોઇ આવીશું. હમણાં તેમને પરણી લેવા દો અને "હનીમૂન" ભોગવી લેવા દો. " એમ કહી મંદ હાસ્ય કરી સંતોષ માની તે વાત ઉપર પડદો નાખ્યો.

રસિકલાલે, ચંદ્રકુમાર, અશ્વિનીકુમાર તેમજ બીજા ત્રણ મિત્રોનાં નામો ભરી કંકુત્રીઓ મોકલી આપી અને રમણિકલાલને પત્ર લખી જણાવ્યું કે "હું ઘણાજ અગત્યના કામે કાલે ચંદ્રાવતી જવાનો છું. તેથી તમારા શેઠ જગજીવનદાસના લગ્નમાં ભાગ લઇ શકું તેમ નથી માટે માફ કરશો. આવવાની ઘણીજ ઇચ્છા હતી પરંતુ ચંદ્રાવતી ગયા વિના ચાલી શકે તેમ નથી તેથી લાચારીથી આવો નકારમાં પત્ર લખવો પડે છે તેમ છતાં તમને તથા તમારા શેઠને મળવાની મને ઘણીજ ઉત્કંઠા છે. તેમજ અ. સૌ. માલતી પણ ઉત્તમલક્ષ્મી, ચંદનબાલા (પરણનાર કન્યા) અને તમારાં પત્નીને મળવા ઘણા દિવસથી કહ્યા કરે છે તેથી દીવાળીમાં તમારી તરફ આવીશું. અમારી વતી ઉત્તમલક્ષ્મીને ઘણા માનથી પ્રણામ કહેશો." એવી મતલબનો પત્ર લખી ટપાલમાં રવાના કર્યો.

બીજા દિવસે રસિકલાલે ચીમનલાલ શેઠને બોલાવી તેમની પાસેથી કુમારપાળનો ફોટો માગી લીધો અને દિલાસો આપી જણાવ્યું, "હું ચંદ્રાવતી જઇ આચાર્ય પ્રભાવસાગર પાસે ખાનગી રીતે તપાસ કરાવીશ. જરૂર પડશે તો તમને તાર મુકી બોલાવીશ. તમે પણ બનતો પ્રયત્ન કરો, ગમે તેમ કરી શોધી કાઢીશું, ગભરાશો નહીં." એમ હીંમત આપી ચીમનલાલશેઠને વિદાય કર્યા.

રાતની ગાડીમાં રસિકલાલ પોતાની સાથે માણસ રાખી પોલીસ અમલદારની સાથે ચંદ્રાવતી તરફ ઉપડયો.

સાથેનો અમલદાર એકવાર પેટીઓની સાથે ગયેલો હતો તેથી તે બરાબર ભોંમીઓ હતો. એક સારી વીશીમાં મુકામ કરી જકાત ખાતાના અમલદારને મળી તેઓ દીવાનઑફીસમાં ગયા. પોલીસ અમલદારે દીવાનના સેક્રેટરીને તમામ કાગળો આપ્યા. થોડીવાર થઇ કે દીવાને તેને બોલાવી બધી હકીકત પુછી. અને છેવટે તેણે રસિકલાલનું નામ જાહેર કરતાં દીવાને રસિકલાલને બોલાવ્યો. તેને યોગ્ય સન્માન આપી દીવાન ભદ્રાપુરીના સમાચાર પુછવા લાગ્યા. કેટલીક રાજકીય પ્રકર-

ણુની વાતમાંથી સાધુઓની વાત નીકળતાં દીવાને પુછયું "જ્યારે સાધુઓ આ પ્રમાણે મનસ્વી વર્તન ચલાવે છે તો તમે જૈનો કેમ અટકાવતા નથી ?"

રસિકલાલ—"જો જૈનો તેમને મદદ ન આપતા હોય તો આ વખતજ આવે નહીં. આપ નામદાર જોઇ શકયા હશો કે ભદ્રાપુરીના શેઠ ચીમનલાલે પેટીઓ ન રાખી હોત તો આવા ગુન્હા બનતજ નહીં, ત્યાં ચીમનલાલ શેઠ મળ્યા અને અત્રે કપુરચંદ શેઠ મળ્યા. એમ ઠામ ઠામ સાધુઓઓના સાધકો હોય છે. સાધારણ કેટલીક શ્રીમંત વિધવાઓને ભોળવી માથું મુડી તેમની મીલકત આવી રીતે પચાવી પડે છે. તેમનું પાપ ભરાઇ ગયું હશે તેથી તે પેટીઓ અત્રે આવી અને નાકદારે રોકી. જો આપની ઇચ્છા હોય તો અમે દાગીનાવાળા તમામ માણસોને અત્રે બોલાવીએ."

દીવાન—મારે બીજા કોઇની જરૂર નથી. તેમની વતી તમે આવ્યા છો એટલે બસ છે. કપુરચંદ શેઠને ચિત્રાણીથી બોલાવ્યા છે તેમની રૂબરૂમાંજ બધું નક્કી કરૂં છું" એમ કહી કપુરચંદને હાજર થવા હુકમ કર્યો. રસિકલાલ બહાર આવીને બેઠો. કપુરચંદ આવ્યા એટલે સેક્રેટરીએ દીવાનને ખબર આપી કે તે ચેમ્બરમાંથી બહાર આવ્યા અને પેલી પેટીઓ મંગાવી. કપુરચંદ ધ્રુજવા લાગ્યા અને દીવાન સાહેબને હાથ જોડી કહેવા લાગ્યા "સાહેબ કાંઈ પણ દાણચોરીનો માલ નથી. સાધુનાં કપડાં અને પાત્રાં છે. બીજું કાંઈ નથી."

દીવાન—"બીજું કાંઇ હોય તો તમને શી શિક્ષા કરવી ? કપુરચંદ શેઠ! જુઓ ભદ્રાપુરીની પોલીસ તરફથી લખાણ છે તેથી જ તમારો માલ કબજે રાખ્યો છે. પેટીઓમાં શું છે તે ઉઘડશે એટલે ખબર પડશે." એમ કહી પેટીઓ ફોડાવવી શરૂ કરી તો તેમાંથી નોંધમાં લખ્યા પ્રમાણે ઘણીખરી વસ્તુઓ મળી રહી. તે ઉપરાંત પણ બીજી ચીજો નીકળી. માત્ર એક બે પેટીઓમાંજ કપડાં પાત્રાં અને પુસ્તકો

નીકળ્યાં. કપુરચંદ આથી ગભરાયા. પણ શું કરે ? કોરટના માણસો પણ આશ્ચર્યચકિત થઈ ગયા.

દીવાન આ પ્રપંચ જોઈ ક્રોધાયમાન થઈ કહેવા લાગ્યા "કપુરચંદ શેઠ ! તમે કહેતા હતા કે બીજું કાંઇ પણ નથી.આ શું નીકળ્યું ? તમારા ઉપર ચોરીના માલ રાખવા બાબતની ફરીઆદ કેમ ન કરવી ? ભદ્રાપુરીની પોલીસે કેવો બારીકાઇથી તપાસ કર્યો છે તે જુઓ." એમ કહી મુદ્દા માલની નોંધ કરી પેટીઓમાં દાગીના મુકી દઈ ફરી સીલ કરી પેટીઓ મુકી દીધી અને ચેમ્બરમાં ગયા. થોડી વાર થઇ કે દીવાને રસિકલાલ અને પેલા પોલીસ અમલદારને બોલાવ્યા.

તેમને જોઇ દીવાને બંનેને ઘણો ધન્યવાદ આપ્યો અને પોલીસ ઇન્સ્પેકટરને શાબાશી પત્ર લખી આપ્યો અને કપુરચંદ ઉપર ચોરીનો કેસ કરવા પોલીસને હુકમ આપ્યો.

દીવાને પ્રસન્ન મુખે રસિકલાલને જણાવ્યું " આ પ્રમાણે ગુન્હા પકડવામાં તમારા જેવા મદદ કરે તો આવા ઠગભકતો ભોળા લોકોને ઠગી ખાય છે અને ધર્મના બ્હાને છેતરે છે તે બધાને શિક્ષાઓ થાય. જરૂર પડશે ત્યારે તમને બોલાવીશ. અગર અમને યોગ્ય લાગશે તો અમલદાર સાથે પેટીઓ ત્યાં મોકલાવીશ. જેથી તમારા અમલદાર મારફત સૌ સૌના મુદ્દામાલ પાવતી લઇ સોંપી દેવામાં આવે.

રસિકલાલ અને પોલીસ અમલદાર દીવાનનો ઉપકાર માની ત્યાંથી નીકળ્યા. પ્રભાવસાગરના સમાચાર જાણવા ચિત્રાણી ગયા. ત્યાં કેટલીક પુછપરછ કરી, મહારાજ શું કરે છે તેની હીલચાલ જાણી, પણ કુમારપાળ, ચંપકલાલ કે સરિતાનો પત્તો લાગ્યો નહીં. બે દિવસ મોટરમાં ઠામઠામ તપાસ માટે ફર્યા અને તેમનાં સંતાડવાનાં ઠેકાણાં જાણી લીધાં, પછી તેઓ ત્યાંથી નીકળી ભદ્રાપુરી પાછા આવ્યા.



# પ્રકરણ ૧૧ મું.

## મુંબઈમાં રસિકલાલ અને માલતી.
## દીવાળીનો આનંદ અને તેમની પ્રવૃત્તિનાં ભાષણ.
## "હિન્દમાં જૈનોની વસ્તી."

(હરિગીત)

ઇચ્છા થઇ જે કામની તે કામ જ્યારે થાય છે,
ત્યારે હૃદય વિકાસ પામે, હર્ષ ત્યાં ઉભરાય છે;
ઉત્સાહ આવે નવનવો, યુક્તિ નવી યોજાય છે,
આ તન બદન ને મન મહીં ચેતન નવું રેડાય છે.—લેખક.

રસિકલાલ ચંદ્રાવતીથી ઘેર આવ્યો. બપોરે પોલીસ ઇન્સ્પેકટરને મળી આવ્યો. ચંદ્રકુમાર તથા અશ્વિનીકુમારને મળી ત્યાંનો હેવાલ કહ્યો. ચીમનલાલ શેઠ મળી ગયા પણ નિરાશા ભરેલા સમાચાર જાણી દિલગીર થયા. વર્તમાનપત્રોમાં કુમારપાળને શોધી કાઢવાની જાહેરખબરો પ્રકટ થઇ. તે વાત જગજાહેર થઇ. આવી પ્રવૃત્તિમાં બે દિવસ ગયા કે મુંબઇથી રમણિકલાલનો પત્ર આવ્યો. તે ફોડી વાંચવા લાગ્યો—

મુંબઇ–પ્રીન્સેસ સ્ટ્રીટ. આસો વદ ૫

**સ્નેહી ભાઈશ્રી રસિકલાલ.**

તમારો પત્ર મળ્યો હતો. તમે કોઈ ન આવ્યાં તે માટે ઉત્તમલક્ષ્મી અને જગજીવનદાસ ઘણાં દિલગીર થયાં હતાં પણ તમે તે પત્રમાં જણાવ્યું હતું કે લગ્ન પછી પણ આવીશું. માટે ખાસ તેમણે લખાવ્યું છે કે જો તમે ચંદ્રાવતીથી આવી ગયા હો તો જરૂર દીવાળી કરવા અત્રે આવો. દસ બાર દિવસ રહો તેવી રીતે આવો તો આનંદ થાય. ઉત્તમલક્ષ્મી તો અ. સૌ. માલતી બેનને વારંવાર સંભારે છે. મળવાની ઘણીજ ઈચ્છા છે તે તેમનાં ભાષણોથી ઘણાંજ ખુશ થાય છે. જેવી રીતે કનકનગરમાં ભાષણનો લાભ આપ્યો તેવો લાભ અમને આપો. જરૂર મુંબઈ આવો. કંકુત્રીમાં જણાવ્યા પ્રમાણે શરદ્-પૂર્ણિમાએ જગજીવનદાસનાં લગ્ન ચંદનબાલાની સાથે ખુશખુશાલીથી થયાં છે.

લી. **સ્નેહાધીન રમણિકલાલ**

આ પત્ર વાંચી માલતીના હાથમાં આપ્યો. માલતી વાંચી ખુશી થઈ. "હું તો :તે ઈચ્છતીજ હતી. હવે બીજી ઉપાધિ હમણાં વ્હોરશો નહીં. દીવાળી પછી બીજા કામનો આરંભ થશે."

રસિકલાલ—"થાઓ ત્યારે તૈયાર. આજે વદ ૬ થઇ. કાલે કેટલાંક કામો કરી પરવારી લઉં એટલે પરમ દિવસે મુંબઇ ઉપડીએ. આજે કાગળથી રમણિકલાલને જણાવી દઉં છું કે 'અમો બંને આસો વદ ૮ ના રોજ રાત્રે મેલમાં નીકળી તમારી તરફ આવીએ છીએ માટે ગ્રૅંટ રોડ સ્ટેશને લેવા આવો."

માલતી—"હા, કાગળ લખી દો એટલે એ પ્રોગ્રામ નક્કી થયો."

એ પ્રમાણે નક્કી કરી આસો વદ ૮ ના રોજ રાત્રે મેલમાં રસિકલાલ અને માલતી મુંબઇ ગયાં.

રમણિકલાલને પત્રથી ખબર આપેલી હોવાથી તે અને તેની સ્ત્રી ચતુરા તેમને લેવા માટે ગ્રૅંટ રોડ સ્ટેશને હાજર થયાં. મેલ આવ્યો અને બંને સેકન્ડ કલાસના ડબામાંથી ઉતર્યાં. માલતીને અને રસિકલાલને ચતુરા થોડું થોડું ઓળખતી હતી તેથી તેની મારફત રમણિકલાલ રસિકલાલને ઓળખી શકયો. સ્ટેશન બહાર નીકળી ચારે જણ ટેકસીમાં બેશી રમણિકલાલને ઘેર ગયાં તો ઉર્મિલા અને રતિલાલ આવકાર આપવા દાદર આગળ રાહ જોઇ ઉભાં હતાં. રમણિકલાલે તેમની ઓળખાણ કરાવી અને રમણિકલાલના દીવાનખાનામાં બેઠાં.

ઉર્મિલા પોતાની પ્રકૃતિ પ્રમાણે બોલી "માલતી બેન ! અત્યાર સુધી અમે તમને વર્તમાનપત્રો દ્વારાએ નામથી ઓળખતાં હતાં, તે હવે પ્રત્યક્ષ દર્શન થયાં. કનકનગરમાં તમારાં ભાષણોથી લોકો ઉપર સારી અસર થાય છે. અહીંઆં પણ લોકો તમારાં ભાષણો વાંચી તમારી પ્રત્યે માનની લાગણીથી જુએ છે. આ ચતુરાબેનને લીધે અમારૂં ઓળખાણનું ક્ષેત્ર વધતું જાય છે તેથી અમને બહુજ આનંદ થાય છે. તેમણે સાધ્વી વેશ છોડયો એટલુંજ નહીં પણ પેલાં ઉત્તમશ્રી અને ચંદનશ્રીને પણ દુઃખમાંથી મુક્ત કરી સાધ્વી વેશ છોડાવી ઉત્તમલક્ષ્મી

અને ચંદનબાલા બનાવી દીધાં. વળી ચંદનબાલાનું લગ્ન તેમના દીકરા સાથે કરાવી સાસુ વહુ પણ બનાવી દીધાં. તેમની ફઇએ ચતુરા નામ પાડ્યું છે તે બરાબર છે."

ચતુરા—"એ તમામ યુક્તિ ઉર્મિલાબેનની છે. મારી જરાપણ ચાલાકી નથી. તેમણે તો ખરેખર ગોરનું કામ કર્યું છે."

માલતી—"હું તો એમ કહું છું કે તમે અમારા કરતાં વધારે કામ કરો છો. તમે જાતે કરી બતાવ્યું તે તમારી થોડી હીંમત ન કહેવાય. આવા તમારા ગુણને લઇને દીવાળીના દિવસો તમારે ત્યાં ગાળવાનું મન થયું. ચંદનબાલાના લગ્નની વધામણી સાંભળી અમને તો ઘણોજ હર્ષ થયો અને તેમનો ગૃહસ્થાશ્રમ જોવાની ઇચ્છા થઇ.

આ ચતુરાબેનની દીક્ષા વખતે "ભક્તિ કે કાયરતા" એ નામનું એક કાવ્ય પણ છાપી બહાર પાડવામાં આવ્યું હતું તે ચતુરાબેનને યાદ હશે. તે હવે આવી સુંદર સુગડ ઓરડી માંડી ધણી સાથે રહેલાં છે તે જાણી દરેકને નવાઇ લાગે તેવું છે."

ઉર્મિલા—"પ્રથમની તે ચતુરાજ નથી, હવે તો તે વરશ્રેલી વનિતા બની ગઇ છે. રમણિકલાલને પાણી માગતાં પહેલાં દુધ તૈયાર કરી આપે છે.

* कार्येषु मंत्री करणेषु दासी । भोज्येषु माता शयनेषु रंभा ।
मनोनुकूला क्षमया धरित्री । गुणैश्च भार्या कुलमुद्धरन्ती ॥

એ શ્લોકનો પૂરેપૂરો અનુભવ રમણિકલાલ લઇ રહ્યા છે. ચતુરાએ બરાબર પોતાના વર્તનથી તે પ્રમાણે સાબીત કરી બતાવ્યું છે."

માલતી—"આ જાણી કોને આનંદ ન થાય? અમે પણ તેમનો પ્રત્યક્ષ અનુભવ લેવા આવ્યાં છીએ."

રમણિકલાલ—"મને તો જગજીવનદાસે ત્યાં સુધી કહ્યું છે કે તમારા મિત્રને મારે ત્યાં ઉતારવાના છે. મેં કહ્યું કે મારે ત્યાં આવ્યા

---

* કાર્યતંત્ર ચલાવવામાં મંત્રી સમાન, કામ કરવામાં દાસી સમાન, જમાડવામાં માતા સમાન, શયનમાં રંભા સમાન, ક્ષમામાં પૃથ્વી સમાન એવા મનને અનુકૂળ ગુણવાળી પત્ની કુળનો ઉદ્ધાર કરવાવાળી છે.

પછી સાંજે તમારે ત્યાં આવીશું. તે તો ઘણુાજ માયાળુ છે. ઉત્તમલક્ષ્મી પણુ તેવાંજ છે અને ચંદનબાલા તો આનંદી છે. તે બિચારી દુઃખથી દબાયેલી હતી. તે હવે દુઃખમાંથી મુક્ત થવાથી તેના ખરા સ્વરૂપમાં વિકાસમાન થઈ છે."

માલતી—"તે બધો તમારો પ્રતાપ છે."

આમ મળતાંની સાથેજ આનંદમાં વાતોનો ઉભરો કાઢવા લાગ્યાં. આજે તે મંડળીએ જમવાનું રમણિકલાલને ત્યાંજ રાખ્યું.

જમીને રતિલાલ, રમણિકલાલ અને રસિકલાલ ઑફીસમાં ગયા. થોડીવાર થઈ એટલે જગજીવનદાસ પણુ આવ્યા, અને સીધા રમણિકલાલની રૂમમાં ગયા. રમણિકલાલે રસિકલાલની ઓળખાણ કરાવી. ત્યાંથી તેમનો હાથ પકડી જગજીવનદાસ પોતાની ઑફીસ રૂમમાં લઈ ગયા. રતિલાલ તથા રમણિકલાલ પણુ ત્યાં આવ્યા.

જગજીવનદાસ રમણિકલાલને ઠપકો દેવા લાગ્યા "તમે મીસ્ટર રસિકલાલને તમારે ત્યાં લઇ ગયા તે ઠીક કર્યું નહીં. હજુ પણુ મારો આગ્રહ છે કે તેમને મારે ત્યાં રાખો. ઉત્તમબા બંનેને ખૂબ સંભારે છે."

રસિકલાલ—"તમારાં માતુશ્રી સાથે મારે બોલવાનો પ્રસંગ ઘણો થોડો હતો પરંતુ મારી સ્ત્રીને વધારે પ્રસંગ હતો. તમારી જાહેર હીંમત અને કરેલા પરોપકાર માટે તમને ખરેખર ધન્યવાદ ઘટે છે. આજે સાંજે આપને ત્યાં આવવાનો વિચાર રાખ્યો છે. અમે આઠ દસ દિવસ સુધી રહેવાનાં છીએ. આપને બધાંને મળવા માટેજ આવ્યાં છીએ. બે ત્રણુ દિવસ તમારે ત્યાં પણ રહીશું. સંબંધ થયા પછી અમે જુદાઈ માનતાંજ નથી. લગ્ન ઉપર જરૂર આવવું હતું પણ અગત્યના કામે ચંદ્રાવતી જવું પડયું તેથી ન અવાયું."

જગજીવનદાસ—"મારૂં વતન ચંદ્રાવતીમાંજ છે, ત્યાં જુનું ઘર છે. કોણુ જાણે પડી ગયું હશે કે ઉભું હશે! અમારા પિતરાઇ ભાઇઓ છે એમ મારી બા કહે છે."

આ પ્રમાણે થોડી વાતચીત કરી વખત થયો કે તેઓ ઑફી-

સમાંથી ઘેર ગયા અને વાળુ કરી રતિલાલ, રસિકલાલ, રમણિકલાલ, માલતી, ઉર્મિલા અને ચતુરા વાલકેશ્વર જગજીવનદાસને બંગલે ગયાં.

ઉત્તમલક્ષ્મી અને ચંદનબાલા તો રાહ જોઇને બેઠાં હતાં. તેમને જોઈ ઉત્તમલક્ષ્મી ઘણીજ ખુશી થઇ. અગાશીના ભાગમાં શેત્રંજી પથરેલી હતી તે પર તેઓ બેઠાં.

ઉર્મિલા—"ઉત્તમબા! આપણે બધાં બેઠાં ખરાં પણ એક માણસની ગેરહાજરીને લીધે શોભતું નથી."

ઉત્તમલક્ષ્મી—"મને ખાત્રી હતી કે તમે સંભાર્યા શીવાય રહેવાનાં નથી. જે માણસની ગેરહાજરી તમને લાગે છે તે જુઓ આ જાળીમાં રહીને જોયા કરે છે."

"હું તો સમજતી હતી કે તે બહાર ગયાં હશે" એમ કહી ઉર્મિલા ઉભી થઇ અંદર જઇ ચંદનબાલાને હાથ પકડી બહાર લાવી શેત્રંજી પર સૌની જોડે બેસાડી. ચંદનબાલા આ વખતે શરમથી ભીંજાઇ ગઇ.

ઉર્મિલા—"આ તો જાણે નાની બાર વરસની કન્યા એટલે શરમથી નીતરી જાય!! આ માલતીબેન નવપરણિત દંપતીને ધન્યવાદ અને આશીર્વાદ આપવા ઠેઠ ભદ્રાપુરીથી આવ્યાં અને તમે શરમાઇને વેગળાં બેઠાં, શું દુનિયાને ઠગવાને તમારી શરમ?"

ઉત્તમલક્ષ્મી—"રીવાજ પ્રમાણે એટલી તો શરમ હોય ને."

ઉર્મિલા—"પણ કોની?"

ઉત્તમલક્ષ્મી—"કોની તો મારી."

ઉર્મિલા—"એ તો નાંનાં ઢીંગલા ઢીંગલી જેટલાં પરણે તેમને માટે. તમે પાસે રહીને પરણાવ્યાં છે, અને હવે આટલી બધી શરમ તમારી હોય? મને લાગે છે કે તમારી શરમને લઇને રોજ ઘરમાં આવું ચાલતું હશે. તમે પણ દુનિયાને ઠગવાનો ઢોંગ લઇ બેઠાં છો."

માલતી—"એ તો મુગ્ધાવસ્થા એવીજ હોય. તમે આવી રીતે ચંદનબાલાને ન શરમાવો. મને તો આ પોશાકમાં તેમને જોઇ ઘણો જ આનંદ લાગે છે. તેમને ઉપાશ્રયમાં કોઇ કોઇ વાર જોતી પણ તદ્દન

સુકાયેલાં અને દુઃખી જેવાં જણાતાં હતાં. હવે તો તે બરાબર પ્રફુલ્લિત બની ગયાં છે, માથે વાળ ઉગે એટલે બસ. કેમ ચંદનબાલા! તે દિવસો યાદ આવે છે ?"

ચંદનબાલા હશીને નીચું જોઈ શરમાઈ ગઇ.

ઉત્તમલક્ષ્મી—"તે પ્રતાપ આ થોડું બોલનારાં ચતુરાબેનનો છે."

ચતુરા—"તે વાત ખોટી છે. આ ઉર્મિલાભાભી હોય તોજ તેમને મનમાનતો પતિ મળી શકે."

રતિલાલ—"તે વાત ખરી પણ તે તો ચતુરાની ચતુરાઇ છે. તેમનું ચરિત્ર પુસ્તકરૂપે લખવા જેવું છે. સૌ કોઇ કહે છે કે દરદથી દુઃખ થાય છે પણ તે વાત ચતુરાના અને તેમના પતિ આ રમણિકલાલના હેવાલથી ખોટી પડે છે. તેમને તો દરદ ફળ્યાં. દરદમાંથી પત્નીને પતિ મળ્યો, અને પતિને પત્ની મળી. દરદ થવાથી દવાખાનામાં બંને ગયાં અને ત્યાં ભેગાં થયાં અને અત્યારે સુખાનંદમાં ગૃહસ્થાશ્રમ ચલાવી રહ્યાં છે. કહો દરદથી દુઃખ થયું કે સુખ થયું ?"

માલતી—"રતિલાલભાઈ! તમે બંનેની મશ્કરી કરી તે દ્વારાએ તેમની પ્રશંસા કરો છો તે જોઇ મને સંતોષ થાય છે. હું આ માટેજ અત્રે આવી છું. તમારી હકીકત રમણિકલાલના પત્રથી જાણતી હતી. હું તો આ નવું જોડું જોઇ ઘણી પ્રસન્ન થઈ છું. ચંદનબાલા ખરેખર ઘણીજ ભાગ્યશાળી. આવા સંસ્કારી લાયક અને શ્રીમંત વર ધાર્યા એકદમ નથી મળી આવતા. એક વાર જર્મની જઇને આવશે એટલે તે બીલકુલ બદલાઈ જશે. અત્યારે તો આટલાં બધાં લજ્જાથી નીતરી જાય છે પણ ત્યાં જઇ આવશે એટલે તો પતિના બગલમાં હાથ રાખી ચોપાટીના ફુટપાથ ઉપર ફરવા જશે."

ઉત્તમલક્ષ્મી—"માલતીબેન! તમે પણ મશ્કરી કરવામાં ઉર્મિલાનાં બેન જણાઓ છો."

માલતી—"ગમે તેમ માનો! અમારી તો આંખો ઠરી છે, પ્રભુ તેમને અખંડ સૌભાગ્યવતી, પુત્રવતી, પૌત્રવતી, અને મહાસુખી રાખે."

ઉત્તમલક્ષ્મી—"આશીર્વાદમાં પણ મશ્કરી."

"એ તે મશ્કરી કહેવાય?" એમ કહી ચંદનબાલાને, માલતીને, અને ચતુરાને લઇને ઉર્મિલા અંદરના હૉલમાં ગઇ અને ત્યાં છુટથી વાતો કરવા લાગ્યાં.

માલતી—"ચંદનબાલા! તમારા દેખાવમાં, તમારા હાલવાચાલવામાં, ધીમે ધીમે તમારા મુખમાંથી નીકળતા શબ્દોમાં, તમારા શરીરના વિકાસમાં, તમારી દૃષ્ટિમાં કાંઇ અજબજ મોહ જોઇ શકું છું. ક્યાં પેલા ઉપાશ્રયની ચંદનશ્રી સાધ્વી અને ક્યાં આ જગજીવનદાસની અર્ધાંગના ચંદનબાલા? ક્યાં તે કંચનશ્રી સાધ્વીનો તાપ અને ક્યાં આ જગજીવનદાસની મીઠી નજર? પ્રભુ તમને સુખી રાખે."

એટલામાં ભટ અગાશીમાં ચા દુધ અને ભજીઆં લઇને આવ્યો કે તેઓ ઉઠીને અગાશીમાં આવ્યાં, અને હાસ્યવિનોદમાં વાપરવા લાગ્યાં. માલતીએ આગ્રહ કરી ચંદનબાલાને વાપરવા કહ્યું પણ તે શરમાઈ. અને વધુ આગ્રહ થતાં ધીમે ધીમે તેમની સાથે જોડાઈ.

જગજીવનદાસ—"ઉર્મિલાબેન! તમારી મદદમાં માલતીબેન આવ્યાં છે. મને લાગે છે કે તમારો અને તેમનો સ્વભાવ મળતો આવતો હશે. મારી બાએ તમને બંનેને બેનોની ઉપમા આપી તે બરાબર છે.."

ઉત્તમલક્ષ્મી—"મને તો બંનેનો અનુભવ થયો છે. બોલવામાં બંને સરખાં, મશ્કરી કરવામાં પણ તેવાંજ. ગમે તેવું કોઈ ઉદાસ બેઠું હોય અને તે મળવા આવે તો બે ઘડી આનંદ કરાવીને જાય."

રસિકલાલ—"તમારૂં વતન ચંદ્રાવતીમાંજ?"

જગજીવનદાસ—"ચંદ્રાવતી શહેરમાંજ રહીએ છીએ. મને તો ત્યાંનો કાંઇ અનુભવ નથી. મારી બા બધું જાણે."

ઉત્તમલક્ષ્મી—"તમે હમણાં ચંદ્રાવતી જઈ આવ્યા તે જાણ્યું. ચંદ્રાવતી શહેર ઠીક છે. દેશી રાજ્ય છે. મારી ઇચ્છા એવી છે કે દીવાળી પછી ત્યાં જવું અને ઘરની સંભાળ લેવી. સગાં સંબંધીઓને પણ મળાય. એટલે આ વર્ષે કદાચ જર્મની જવાનું ન થાય."

રસિકલાલ—"ત્યાં તમારૂં ઘર ક્યાં આવ્યું ?"

ઉત્તમલક્ષ્મી—"અમારૂં ઠેકાણું નાના છોકરાને જડે તેવું છે. ત્યાં સરકારી ટાવર છે તેની જોડે નાની પાંચ ઘરની ખડકી છે તેને ટાવરવાળી ખડકી કહે છે ત્યાં ઘર છે. તે ખડકી અમારા ભાઇઓની છે. બીજા કોઈનું તેમાં ઘર નથી."

રસિકલાલ—"હું ચંદ્રાવતી પેલા સૂર્યવિજયની પેટીઓના કામે ગયો હતો, તે પેટીઓ કપુરચંદને ત્યાં ચિત્રાણી મોકલેલી, નાકાદારે રોકી, તે વાતની અમને ખબર પડી. તપાસ કરતાં તેમાં કેટલીક વિધવાના દાગીના હતા. તેની યાદી લઈ ત્યાં ગયા અને ત્યાં દીવાને જપ્ત કર્યા છે."

ઉત્તમલક્ષ્મી—"એ ઠીક થયું. ઘણી સ્ત્રીઓની મુંડી હજમ કરી છે. તેમાંથી તો બધું પોકળ બહાર આવશે. આ વાત પેપરમાં આવી હતી. ત્યાં પેલા પ્રભાવસાગર ચેલાચેલીઓને મુંડતા ફરે છે. સૂર્યવિજય અને પ્રભાવસાગરની જોડી છે. મને યાદ છે કે કેટલાક છોકરા છોકરીઓને અહીંઆં નહીં સાચવી શકાય તેવાં હોય છે તો તે ખાનગી માણસો સાથે જેમ પેટીઓ મોકલી તેમ છોકરાં પણ મોકલી આપે છે. ત્યાં કોઇનો પત્તો લાગતો નથી. વાત જરા ઠંડી પડે છે કે તરત જ મુંડી નાખે છે. તમારી સરિતાને પણ ત્યાંજ મોકલી દીધી હોય તો નવાઇ નથી. કંચનશ્રીની પાસે એવી કેટલીક નાની સાધ્વીઓ છે જે બિચારી દુ:ખમાં સડયા કરે છે. ધર્મકરણી પણ સુઝતી નથી, તે પણ બહાર આવવા ખુશી છે પણ તેમનો હાથ પકડનાર જોઇએ. હવે સંસારમાં આવે તો કોણ પાલન કરે ? કોણ પરણનાર નીકળે ? કંચનશ્રી સાધ્વી તો જાણે મોટાં શહેનશાહબાનુ હોય તે પ્રમાણે જોહુકમીથી ચેલીઓ પાસેથી કામ લે છે, ચેલીઓ પાસે ગુલામગીરી કરાવે છે. અરે કોઇ કોઇ વખત તો કોઇ ચેલાને સાધ્વીનાં કપડાં પહેરાવી સાધ્વીની ઓરડીમાં રાખે છે, કહો હવે શું કહેવું છે ? કોઇ શ્રાવક પુછે તો જવાબ આપે છે કે છેદસૂત્રમાં દીક્ષિત રાજકુંવરને સાધ્વીનાં કપડાં

પહેરાવી સાધ્વીના ઉપાશ્રયમાં રાખ્યો હતો અને તેની ચાકરી સાધ્વીઓ કરતી હતી એવો પૂરાવો છે."

રસિકલાલ—"તે વાત પણ મારા જાણવામાં આવી છે. આવી જ્યારે અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિ ચાલી રહી છે ત્યારેજ તેની સામે બેઠો બળવો ઉઠાવવા અમોએ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ સ્થાપ્યો છે. અને ભગિનીસમાજ પણ સ્થાપવામાં આવ્યો છે."

જગજીવનદાસ—"તે તમે ઘણુંજ સારૂં કર્યું છે. કોઇપણ નિરાધાર સ્ત્રીઓને મદદની જરૂર હોય તો ખરેખર આ સમાજની મારફત મદદ મેળવી શકે."

ઉત્તમલક્ષ્મી—"તમે સરિતાની શોધ કરી રહ્યા છો તો ભેગાભેગી જે જે નાની સાધ્વીઓ ભદ્રાપુરીમાં આવી હતી તેમાંની ઘણીખરી દુઃખી છે. ઘણાભાગે કુમારિકાઓ છે. જો તમે તેમને મદદ કરો તો અને સારા વર મેળવી આપવાની તૈયારી કરો તો સંસારમાં આવવા તૈયાર છે. કંચનશ્રી સૂર્યવિજયની પાછળ ફર્યા કરે છે, તે દુનિયાની દૃષ્ટિએ સારૂં દેખાતું નથી. લોકો ઘણી ઘણી ટીકાઓ કરે છે."

જગજીવનદાસ—"મારાથી જાતમહેનત નહીં થાય પણ આર્થિક મદદ આપીશ. હું એવા અંધ શ્રદ્ધાળુ જૈનોથી કે સાધુથી ડરવાનો નથી."

રસિકલાલ—"તેની તો અમને પૂરેપૂરી ખાત્રી છે. તમે જે નૈતિક હીંમત રાખી ચંદનબાલાનો સ્વીકાર કર્યો છે તેથી તમારે માટે અમને ઘણુંજ માન ઉત્પન્ન થયું છે. તમારા જેવા નિડર માણસો સમાજમાં નીકળવાની જરૂર છે."

એમ વાર્તાલાપમાં આનંદસાથે ઉપયોગી માહીતી મેળવી તે મંડળી ત્યાંથી ઉઠી રમણિકલાલને ત્યાં ગઇ.

બીજા દિવસથી રસિકલાલ નોંતરે ચડયા. જેમ જેમ જાણ થઇ તેમ તેમ ઠામઠામ ચાપાણી થવા લાગ્યાં. ધનતેરશના દિવસે શેઠ રાજબિહારીલાલને ત્યાં સૌ જમવા ગયાં. ત્યાં કેટલાક આગેવાન જૈન ગૃહસ્થો આવેલા હતા. તેમણે વિચાર કર્યો કે રસિકલાલ આવ્યા છે તો

તેમના ભાષણનો લાભ લેવો. જગજીવનદાસે કહ્યું " ત્યારે આવતી કાલે રાત્રે ૮ વાગે મારા બંગલે ભેગા થઇએ. બંગલાના પાછલા ખુલ્લા ભાગના કૉમ્પાઉંડમાં હું બેઠકની ગોઠવણ કરીશ. આ આપણા વિદ્વાન મિત્ર સોલીસીટર વરજીવનદાસ કાપડીઆ પ્રમુખસ્થાન લેશે." એમ નિશ્ચય કરી જૈન મિત્રમંડળના સેક્રેટરી જે ત્યાં હાજર હતા તેમને આમંત્રણ પત્રિકાઓ છપાવી વહેંચાવવા સૂચના કરવામાં આવી.

બીજા દિવસે એટલે કાળીચૌદશના દિવસે શેઠ જગજીવનદાસે પોતાના બંગલાના પાછલા મોટા કૅમ્પાઉન્ડમાં સાફ કરાવી જાજમો અને ગાદી ટકીઆ નંખાવી મોટા મંડપ જેવી રચના કરાવી દીધી. વીજળીની બત્તીઓ હતી એટલે પૂર ભપકો લાગતો હતો. આઠ વાગતા સુધીમાં સૌ ગૃહસ્થો આવી ગયા. સર્વાનુમતે જાણીતા સુધારક સોલીસીટર શ્રીયુત વરજીવનદાસ મંગળદાસ કાપડીઆએ પ્રમુખ સ્થાન લીધું અને તેમની આજ્ઞાથી રસિકલાલે પોતાનું ભાષણ શરૂ કર્યું—

પ્રમુખ મહાશય, ગૃહસ્થો અને સુશીલ બેનો !

હું આજે જૈનોની વસ્તી સંબંધી બોલવા માગું છું. આ વિષય મહત્વનો છે. હિન્દુસ્થાનની કુલ વસ્તી સન ૧૮૯૧ માં ૨૮ કરોડ, ૧૯૦૧ માં ૨૯ કરોડ, ૧૯૧૧ માં ૩૧ કરોડ અને ૧૯૨૧ માં ૩૨ કરોડ જેટલી વધીને થયેલી છે. આપણે જૈનો પણ હિન્દુ, મુસલમાન, આર્ય સમાજી, શીખ, બૌધ, વીગેરે જાતિઓ સાથે ભેગા વસીએ છીએ, એટલે સ્વાભાવિક રીતે દરેકના મનમાં એમ અનુમાન થાય કે એકંદર હિંદુસ્થાનની વસ્તી વધી છે તેથી તેટલા પ્રમાણમાં જૈન કોમની પણ વસ્તી વધી હશે, પણ વસ્તી ગણત્રીના આંકડા જોતાં હૃદય ભેદાય છે. આપણી જૈન કોમ સન ૧૮૮૧ માં આશરે પંદર લાખ, ૧૮૯૧ માં ઘટીને ૧૪૧૬૦૦૦ થઇ, એટલે કે એક દસકામાં ૮૪૦૦૦ નો ઘટાડો, ૧૯૦૧ માં ઘટીને ૧૩૩૪૦૦૦ થઇ, એટલે કે તે દસકામાં ૮૨૦૦૦ નો ઘટાડો, ૧૯૧૧ માં ઘટી ૧૨૪૮૦૦૦ થઈ એટલે તે દસકામાં ૮૬૦૦૦નો ઘટાડો અને છેલ્લી ૧૯૨૧ ની વસ્તી ગણત્રીમાં ઘટીને ૧૧૭૮૦૦૦ થઇ છે.

તે હીસાબે તે દસકામાં ૭૦૦૦૦ નો ઘટાડો થયો. એ રીતે ચાળીસ વરસમાં ૩૨૨૦૦૦ એટલે કે આશરે સવાત્રણ લાખનો ઘટાડો થયેલો સ્પષ્ટ જણાઇ આવે છે. તે જોતાં દર સાલ જૈન કોમમાંથી આઠ હજાર જૈનો કમી થતા જાય છે. આ થોડી શોચનીય વાત નથી.

આ હકીકત અંગ્રેજ સરકારના રાજ્ય પછી સન ૧૯૮૧ ની વસ્તી ગણત્રી થઇ તે ઉપરથી છે. તેથી તે ભરોંસાને પાત્ર છે. ઇસ્વીસનના સોળમા સૈકામાં અકબર બાદશાહ અને આચાર્યશ્રી હીરવિજયસૂરિના વખતમાં જૈનોની સંખ્યા આશરે ચાળીસ લાખ જેટલી અટકળવામાં આવતી હતી. તે જોતાં સાડાત્રણસો વરસમાં ૨૮ લાખ જૈનોનો ઘટાડો થયો. આ હીસાબે જોતાં તે વરસોમાં પણ દર સાલ આઠ હજારનો ઘટાડો જણાઈ આવે છે. આ ઉપરથી મારા જૈનબંધુઓને ખ્યાલ આવશે કે આપણી કોમને ગળતીનો ભયંકર રોગ લાગુ પડેલો છે અને તે દરદ ઉત્તરોત્તર વધતું જાય છે. ૩૫૦ વર્ષ ઉપર ચાળીસ લાખની વસ્તી હતી, ત્યારે પણ દર સાલ આઠ હજારનો ઘટાડો અર્થાત્ દર હજારે બેનો ઘટાડો અને હાલ પોણાબાર લાખની વસ્તી છે ત્યારે પણ દર સાલ આઠ હજારનો ઘટાડો અર્થાત્ દર હજારે સાતનો ઘટાડો. આ ઉપરથી સમજાશે કે ઘટાડાનું પ્રમાણ પ્રથમના કરતાં ત્રણથી ચાર ગણું વધેલું છે. આ પ્રમાણે ઘટાડો ચાલુ રહેશે તો બાકી રહેલી પોણાબાર લાખ જૈનોની વસ્તી દોઢ સૈકામાં નાબુદ થશે, એ સહેજે સમજાઇ શકે તેમ છે.

હવે હિન્દુસ્થાનની બીજી કોમો તરફ નજર કરીએ, વિસ્તારમાં નહીં ઉતરતાં ટુંકામાં જણાવીશ કે આર્ય સમાજીઓ સન ૧૯૮૧ માં નજીવા હતા તે હાલ ૫ લાખ છે. બૌદ્ધ વધી ૧૧૫ લાખ થયા. મુસલમાનો વધી ૭ કરોડ થયા, ખ્રીસ્તી એકદમ ૪૭ લાખ થયા, શીખ વધી ૩૨ લાખ થયા. વિનાશના પંથે ઘસડી જતો ઘટાડો તો માત્ર જૈન કોમમાંજ જોવામાં આવે છે. આ પ્રમાણે અંગ્રેજ સરકાર કોમવાર વસ્તીના આંકડા વીગતવાર બતાવી આપી આપણી આંખો ઉઘાડે છે છતાં આપણે તે તરફ બીલકુલ ધ્યાન આપતા નથી તે કેવળ આ-

પણી ભૂલ ગણાય. જૈનોની વસ્તીનો મોટો ભાગ મુંબઇ અમદાવાદ પાટણ સુરત ભાવનગર વીગેરે સ્થળે મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. તેથી આપણી નજરે કદાચ ઉભરાતી સંખ્યા જણાતી હશે પણ તેથી શું થયું ? તેથી તો આપણે ઠગાઇએ છીએ અને ઉન્નતિના માર્ગે ચડતા નથી. ઇલાકાવાર જૈનોની વસ્તી જોશો તો ખરેખર ગ્લાનિ ઉત્પન્ન થશે.

મુંબઇ ઇલાકામાં ૫ લાખ, રજપૂતાનામાં ૨ાા લાખ, મધ્ય હિંદુસ્થાનમાં ૮૦ હજાર, સેન્ટ્રલ પ્રૉવીન્સમાં ૭૦ હજાર, સંયુક્ત પ્રાંતમાં ૬૮ હજાર, પંજાબમાં ૪૬ હજાર, વડોદરા રાજ્યમાં ૪૩ હજાર, ગ્વાલીઅરમાં ૪૦ હજાર; મદ્રાસમાં ૨૫ હજાર, મૈસોરમાં ૨૧ હજાર, અજમેર મેવાડમાં ૧૮ હજાર, હૈદ્રાબાદમાં ૧૮ હજાર, બંગાળામાં ૧૪ હજાર, બીહાર ઓરીસામાં ૪ાા હજાર, આસામમાં ૩ાા હજાર, બર્માંમાં ૧ાા હજાર, કાશ્મીરમાં માત્ર પાંચસો અને બાકીના પ્રદેશોમાં નજીવી જૈનોની વસ્તી છે.

આ ઉપરથી જણાશે કે ગુજરાત અને મારવાડમાં આપણે જૈનો કાંઈ સંખ્યામાં દેખાઇએ છીએ પણ બીજા ઇલાકામાં આપણું કાંઇ જ સ્થાન નથી. આનું પરિણામ એ આવ્યું છે કે જે સ્થળોએ છુટા છવાયા જૈનો રહેલા છે તે દિન પ્રતિ દિન આજુ બાજુના જૈનેતરોના સહવાસથી જૈનઆચાર વિચારમાં શિથિલ થઈ બીજા ધર્મમાં દાખલ થતા ગયા છે. આવા ઘણા દાખલાઓ મળી આવે છે. ગુજરાત, માળવા, કાઠીઆવાડ, મુંબઈ, વીગેરે સ્થળે બહોળી વસ્તી છે, ત્યાંજ માત્ર જૈન કોમનો ખ્યાલ આવે છે.

વળી જાણીને વિશેષ દિલગીર થશો કે જનોની કુલ ૧૧૭૮૫૯૬ માણુસની વસ્તીમાં ૩૧૩૪૧૬ ભણેલા પુરૂષો છે અને માત્ર ૪૩૪૬૩ ભણેલી સ્ત્રીઓ છે. ભણેલામાં ૨૨૫૫૭ અંગ્રેજી ભણેલા છે, બાકી બધાં અભણ છે. આ આપણી કેળવણીનું સરવૈઉં.

કુલ જૈનોની વસ્તીમાં ૫૬૮૩૧૭ સ્ત્રીઓ છે. તેમાં ૧૮૫૫૧૪ કુંવારી છે, ૨૩૮૮૦૮ પરણેલી છે અને બાકીની ૧૪૩૯૯૫ વિધવા

અર્થાત્ કુલ સ્ત્રીઓની સંખ્યાનો ચોથો ભાગ વિધવા અવસ્થા ભોગવે છે.

વિધવાનું ટકાવારી પ્રમાણ જ્યારે હિન્દુસ્થાનની બીજી કોમો સાથે સરખાવીએ છીએ ત્યારે ખરેખર દિલગીરી પેદા થાય છે. સનાતનમાં ૧૯ ટકા, આર્યસમાજીમાં ૧૫ ટકા, બ્રહ્મોસમાજમાં ૧૨॥ ટકા, શીખમાં ૧૩॥ ટકા, બૌધમાં ૧૧॥ ટકા અને આપણી જૈન કોમમાં ૨૫॥ ટકા. લગભગ બીજી કોમોના કરતાં દોઢો અને બમણો વધારો આપણી જૈન કોમમાં જોવામાં આવે છે. આ જાણી કયા જૈનનું હૃદય ખિન્ન થયા વિના રહેશે?

ઉપર બતાવેલી ૧૪૩૯૯૫ વિધવાઓની ઉમરવાર સંખ્યા તપાસતાં ૫૫૭ એકથી દસ વરસ સુધીની બાલિકાઓ છે, ૧૧૩૨ દસથી પંદર વરસ સુધીની ઉગતી યુવાનીવાળી છે, ૧૭૮૩૯ પંદરથી ત્રીસ વરસની યુવાન સ્ત્રીઓ છે. ૫૦૩૨૮ ત્રીસથી પીસ્તાળીસ વરસની સામાન્ય વયની છે અને બાકી ૭૪૧૧૯ પીસ્તાળીસ ઉપરાંત વરસની સામાન્ય અને વૃદ્ધ છે. આ પ્રમાણે ઉમરવાળી ચોથા ભાગની સ્ત્રીઓ વિધવા અવસ્થા ભોગવી રહી છે. આ દિશામાં આપણે ધ્યાન આપવાની જરૂર છે. વિધવાઓને દરેક રીતે આપણે અન્યાય આપીએ છીએ. આંખો ઉઘાડી આંકડા ઉપર નજર કરો.

અત્રે દિલગીરી સાથે જણાવવું પડે છે કે આપણી પોણાબાર લાખ જૈનોની વસ્તી પણ ક્યાં એકસંપથી જોડાયેલી છે? તેમાં અરધા શ્વેતાંબરી અને અરધા દિગંબરી છે. તે બંને પરસ્પર લડવામાં પાછી પાની કરતા નથી. મહાવીર સ્વામી ભગવાનના બંને પુત્રો આમ આપસ આપસમાં લડી ખરાબ થઈ ધર્મનું અધઃપતન કરાવે તે થોડું શરમાવવા જેવું છે? તીર્થોના ઝગડા નિમિત્તે વેર ભાવથી લડવામાં ઉંચા આવતા નથી. તો પછી કોમનો ઉદ્ધાર કરવા ક્યાંથી અવકાશ મળે?

શ્વેતાંબરીમાં પણ બે ભાગ, કેટલાક મૂર્તિપૂજક અને કેટલાક સ્થાનકવાસી. મૂર્તિપૂજકમાં જુદા જુદા ગચ્છના ભેદ પડેલા છે. આવી રીતે જૈન કોમમાં વિભાગો પડી ગયેલા છે. વળી હાલમાં આપણા

જૈનોમાં કોઇક મોંઘમ જૈન તરીકે પોતાની જાતને ઓળખાવવા માગે છે. એમ વસ્તીપત્રક ઉપરથી જણાઈ આવે છે.

વળી આપણા ધર્મમાં ભાવસાર, કણબી ઈત્યાદિ કોમો છે તેમાં પણ દિન પ્રતિ દિન વધારાને બદલે ઘટાડો થતો જાય છે. આ બધી હકીકત તરફ દુર્લક્ષ આપીશું તો આપણા ઉદ્ધારની આશા રાખવી એ નકામી છે. માટે જાગૃત થવાની જરૂર છે.

જૈનકોમને લાગુ પડેલા ભયંકર ગળતીના રોગનું નિદાન, તેની દવા અને ચિકિત્સા કરવામાં નહીં આવે તો જરૂર દોઢ સૈકામાં જૈન કોમનો નાશ થશે એમ ઉપર જણાવેલા આંકડા ચેતવણી આપે છે. રોગ અસાધ્ય થયા પછી આપણા ઉપાયો રદ છે. માટે ચેતવાની જરૂર છે. જૈનોની વસ્તી કેમ વધે, સશક્ત પ્રજા કેમ ઉત્પન્ન થાય, જૈનેતર પ્રજાની સાથે જૈનો રાજકીય મેદાનમાં કેમ સાથે ઉભા રહી પોતાનો બચાવ કરે અને જૈનોની ઉન્નતિ કેમ થાય તે માટે મારા જૈનબંધુઓ કદી વિચાર કરે છે ?

આવી જૈન કોમની દયાજનક હકીકત જ્યારે મુનિમહારાજોના ચરણે સાદર કરવામાં આવે છે અને લેખો દ્વારાએ જાહેર અરજ પણ ગુજારવામાં આવે છે ત્યારે કેટલાક મુનિમહારાજો શાંત રહે છે, કેટલાક તો ગૃહસ્થાશ્રમની વિરૂદ્ધજ ઉપદેશ કરે છે અને ઘણાજ થોડા તે ઉપર ધ્યાન આપી જૈનોના ગૃહસ્થાશ્રમને સુધારવા પ્રયત્ન કરે છે, પણ તેવા સાધુઓ તરફ મારા અંધ શ્રદ્ધાળુ જૈનબંધુઓ અણગમાની લાગણીથી જુએ છે. કહેતાં ખેદ થાય છે કે આચાર્યશ્રી પદ્મવિજયજી જેવા કે જે જૈન સમાજનો ઉદ્ધાર કરવા તનમનથી પ્રયત્ન કરી રહ્યા છે તેમનું ન સાંભળે તો પછી મારા જેવાનું કોણ સાંભળે ? મારા જેવા ઉપર તો લેખોના પ્રહારો ઉપર પ્રહારો "દીક્ષાનું વાજીંત્ર" એ નામના અઠવાડીક પત્રમાં થઇ રહ્યા છે. ગૃહસ્થાશ્રમને સુધારવાની વાત કરતાં તો કેટલાક મુનિમહારાજો અને તેમના અંધ શ્રદ્ધાળુ ભકતો ગાજી ઉઠે છે.

કેટલાક મુનિમહારાજોએ તો દીક્ષાનો ઝુંડો હાથમાં લીધો છે.

તે સામે અમે "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" ઉઘાડેલો છે તે સૌ ભાઇઓ જાણે છે, સ્ત્રી રક્ષા માટે "ભગિનીસમાજ" પણ સ્થાપ્યો છે. આ બંનેનો ઉદ્દેશ અયોગ્ય દીક્ષા અટકાવવાનો છે. કેટલાક સાધુઓ તો આગળ વધીને કહે છે કે "દીક્ષાથી જૈનોની વસ્તી વધશે, લગ્નને તો વ્યભિચાર તરીકે માને છે." આ કયા ફળદ્રુપ ભેજામાંથી તર્ક નીકળ્યો છે તે સમજાતું નથી. તેઓ એક બાજુ લગ્નના વરઘોડા તરફ તિરસ્કાર અને બીજી બાજુ દીક્ષાના વરઘોડા તરફ આનંદ બતાવે છે. એવી પ્રવૃત્તિનું ભવિષ્યમાં શું પરિણામ આવશે તેનો સ્હેજમાં ખ્યાલ આવી શકે તેમ છે. આથી તો વસ્તી વધવાને બદલે ઘટવાનો સંભવ દીવા જેવો સ્પષ્ટ સમજાય છે. એક યુવાન છોકરો દીક્ષિત થયો એટલે ઘર ભાગ્યું. પરણેલો છોકરો દીક્ષિત થયો એટલે છતા પતિએ સ્ત્રીને રંડાપો મળ્યો તેથી તેનું ઘર ભાગ્યું. કુંવારી છોકરીને મુંડી ચેલી બનાવી એટલે કોઇનું ઘર મંડાતું અટકયું. પરણેલીને દીક્ષા આપી એટલે વર વિધુર થયો. બીજી પરણે તો એક કન્યા કમી થઇ એટલે બીજું ઘર મંડાતું અટકયું. આ બધાનું પરિણામ જોશો તો વંશવૃદ્ધિ ઉપર પાણી ફરી વળે છે, અને તેમને ઘેર મોટાં ફરી ઉઘડે નહીં તેવાં તાળાં વસાય છે.

લગ્ન એ ગૃહસ્થાશ્રમીઓને એક ઉત્તમમાં ઉત્તમ આનંદ પ્રદર્શિત કરવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવે છે, જેના પરિણામે એકના અનેક જૈન નાગરિકો ઉત્પન્ન થાય છે. ત્રિશલા માતા પણ પોતાના પુત્ર મહાવીર ભગવાનને પારણે ઝુલાવતાં આનંદથી ગાતાં હતાં કે—

> મારા વીર સમાણી કન્યા સારી લાવશું,
> મારા કુંવરને પરણાવીશ મોટા ઘેર,
> મારો લાડકડો વરરાજા ઘોડે બેસશે,
> મારો વીર કરશે સદાય લીલા લ્હેર.
> માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે.

એ હાલરડા ઉપરથી સ્પષ્ટ બોધ થાય છે કે લગ્નઉત્સવ એ એક વંશ-

વૃદ્ધિનું બીજ છે, અને અયોગ્ય દીક્ષાપ્રવૃત્તિ તે વંશનું નિકંદન કાઢનાર કુહાડા રૂપ છે.

છેવટે જૈનબંધુઓને મારી વિનંતી છે કે તમામ જૈનો એક સંપથી જોડાઇ કલેશ અને વેરભાવ દૂર કરી સંખ્યામાં આગળ વધતી બીજી કોમ તરફ નજર કરી દર વરસે આઠ હજારનો થતો ઘટાડો અટકાવવા પ્રયત્ન કરો. સ્ત્રીઓની શારીરિક સ્થિતિ સુધારવા, બાળઉછેર સંગીન બનાવવા, વિધવાઓની દુર્દશા મટાડવા, કેળવણી વધારવા, દુષ્ટ રીવાજો દૂર કરવા, નિરાધારને ઉદ્યમે લગાડી તેમની આર્થિક સ્થિતિ સુધારવા, પરસ્પર તેમજ બીજાઓની સાથે સંગઠનથી જોડાવવા, પરસ્પર ઝગડા ઉપર પડદો નાખી સંપથી રહેવા, જો તમામ જૈનો પ્રયત્ન કરશે તોજ જૈન કોમનો ઉદ્ધાર થાય તેમ છે. પ્રભુ સર્વને સદ્બુદ્ધિ આપો. મારા વિચારો દર્શાવવા મને જે તક મળી છે તે માટે પ્રમુખશ્રીનો, જૈન મિત્ર-મંડળનો, તેમજ મારા યજમાન શ્રી જગજીવનદાસનો ઉપકાર માનું છું."

આ પછી અન્ય વક્તાઓનાં વિવેચન, પ્રમુખનો ઉપસંહાર અને પરસ્પર ઉપકારનાં ભાષણો થયા બાદ સભા વિસર્જન થઈ.

આ સભા થયા પછી બીજી ત્રણ સભાઓ થઈ, અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજમાં ઘણા લોકો જોડાયા. બે સ્ત્રીઓની સભા થઇ તેમાં માલતીએ ભાષણ આપ્યાં અને ઘણી સ્ત્રીઓ ભગિની સમાજમાં જોડાઇ.

જગજીવનદાસ વીગેરે આ રસિકલાલ અને માલતીની લોકમત કેળવવાની હીંમત ભરી પ્રવૃત્તિથી ઘણાંજ ખુશી થયાં અને સંતોષ પામ્યાં. દીવાળી પછી પણ પાંચ દિવસ તેમને રોકી રાખ્યાં. કાર્તિક સુદ ૫ ના દિવસે રસિકલાલ અને માલતીને ઘણી આનાકાની વચ્ચે ભદ્રાપુરી જવાની રજા આપી. સ્ટેશને વળાવવા માટે પણ મિત્રો આવ્યા. જગજીવનદાસ, ઉત્તમલક્ષ્મી અને ચંદનબાલા તો નીકળતી વખતે કચવાયા જેવાં બની ગયાં. બંનેને ફુલહાર આપવામાં આવ્યા અને ટ્રેન ઉપડી.



# પ્રકરણ ૧૨ મું.

## ચંદ્રકાંત ગુમ થયાની ચોંકાવનાર હકીકત. કાર્તિક પૂર્ણિમા, દીક્ષાના દરવાજાનાં ઉઘડેલાં દ્વાર. સરિતાના સમાચાર.

ભેદ છુપા કુદરતતણા નહિ કોથી સમજાય,
અવળું પણ સવળું પડે, સવળું અવળું થાય. —લેખક.

* 'Tis with our judgment as our watches, none
Go just alike; yet each believes his own. —*Pope.*

કારતક સુદ ૬ ના સવારે રસિકલાલ અને માલતી ભદ્રાપુરી આવી પહોંચ્યાં. સ્વસ્થ થઇ ભેગા થયેલા પત્રો રસિકલાલ વાંચવા લાગ્યો. તેમાંથી એક પત્ર લાલભાઇનો ફીકર કરાવનાર નીકળ્યો. માલતીને બોલાવી રસિકલાલ કહેવા લાગ્યો "લાલભાઇ શેઠનો કાગળ સુદ ૩ નો લખેલો છે તેમાં જણાવે છે કે 'અમારા જમાઈ ચંદ્રકાંત અઠવાડીઆથી બહારગામ ગયા છે, તેમના બાપને શંકા પડી છે કે તે કોઇ કોઈ વખત મહારાજને વાંદવા માટે વરધીનગર ગામે મિત્રોની સાથે જતો પણ એક બે દિવસમાં પાછો આવતો. પણ આ તો અઠવાડીઉં થયું છતાં કાગળ કે સમાચાર નથી માટે વ્હેમ રહે છે કે સાધુએ રોકી રાખ્યો હોય, તેથી મુદ્દામ ત્યાં માણસ મોકલી તપાસ કરાવ્યો ત્યારે સૂર્યવિજયે ઉદ્ધત જવાબ આપ્યો, તેથી તેના બાપનો વ્હેમ કદાચ ખરો હોય. જેવી રીતે કુમારપાળને ઉપાડયો છે તેવી રીતે ચંદ્રકાંતને પણ ઉપાડયો હોય. મેં તમામ ઠેકાણે માણસો શોધવા મોકલી દીધા છે. તમે પણ તપાસ કરજો. હજુ પોલીસમાં ખબર આપી નથી. એક બે દિવસમાં ખબર આપી વર્તમાનપત્રોમાં જાહેર ખબર આપીશ.

* આપણી ઘડીઆળો પ્રમાણેજ તેનો ન્યાય આપી શકાશે. કારણકે એકે ઘડીઆળ મળતી હોતી નથી છતાં દરેક પોતાની ઘડીઆળ ખરી માને છે.

તમે પણ એ તરફ પૂરતો તપાસ કરાવજો. જ્યારથી સાંભળ્યું છે ત્યારથી ચેન પડતું નથી. કલાવતીની આંખમાંથી આંસુ સુકાતાં નથી. મહા સંકટ આવી પડ્યું છે. તમારા મંડળના સભ્યોને સમાચાર પહોંચાડજો, સૌને બોલાવશો.'

આ પ્રમાણે પત્રમાં જણાવે છે, આ સમાચાર જાણીને ઘણીજ દિલગીરી થાય છે. તે પછી પત્ર નથી. જો ચંદ્રકાંત જડયો હોય તો તે પછી પત્ર હોય. આજે ટપાલમાં શા સમાચાર આવે છે તે જોઇએ. જરૂર સાધુએ ઉપાડયો હશે. સૂર્યવિજય ખરેખર રાક્ષસ જેવા છે. શશીકાંત માટે ગયા હતા તે વખતે તેમના રાક્ષસી સ્વરૂપનો ખ્યાલ આવ્યો હતો. જરા પણ દયા નથી."

આમ જીવ બાળી બંને કામમાં ગુંથાયાં. બે દિવસ થયા કે "કનકનગર સમાચાર" પત્રમાં લાલભાઇના જમાઇ ચંદ્રકાત ગુમ થયાના સમાચાર પ્રકટ થયા. સાથે પોલીસ તરફની જાહેરખબર પણ પ્રસિદ્ધ થઇ. શોધી આપનારને પાંચસોનું ઇનામ પણ જાહેર થયું.

એટલામાં કારતક પુર્ણિમા આવી. દીક્ષાનાં દ્વાર ખુલ્લાં થયાં અને સાધુસાધ્વીને વિહાર કરવાની છુટ મળી. જેમનાં છોકરાં દીક્ષા લેવાને હઠમાં આવેલાં હતાં તેમના હૃદયમાં ચોમાસાના લીધે ઠંડો પડેલો અગ્નિ પાછો જાગૃત થયો. હવે દીક્ષાની છુટ થઇ છે માટે સાધુઓ છોકરાને મુંડી નાંખશે એવી ધાસ્તી થવા લાગી. પેટમાં તેલ રેડાયાં. તેજ દિવસે જાહેર વર્તમાનપત્રોમાં અને છુટક પત્રિકા દ્વારાએ જૈનોનાં મુખ્ય મુખ્ય શહેરો અને ગામોમાં નીચેનો સંદેશો અયોગ દીક્ષા પ્રતિબંધક સમાજ તથા ભગિની સમાજ તરફથી પ્રકટ કરવામાં આવ્યો–

## અમારો સંદેશો.

ચોમાસાના ચાર માસથી જૈનોના ત્યાગમાર્ગ યાને દીક્ષાના દરવાજાનાં દ્વાર જે બંધ હતાં તે આજરોજ કાર્તિક પૂર્ણિમાથી ખુલ્લાં થાય છે. હવે આ માર્ગમાં પ્રવેશ કરવા તૈયાર થનાર પ્રવાસી જનો તે દ્વાર આગળ સારી નરસી પ્રવૃત્તિઓ ચલાવશે.

આ ત્યાગમાર્ગના પ્રવાસી જનોમાં કોઇક એવા ઉત્તમ પ્રકારના સધીરા હશે કે જે જરાપણ ધમાલ નહીં કરતાં પોતાના સંસારી સંબંધીઓને પ્રણામ કરી સંતોષ આપી પૂર્ણ શાંતિથી ત્યાગમાર્ગના પ્રવાસમાં જે જે સામગ્રીઓ સાથે રાખવાની હશે તે તે તમામ સાથે લઇ તેમાંથી પાછા વળવાનો સંભવ ઉભો ન થાય તેવું આત્મબળ સાધી ધીમે ધીમે શુદ્ધ અને પવિત્ર હૃદયથી જરાપણ ધક્કામુક્કી અને ધમાલ કર્યા શીવાય ઉતાવળીઆ અને ધાંધલીઆઓને આગળ જવા દઇ દ્વારમાં પ્રવેશ કરતા જણાશે.

બીજા એવા પ્રકારના પ્રવાસી જનો દૃષ્ટિગોચર થશે કે જેમાં કેટલાક બેકારીના જંતુઓથી ખવાઇ ગયા હશે, નિરાધાર જેવી સ્થિતિમાં હશે, ગૃહસ્થાશ્રમમાં દાસ અગર દાસી તરીકે ગુલામગીરી ભોગવતા હશે, કુટુંબને પાળવાની શક્તિ નહીં હોવાથી ત્યાગમાર્ગે જઇ તે દ્વારાએ આડકતરી રીતે કુટુંબને પોષવાની અયોગ્ય યોજનાની કલ્પનાવાળા હશે, કેટલાક સંસારમાં કોઇ આપણો ભાવ પુછતું નથી માટે સાધુ બનીશું તો બધા નમતા આવશે એવી ઇચ્છાવાળા હશે, કેટલાક અંધ શ્રદ્ધાવાળા શ્રીમંત શ્રાવકો મળશે તો દેવામાંથી પણ છુટાશે અને કુટુંબને પૈસા પણ મળશે. એવી ભાવનાવાળા પણ હશે કેટલાક "મુંડ મુંડાયે તીન ગુન, મીટે સીસકી ખાજ, ખાનેકો લડુ મીલે, લોક કહે મહારાજ" એવી ધારણાવાળા હશે. એવા પ્રવાસી જનો ઘણી ઉતાવળ નહીં કરતાં પોતાનો હેતુ સાધવા પૂરતી ઉતાવળ કરી દ્વારમાં પ્રવેશ કરતા જણાશે અને દ્વાર આગળજ જો આજીવિકાનું સાધન શોધતાં મળી આવશે તો દ્વારમાં પ્રવેશ નહીં કરતાં ત્યાંથીજ પાછા વળશે. આવા પ્રકારના ઘણા પ્રવાસી જનો જોવામાં આવશે.

હવે ત્રીજા પ્રકારના પ્રવાસીઓ એવા તમને નજરે પડશે કે જેમાં કેટલાક જેમ સ્ટેશનના ઝાંપા આગળ મુસાફરો ધક્કામુક્કી અને ઉતાવળ કરી મુકે છે તેમ "રહી ગયા ભાઇ રહી ગયા" એમ ધારી ત્યાગમાર્ગના દ્વાર આગળ ધમાલ મચાવી ઉતાવળ કરશે, તેમનું હૃદય

"ઉઘાડીને જોશો તો કેટલાક એવા જણાશે કે રખેને કોઇ પાછા ખેંચી જશે, રખેને કોઇ સરકારી સમન્સ કે વૉરંટ લાવી અટકાવશે, રખેને રોકકળ કરનાર માબાપ ભાઇબેન સ્ત્રી કે ધણી પાછળ આવી રૂદન કરી દયા ઉપજાવી પાછા વળવાનું મન કરાવશે, રખેને લેણદાર જો જેલની દરખાસ્ત ભરી જેલમાં પૂરવા અટકાવ કરશે, રખેને ભાગીદાર ભાગના નુકસાન માટે જવાબ દેવા પાછો ખેંચવા આવશે, એવા જુદા જુદા ડરથી ધ્રુજતા હૃદયવાળા ઉતાવળીઆ અને ધમાલીઆ પ્રવાસીજનો દ્વાર આગળ જણાશે, અને દ્વાર આગળની તેમની ધમાલમાંથી જુદાજુદા કીસ્સા ઉત્પન્ન થશે. ક્લેશ, મારામારી, અને ઝગડા થશે, અને જેમ હાલમાં કેટલાક વખતથી બનતું આવ્યું છે તેમ સરકારની અદાલતમાં જવાના માર્ગ પણ ખુલ્લા થતા જણાશે.

આ પ્રમાણે ત્રણ પ્રકારના પ્રવાસીજનોનુ ચિત્ર દીક્ષાના દરવાજાના દ્વાર આગળ જોવાને મળશે.

જેમ ચોમાસાના ચાર માસમાં ખેતીકાર પોતાનું ક્ષેત્ર ખેડી બીજ વાવી ફળની આશા રાખે છે તેમ જૈનોના મુનિમહારાજો ચોમાસાના ચાર માસ એક સ્થળમાં જૈનોને ધર્મનો ઉપદેશ કરે છે. આ મુનિમહારાજો પણ ત્રણ વર્ગના જોવામાં આવે છે.

એક તો ચેલાનો પરિવાર વધારવાની સ્હેજ લાલસાવાળા, કે જેઓ માબાપ કે સગાં કે વાલીઓની સંમતિથી અને પાછળથી ધાંધલ ન થાય તેવી રીતે કામ લઇ કોઇ ચેલો મળી આવતો હોય અને તે વિદ્વાન બની જૈન શાસન દીપાવી શકે અને પોતાનું આત્મકલ્યાણ કરી શકે તેવો જણાય તો તેને કેટલોક વખત સંસારીપણે પોતાની પાસે રાખી તેના સ્વભાવ અને વર્તનની કસોટી કરી ખાત્રી થયા બાદ દીક્ષા આપે છે. આવો સાધુવર્ગ ઘણો ઓછો હશે.

મુનિ મહારાજોમાં બીજો વર્ગ એવો છે કે જેઓ જેને દીક્ષા અપાયા પછી કોઇ ક્લેશ ઝગડો કે કેસ ઉભો થાય તેમ નથી તેવાઓને દીક્ષા આપી ચેલાની સંખ્યામાં વધારો કરે છે.

અને ત્રીજો વર્ગ એવો છે કે જેઓ માબાપની સ્ત્રીની ધણીની કે ભાઇબેનની સંમતિ ન હોય, તેઓ રૂદન કરી હાયપીટ કરતાં હોય તેમને અંધારામાં રાખી ખરૂં ખોટું સમજાવી છુપી રીતે નસાડી સંતાડી કોઇ ઘરમાં સાધુનાં કપડાં પહેરાવી દે છે, કોઇની પણ દરકાર કરતા નથી અને સંઘની આજ્ઞાને ઠોકરે મારે છે.

આવા ત્રણ પ્રકારના મુનિમહારાજો સામાન્ય રીતે જોવામાં આવે છે. તેમાં પહેલા વર્ગના મુનિમહારાજો વ્યાખ્યાનમાં બનતાં સુધી દીક્ષાનો ભાગ્યેજ ઉપદેશ આપે છે. તેઓ હમેશાં માબાપની સેવા કરી સારા શ્રાવકો બની ધર્મ કામ કરવા તત્પર રહે એવો ઉપદેશ કરે છે. બીજા વર્ગના મુનિ મહારાજો ઉપરના ઉપદેશ સાથે સમય અને શ્રોતાજનો ઉપર નજર રાખી દીક્ષાનો બોધ આપે છે. અને ત્રીજા વર્ગના મુનિમહારાજો બસ દીક્ષા દીક્ષા અને દીક્ષાનોજ બોધ આપે છે. વ્યાખ્યાન કે ખાનગી વાતમાં કે વહોરવા આવે તે વખતે દીક્ષાની જ વાતો કરે છે. વ્યાખ્યાનમાં વિષય બીજો ચાલતો હોય છતાં વિષયાંતર થઇ દીક્ષા ઉપર આવી તેનોજ બોધ કરે છે.

એ રીતે ત્રીજા વર્ગના મુનિમહારાજો ચોમાસાના ચાર માસમાં દીક્ષાના ઉમેદવારો ઉભા કરે છે. કોઇ કોઈ તો છોકરાઓને સંતાડે છે. કેટલાકનો પત્તો પણ લાગતો નથી. નાસભાગ કરાવે છે. માબાપ અને સ્ત્રીઓને હાયપીટ કરાવે છે. આવી રીતે પ્રવૃત્તિમાં તેમના પંચ મહાવ્રતોમાંથી પ્રાણાતિપાત, મૃષાવાદ અને અદત્તાદાન એ ત્રણે વ્રતોનો ભંગ બોલતાં ચાલતાં અને વર્તનમાં દરેક પ્રકારે તેઓ ઉઘાડા છોગે કરે છે, છતાં તેમનું મન જરા પણ કંપતું નથી.

શું આ ત્રીજા વર્ગના મુનિમહારાજો ચેલાના આત્માના ઉદ્ધાર માટે માબાપ અને સ્ત્રીની આંતરડી કકળાવવામાં થતી હિંસામાં અહિંસા, છોકરાંને સંતાડવામાં અને નસાડવામાં થતા અસત્યમાં સત્ય અને કોઈના છોકરા ઉપાડી લાવી છુપી રીતે દીક્ષા આપવામાં થતા અદ-ત્તાદાનમાં પણ દત્તાદાન યાને અસ્તેય જોઇ રહ્યા છે ? એ મુનિમહા-

રાજોનો કેવા પ્રકારનો ન્યાય છે તે સમજાતું નથી.

આ પ્રમાણે ચોમાસામાં પ્રથમ જણાવેલા ત્રણ પ્રકારના દીક્ષાના ઉમેદવારો ઉભા થાય છે અને તે ત્યાગ માર્ગના દરવાજાના દ્વાર આગળ ઉભા રહે છે. ઉપર જણાવ્યા પ્રમાણે ત્રીજા વર્ગના મુનિ મહારાજોના ઉતાવળીઆ ઉમેદવાર પ્રવાસીઓ ઘણા મોટા ભાગે ત્યાગ માર્ગના દ્વાર આગળ ધમાલ કરતા જણાશે અને તેમાંથી જેમ અત્યાર સુધી ધમપછાડાના બનાવો બનવા પામ્યા છે અને કોરટે કેસ ચડયા છે તેવા બનશે. તેથી અમો તથા અમારા જેવા વિચાર ધરાવનારા ઘણા વખતથી વાંધા ઉઠાવી રહ્યા છીએ. આવા દીક્ષાના પ્રકારને અમો અયોગ્ય દીક્ષા કહીએ છીએ અને તે અટકાવવા માગીએ છીએ.

પૂજ્ય મુનિમહારાજોને પ્રાર્થના છે કે ત્યાગ માર્ગના દરવાજાના દ્વાર આજથી કાર્તિક પૂર્ણિમાથી ખુલ્લા થાય છે માટે દીક્ષા દ્વારે તેવી ધમાલો ન થાય અને માબાપ સ્ત્રી ભાઇબેન ધણી તથા સંઘ વીગેરેની સંમતિ અને રાજીખુશીથી દીક્ષા અપાય તેવી દીક્ષાઓ દરેકે દરેક જૈન આવકારદાયક ગણી વધાવી લેશે. ઘણા ચેલા એકઠા કર્યા કરતાં એક સારો ચેલો હશે તો જૈનશાસન દીપાવશે.

ભક્તામરસ્તોત્રમાં પહેલા તીર્થંકર રૂષભદેવ ભગવાનની સ્તુતિ કરતાં માનતુંગાચાર્ય કહે છે કે—

* स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान् ।
नान्या सुतं तदुपमं जननी प्रसूता ।
सर्वा दिशो दधति भानि सहस्र रश्मैः ।
प्राच्येव दिग् जनयति स्फुर दंशुजालम् ॥

* જગતમાં સેંકડો સ્ત્રીઓ સેંકડો પુત્રોને જન્મ આપે છે. પણ તમારા જેવા પુત્રને જન્મ આપનાર બીજી માતા નથી. જેમકે સર્વ દિશાઓ ગ્રહ નક્ષત્ર ધારણ કરે છે પરંતુ માત્ર એક પૂર્વ દિશાજ દેદીપ્યમાન હજાર કિરણવાળા સૂર્યને ઉત્પન્ન કરે છે. મતલબ કે જેમ માત્ર એક પૂર્વ દિશાજ સૂર્યની જનની છે તેમ એક તમારી માતાજ તમારા સરખા પુત્રની જનની છે.

આ વચન ઉપર ધ્યાન આપો. અમે સાધુ સમાજને ચ્હાનારા છીએ પણ તેમાં કેટલાક સાધુઓની આવી દીક્ષાની અયોગ્ય પ્રવૃત્તિ ચાલી રહી છે તે તે છોડતા નથી તેથી યોગ્ય સમયે આટલી પ્રાર્થના કરવામાં આવે છે તે માટે ક્ષમા કરશો.

છેવટે આશા રાખવામાં આવે છે કે દરેક ગામ અને શહેરનો જૈન સંઘ પોતાના ગામમાં દીક્ષા સંબંધી યોગ્ય કાયદો ઘડી તેનો બંદોબસ્ત કરશે અને કેટલાક વખતથી જન્મ પામેલા ઝગડાઓ અને કોરટે ચડેલા કેસોના ઠરાવોમાં ન્યાયાધીશે દીક્ષા સંબંધી કરેલી ટીકાઓ ધ્યાનમાં લઇ તેવું ફરી થવા પામે નહીં તે માટે એક સંપની સાથે જોડાઇ શુદ્ધ હૃદયથી કામ કરશે. શાસનદેવો સૌને સદ્દબુદ્ધિ આપો.

**ભદ્રાપુરી,**
કાર્તિક પૂર્ણિમા.

**અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ**
તથા
**જૈન ભગિની સમાજ.**

ઉપર પ્રમાણે પત્રિકાઓ સમાજના સ્વયંસેવકો ભદ્રાપુરીમાં ઘેર ઘેર વહેંચવા લાગ્યા.

પૂર્ણિમા વીતે અઠવાડીઉં થયું કે દીક્ષા અપાયાની વાતો આવવા લાગી. અમુક સાધુએ અમુક ત્રણ ચાર જણને દીક્ષા આપી, કોઇએ આમ કર્યું તેમ કર્યું એમ ખરી ખોટી અફવાઓ ચાલી રહી.

રસિકલાલ સવારે નીચે હીંચોળા ઉપર બેશી છાપું વાંચતો હતો તેવામાં ચંદ્રકુમાર આવ્યો અને તાર બતાવી કહેવા લાગ્યો "કનકનગરથી અત્યારે શેઠ લાલભાઇનો તાર આવ્યો છે તેમાં લખે છે કે સરિતાનો પત્તો લાગ્યો છે. આ શબ્દો સાંભળી માલતી પણ ત્યાં આવી. રસિકલાલ તાર વાંચવા લાગ્યો—

"અમારા જમાઈ ચંદ્રકાંતનો તપાસ કરવા જયંતીલાલ ચંદ્રાવતી સ્ટેટ તરફ ગયો છે. તે અમને ખંડવા સ્ટેશનથી તારથી જણાવે છે કે સરિતા ખંડવા તરફ છે."

માલતી—" ચંદ્રકુમાર ! ત્યાં ઉપડો, જરૂર હોય તો એમને સાથે લઈ જાઓ. કહો તો હું પણ જોડે આવું."

ચંદ્રકુમાર—" મારી ઇચ્છા એવી છે કે સરિતાના વર અમૃતકુમાર અગર તેના કાકા કેશવલાલને સાથે લઇ જઇએ. કેશવલાલ મને એક વખત મળ્યા હતા તેમણે પોતાની મદદ આપવા જણાવ્યું હતું."

રસિકલાલ—" તે બરાબર છે. તેમને અત્યારે માણેકપુર તાર આપો કે તે આજે સાંજની ટ્રેનમાં તમારી સાથે જોડાય. નવાપુરથી ભુસાવળ થઇ ખંડવા તરફ જાઓ, મરજી હોય તો હું સાથે આવું."

ચંદ્રકુમાર—" કાંઇ જરૂર જેવું નથી. જરૂર હશે તો તારથી તમને ખબર આપીશ. તમે તૈયાર રહેજો. સાહેબ પાસે રજા લેવા જાઉં છું અને સાથે ઑફીસના પટાવાળાને લઇ જાઉં છું." એમ કહી ચંદ્રકુમાર કેશવલાલ ઉપર તાર લખી ત્યાંથી ચાલ્યો. તાર મુકાવી મેનેજરને મળવા ગયો. મેનેજરે તો ઑફીસના માણસ ઉપરાંત પોલીસ ઉપર ચીઠ્ઠી લખી એક છુપી પોલીસનો અમલદાર મદદમાં આપ્યો. બપોર થયા કે રસિકલાલ ઉપર તેમના મામા હીંમતલાલનો તાર ચંદ્રાવતીથી નીચે પ્રમાણે આવ્યો—

" ટ્રેન અથડાઇ, હું ઘાયલ થયો છું અને ચંદ્રાવતીની હૉસ્પીટલમાં છું અમારી મદદ માટે આવો."

આ તાર વાંચી રસિકલાલ અને માલતી ઉદાસ થયાં. રસિકલાલે સાંજની ગાડી નીકળવાનો વિચાર કર્યો. માલતીએ સાથે આવવા આગ્રહ કર્યો પણ રસિકલાલે ના પાડી. " સાથે નોકર લઇ જાઉં છું, વળી ચંદ્રકુમાર વીગેરે પણ સાથે છે તેથી હરકત જેવું નથી." એમ કહી રસિકલાલ ચંદ્રકુમારને ત્યાં ગયો. અને તારના સમાચાર કહ્યા.

ચંદ્રકુમાર—" આપણે પ્રથમ ખંડવા જઇએ, ત્યાં હું સરિતાનો તપાસ કરીશ અને તમે ચંદ્રાવતી જજો." એમ નિશ્ચય કરી રસિકલાલ ઘેર આવ્યો અને સાંજની ટ્રેનમાં રસિકલાલ તથા ચંદ્રકુમાર વીગેરે ભદ્રાપુરીથી નીકળ્યા. માણેકપુર સ્ટેશનેથી કેશવલાલ જોડાયો.

# પ્રકરણ ૧૩ મું.

## ટ્રેનનો અકસ્માત, અકસ્માતમાંથી કીસ્મતનો કિસ્સો. સીતમની ભઠ્ઠીમાં હોમાતી સરિતાનો પત્તો.

( દોહરો )

જીતને તારે ગગનમેં ઇતને શત્રુ હોય,
કૃપા હોય કીરતારકી બાલ ન વાંકો હોય—કબીર
રે દર્દીઓના દર્દને દફનાવનારૂં કોણ છે ?
દોરી તુટી આયુષ્યની તો સાંધનારૂં કોણ છે ?

* वने जने शत्रु जलाग्नि मध्ये । महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा । रक्षन्ति पुण्यानि पुरा कृतानि ॥

બીજા દિવસે કારતક વદ ૧૦ ના રોજ સાંજે રસિકલાલ, કેશવલાલ, ચંદ્રકુમાર વીગેરે ખંડવા સ્ટેશને ઉતર્યા, તો ખંડવા અને ચંદ્રાવતી વચ્ચે બે ટ્રેનો અથડાઇ અકસ્માત થયો છે તેવા ચોંકાવનારા સમાચાર મળ્યા. લાઇન બરાબર સાફ નહીં થવાથી ટ્રેનનો વ્યવહાર બંધ હતો. આ રેલ્વે લાઇન ચંદ્રાવતી સ્ટેટ તરફની હતી. ખંડવામાં ઉપાશ્રય તથા ધર્મશાળામાં જયંતીલાલનો તપાસ કરવાનો હતો તેથી ત્યાં એક વીશીમાં મુકામ કરી શોધખોળ કરવા લાગ્યા. જયંતીલાલ કે સરિતાનો પત્તો લાગ્યો નહીં, તેથી નિરાશ થઇ તેઓ પાછા મુકામે આવ્યા, કેશવલાલ તથા પેલા પોલીસ અમલદારને ત્યાં રોકી રસિકલાલ વીગેરે રાતની ટ્રેનમાં ખંડવાથી પાછા ભુસાવળ આવી ત્યાંથી બદનેરા થઇ સવારે ચંદ્રાવતી પહોંચ્યા અને પરભારા હૉસ્પીટલમાં ગયા.

---

*વનમાં, લોકોમાં, શત્રુમાં, પાણીમાં, અગ્નિમાં, મહાસાગરમાં અને પર્વતમાં સુતેલો હોય, પ્રમાદથી રહેલો હોય અથવા વિષમ રીતે રહેલો હોય તેનું પૂર્વનાં કરેલાં પુણ્યો રક્ષણ કરે છે.

અકસ્માત જબરો થયેલો હોવાથી ચાર માણુસો માર્યા ગયા હતા, અને ૨૦-૨૫ માણુસો વત્તા ઓછા પ્રમાણુમાં ઘાયલ થયા હતા. તેમાંના કેટલાક સરકારી દવાખાનામાં પડેલા હતા. ત્યાં તપાસ કરતાં તેમના મામા હીંમતલાલ એક બીછાનામાં પડેલા જણાયા. તેમની સ્રી અને છોકરો પણુ સાથે હતાં તે સારવાર કરતાં હતાં. રસિકલાલને જોઇ તેમને ઘણી હીંમત આવી, તબીઅતના સમાચાર પુછતા હતા એટલામાં ડૉકટર ત્યાં તપાસ કરવા આવ્યો. રસિકલાલે હકીકત પુછી, ડૉકટરે જવાબ આપ્યો "તમારા મામાની જરા પણુ ચિંતા કરશો નહીં, બે દિવસમાં મટી જશે, જો તમારે લઇ જવા હોય તો સુખેથી લઇ જાઓ." આ શબ્દો સાંભળી તેમને શાંતિ વળી.

ડૉકટર તપાસતો તપાસતો આગળ ચાલ્યો તો એક માણુસ મરણુ પામવાની તૈયારીમાં જણુાયો. રસિકલાલની નજર તે તરફ ગઇ અને કોણુ છે તે જાણુવાની ઇન્તેજારીથી ત્યાં ગયો, તો પેલો જયંતીલાલ જણુાયો. જયંતીલાલે પણુ રસિકલાલને ઓળખ્યો. બંને એક બીજાની સામે જોઈ રહ્યા, આ દેખી ડૉકટરે પ્રશ્ન કર્યો "શું આ પણુ તમારા સગા થાય છે?"

રસિકલાલ—"ના તે સગા થતા નથી પરંતુ અમારા મિત્રને ત્યાં તે કનકનગરમાં રહે છે, તેમને સારી રીતે ઓળખું છું. વળી તે મારા ગામના રહીશ છે."

ડૉકટરે જરા બાજુમાં જઈ કાનમાં કહ્યું "જો કે અત્યારે ઠીક લાગે છે પણુ આ કેસ ગંભીર છે અને બચવો મુશ્કેલ છે માટે જેને ખબર આપવી હોય તેને આપી દો."

આથી સરિતાના સમાચાર જાણી લેવાની રસિકલાલને તીવ્ર ઇચ્છા થઇ, તેથી તે તેની પાસે બેઠો અને ધીમે રહી બોલ્યો "ભાઇ જયંતી-લાલ! લાલભાઈના ઘેરથી કોઇને બોલાવવાની ઇચ્છા છે?"

જયંતીલાલ—"મરજી હોય તો તેડાવો. મારે તો બીજું કાંઈ કહે-વાનું નથી પરંતુ તેમના જમાઇની હકીકત કહેવાની છે. તેમને કહેજો

કે 'તેને ચંદ્રાવતી શહેરની પાસે એક બે નાનાં ગામડાં છે ત્યાં દીક્ષા આપી દેવામાં આવી છે' એવી મહુ સ્ટેશને લોકો વાતો કરતા હતા. ચંદ્રાવતી જતાં રાતમાં ટ્રેનો અથડાયાથી હું ઘણો ઘાયેલ થયો છું."

રસિકલાલ—"પેલી સરિતાના સમાચાર તમને ક્યાંથી મળ્યા? ચંદ્રકુમાર ઉપર લાલભાઇ શેઠનો સરિતા સંબંધી તાર હતો, તેથી ચંદ્રકુમાર તપાસ માટે ખંડવા તરફ ગયેલા છે."

જયંતીલાલ—"બરાબર છે. મેં તેને ટ્રેનમાં બેસતાં ખંડવા સ્ટેશને જોઇ હતી. સાથે ચાર પાંચ પુરૂષો હતા તે જોઈ તરતજ મેં ખંડવા સ્ટેશનથી લાલભાઇશેઠને તાર કરી ખબર આપી. તેઓ અમારી ટ્રેનમાંજ હોવાથી મારા મનને એમ હતું કે આગલા સ્ટેશને ઉતરી તેને મળી સમાચાર મેળવીશ, પરંતુ દરમીઆન કમનસીબે આવો અકસ્માત બન્યો એટલે તે ક્યાં ગયાં તેની મને ખબર નથી. મને લાગે છે કે આટલામાંજ તે હોવાં જોઇએ."

રસિકલાલ—"હું લાલભાઇને તાર કરૂં છું કે 'રેલ્વે અકસ્માતથી જયંતીલાલ સખ્ત ઘાયલ થયો છે અને ચંદ્રાવતીની હૉસ્પીટલમાં છે. હું તેની સારવારમાં છું. ચંદ્રકાંતને ચંદ્રાવતી શહેરની આસપાસ ગામડામાં દીક્ષા અપાઈ છે એવી બાતમી મળી છે, અમે તપાસમાં છીએ, કોઇને મોકલો' આ પ્રમાણે તાર કરૂંને?"

જયંતીલાલ—"હા, તે પ્રમાણે તાર કરો, ભાઇ રસિકલાલ મને બચવાની આશા નથી. સખ્ત ઘાયલ થયો છું. બોલ્યું ચાલ્યું માફ કરજો." એમ છેવટની માફી માગી પગે લાગ્યો.

રસિકલાલ—"ભાઇ હીંમત રાખો, સારૂં થશે. એટલું કહો કે આ હૉસ્પીટલનો આશ્રય મળી આવ્યો, નહીં તો ભારે મુશ્કેલી વેઠવી પડે." એમ દિલાસો આપી તાર લખ્યો અને બીજો તાર ખંડવાથી કેશવલાલ વીગેરેને બોલાવવા લખ્યો એમ બે તાર મુકાવવા માણસને મોકલ્યો.

રસિકલાલે હૉસ્પીટલની નજીક એક સારી હિંદુ લૉજ હતી તેમાં મુકામ કરી મામાનો ખાટલો ત્યાં લાવ્યો. આ પ્રમાણે મામાની વ્યવસ્થા

કરી તે પાછો જયંતીલાલના બીછાના પાસે ગયો તો તે છેલ્લા શ્વાસ લેતો હતો. રસિકલાલે તેને થોડાક નવકાર મંત્ર સંભળાવ્યા. થોડી વાર થઇ કે તેનો આત્મા દેહનો ત્યાગ કરી ઉડી ગયો. ડૉકટરને ખબર પડતાં તેનો ખાટલો ખસેડી તેને અગ્નિસંસ્કાર કરવા દવાખાનાનાં માણસોને હુકમ આપી દીધો.

આ બનાવથી રસિકલાલે બીજો તાર લાલભાઈ ઉપર કરી ખબર આપી કે "જયંતીલાલ દેવગત થયો છે. હું અત્રે મારા મામા ઘાયેલ થવાથી તેમની સારવાર માટે તેમજ સરિતાનો તપાસ કરવા રોકાયો છું. હૉસ્પીટલ પાસે હિંદુ લૉજમાં મુકામ કર્યો છે."

આ પ્રમાણે તાર મુકી રસિકલાલ મામા મામીની સાથે વાતો કરવા લાગ્યો. મામાની તબીઅત સારી હોવાથી તેઓ નિશ્ચિત જીવે હતાં.

બીજા દિવસે સવારે પેલા કેશવલાલ વીગેરે ખંડવાથી આવ્યા. રસિકલાલે લેવા માટે સ્ટેશન ઉપર માણસ મોકલ્યો હતો એટલે તે પરભારા લૉજમાં આવ્યા. તેમને કાંઇ નવીન સમાચાર મળ્યા નહોતા. હવે આ મંડળીનો વિચાર ચંદ્રાવતીની આસપાસના ગામડામાં તપાસ કરવાનો થયો.

રસિકલાલને અચાનક સ્મરણ થવાથી તે ચંદ્રકુમારને કહેવા લાગ્યો "પેલા મુંબઇવાળા જગજીવનદાસ કે જેમને ત્યાં અમે દીવાળીમાં ગયા હતા તે કહેતા હતા કે અમો દીવાળી પછી ચંદ્રાવતી જવાના છીએ તે કદાચ અહીં આવ્યા હોય તો આપણે તેમને ત્યાં જઇએ. તેમનું ઠેકાણું ટાવર પાસે ટાવરવાળી ખડકીમાં છે. માટે આપણે ત્યાં ખબર કાઢી આવીએ કે તે આવ્યા છે કે નહીં. જો આવ્યા હશે તો તેમની તરફથી આપણને ઘણી મદદ મળશે. તે ઘણા જ લાયક માણસ છે."

ચંદ્રકુમાર—"ત્યારે ચાલો આપણે અત્યારે તેમને મળી આવીએ" એમ આતૂરતા બતાવી ચંદ્રકુમાર રસિકલાલ, કેશવલાલ અને પેલો પોલીસ અમલદાર એક માણસ સાથે રાખી શહેરમાં ચાલ્યા. ટાવર

તો જાહેર સ્થળ હતું એટલે ઠેકાણું શોધી કાઢતાં વાર લાગી નહીં. તેઓ ટાવરવાળી ગલીમાં દાખલ થયા તો ચંદનબાલા બહાર ઓટલા ઉપર ઉભી હતી. ક્ષણભર રસિકલાલના સામું જોઇ હસી ગઇ. "રસિકભાઇ! તમે ક્યાંથી?" એમ કહી ઘરમાં જઈ જગજીવનદાસ અને ઉત્તમલક્ષ્મીને ખબર આપી. રસિકલાલનું નામ સાંભળી હર્ષભેર તે બહાર આવ્યાં અને શેત્રંજી પાથરી તેમને ઓરડા આગળ બેસાડયાં."

જગજીવનદાસ—"મને ખબર તો આપવી હતી? તમે જાણતા હતા કે અમે દીવાળી પછી અહીં આવવાનાં છીએ."

રસિકલાલ—"હું જાણતો હતો તેથીજ અત્રે આવ્યો છું. ટાવર વાળી ગલી યાદ રહી હતી તેથી કોઇને ઘર પણ પુછવું પડયું નથી. ઘર પુછવાનો વખત આવ્યો એટલામાં તો ચંદનબાલા જોવામાં આવ્યાં."

જગજીવનદાસ—"પણ આમ ઓચિંતા અત્રે આવવાનું કારણ? મને લાગે છે કે સરિતાના તપાસ માટે આવ્યા હશો."

રસિકલાલ—"ખાસ ત્રણ કામ માટે આવ્યો છું. એક તો સરિતાનો તપાસ, બીજું પેલા લાલભાઇ શેઠના જમાઇ ચંદ્રકાંત ગુમ થયા છે તેનો પણ તપાસ અને ત્રીજું કામ મારા મામા રેલ્વે અકસ્માતમાં ઘાયલ થયા છે તેમનો તાર આવવાથી તેમને મળવા માટે."

જગજીવનદાસ—"હવે તમારા મામાને કેમ છે? તે ક્યાં છે?"

રસિકલાલ—"સારૂં છે, દવાખાનામાંથી લૉજમાં ગયા છીએ."

જગજીવનદાસ—"તમે મુકામ કયાં રાખ્યો છે?"

રસિકલાલ—"હિન્દુ લૉજમાંજ રાખ્યો છે. દવાખાનાની પાસે છે એટલે અનુકૂળતા સારી છે હજુ અમારે અત્રે રહેવું પડશે એમ લાગે છે."

જગજીવનદાસ—"આવોને આપણે ત્યાં? જોડેનું મકાન માગી લઇ સવડ કરી લઇશું. હરકત નહીં આવે. હું ધારતો હતો કે આ મારૂં ખોલડું પડીને ખંડેર થઇ ગયું હશે પણ ઉભું રહ્યું છે. પિતરાઇઓએ પડવા દીધું નથી. તે સૌ માયાળુ છે; અમારા પ્રત્યે સારો

ભાવ રાખે છે. અમારાં થયેલાં લગ્નથી તેઓએ પણ ખુશી બતાવી છે. તે તો આપણા વિચારને મળતાજ છે. અત્રે પણ સાધુ દીક્ષા પાછળ પડયા છે તેથી ઘણા લોકો તેમની વિરૂદ્ધ થયા છે. અત્રેના નામદાર મહારાજા સાહેબ પણ સાધુઓની આવી દીક્ષાપ્રવૃત્તિથી નારાજ છે. દીવાન સાહેબ સાથે મારો સંબંધ થઈ ગયો છે. ઘણીવખત સાંજે સાથે ફરવા જઇએ છીએ. માણુસ બહુ લાયક છે. મહારાજાને પણ બે ત્રણ વખત મળી આવ્યો હતો."

ઉત્તમલક્ષ્મી—"તમે અત્રે આવો તો સંતોષથી વાતો કરીએ. તમે આ મારી સુદામાની ઝુંપડીથી મુંઝાતા હશો પણ જોડેનું મકાન ખાલી છે ત્યાં સવડ થશે."

રસિકલાલ—"અમે તમને દિવસમાં બે ત્રણ વખત મળવા આવીશું, ત્યાં અમને ફાવી ગયું છે. અમારે આજુબાજુના ગામોમાં ફરવાનું છે. સાથે પાંચ સાત માણુસો છે. હું તમારાથી જુદાઇ માનતોજ નથી. જરૂર લાગશે તો તમારે ત્યાં મુકામ કરીશ." એટલામાં ચંદનબાલા ચા તૈયાર કરીને લાવી. ચા પી પાન સોપારી લઈ તેઓ ત્યાંથી ઉઠી હિન્દુ લૉજમાં ગયા.

લૉજ રહી એટલે તેમાં ભાતભાતના અને જાતજાતના માણુસો આવજા કરતા હતા. એટલામાં તારવાળો "કોઇ રસિકલાલ સુંદરલાલ છે?" એમ બોલતો બોલતો તાર લઇને આવ્યો. નામ સાંભળી રસિકલાલ તેની પાસે ગયો અને તાર લઈ સહી આપી. તાર ફોડતાં ધારવા પ્રમાણે લાલભાઇનો તાર નીકળ્યો. મામાએ પુછયું "ભાઇ કોનો તાર છે?"

રસિકલાલ—"કાલે મેં લાલભાઇને તાર મુકયો હતો તેનો જવાબ આવ્યો છે. તે જણાવે છે કે 'મોટા દીકરા બાલાભાઇ નીકળીને આવે છે.' કાલે સવારે અત્રે આવી પહોંચશે એમ લાગે છે. કાલે સ્ટેશન ઉપર માણુસ મોકલીશું. મામા! અમે જગજીવનદાસની પાસે જઇ આવ્યા. તેમણે તો તેમને ત્યાં ઉતરવા માટે ઘણોજ આગ્રહ કર્યો. મેં તો મોંઘમ

જવાબ આપી પતાવ્યું છે. માણુસો બહુજ લાયક છે. પૈસાવાળા અને લાગવગવાળા છે. પાંચ વરસથી જર્મનીમાં હતા, તેમની માએ દીક્ષા લીધી હતી, તેમને ત્યાં બહુજ દુઃખ પડવાથી આ જગજીવનદાસ તેમને ઘેર તેડી લાવ્યા. વળી તેમની ચેલી સાથે હતી તે પણુ ઘણી દુઃખી હતી તેથી તે પણુ તેમની સાથે સંસારી બની અને તે કુંવારી હોવાથી બીજાઓના આગ્રહથી તેનું લગ્ન જગજીવનદાસ સાથે કરવામાં આવ્યું."

મામા—"તે વાત મને બહુ ગમી. બિચારી નાની કુંવારી છોકરીઓને દીક્ષા આપી પછી દુઃખ દે, મારે અને કાઢી મુકે."

રસિકલાલ—"આ લગ્નથી તેમનાં સગાંવ્હાલાં પણુ ઘણાં ખુશી થયાં છે." આમ કેટલીક વાતચીતમાં વખત ગાળી તથા સાંજે ગામમાં પુછ પરછ કરી આવી રાત્રે સુઇ ગયો.

બીજા દિવસે સવારે લાલભાઇના મોટા દીકરા બાલાભાઇ આવ્યા. તેમને રસિકલાલે સઘળો હેવાલ કહ્યો. જમીને તૈયાર થઇ તેમને સાથે લઇ રસિકલાલ વીગેરે જગજીવનદાસને ત્યાં ગયા અને ઓળખાણુ કરાવી. પછી ત્યાંથી તેમને જે ગામે શંકા હતી તે ગામે ભાડાની મોટર કરીને ગયા. તે ગામમાં ઘણો તપાસ કર્યો પણુ છોકરાનો પત્તો લાગ્યો નહીં તેથી તેઓ નિરાશ થઇ સાંજે પાછા ચંદ્રાવતી આવ્યા અને રાત્રે જગજીવનદાસને ત્યાં જઇ બનેલો હેવાલ રજુ કર્યો.

જગજીવનદાસ—"હવે મારી મરજી એવી છે કે કાલે સરકારી માણસોની મદદ લઇને જાઓ. હું તેની ગોઠવણુ કાલે કરી આપીશ."

એટલામાં એમના એક સંબંધીએ આવીને કહ્યું "અત્યારે એક મોટો અનર્થ થવા બેઠો છે. કોઇ એક સાઠ વરસના ઘરડા ડોસાને એક ચૌદ પંદર વરસની બાળાને પરણાવી દેવા તેનાં માબાપ તૈયાર થયાં છે. એક વાડીમાં લગ્નની ધામધુમ થઇ રહી છે. પેલી છોકરી રડયા કરે છે અને કહે છે કે "મારે પરણુવું નથી." જોનારની આંખમાંથી પણુ આંસુ ખરે છે. લોકો કહે છે કે માબાપે રૂપીઆ દસહજાર રોકડા લીધા છે. સાંભળવામાં આવ્યું છે કે કોઈએ આ બાબતની

ખબર દીવાનને આપી છે તેથી તે ત્યાં તપાસ કરવા જવાના છે."

જગજીવનદાસ—"રસિકલાલ ! ચાલો આપણે ત્યાં જઇશું ? દીવાન સાહેબ આવ્યા હશે તો ઠીક રમુજ આવશે. બનશે તો લગ્ન અટકાવીશું." એમ કહી કપડાં પહેરી જગજીવનદાસ તૈયાર થયા અને રસિકલાલ વીગેરેને સાથે લઇ પેલી વાડીમાં જઇ પહોંચ્યા. દીવાન સાહેબ તથા પોલિસના માણસો આવેલા હતા. દીવાને જગજીવનદાસ તથા મંડળીને જોઈ બે મોટી પાટો ઉપર શેત્રંજી પથરાવી, તે ઉપર તેઓ બેઠા. જગજીવનદાસે તેમની ઓળખાણ કરાવી. દીવાને કેસની હકીકત સમજાવી અને તપાસ શરૂ કર્યો. બંને પક્ષકારો ગભરાયા. છાની વાત એક દયાળુ ગૃહસ્થની અરજી ઉપરથી જાહેરમાં આવી. દીવાને અરજીની વાત મનમાં રાખી કારકુનને જોડે લખવા બેસાડી કન્યાના બાપને પુછયું "તમારૂં નામ શું ?"

મફતલાલ—"સાહેબ ! મારૂં નામ મફતલાલ."

દીવાન—"આ છોડી તમારી છે ?"

મફતલાલ—"હા સાહેબ ! મારી છે."

દીવાન—"તેને કેટલાં વર્ષ થયાં છે ?"

મફતલાલ—"સાહેબ ! પંદર સોળ વરસ થયાં છે."

દીવાન—"આ તમારી જોડે બાઇ ઉભાં છે તે કોણ છે ?"

મફતલાલ—"સાહેબ ! તે મારી ઘરવાળી છે."

દીવાન—"બાઇ ! તમારૂં નામ શું ?

કપિલા—"મારૂં નામ કપિલા બાઇ છે."

દીવાન—"આ છોડી તમારી છે ?"

કપિલા—"હા ! મારી પોતાની છે."

આ સાંભળી છોડી ડુસ્કે ડુસ્કે રડી પડી "ના ના ના ના" કહેવા લાગી. માથા ઉપર લાંબી લાજ કઢાવી મોડીઓ મુકેલો હતો તે કાઢી નાખવા લાગી. "બા દીકરી ! આમ ન કરીએ. લાજ તો રાખવી પડે" એમ કહી કપિલાએ તેનું માથું પકડી રાખ્યું.

આથી દીવાને છોડીને દિલાસો આપી કહ્યું "છોડી! તું જરા પણ ગભરાઇશ નહીં. લાજ છો રહી. તારી મરજી નથી તો તારૂં લગ્ન થવા દઇશું નહીં. કહો ડોસા! તમારૂં નામ શું?"

કાળીદાસ—"સાહેબ! મારૂં નામ કાળીદાસ."

દીવાન—"તમે આ કન્યા પરણવાને તૈયાર થયા છો?"

કાળીદાસ—"હા, સાહેબ!"

દીવાન—"કેટલા રૂપીઆ નક્કી કર્યા છે?"

કાળીદાસ—"સાહેબ! પાંચ હજાર રોકડા."

દીવાન—"ક્યારે અને કયા ઠેકાણે નક્કી કર્યાં?"

કાળીદાસ—"સાહેબ! ગઇ કાલે રાત્રે. દલાલ કચરાભાઈ પુંજાભાઈ ખાટકીને ત્યાં ભૂતવાડામાં."

દીવાન—"કેમ, દલાલને કેટલી દલાલી આપી છે?"

કાળીદાસ—"સાહેબ! એક હજાર રૂપીઆ રોકડા."

દીવાન—"તે અહીંઆં આવેલો છે?"

કાળીદાસ—"સાહેબ! આટલામાં તો દેખાતો નથી. તેને ઘેર હશે. દલાલને દલાલી મળી ગઇ એટલે શું કરવા ઉભો રહે?"

દીવાન—"કહો મફતલાલ! આ વાત સાચી છે? તમે રૂપીઆ પાંચ હજાર લઇને આ કન્યા આ ડોસાને આપી છે?"

મફતલાલ—"હા સાહેબ! વાત સાચી છે."

દીવાન—"આવી કોમળ કન્યાને આવડા મોટા ડોસાને દેતાં તમને દયા નથી આવતી?"

મફતલાલ—"સાહેબ! શું કરીએ? છોકરાને કન્યા લાવતાં પાંચ પાંચ હજાર ખરચ થાય છે તે ક્યાંથી આપીએ? કોઇના ઘેર ખાતર પાડવા જઇએ? સારૂં કરીએ કે રૂપીઆ લઈએ. છોડીના નસીબમાં બનવાનું હોય તે બને. હું તો સાચે સાચું કહું છું."

દીવાન—"મફતલાલ! તમે રૂપીઆ સંબંધી સાચી વાત કહી તે જાણી ખુશી થયો છું. પણ તે શીવાય બીજું કાંઈ જુઠું બોલતા

હો તો કહી દેજો. કારણ કે આ તમને કોણ પુછે છે તેનો વિચાર કરજો. પુછનાર સરકાર છે માટે કેસ ભારે ન થઇ જાય."

મફતલાલ—"સાહેબ! જે કહું છું તે સાચે સાચું કહું છું."

કન્યા અંદર મોં રાખી રોતી રોતી બોલી "એ વાત ખોટી છે."

દીવાને ધીરજ આપી કહ્યું "છોડી તું જરા પણ ગભરાઈશ નહીં, સરકાર તારી મદદમાં છે."

મફતલાલ—"સાહેબ! છોડી જરા ચબાવલી છે, તે વ્યવહાર ન સમજે, ગમે તેમ બોલી જાય."

દીવાન—"જુઓ મફતલાલ! સાંભળો. આજે મારા ઉપર નામ સાથે એક અરજી આવી છે. તે ઉપરથી હું અત્રે આવ્યો છું. તે અરજી હું તમને વાંચી સંભળાવું છું, સાંભળો—

**નેક નામદાર દીવાન સાહેબની પવિત્ર સેવામાં.**

રેલ્વેના ગયા અકસ્માત વખતે એક બદમાસ ટોળીએ એક બિચારી પંદર વરસની બાળાને સપડાવી છે. ખંડવાથી ઉપડેલી ટ્રેનમાં તે બેઠી હતી. તેની સાથે બે માણસો હતા. તે ઓશીઆળી હતી. હું તે ડબામાં જ હતો. ટ્રેન અથડાઇ, તે બે માણસો ઘાયલ થયા, છોકરી ઘણી ગભરાઇ રડવા લાગી. તેને બદમાસ ટોળીના માણસોએ ધીરજ આપી તેને પોતાના ગામ પહોંચાડવા લલચાવી તેથી તે તેમની સાથે ગઇ. મને લાગ્યું કે આ લોકો તેને ખરાબ કરશે તેથી હું તેમની પાછળ ગયો, તો તેઓ કન્યાવિક્રયના દલાલ કચરાભાઇ પુંજાભાઇ ખાટકીને ત્યાં ગયા. એ દલ્લાલ આવાજ ધંધા કરે છે. હું ત્યાંથી અમારા જૈન જ્ઞાતિના યુવકમંડળની ઑફીસમાં આવ્યો, સભાસદોને ભેગા કરી તેમને બનેલી હકીકત મેં સમજાવી. મંડળ એવા નિશ્ચય ઉપર આવ્યું કે સરકાર આગળ આ વાત રજુ કરવી અને તે કન્યાને બચાવી તેના માબાપને સોંપવી. તેથી આ અરજી આપ નામદારના ચરણે સાદર કરવામાં આવી છે. અમને ખાત્રી છે કે તે લોકો બનાવટી માબાપ ઉભાં કરી કોઈ નાલાયક માણુસ સાથે તેને પરણાવી દેશે. માટે આપ કૃપા કરી તપાસ

કરી ગરીબ બાળાને આફતમાંથી બચાવી તેનાં માબાપને ત્યાં પહોં-ચાડશો. આપ મને જે વખતે બોલાવશો તે વખતે હું હાજર થઇશ.

ચંદ્રાવતી
કારતક વદ ૧૨.

લી. આપનો સેવક **મણીલાલ હરખચંદ**
સેક્રેટરી– જૈનયુવક મંડળ.

આ સાંભળી કન્યા બોલી " સાહેબ એ હકીકત ખરી છે."

મફતલાલ અને કપિલા આ હેવાલ સાંભળી સ્તબ્ધ બની ગયાં. મફતલાલ ધ્રુજતો ધ્રુજતો બોલવા લાગ્યો " સાહેબ ! આ બધું કોઇ મારા ઉપર રીસે બળતાએ ખોટું ખોટું લખ્યું છે."

દીવાન—" એ અરજીની હકીકત ખોટી અને તું સાચો ? એમ કે ? " એમ આંખ ચડાવી કન્યાની પાસે જઈ દીવાને છોડીને ધીરજ આપી. માથાનો મોંડ લઈ લીધો અને લાજ કાઢી નાખવા કન્યાને કહ્યું. કન્યાએ જેવી લાજ ખસેડી અને તેનું મોં પ્રકાશમાં આવ્યું કે ચંદ્રકુમાર સાનંદાશ્ચર્ય થઈ એકદમ બોલી ઉઠ્યો " અરે રસિકભાઇ ! આ તો આપણી સરિતા!" એમ વિસ્મયપૂર્વક કહી તેની પાસે ગયો. સરિતા તેમની સામું જોઇ ખૂબ રડી પડી. રડતાં રડતાં તે કહેવા લાગી " ભાઇ ચંદ્રકુમાર ! તમે અહીંઆં ક્યાંથી ?" આથી તમામ લોકો અજાયબ થઈ આનંદ પામ્યા અને દરેકની આંખમાં હર્ષનાં આંસુ ટપકવા લાગ્યાં. દીવાન સાહેબ પણ રૂમાલ હાથમાં લઈ આંખો સાફ કરવા લાગ્યા. તેને ત્યાંથી ઉઠાડી પોતાની પાસે બેસાડી.

દીવાન—" કેમ મફતલાલ અને કપિલા ! હજુ તમારી આંખો ઉઘડે છે ? બોલો સાચું ! ક્યાંથી આ છોડી ઉપાડી લાવ્યા ?"

મફતલાલ—"સાહેબ ! આ છોડી મારી છે. અમારી ન્યાતના જુવાનીઆ ટોળીએ તેને ભરમાવી છે. તે બધું જુઠું બોલે છે. તેને ઘરડા વરને પરણવું નથી માટે આમ કરે છે. આ શબ્દોની સાથે આજુબાજુના લોકોને ખૂબ ક્રોધ ચડી ગયો, અને વાતાવરણમાંથી ઉદ્દગાર નીકળ્યા કે " સાહેબ ! તે તો જેલના ગ્રાહક છે. આવી રીતે માબાપ બની કેટલીએ કન્યાઓનાં બલિદાન આપેલાં છે."

પછી દીવાને સરિતાની જુબાની લેવી શરૂ કરી.

દીવાન—"બેન તારૂં ગામ કયું ?"

સરિતા—"મારૂં ગામ અમરાપુર."

દીવાન—"તારૂં અને તારાં માબાપનું નામ શું ?"

સરિતા—"મારૂં નામ સરિતા, બાપનું નામ ભગવતીદાસ અને માનું નામ જમનાબાઈ. તે બંને મરી ગયાં છે."

દીવાન—"ત્યારે તું કયાં રહે છે ?"

સરિતા—"હું આ ભાઈ ચંદ્રકુમારનાં માબાપની પાસે રહું છું."

દીવાન—"તારે ભાઈ છે ?"

સરિતા—"હા, કલ્યાણ નામનો ભાઇ છે."

દીવાન—"તે શું કરે છે ?"

સરિતા—"ચંદ્રકુમારને ત્યાં ભણે છે. તેને સાધુએ છાની રીતે દીક્ષા આપેલી તેમાંથી આ ભાઇઓએ છોડાવેલો, ત્યારથી તે ચંદ્ર-કુમારભાઈને ત્યાં રહે છે."

દીવાન—"ત્યારે તું અહીં શી રીતે આવી ?"

સરિતા—"સાહેબ ! ગયા વૈશાખ માસમાં મારા મામાને ત્યાં બક્ષીપુર ગામે લગ્ન હતું તેથી તે મને બક્ષીપુર તેડી ગયા. હું ત્યાં ગઇ. ત્યાંથી મને એક મેનકા નામની માલણ સાથે જાત્રાએ મોકલી. મેળામાં અમે ભૂલાં પડયાં એટલે બે ત્રણ માણસો અમને ઘેર પહોંચાડવાનું કહી કનકનગર લઇ ગયા, ત્યાંથી મને કોઈ માણસ રેલમાં બેસાડી મોટરમાં વરધીનગર લઇ ગયો. ત્યાં કંચનશ્રી સાધ્વીને સોંપી તે ચાલ્યો ગયો. કંચનશ્રી પાસે મને બહુ દુઃખ પડયું. મને બે ત્રણ ઠેકાણે ભોંય-રામાં રાખેલી, ખૂબ ડર બતાવતાં, ત્યાંથી મને ખસેડી રેલમાં બેસાડી આ તરફ દીક્ષા આપવા માટે લાવતા હતા, તેવામાં ગાડીઓ અથડાઈ અને મારી સાથે આવનાર માણસો ઘાયલ થયા. હું ઘણી ગભરાઇ. તેવામાં બેચાર માણસો મને અહીંઆં લઈ આવ્યા અને એક ઘરમાં રાખી. પછી મને કહ્યું કે તને પરણાવી સાસરે વળાવવી છે. આ

સાંભળી હું તો રડવા લાગી પણ મારૂં સગું કોણ થાય! મારૂં મોં કોઈ ન જુએ એટલા માટે મને આ બાઇ લાંબી લાજ કઢાવી રાખતી. અને લાજ ઉંચી કરવા દેતી નહોતી."

દીવાન—"આ મફતલાલ તથા કપીલા કોણ છે?"

સરિતા—"સાહેબ હું તેમને ઓળખતી નથી."

દીવાન—"કેમ મફતલાલ? હવે સમજાય છે કે? ફાંસીને લાકડે જવું છે કે જેલમાં જવું છે? બોલો સાચું."

દીવાનના આવા શબ્દોથી મફતલાલ ગભરાયો, પાઘડી ઉતારી કરગરવા લાગ્યો. "સાહેબ આ બધો પ્રપંચ પેલા કચરાભાઇ પુંજાભાઇ ખાટકીનો છે, તેણે અમને સો સો રૂપીઆ આપી માબાપ બનાવ્યાં છે. બાકીના રૂપીઆ તે ખાઈ ગયો છે."

પરણનાર ડોસો કાળીદાસ ક્રોધાયમાન થઈ બોલવા લાગ્યો, "અલ્યા મફતલાલ! કન્યાનો બાપ થઈને મારા રૂપીઆ પાંચ હજાર તો તું ગણવા બેઠો હતો. લાવ મારા પાંચ હજાર રૂપીઆ. કન્યાએ ગઈ અને પાંચ હજાર રૂપીઆએ ગયા?"

વાતાવરણમાંથી ઉદ્ગાર નીકળ્યા કે "હજુ તો જાન પણ જશે. આવી કન્યાને સપડાવો તેનું આ પરિણામ આવે તેમાં શી નવાઇ?"

દીવાને પોલીસને હુકમ કર્યો "જાઓ પેલા કચરા પુંજા ખાટકીને જ્યાં હોય ત્યાંથી પકડી લાવો." સીપાઇઓ દોડયા અને તેને પકડી લાવી હાજર કર્યો કે દીવાને તેનો જવાબ લેવો શરૂ કર્યો "કેમ કચરા! આ કન્યા સંબંધી તું કાંઇ જાણે છે?

કચરો—"સાહેબ! હું તો ખંડવાથી ટ્રેનમાં આવતો હતો ત્યારે તે અમારા ડબામાં બેઠી હતી, તેની જોડેના માણસ ઘાયલ થવાથી અમને દયા આવી તેથી તેને મારે ઘેર લાવ્યો. તેવામાં આ પરણનાર ડોસા આવ્યા અને તેમના કહેવાથી આ બધું થયું."

દીવાન—"આ બધું થયું એટલે કે આવી પ્રપંચજાળ ગુંથવામાં આવી અને છોડીને ફસાવવામાં આવી એમ ને? બહુ સારૂં,

તમને તમારા કૃત્યોનું ફળ ચખાડું છું." એમ કહી ચંદ્રકુમાર તરફ નજર કરી દીવાને તેમની જુબાની લેવી શરૂ કરી—

દીવાન—"ચંદ્રકુમાર! તમે આ સરિતાને ઓળખો છો?"

ચંદ્રકુમાર—"હા સાહેબ! ઘણી સારી રીતે ઓળખુ છું. તેની મા મરી ગયા પછી તે મારી માતુશ્રી પાસે માણેકપુર રહે છે. થોડા દિવસ ભદ્રાપુરીમાં પણ અમારી પાસે આવી હતી. તેના બાપનું નામ ભગવતીદાસ, માનું નામ જમના, ભાઈનું નામ કલ્યાણ છે, તે તેના મામાને ત્યાં લગ્ન પ્રસંગે ગયા વૈશાખ માસમાં ગયેલી ત્યારથી તે ગુમ થયેલી છે. આ સંબંધી અમારા રાજ્યની પોલીસ પણ તપાસ કરે છે. અમે તેની શોધમાંજ હતા. સરિતા ખંડવા તરફ છે એવો તાર આવવાથી હું અત્રે તેની તપાસમાં આવ્યો છું. ખંડવામાં તપાસ કર્યો પણ પત્તો નહીં લાગવાથી અહીંઆં આવ્યો."

દીવાન—"બસ, આટલી તમારી જુબાની પુરતી છે. સીપાઇએ જાઓ આ કચરા પુંજાને, મફતલાલને અને કપિલાને તેમજ આ ગોરને જેલમાં પૂરો. તેમનો ચુકાદો કાલે કોરટમાં આપવામાં આવશે."

ગોર—"સાહેબ મારે શું?"

દીવાન—"સરકાર સારી રીતે સમજે છે કે આવા કાવાદાવા તમારા જાણવામાં હોય છે છતાં પણ પાસે રહી પ્રપંચવાળાં લગ્નો કરાવો છો. માટે તમે પણ શિક્ષાને પાત્ર છો. સમજ્યા ગોર મહારાજ?"

પછી ધીમે રહી દીવાને કન્યાને પુછયું "બ્હેન તારે હવે કયાં રહેવું છે? તારી જે પ્રમાણે મરજી હોય તે પ્રમાણે કરીએ"

સરિતા—"મારે તો ચંદ્રકુમારભાઈની પાસે રહેવું છે."

દીવાન—"બહુ સારૂં, ચંદ્રકુમાર! આ સરિતાને તમને સોંપી."

આ જોઇ તમામ લોકોને બહુ આનંદ થયો અને રસિકલાલ વીગેરે સરિતાને લઈ જગજીવનદાસને ત્યાં ગયા. ઉત્તમલક્ષ્મી તથા ચંદનબાલા સરિતાને જોઇ ઘણાં ખુશી થયાં. પછી ધીમે ધીમે ઉત્તમલક્ષ્મીએ પોતાની સાધ્વી તરીકે ઓળખાણ આપી જુની વાત સંભારી. સરિતાને પણ

કેટલુંક યાદ આવ્યું અને ઉપાશ્રયનો પરિચય તાજો થયો. તેજ રાત્રે રસિકલાલે રતિલાલને લાલભાઇશેઠને અમૃતકુમારને ચંદ્રકુમારને ત્યાં તથા અવંતીલાલને તાર મુકી ખબર આપી કે "સરિતા ચંદ્રાવતીમાં મળી આવી છે." રાત્રે ચંદ્રકુમાર અને સરિતા જગજીવનદાસને ત્યાં રહ્યાં અને રસિકલાલ વીગેરે લૉજમાં ગયા.

બીજા દિવસે સવારે જગજીવનદાસ તથા તેમનાં માતુશ્રી રસિકલાલ વીગેરેને બોલાવી તેમને લઈ દીવાન સાહેબના બંગલે મળવા ગયાં. દીવાન સાહેબે તથા તેમનાં પત્નીએ તેમનો સારો સત્કાર કર્યો. સરિતાના છુટકારાની વાત જાણી તથા તેને જોઈ તે પણ ઘણાં ખુશી થયાં. જગજીવનદાસે અને રસિકલાલે દીવાન સાહેબનો ઘણોજ ઉપકાર માન્યો.

દીવાને જણાવ્યું—"એમાં ઉપકાર નથી. એ તો રાજ્યની ફરજ છે કે દુઃખીને દુઃખમાંથી મુક્ત કરવાં અને બદમાસોને શિક્ષા કરવી."

તે પછી બાલાભાઇની ઓળખાણ જગજીવનદાસે કરાવી અને તેમના બનેવી ચંદ્રકાંત ગુમ થયાના દુઃખની વાત પણ જાહેર કરી.

દીવાન સાહેબે આશ્વાસન આપી જણાવ્યું "જો ચંદ્રકાંત અમારી હદમાં હશે તો જરૂર તેમને મેળવી આપીશ. પરંતુ સાધુઓને બગાડનાર શ્રાવકો હોવાથીજ સરકારનું જોર ચાલી શકતું નથી. માટે તમે તેમની બાતમી લાવો. એટલે હું તમને પોલીસની મદદ આપીશ, પછી શ્રાવકોનું ચાલવા દઇશ નહીં. તમારા રસિકલાલ એકવાર અહીં પેલી સાધુની પેટીઓના સંબંધમાં આવ્યા હતા. તેમને ખ્યાલમાં હશે કે કપુરચંદની શી દશા કરવામાં આવી હતી."

એમ વાત કરી ત્યાંથી ઉઠી તેઓ જગજીવનદાસને ત્યાં ગયા. અને જમ્યા પછી ચંદ્રકાંતની શોધમાં તે રોકાયા.

દીવાને કચેરીમાં જઇ પેલા કેદીઓ અને અરજ કરનાર મણીલાલ હરખચંદને બોલાવ્યા. રાત્રે લીધેલી જુબાનીઓ ઉપરથી કાગળો તૈયાર કરી ઠરાવ લખી તૈયાર રાખવામાં આવ્યો. તે હાજર થયા કે દીવાને ઠરાવ વાંચી સંભળાવ્યો અને કેદીઓને જણાવ્યું કે "મફતલાલ અને

કપિલાને બબ્બે વરસની સખ્ત મજુરી સાથે કેદખાનાની સજા, તથા પેલા કચરા પુંજા ખાટકીને આવા પ્રકારનો બીજીવારનો ગુન્હો કર્યાથી પાંચ વરસની સખ્ત મજુરી સાથે કેદ અને પાંચ હજાર રૂપીઆ દંડની શિક્ષા, વરરાજા બનેલા ડોસા કાળીદાસને એક માસની સાદી કેદની શિક્ષા અને પરણાવવા આવનાર ગોરને એક માસની સખ્ત મજુરી સાથે શિક્ષા ફરમાવવામાં આવે છે. અરજી કરનાર જૈનમંડળના સેક્રેટરી મણીલાલ હરખચંદને તેની નૈતિક હીંમત માટે તથા સત્ય વસ્તુ પ્રકાશમાં લાવવા માટે રૂપીઆ એક હજાર બક્ષીસ તરીકે આપવા ઠરાવું છું."

એમ ઠરાવ વાંચી સંભળાવી આરોપીઓને જેલમાં મોકલાવી આપવામાં આવ્યા અને પેલા મણીલાલને એક હજાર રૂપીઆની નોટ હાથમાં મુકવામાં આવી.

પાંચ દિવસ સુધી ચંદ્રકાંતનો તપાસ કરવામાં આવ્યો પણ કોઇ સ્થળે પત્તો લાગ્યો નહીં તેથી બાલાભાઇ નિરાશ થઇ જગજીવનદાસની સલાહ લેવા ગયા. જગજીવનદાસ તેમને લઈ રાત્રે દીવાન સાહેબને મળ્યા અને ચંદ્રકાંતની વાત કરી. દીવાને સલાહ આપી "તમે તમારા ખાનગી માણસો અત્રે મુકી જાઓ, આમ જાહેર તપાસ કરવાથી તે લોકો અમારા રાજ્યની હદ બહાર નીકળી જશે તો અમારો ઉપાય ચાલશે નહીં. માટે તે કામ જગજીવનદાસને ભળાવી તમારા માણસો મુકી દેશમાં જવું હોય તો સુખેથી જાઓ. થોડા દિવસ વાત ઠંડી પડવા દો. નહીં તો કદાચ તેમાંથી છોકરાને હાની પહોંચે. એવું ઘણી વખત બને છે." આ સલાહ તેમને વ્યાજબી લાગી. ત્યાંથી ઘેર આવ્યા અને બીજા દિવસે સલાહ મુજબ માણસોની ગોઠવણ કરી તે મંડળી રતલામના રસ્તે ઉપડી.

રસિકલાલના મામા વીગેરે પોતાના વતન રતલામ ઉતરી પડ્યા. બાલાભાઇ કનકનગર ઉતર્યા, રસિકલાલ સરિતા ચંદ્રકુમાર વીગેરે ભદ્રાપુરી ઉતર્યાં, કેશવલાલ આગળ માણેકપુર જવાના હતા તેથી તેમને ચંદ્રકુમારે કહ્યું "હવે અમૃતકુમારના લગ્નની તૈયારી

કરવી હોય તો સુખેથી કરો." કેશવલાલે જવાબ આપ્યો. "અમારી પણ તેજ ઇચ્છા છે. આ માગશર માસમાંજ લગ્ન લઈશું! તમે પણ તમારા પિતાજીને ખબર આપજો કારણકે તે કામ તમારેજ કરવાનું છે."

"બહુ સારૂં." એમ કહી ચંદ્રકુમાર વિદાય થયો અને ટ્રેન ઉપડી. માણેકપુર સ્ટેશન આવ્યું કે કેશવલાલ ઉતરી પોતાને ઘેર ગયો.

# પ્રકરણ ૧૪ મું.

## લાલભાઈની નિરાશા, સૂર્યવિજય સાથે વિરોધ. સાધુસંમેલનની શરૂઆત અને સરિતાના લગ્નની તૈયારી.

* यो धर्मं दहति द्रुमं दवइवोन्मथ्नाति नीतिलताम् ।
दंतीवेंदुकलां विधुंतुदइव क्लिश्नाति कीर्तिं नृणाम् ।
स्वार्थं वायुरिवांबुदं विघयत्युल्लासयत्यापदम् ।
तृष्णां धर्म इवोचितः कृतकपालोपः सकोपः कथम् ॥

—( સિંદૂરપ્રકર )

બાલાભાઇએ કનકનગર આવી ચંદ્રાવતીનો સઘળો હેવાલ ઘરમાં કહી સંભળાવ્યો. આથી જો કે સૌ નિરાશ થયાં, પણ ચંદ્રાવતી રાજ્યમાં હશે તો જરૂર હાથમાં આવશે એવી આશા ચોકસ બંધાઈ. લાલભાઈની છોડી કલાવતી આખો દિવસ કલ્પાંત કરતી હતી. અઢાર વર-

* જેણે કૃપાનો નાશ કર્યો છે એવો ક્રોધ કોઈપણ પ્રકારે યોગ્ય નથી. કારણકે જેમ દાવાનળ વૃક્ષને બાળે છે તેમ ક્રોધ ધર્મને બાળીને ભસ્મ કરે છે, જેમ હાથી વેલને ઉખેડી નાખે છે તેમ ક્રોધ નીતિને મૂળમાંથી ઉખેડી છેદી નાખે છે, જેમ રાહુ ચંદ્રની કળાને ક્લેશ પમાડે છે તેમ ક્રોધ મનુષ્યોની કીર્ત્તિને એબ લગાડે છે, જેમ પવન પાણીનો નાશ કરે છે તેમ ક્રોધ સ્વાર્થનો નાશ કરે છે અને જેમ ગરમી તૃષાને વધારે છે તેમ ક્રોધ આપત્તિને વધારે છે.

સની ઉમર હતી. જે કોઇ સાંભળતાં તે તેની તરફ દયાની લાગણીથી જોતાં અને સાધુ પ્રત્યે તિરસ્કાર બતાવતાં. શેઠ લાલભાઇનો ક્રોધ બહુજ જાગૃત થયો, તેમને ચેન ન પડયું. પોતાના સંબંધીઓની સલાહ લેવા લાગ્યા. તેમાં કેટલાક તો દાઝયા ઉપર ડામ દેવા લાગ્યા. "રોજ પારકા છોકરાને જતી કરીએ તો કોઇ દિવસ આપણો વારો આવે. છોકરાના વિયોગમાં ડોશીનો જીવ ગયો તો ડોશીના નિશાસા લાગ્યા વિના રહે ? છોકરો બચ્યો તો છોડીને રંડાપો ભોગવવા જેવો વખત આવ્યો." એવા ઉદ્દગારો લોકો કાઢવા લાગ્યા. તેમ છતાં પેલી કલાવતી તરફ સૌની લાગણી ખેંચાતી હતી લાલભાઇએ દસ બાર માણસોને ઠામ ઠામ મોકલ્યા હતા પણ કોઇ તરફથી સંતોષકારક સમાચાર નહોતા. તેથી તેમને કળ ન વળી. તેમણે તે લાગવગવાળા પંદર વીસ માણસો સાથે રાખી સૂર્યવિજયને મળવા માટે વિચાર કર્યો. તપાસ કરાવતાં સૂર્યવિજય વિહાર કરી મધુરી ગામ તરફ ઉપડી ગયા હતા તેથી લાલભાઇ વીગેરે મોટરમાં ત્યાં ઉપડયા અને પરભારા ઉપાશ્રયમાં ગયા.

લાલભાઇ આચાર્યને વાંદી કહેવા લાગ્યા "મહારાજ ! મારા જમાઇને બતાવો, નહીં તો ગંભીર પરિણામ આવશે."

સૂર્યવિજય—"મેં તમારો જમાઈ જોયો નથી, તે મારી પાસે આવ્યો નથી અને મેં દીક્ષા આપી નથી, જ્યાં હોય ત્યાંથી લઇ જાઓ."

લાલભાઇ—"તમે નહીં તો તમારા ચેલાએ નસાડયો હશે માટે ગમે ત્યાંથી શોધી આપો."

સૂર્યવિજય—"જાણ્યા શીવાય હું શી રીતે શોધી આપું ?"

લાલભાઈ—"મહારાજ મહારાજ ! આ શું જુઠું બોલો છો ? તમેજ અમારા રક્ષક થઈ ભક્ષક થાઓ છો, શશીકાંત વખતે પણ આવીજ ના પાડતા હતા અને જુઠું બોલતા હતા. આચાર્ય થઇને જુઠું બોલતાં જરા પણ શરમ આવતી નથી ?"

આચાર્ય—"સાધુને વળી શરમ શી ? સાધુ તે વળી કોઇના થયા હશે અને થતા હશે ?"

લાલભાઈ—" મહારાજ ! આડી અવળી પંચાત છોડી દો, અને જમાઇ બતાવો. નહીં તો મારે તમારા વિરૂદ્ધ પગલાં ભરવાં પડશે."

સૂર્યવિજય—" લાલભાઇ ! એમ મને વધારે ડરાવશો નહીં. જાઓ થાય તે કરી નાખો. તમારો જમાઇ હોય ત્યાંથી લઇ જાઓ."

લાલભાઇ—" મહારાજ ! એમ નહીં ચાલે, તમારે બતાવવોજ પડશે. તમારા ચેલાઓ મારફત નસાડેલો છે એવી ચોકસ બાતમી મળી છે. હું તો તમનેજ જોખમદાર ગણીશ. દસ હજારના જામીન થઈ પેલા કલેકટર પાસેથી છોડાવી લાવ્યો તેનો આ બદલો ?"

સૂર્યવિજય—" લાલભાઈ ! તને એક વખત કહ્યું કે થાય તે કરી નાખ, હવે શા માટે વધારે પંચાત કરે છે ?"

લાલભાઈ—" મહારાજ ! તુંકારો બોલતાં જીભ સંભાળો."

સૂર્યવિજય—"જા જા, તારા જેવા શેઠીઆ તો ઘણા આવી ગયા. તારી મને દરકાર નથી. તું નહીં તો બીજા અનેક જામીન થવાને તૈયાર છે, આ રાજ્યમાં નહીં તો બીજાં કયાં ઓછાં રાજ્ય છે ? અમે તો દીક્ષાનો ધંધો લઇ બેઠા છીએ, જે આવશે તેને દીક્ષા આપીશું, હું તો સંઘ કે મહાજનને ગાંઠતો નથી. તારૂં ચાલે તો જેલમાં પૂરાવજે, ધર્મની ખાતર જેલમાં પણ જવાને તૈયાર છું. સમજ્યો ?"

લાલભાઇ—" જોઇ તમારી બહાદુરી. કલ્યાણની દીક્ષા પકડાઇ તે વખતે તો આંખમાંથી બોર બોર જેવડાં આંસુ નીકળતાં હતાં અને કપાળે પરસેવો છુટતો હતો તે કેમ ભૂલી જાઓ છો ?"

સૂર્યવિજય—" હા હા, ભૂલી ગયો, થાય તે કરી નાખ, પેલા નાસ્તિકોના ટોળામાં ભળ્યો છે તે હું જાણું છું. એ ટોળીને હમણાં તોડી નાખું છું. ધર્મીઓ આગળ અધર્મીઓનું ચાલવાનું નથી."

લાલભાઇ—"મહારાજ શરમાઓ,હદ થઇ ગઇ,ધિક્કાર છે તમને."

એમ બોલાચાલીમાં ગંભીર સ્વરૂપ થઈ પડયું. ત્યાંનું મહાજન વચ્ચે પડયું એટલે તેઓ છુટા પડયા. ત્યાંના મહાજનના આગ્રહથી એક ગૃહસ્થને ત્યાં જમ્યા અને મોટરમાં પાછા કનકનગર આવ્યા.

વાત વિજળીની માફક ફેલાઇ ગઇ, 'જમાઈને નસાડી લઈ જવાથી લાલભાઇશેઠ સૂર્યવિજયને લડી આવ્યા અને વિરોધ થયો. તુંકારા ઉપર આવી ગયા' એવા વર્તમાનપત્રોમાં સમાચાર પણ પ્રકટ થયા.

ભારતીકુમાર વીગેરે ગૃહસ્થો આચાર્યશ્રી પદ્મવિજયજી પાસે ગયા અને વિનવવા લાગ્યા "મહારાજશ્રી ! હવે તો આપણા ધર્મની ઘણીજ વગોવણી થવા માંડી છે. સૂર્યવિજયજીની દીક્ષા પ્રવૃત્તિએ તો ઘેર ઘેર ક્લેશનાં બી વાવી દીધાં છે. આમ ક્યાં સુધી મૌનવ્રત ધારણ કરશો ? આપ શાંત બેશી રહેશો તો પરિણામ એ આવશે કે સાધુ સંસ્થા પૂરેપૂરી નિંદાશે માટે હવે તો આપે જાહેર પગલાં ભરવાં જોઈએ."

પદ્મવિજય—" પણ અમે શું પગલાં ભરીએ ?"

ભારતીકુમાર—" મારી સલાહ પુછતા હો તો હું કહીશ કે આપ સાધુસંમેલન કરો, અને કાંઇક કાયદાઓ ઘડો, ઘણો મોટો ભાગ આપના વિચારોને મળતો છે, આપ જાણો છો કે શાંતિસાગર, વિવેકવિજય, પુષ્પવિજય વીગેરે આચાર્યો આપણા વિચારને મળતા છે જ. દરેક સાધુ ઉપર કાગળ લખો, ધર્મની ખાતર સાહસ્ર ખેડો, આવતા વર્ષે શીયાળામાં એકઠા મળો, તે પહેલાં પત્રથી સમાચાર મંગાવો."

પદ્મવિજય—" તમે કહો છો તે પ્રમાણે મને પણ વિચાર થાય છે, પણ તમામ સાધુઓનો વિચાર એકજ ન થયો તો ? બાર ભૈયા અને તેર ચોકા જેવો મામલો છે. સબ સરદાર છે. કોઇ કોઈની સાધારણ રીતે પણ આમાન્યા નથી તે તમે જાણો છો."

ભારતીકુમાર—" અમારો આગ્રહ છે કે એક વખત તે દિશામાં પ્રયત્ન કરો, અમે દરેકે દરેક સાધુને ગામે ગામ ફરી મળી આવીશું. અને હીલચાલ કરીશું. જો આપ બંદોબસ્ત નહીં કરો તો જરૂર સમજજો કે મારામારી થશે અને સાધુઓને જેલમાં જવાનો પ્રસંગ આવશે. લાલભાઇ પ્રત્યે સૂર્યવિજયે તિરસ્કાર અને નીચ વર્તન ચલાવ્યું છે છતાં તે ધર્મની ખાતર ગમ ખાઇ આગળ પગલું ભરતા નથી, પણ તેવી ધીરજ હવે વધારે વખત ટકી શકે તેમ નથી."

પદ્મવિજય—"તમે કહો છો તે કબુલ કરૂં છું, હવે જેલમાં જાય તેવાં કૃત્યો સાધુ કરવા લાગ્યા છે, ધર્મની સત્તાનો સદુપયોગને બદલે દુરૂપયોગ થાય છે."

ભારતીકુમાર—"જ્યારે આવી પરિસ્થિતિ કબુલ કરો છો તો હવે મૌનવ્રત છોડી દો, અને સાધુસંમેલન ભરવા આપના લેખો શરૂ કરો. હું વર્તમાનપત્રોમાં પ્રકટ કરાવવાની તજવીજ કરીશ અને છાપીને પત્રિકાઓ પણ બહાર પાડીશ. આપના તાબામાં રીતસર સંમેલ-નની ઑફીસ પણ ઉઘાડું છું. તે દ્વારાએ સંમેલન ભરવાની પ્રવૃત્તિ ચલાવો. આજથી શરૂ કરશો ત્યારેજ તે કામ જલ્દી પાર પડશે."

આ વખતે ચાળીસ પચાસ ગૃહસ્થો બેઠા હતા તેમણે પણ તેજ હકીકત જણાવી અનુમોદન આપી સંમેલન માટે આગ્રહ કર્યો.

પદ્મવિજયજીએ આગ્રહ સ્વીકાર્યો અને સાધુસંમેલન ભરવાના કાર્યનું બીજ વવાયું. બીજા દિવસથી સમગ્ર સાધુસંમેલન ભરવાના ઉદ્દેશની પહેલી પત્રિકા બહાર પડી.

લાલભાઈશેઠ કનકનગરથી ભદ્રાપુરી આવ્યા. રસિકલાલને ત્યાં ઉતર્યા. કલેકટરને મળી જામીન રદ કરવાનો નિશ્ચય કર્યો. જમી તે અશ્વિનીકુમારને મળી તેમને સાથે લઇ કલેકટરની ઑફીસમાં ગયા અને તેમને ચેમ્બરમાં મળ્યા. અશ્વિનીકુમારે સર્વ બીના જાહેર કરી. તે ઉપરથી કલેકટરે સૂર્યવિજય ઉપર નોટીસ કાઢી કે "શેઠ લાલભાઇ પોતાની જામીનગીરી પાછી ખેંચી લેવા માગે છે માટે બીજા જામીન રજુ કરો, નહીં તો અંગ્રેજ સરકારની હદ છોડી ચાલ્યા જાઓ. જો સરકારના હુકમનો અનાદર કરશો તો કાયદાસર શિક્ષાને પાત્ર થશો."

લાલભાઈ—"હાલ તે મધુરીમાં છે. માટે નોટીસ ત્યાં મોકલાવશો."

આ પ્રમાણે નક્કી કરી કલેકટરનો ઉપકાર માની તેઓ ત્યાંથી ઉઠી રસિકલાલને ઘેર આવ્યા. ભારતીકુમાર અને પદ્મવિજય વચ્ચે સંમેલન સંબંધી થયેલી વાતચીત જણાવી સંમેલન ભરવાની પત્રિ-કાઓનું બંડલ ભદ્રાપુરીમાં વહેંચવા રસિકલાલને આપ્યું. રસિકલાલે

સ્વયંસેવકો બોલાવી શહેરમાં વહેંચવાને માટે આપી દીધું.

શહેરમાં કલેકટરની નોટીસ તથા સંમેલનની વાતો ચાલી રહી. સાંજે પ્રકટ થતા " પ્રજાપોકાર " પત્રમાં પણ હેવાલો પ્રકટ થયા.

ચંદ્રકાંત ગુમ થયેલો હોવાથી લાલભાઇના જીવને શાંતિ નહોતી તેથી તે રાતની ટ્રેનમાં પાછા કનકનગર ઉપડી ગયા.

બીજા દિવસે સવારે રસિકલાલ, ચંદ્રકુમારને સાથે લઈ અશ્વિનીકુમારની પાસે ગયો અને ઉદયચંદના વિરૂદ્ધના પૂરાવાના તમામ કાગળો તેના આગળ મુકયા.

અશ્વિનીકુમાર—" જયંતીલાલે પોલીસમાં આપેલી જુબાની ઘણી જ ઉપયોગી છે. આખી ચોરીજ ઉદયચંદના માથે પડે તેમ છે."

રસિકલાલ—" પણ આ જયંતીલાલ રેલ્વે અકસ્માતમાં મરી ગયો છે તેજ છે."

અશ્વિનીકુમાર—" તેની ચિંતા નહીં. પોલીસમાં તેની જુબાની તેમજ બાકીના દાગીના આવી ગયા છે એટલો પૂરાવો બસ છે." પણ મારી ઇચ્છા એવી છે કે શેઠ ઉદયચંદે જે તમારા ઉપર ખોટી ફરીઆદ કરી છે તે સામે હમણાં પગલાં ભરવાની જરૂર નથી. પોલીસ પણ જાણે છે કે ખોટી ફરીઆદ છે. એટલે હમણાં શાંત રહો તમારા નોકરનો કેસ આજે પૂરો થશે. તકરાર ઉપર રહેલો છે. યોગ્ય લાગે તો બપોરના ત્રણ વાગે કોરટમાં આવજો. કનકનગરની પોલીસના કાગળો એવા છે કે સરકાર પોતે થઈ તેના ઉપર કેસ કરશે તે વખતે આપણે તેના ઉપર પગલાં ભરીશું તો ઠીક રમુજ આવશે. દીવાની અને ફોજદારી બંને રીતે કામ લઈશું."

આમ સલાહ મેળવી રસિકલાલ અને ચંદ્રકુમાર ત્યાંથી ઉઠયા. બપોરે ત્રણ વાગે રસિકલાલ કોરટમાં ગયો. થોડીવાર થઇ કે નોકરનો કેસ નીકળ્યો. તકરાર ચાલી, કોરટે કનકનગરની પોલીસના કાગળો, વીરબાળાની મરણ વખતની જુબાની તથા ભદ્રાપુરીની પોલીસના કાગળો વીગેરે જોઈ નોકરને છ માસની સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા ફર-

માવી દીધી. અને વીરબાળાની મરણ વખતની જુબાની મુજબ તે દાગીના સરકારે કનકનગરની હૅાસ્પીટલમાં આપવા માટે પોતાના કબજે રાખ્યા.

સરિતા જ્યારથી ભદ્રાપુરીમાં આવી ત્યારથી ચંદ્રકુમારને ત્યાં સરિતાને જોવા માટે ઘણાં સ્ત્રી પુરૂષો આવતાં અને સૌ કોઈ તેની પ્રત્યે માનની અને દયાની લાગણીથી જોતાં હતાં અને ચંદ્રકુમારનો ઉપકાર માનતાં હતાં. આથી જૈન જનતામાં અને જાહેરપ્રજામાં અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજની પ્રતિષ્ઠા ઘણીજ વધી.

સાંજે રસિકલાલ અને માલતી મોટરમાં બેશી ચંદ્રકુમારને ત્યાં જઈ તેમને લઈ નર્મદાકિનારે ફરવા માટે ગયાં અને એક સુંદર ઓ-વારા ઉપર બેઠાં.

વાતનો પ્રસંગ નીકળતાં માલતી સરિતાને પુછવા લાગી "ઘણાં લોકો કહે છે કે સાધુઓ અને સાધ્વીઓ છોકરાંની સામું જોઈ એવી નજર બાંધી કાઢે છે કે તે છોકરાં પછી તેમનેજ જુએ છે, બીજું તેમને સુઝતુંજ નથી, આ વાત ખરી છે ?"

સરિતા—"તે વાતની મને માહીતી નથી પણ એટલી વાત તો ખરી છે કે વશ કરવા હાથે દોરા બાંધે છે, પાણી મંત્રીને પાય છે, ધુપ કરાવે છે, એવી ક્રિયાઓ કરે છે તેનો મને અનુભવ છે, મને કોઈ બાઈ દોરો બાંધતી તો તે તોડી નાખતી, પાણી પાતી તો ઢોળી નાખતી."

માલતી—"કદી માર પડતો ?"

સરિતા—"શરૂઆતમાં તો તે કાંઈ બોલતાં નહીં, અને મને તેમના ખાસ સંબંધીને ત્યાં જમવા મોકલતાં, પણ પછી તેમને લાગ્યું કે કોઇ જાણશે એટલે છુપી ઓરડીમાં રાખતાં, ત્યાં બાઇ ખાવાનું લાવતી અને હું જરા રડતી કે બોલતી તો મને ધમકાવતાં અને પછી તો માર મારવા પણ લાગ્યાં. દંડાનો, ઓઘાની અંદરની લાકડીનો, અને પેલી તરપણીની દોરીના ફટકાનો માર ઘણો ખાધો છે. છ માસમાં વીતવામાં બાકી રહ્યું નથી. બીજી ચાર નાની સાધ્વીઓ કંચનશ્રી પાસે

છે તેમને એટલો બધો માર મારતાં કે મને દયા આવતી અને હું પણ ત્રાસી જતી. તેમની સરખામણીમાં હું મારી જાતને સુખી માનતી હતી. તેમના દુઃખની વાત તો કરશો જ નહીં. માબાપ રાક્ષસ થઇ પૈસા ખાઇને છોકરાંને સાધુને વેચે એટલે તેમને કોનો આશ્રય ? કંચનશ્રી જેવી જુલમી તો ત્રણ સાધ્વીઓ છે. એક એકથી ચડીઆતી છે. મને થોડો વખત ઉપાશ્રયની ઓરડીઓમાં રાખતાં પણ તેમને ધાસ્તી લાગતી ત્યારે મને બાજુના ગામોમાં કોઇ કોઇ ઉપાશ્રયમાં ભોંયરાં છે તેમાં રાખતાં. જો તેમને વ્હેમ પડતો તો અંધારી રાત્રે ગાડીમાં બેસાડી બીજે ગામ લઇ જતાં. આ તમામ કાવાદાવામાં પુરૂષો અને સ્ત્રીઓ મદદ કરતાં.

આ તોફાન મારા મામાએ કરાવ્યું. ઉપાશ્રયમાં કોઈ વાત કરતું હતું તે ઉપરથી મને સમજાયું કે મારા મામાએ મને વેચી હતી. જેમ આ મારા ભાઇ કલ્યાણને વેચ્યો હતો તેમ મારૂં થયું. તે દિવસથી પેલા મારા દૂરના મામા કેસરીમલ ઉપર એટલું બધું મને લાગી આવ્યું છે કે મારૂં મન જાણે છે. એ શબ્દોની સાથે આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, તેથી ચંદ્રકુમાર વાત પલટાવવા માલતીને કહેવા લાગ્યો "માલતી બેન ! હવે તમારી સલાહ લેવાની છે. આ માગશર માસમાંજ સરિતાબેનનાં લગ્ન કરવાનાં છે, તેમના સાસરેથી કાગળ આવ્યો છે, માટે લગ્ન અત્રે કરીએ કે અમરાપુર કરીએ ?"

માલતી—"વળી ભદ્રાપુરીમાં. એમાં પુછવાનું હોયજ નહીં. તેમનું સાસરૂં તમારા કહેવા પ્રમાણે જોડેના માણેકપુરમાં છે, તે લોકોને જાન લઇને આવવું પણ ફાવશે. જમાઇનું નામ શું ? હું ભૂલી ગઈ."

સરલા—"તેમનું નામ અમૃતકુમાર છે, મેં જોયા છે, વીસ બાવીસ વરસની ઉંમર છે, માણેકપુરમાં એક ઑફીસમાં સારી નોકરી છે, સ્વભાવ શાંત છે, શરીરે પણ ઠીક છે."

ચંદ્રકુમાર—"તેમના કાકા કેશવલાલ પણ સારા માણસ છે. અમારી સાથે ચંદ્રાવતી આવ્યા હતા. અમૃતકુમારનાં માબાપ દેવગત થવાથી અમૃતકુમાર કેશવલાલના ભેગા રહે છે. પૈસે ટકે પણ સુખી છે."

માલતી—" લગ્નની વાત ગમી, તમે જાન તેડાવવાની તૈયારી કરો, અમે લગ્નમાં મ્હાલવાની તૈયારીઓ કરીએ, અને આ સરિતા બેન પરણવાની તૈયારી કરે." સરિતા આ શબ્દો સાંભળી શરમાઇ હસી નીચું જોવા લાગી.

સરલા—" માલતી બેન! તમે તો કોઇને પણ છોડતાં નથી, તેની પણ મશ્કરી!"

માલતી—" એ કાંઈ મશ્કરી કહેવાય?"

સરલા—" તમે તો વડીલ કહેવાઓ, તમારાથી એવું ન બોલાય."

માલતી—" વડીલોની ફરજ છે કે યોગ્ય સમયે યોગ્ય સૂચનાઓ કરવી જોઇએ."

એમ વાર્તાલાપ ચાલે છે એટલામાં પાંચ સાત યુવકોનું ટોળું આવ્યું. સરિતાને શોધી કાઢવા બદલ ચંદ્રકુમાર અને રસિકલાલને તે ધન્યવાદ આપવા લાગ્યા અને સરિતાને જોઈ ખુશી થયા. પછી રસિકલાલ તેમને કહેવા લાગ્યો "જુઓ હવે સંમેલનનું કામ ઉપાડયું છે તે તમે જાણો છો. પદ્મવિજયની સહીની પહેલી પત્રિકા બહાર પડી તે તમે જોઇ. હાલમાં કામચલાઉ ઑફીસ ભારતીકુમારે કનકનગરમાં ઉઘાડી છે. આપણે માથે ગામે ગામ ફરવાનું કામ આવ્યું છે. સૂર્યવિજય અને પ્રભાવસાગર જેવા ત્રણ ચાર સાધુઓ શીવાયં બધા આપણા વિચારને મળતા છે. ઘણા ખરા ઉપર તો પત્રો પણ રવાના થઈ ચુકયા હશે. આપણે શાંતિથી કામ લેવાનું છે. હમણાં બનેલા બનાવો ઉપરથી આપણા સમાજને ઘણુંજ ઉત્તેજન મળે છે. માટે તમને જે જે કામ બતાવ્યું છે તે તથા બતાવવામાં આવે તે જેવા ઉંગરથી બજાવો છો તે પ્રમાણે બજાવો. છેવટે સત્યનોજ જય છે." તે શબ્દોની સાથે માલતીએ તાળી પાડી અને યુવકો ફરી ઉપકાર માની ત્યાંથી વિદાય થયા કે વકીલ નવનીતરાય અને તેમનાં પત્ની સાગરિકા ત્યાં આવી પહોંચ્યાં અને તે પણ જોડે બેઠાં. માલતીએ સરિતાની ઓળખાણ કરાવી. વર્તમાનપત્રોમાં જૈનોના હેવાલ વાંચતા હોવાથી તે બંને

રસિકલાલનાં અને ચંદ્રકુમારનાં પરાક્રમોની પ્રશંસા કરી વસંતપંચમીના દિવસે મારેલાં મ્હેણાંનું સ્મરણ કરાવી ધન્યવાદ આપવા લાગ્યાં.

એક ખાનગી વાતનું એકદમ સ્મરણ થતાં નવનીતરાય, રસિકલાલને ઉઠાડી બાજુમાં લઇ જઇ એક બેંચ ઉપર બેશી તેને ખાનગીમાં કહેવા લાગ્યો "આજે એક ખરેખરો મુદ્દો પકડાયો છે. આશરે દસ બાર માસ ઉપર પેલા તમારા ઠગ ભક્ત ઉદયચંદને ત્યાં ચોરી થઈ હતી અને તેમાં તમારા ઉપર તેણે આરોપ મુકયો છે તે શેઠ પોતેજ ચોરી કરનાર છે. તે માલ તો એક લલિતા નામની બાઇનો છે. તે બાઇ મારી પાસે એક ગૃહસ્થને લઇને આવી હતી. અને તેણે ઉદયચંદ ઉપર ફરીઆદ માંડવા મને કહ્યું. મેં ફરીઆદ અરજી તૈયાર કરી અને પોલીસ ઇન્સ્પેકટરને આપવા ગયો. ત્યારે તેણે મને કહ્યું 'મારી પાસે તે હકીકત આવી ગઈ છે. લાવો તમારી ફરીઆદ, મારે એટલીજ જરૂર હતી. દાગીનાનો માલેક બાઇ આવી છે એટલે ઉદયચંદ ઉપર કેસ કરવો મને ફાવશે. તે બદમાસને હાથકડી કરી જેલમાં નાખવા માગું છું.' આ પ્રમાણે તેણે મને હકીકત જણાવી છે."

રસિકલાલ—"મેંજ તેમને તે ખબર આપી છે, વળી કનકનગરની પોલીસ તરફથી પણ તેમને વધારે સમાચાર મળ્યા હશે. કારણકે રેલ્વે અકસ્માતમાં મરણ પામેલા જયંતીલાલે-વીરબાળાના ધણીએ-પોલીસમાં તે બધું લખાવેલું છે. લલિતા આવી તે ઠીક થયું. તેનીજ જરૂર હતી. એ લલિતા કોણ તે તમારા જાણવામાં છે?"

નવનીતરાય—"તેણે દીક્ષા લીધી હતી, સાધ્વીના ત્રાસથી મુકી દીધી, માણેકપુરની રહીશ છે. આશરે વીસ વરસ થયાં હશે, કુંવારી છે એમ તેના બોલવા ઉપરથી સમજાતું હતું. તે બાઇ પેલા નરોતમદાસને ત્યાં ઉતરે છે, તે માણસ ઘણા લાયક અને પરોપકારી છે, મને તેમની વાત ઉપરથી જણાયું કે તે તમારા જેવાજ વિચાર ધરાવે છે. તેમનો કેસ પણ તમારા મંડળે ઉપાડી લેવા જેવો છે."

રસિકલાલ—"નરોતમદાસ તો મારા સંબંધી છે. સારૂં થયું કે તમે

લલિતાના વકીલ થયા છો, કાલે જમીને હું તમારી ઑફીસમાં આવીશ અને ત્યાંથી પછી આપણે પોલીસ ઇન્સ્પેકટરને ત્યાં જઇશું."

એમ બંને ખાનગી વાત કરી ત્યાંથી ઉઠી પાછા મંડળમાં આવીને બેઠા અને સાધુસાધ્વીની ચાલતી વાતોમાં ભાગ લેવા લાગ્યા. તેમણે પણ ગુમ થયેલા ચંપકની વાત કાઢી, કારણકે તેનો પણ હજુ પત્તો લાગેલો નહોતો. અંધારૂં થયું કે તે મંડળી ઉઠી ઘેર ગઈ.

બીજા દિવસે રસિકલાલ મુદ્દાના કાગળો લઇ નવનીતરાયની ઑફીસમાં જઇ ત્યાંથી પણ મુદ્દાના કાગળો લઇ તેમને સાથે લઇ પોલીસ ઇન્સ્પેકટરની ઑફીસમાં ગયો. વરદી આપી તેઓ ચેમ્બરમાં દાખલ થયા. રસિકલાલને જોઇ ઇન્સ્પેકટર કહેવા લાગ્યો "પેલો ઉદયચંદ તમારા ઉપર ખોટો આરોપ મુકનાર હવે મરી ગયો સમજજો. જેના દાગીના છે તે બાઇની ફરીઆદ ગઇ કાલે આ વકીલ સાહેબે દાખલ કરી છે. એટલે કેસ બરાબર તૈયાર થશે. હજુ તે ઉદયચંદને ભાન નથી. તે મને મળવા આવ્યો હતો અને તમને તથા પેલા માણેકપુરાવાળાને ખરાબ કરવાનું કહેતો હતો. તે જાણતો નથી કે તેને દસ દિવસમાં ખરાબ થવાનો વખત આવ્યો છે."

રસિકલાલ—"દસબાર દિવસમાં હમણાં કાંઇ તેમને ત્યાં ધાંધલ કરશો નહીં. કારણકે સરિતાનું લગ્ન માગશર વદ ૧૦ નું ચંદ્રકુમારને ત્યાં થવાનું છે માટે તે પહેલાં ઉદયચંદને પકડી ધમાલ કરવી ઠીક નહીં તે પૂરૂં થયા બાદ તેમને પકડવા."

ઇન્સ્પેકટર—"ભલે તેમ કરીશું. મને વખતો વખત કાંઇ જાણવા જેવું હોય તો જણાવતા રહેજો. મને જો કદાચ ઉદયચંદ મળવા આવશે તો તેને અવળા પાટા ઉપર ગડાવી તેની કબર તેના હાથેજ ખોદાવીશ. તે બધાને લાંચ આપી કામ કાઢી લે છે તે મારા જાણવામાં છે, હવે ખરેખરો લાગ આવ્યો છે."

એ રીતે સલાહ મેળવી ત્યાંથી તે બંને નીકળ્યા. નવીનતરાય કોરટમાં ગયો અને રસિકલાલ ચંદ્રકુમારની ઑફીસમાં ગયો. તેને

બનેલી હકીકત જણાવી સરિતાના લગ્ન સંબંધી પુછવા લાગ્યો " કેમ માણેકપુરથી કાંઈ સમાચાર છે ? "

ચંદ્રકુમારે જવાબ આપ્યો " આજે પત્ર છે. માગશર વદ ૧૦ નો દિવસ નક્કી કરી રાખ્યો છે. તે દિવસ સારામાં સારો છે, અમે તે દિવસે બપોરની ટ્રેનમાં જાન લઇને તમારી તરફ આવીશું. અમારી સાથે વીસથી પચીસ માણસો થશે. આ પ્રમાણે કેશવલાલ જણાવે છે. "

રસિકલાલ—" ત્યારે હવે કાઢો તમે લગ્નની કંકુત્રીઓ, તારા પિતાશ્રી વીગેરેને માણેકપુરથી બોલાવ, હવે વચ્ચે રહ્યા આઠ દસ દિવસ. "

ચંદ્રકુમાર—" અત્યારેજ અમરાપુર કાગળ લખી તેમને તેડાવું છું. મારા પિતાશ્રી આવે એટલે તે કહે તે પ્રમાણે કંકુત્રીઓ છપાવું. મારા ઘરની પાસે નાની સુંદર વાડી છે તે જાનના ઉતારા માટે રાખી લઉં છું અને જોઇતો સરસામાન તમારે ત્યાંથી અને બીજાઓને ત્યાંથી મંગાવી એકઠો કરૂં છું."

રસિકલાલ—" સામાન વીગેરે તમામ હું મોકલી આપીશ. અને વાડીમાં દેખરેખ પણ હુંજ રાખીશ. તે માટે જરા પણ કાળજી કરીશ નહીં " એમ કહી રસિકલાલ ચાલતો થયો.

બે દિવસ થયા કે અમરાપુરથી અવંતીલાલ વીગેરે આવ્યા, અને તેમની સલાહ પ્રમાણે કંકુત્રીનો મુસદ્દો તૈયાર થયો. તેની નીચે સહી ભગવતીદાસ અમરચંદ દા. કલ્યાણ ભગવતીદાસ એ પ્રમાણે મુકવામાં આવી, અને છપાવી મિત્રમંડળમાં પહોંચાડી દીધી. કંકુત્રીઓ વહેંચાઇ એટલે સરિતાના લગ્નની વાત ઘણી પ્રસિદ્ધિમાં આવી. અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના ઘેરે જાણે લગ્ન હોય તે પ્રમાણે તેના સભાસદો અને સ્વયંસેવકોએ વગર ખરચે વાડીનું મકાન શણગારી દીધું. જાનને માટે જોઈતી તમામ વસ્તુઓ તૈયાર કરી રાખી. મુંબઇથી રતિલાલ, રમણિકલાલ વીગેરે, કનકનગરથી ભારતીકુમાર, નવીનચંદ્ર, વીગેરે ગૃહસ્થો કુટુંબ સહ આવવા લાગ્યા.

# પ્રકરણ ૧૫ મું.

## સરિતાનું લગ્ન. લગ્નમાં વિઘ્નસંતોષીનું તોફાન. પોલીસે કરેલો બચાવ.

* यः परस्य विषमं विचिन्तयेत्प्राप्नुयात्स कुमतिः स्वयं हि तत् ।
पूतनाहरिवधार्थमागयौ प्राप सैव वधमात्मनस्ततः ॥

(દોહરો)

લેતાં પ્રાણ બીજા તણા, જાય ખરે નિજ પ્રાણ,
ખાડો ખોદે તે પડે, રાખો સજ્જન જાણ.—લેખક

માણેકપુરમાં કેશવલાલ પોતાનાં સગાંવહાલાં સ્નેહી સંબંધીઓને આમંત્રણ આપી આશરે ત્રીસ માણસોની જાન લઇ માગશર વદ ૧૦ના રોજ બપોરની ટ્રેનમાં માણેકપુરથી નીકળી ભદ્રાપુરીમાં આવ્યા. સ્ટેશન ઉપર આવકાર આપવા માટે ચંદ્રકુમાર અને સ્વયંસેવકની મંડળી હાજર હતી. ગાજતે વાજતે તેમને ધજાપતાકાથી શણગારેલી વાડીમાં જાનીવાસો આપ્યો. ઉડતી અફવા આવી કે સૂર્યવિજયના કેટલાક બદમાસ માણસો લગ્નમાં વિઘ્ન નાખવાના ઇરાદાથી આવ્યા છે અને તે ઉદયચંદને ત્યાં ઉતર્યા છે. તેથી રસિકલાલ નવનીતરાય વકીલને લઇ પોલીસ ઇન્સ્પેકટરને ત્યાં ગયો. ઇન્સ્પેકટરે હકીકત સાંભળી તેમને ચેમ્બરમાં લઇ જઇ ખાનગીમાં જણાવ્યું “ઉદયચંદ મરવાનો છે, તે મને સવારે મળી ગયો. સાથે બે ત્રણ બદમાસો હતા, તેણે મને ખાનગીમાં કહ્યું ‘આજે માણેકપુરથી કેશવલાલ જાન લઇ ભત્રિજાને પરણાવવા આવનાર છે. મને બાતમી મળી છે કે મારા કેટલાક દાગીના તેની પાસે પણ છે. લગ્ન વખતે બૈરાં તે દાગીના પહેરીને આવશે

* જે માણસ પારકાનું ભુંડું ઈચ્છે છે તે ખરાબ બુદ્ધિવાળા માણસનું પોતાનુંજ ભુંડું થાય છે. જેમકે પૂતના નામની રાક્ષસી કપટથી શ્રીહરિનો વધ કરવા આવેલી ત્યારે શ્રીહરિનો વધ તો ન થયો પણ આખરે તે પોતેજ મરી ગઇ.

માટે લગ્ન વખતેજ જપ્તી લાવી દાગીના કઢાવવા ખરેખરો લાગ આવ્યો છે.' આ શબ્દો સાંભળી તેને તમાચો ફટકારવાનું મને મન થયું, કારણ કે તે દાગીના કનકનગરની પોલીસના લખાણથી અમે કેશવલાલ પાસેથી કબજે લીધા છે. કેશવલાલે જયંતીલાલ પાસેથી કોઈ ઝવેરી મારફત વેચાતા લીધેલા છે. આટલા સુધી આ વિધિ મારા હાથે થઇ છે છતાં તે મારી આંખમાં ધૂળ નાખવાની વાત કરવા લાગ્યો, સાળો બદમાસ પેલી લલિતાના દાગીના પોતે ચોરી જાય છે અને પાછો શાહુકાર બની નિર્દોષ માણસની આબરૂ ઉપર હુમલો કરવા માગે છે, પણ તમે મને સૂચના આપેલી તેથી ગમ ખાઇ ગયો અને તેનો ઇરાદો જાણવાની ખાતર તેના પક્ષમાં થઇ મેં પુછ્યું, 'આવી ધાંધલ કરવાથી શું ફાયદો છે? લગ્ન વીત્યા પછી જે કરવું હશે તે કરીશું' ત્યારે તે કહે કે 'અમારે વેર લેવું છે.' મેં કહ્યું 'ઠીક ત્યારે, રાત્રે લગ્ન વખતે આવજો. તમને વેર વાળવા દઇશું. તમને બે પોલીસના માણસો આપીશું. તમે ઘેરથી પરવારીને મંડપમાં આવજો. હું મંડપમાં તે વખતે હાજર રહીશ. તમને કદાચ મુંઝવણ થાય તેટલા માટે આ તમારા મિત્રોને સાથે રાખજો.' આ પ્રમાણે કટાક્ષમાં જવાબ આપ્યા છતાં તે તો ઉલટ ખુશ થઇ મારો ઉપકાર માની ત્યાંથી હરખાતા હરખાતા ઘેર ગયા. આ ઉપરથી તમારા કાને જપ્તીની અફવા આવી હશે. પણ તમે નિશ્ચિત રહેજો. મેં એવો નિશ્ચય કર્યો છે કે ઉદયચંદ જપ્તી કરવા આવે તેજ વખતે તેના ઉપર થયેલી લલિતાની અરજી અને કનકનગરથી આવેલી જયંતીલાલની જુબાની વાંચી સંભળાવવી અને હાથકડી કરી ગામમાં ફેરવી જેલમાં મોકલી દેવો. ભલે લગ્નમાં વિઘ્ન આવે પણ તે જ્યારે તમારી આબરૂ લેવા માગે છે તો તેના ઉપર શા માટે દયા ખાવી જોઇએ?"

નવનીતરાય—"થવા દો તે પ્રમાણે, બરાબર છે, તેમાં વિઘ્ન શાનું? તેવા બદમાસોને તો પાંસરા તીર જેવા કરવા જોઈએ, અમે જોડે છીએને. ઠીક રમુજ આવશે."

રસિકલાલ—" અમને જરા પણ વાંધો નથી, ઉલટા ખુશી છીએ."

ઈન્સ્પેકટર—"હું મારા ચોકસ માણસોને લઇને પૂરતા બંદોબસ્ત સાથે આવીશ. વળી વરઘોડામાં પણ તમને પૂરતો પોલીસનો બંદોબસ્ત રાખી આપીશ. તે માટે તમારે જરા પણ કાળજી રાખવી નહીં. નિશ્ચિંત જીવે રહો, હું બરાબર મંડપમાં વખતસર આવીશ."

ચંદ્રકુમાર—" વરઘોડો લગભગ આઠ વાગે ઉતરશે, પછી ગાયન થશે અને બરાબર સવા નવ વાગે હસ્તમેળાપ થશે."

ઈન્સ્પેકટર—" હું બરાબર આઠ વાગે આવીને મંડપમાં બેશીસ. તમે જેમ પરોપકારનું કામ સમજી સરિતાનું લગ્ન કરો છો તે પ્રમાણે અમે પણ પરોપકારનું કામ સમજી તેમાં થતાં વિઘ્નો દૂર કરવા ફરજ ન બજાવીએ તો ઇશ્વરના ગુન્હેગાર બનીએ. હવે તમે સુખેથી જાઓ. તમારે તો આજે ઘણું કામ હશે."

આમ સંતોષ પામી ત્યાંથી નવનીતરાય પોતાને ત્યાં ગયો અને ચંદ્રકુમાર પરભારો કેશવલાલની પાસે જઇ ખાનગીમાં તેને હકીકત સમજાવી. કેશવલાલે જણાવ્યું " તે માટે જરા પણ ચિંતા કરવા જેવું નથી. પોલીસ પાસે દાગીના છે, મારી પાસે પાવતી છે, રીતસર નામું છે, પોલીસ તે સંબંધી વાકેફગાર છે."

એમ ચોકસ તજવીજ કરી ચંદ્રકુમાર ઘેર આવ્યો અને નિશ્ચિંત થયો. આ વખતે સૂર્યવિજયના ભકતો ચોરની માફક ફરતા હોય તેમ કોઈ કોઈ સ્થળે જણાતા હતા. ઠામ ઠામ " અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ"ના સભ્યો નજરે પડતા હતા.

વાડીએથી રાતના સાત વાગે વરઘોડો ચડયો. વરરાજા અમૃતકુમાર માથે સાફો પહેરી બે ઘોડાની ગાડીમાં બેઠા અને વરઘોડો બઝારમાં ચાલવા લાગ્યો. આ વખતે વરઘોડાનું સાજન ધ્યાન ખેંચે તેવું હતું. બહાર ગામથી ઘણા ઘણા સંભાવિત ગૃહસ્થો અને સુધારકો અને ખાસ કરી "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ"ના સભાસદો સામાજિક હિતનું કામ સમજી ઉમંગથી આવેલા હતા. સ્ત્રીવર્ગ પણ તેથી

વધારે આકર્ષક જણાતો હતો. ભણેલી અને સંસ્કારી ઘણી સ્ત્રીઓએ ભાગ લીધો હતો. જોનાર શ્રીમંતને ઘડીભર ઇર્ષા થાય તેવી વરઘોડા-ની સાદી પણ મનોહર રચના હતી. તમામ બંદોબસ્ત સ્વયંસેવકો રાખતા હતા. પોલીસની મદદ પણ સારી હતી. આઠ વાગે વરઘોડો ફરીને આવી ચંદ્રકુમારના ઘર આગળ બાંધેલા માંડવામાં ઉતર્યો. મંડપ ગૃહસ્થોથી ચીકાર ભરાઇ ગયો. વરરાજા મધ્યમાં બિરાજમાન થયા, રાજકુંવરને અદેખાઈ આવે તેવો તેમનો આ વખતનો સાદો પણ ભવ્ય દેખાવ હતો. ગવૈયાનું ગાયન હાર્મોનીયમ સાથે શરૂ થયું કે પેલા ઉદયચંદ એ પોલીસના માણસો લઈ મંડપમાં મલકાતા મોંઢે પણ ધડકતા હૃદયે હાજર થયા. પોલીસ ઇન્સ્પેકટર જે વરરાજાથી જરા દૂર બેઠેલા હતા તેમણે ઉભા થઈ કહ્યું "શેઠ કેમ અહીંઆં આવ્યા છો ?" આ જોઈ આખી સભા સ્તબ્ધ બની ગઇ, સંગીત બંધ થયું.

ઉદયચંદ—"સાહેબ ! મારે જપ્તી કરવી છે."

ઇન્સ્પેકટર—"કોને ત્યાં ?"

ઉદયચંદ—"સાહેબ ! આ ચંદ્રકુમારના વેવાઇ કેશવલાલને ત્યાં."

ઇન્સ્પેકટર—"અત્યાર સુધી કયાં ઉંઘી ગયા હતા ? તેમના ઘેરે જપ્તી કરવાનો વખત ન મળ્યો અને અત્યારે લગ્નના વખતે તમે અહીંઆં આવ્યા છો ?"

ઉદયચંદ—"સાહેબ ! બાતમી મળી છે કે મારા ચોરાયેલા દાગીના બૈરાં પહેરીને અહીં આવેલાં છે એટલે મુદ્દા માલ પકડવો ફાવી શકે."

ઈન્સ્પેકટર—"તમે મુદ્દા માલને ઓળખો છો ?"

ઉદયચંદ—"હા સાહેબ ! મારી પાસે યાદી છે તે ઉપરથી કહું."

ઈન્સ્પેકટર—"યાદી ઉપરથી ઓળખવાનું કામ નથી. દાગીના નજરે જોઇને ઓળખી શકો છો ? સાચું બોલો. આ વખતે હું તમને છોડવાનો નથી. તમારા કાવાદાવા તમામ મારા જાણવામાં આવ્યા છે.

જે દાગીનાની તમે ફરીઆદ કરી છે તે તમારા પોતાના છે ?"

ઉદયચંદ—"હા સાહેબ! મારા ઘરના પોતાના છે."

ઇન્સ્પેક્ટર—"શેઠ! સાચું બોલો, વિચાર કરો. હજુ તમને તક આપું છું. નહીં તો પછી હાથકડી કરી તમને જેલમાં લઇ જવા પડશે."

ઉદયચંદ—"સાહેબ! સાચું કહું છું. દાગીના મારા છે."

ઇન્સ્પેક્ટર—"એમ કે? જુઓ આ તમારા સંબંધી અરજી અને કનકનગરની પોલીસના તપાસના કાગળો." એમ કહી લલિતાની અરજી ખીસામાંથી કાઢી ઇન્સ્પેકટરે પુછયું "શેઠ! લલિતાને ઓળખો છો કે?"

લલિતાનું નામ સાંભળતાં શેઠ ધ્રુજવા લાગ્યા. શેઠની ગભરામણ જોઇ મંડપમાં બેઠેલાં સ્ત્રી પુરૂષો હસવા લાગ્યાં.

ઇન્સ્પેક્ટર—"શેઠ ઉદયચંદ! બાઇ લલિતાએ વકીલ નવનીતરાયની મારફત અમને અરજી આપેલી છે તે સાંભળો—

**મે. રા. રા. ભદ્રાપુરી શેહેરના પોલીસ ઈન્સ્પેકટર સાહેબ.**

હું બાઈ લલિતા તે મંગળદાસ ખેમચંદની દીકરી રહેવાસી માણેકપુરની આપને અરજ કરૂં છું કે શેઠ ઉદયચંદ કરમચંદ પોતાનો માલ ચોરાઈ ગયો છે એવું જાણી જોઇને લખી પોલીસમાં ફરીઆદ કરી છે તે વાત તદન ખોટી છે. તે પેટી મારી હતી અને તે મારી પાસેથી છુપી રીતે છળભેદ કરી લઈ ગયેલા છે. સાધ્વીઓના ભરમાવ્યાથી દીક્ષા લેવાનો મને વિચાર થયો હતો, તેથી મારા દાગીનાની પેટી લઇ હું ભદ્રાપુરીમાં સાધ્વીઓ અને સૂર્યવિજયના ચેલા પાસે આવેલી તે વખતે તે પેટી સાચવવા માટે મેં ઉદયચંદને કહેલું. બીજા દિવસે મેં તે પેટી સંબંધી પુછયું ત્યારે તે કહેવા લાગ્યા કે 'તારે તો હવે દીક્ષા લેવાની છે. પેટીનું શું કામ છે? મેં તો પેટી લીધી નથી. ઉપાશ્રયમાં હોય તો જો, કોઇએ ઠેકાણે મૂકી હશે.' આથી મને કલેશ થયો, પણ મારી પક્ષમાં કોઈ નહીં, લોકો સાધુ અને શેઠનું ખેંચવા લાગ્યા અને મને સમજાવી બીજા ગામ લઈ જઈ, હજામ પાસે માથાના વાળ કાઢી નંખાવી દીક્ષા અપાવી દીધી. સો મહારાજની પક્ષમાં બોલે. મારા દુઃખની વાત કોઇ સાંભળેજ નહીં. આવી રીતે આઠ દસ માસ કાઢયા અને પછી જ્યારે હું ખૂબ કંટાળી ત્યારે એક દયાળુ ગૃહસ્થની મદદ મળવાથી દીક્ષા છોડી દીધી અને

ઘેર આવી. પછી મને ખબર પડી કે મારી પેટી ઉદયચંદને ત્યાંથી ચોરાયાથી તેમણે પોતાની પેટી ગયાની ફરીઆદ નોંધાવી છે માટે આપને વિનંતી કરવાની કે તે પેટીનો માલ મારો છે અને ઉદયચંદ તો મારી પેટી ચોરી ગયા છે. તે પેટીના દાગીનાની યાદી જેટલી મને યાદ આવી છે તેટલી આ સાથે ઉતારીને રજુ કરૂં છું. જેમ જેમ મને યાદ આવશે તેમ તેમ તમને લખી જણાવીશ.

ભદ્રાપુરી.
માગશર સુદ ૧૫

લી. લલિતા મંગળદાસ.
મારફત વકીલ નવનીતરાય બળવંતરાય
મજમુન્દાર બી. એ. એલ.એલ. બી.

બોલો શેઠ! આ પ્રમાણે ફરીઆદ થઇ છે. આ તો ઉલટો ચોર કોટવાળને દંડે એવી વાત કરો છો. તમે આખી પેટી ચોરી ગયા તેનું શું? આ અરજીના પૂરાવામાં અમારી પાસે કનકનગરની પોલીસનાં લખાણ છે, તમે જે માલની વાત કરો છો તે અમારે ત્યાં સીલ બંધ પડયો છે. બોલો શો જવાબ આપો છો?"

શેઠ તો થરથર ધ્રુજવા લાગ્યા. જોડે મદદમાં એક દોઢ ડાહ્યો હતો તે ધીમે રહી શેઠને શીખવણી કરવા લાગ્યો. શેઠ તેની શીખવણી મુજબ કહેવા લાગ્યા "સાહેબ! વકીલ કરી જવાબ દઇશું" એમ કહી પુંઠ ફેરવી ચાલવા લાગ્યા કે ઇન્સ્પેકટરે ક્રોધ કરી કહ્યું "શેઠ ખબરદાર ગયા છો તો? તમારા ઉપર વૉરંટ બજાવવાનું છે." પોલીસ! હાથકડી કરી તેમને જેલમાં લઈ જાઓ." આ હુકમ થતાની સાથે પોલીસે તેમને પકડયા. શેઠની ગભરામણનો પાર રહ્યો નહીં. શેઠ આમ તેમ ફાંફાં મારવા લાગ્યા પણ કોણ મદદે આવે?

ઇન્સ્પેકટર—"શેઠ તમારી સાથે તમારી મદદમાં પાંચ મોટા ગૃહસ્થો આવ્યા હતા તે કયાં છે?"

ઉદયચંદ—"સાહેબ! તેમનેજ જોઉં છું. આ મારી પછવાડે બેઠા, તે પાંચે ગૃહસ્થો હાજર છે" (હસાહસ).

ઇન્સ્પેકટર—"સીપાઇ! એ પાંચે ખાનદાન ગૃહસ્થોનેપણ પકડી જેલમાં લઇ જાઓ."

પોલીસે તેમને પણ પકડયા. તેઓ પાંચે જણ ક્રોધાયમાન થઇ ઉદયચંદને કહેવા લાગ્યા "તમારી જોડે આવ્યા તેમાં અમને શું કરવા પકડાવ્યા ?" (હસાહસ)

એ રીતે ઇન્સ્પેક્ટરે છએ જણને જેલમાં મોકલાવી દીધા. અરધો કલાક આ મંડપનો દેખાવ પોલીસકોર્ટ જેવો બની રહ્યો. પાંચ મીનીટ થઇ કે ગરબડ મટી અને શાંતિ ફેલાઇ. વરકન્યાને ચોરીમંડપમાં બેસાડવામાં આવ્યાં. પછી ધીમે રહી હાર્મોનીયમ સાથે માલતી અને સરલાએ નીચે પ્રમાણે ગરબી ઉપાડી—

(ગરબી)

ગાવા મંડપે આવો, આવો સાથે સખી લાવોરે, ગાવા મંડપે આવો. ટેક.
પરમેશ્વરે પૂર્યા કોડ અમારા, વૃષ્ટિ થઇ આજ અમૃતધારા,
સજ્જન સ્નેહી પધાર્યા રે, ગાવા મંડપે આવો. આવો૦ ૧
લગ્નનો ઉત્સવ મંગળકારી, પરણે છે બેન સરિતા અમારી,
આનંદ સર્વને ભારી રે, ગાવા મંડપે આવો. આવો૦ ૨
વાજાં છત્રીસ પ્રકારનાં વાગે, ચિત્ત ઠરે છે વિધવિધ રાગે,
આનંદ હૃદયે જાગે રે, ગાવા મંડપે આવો. આવો૦ ૩
સજ્જનમંડળની શોભા સારી, આવ્યા અમલદાર રાજદરબારી,
આવી શ્રીમંતોની સ્વારી રે, ગાવા મંડપે આવો. આવો૦ ૪
દેશ પરદેશથી સ્નેહીઓ આવ્યા, સાથે કુટુંબ ને મિત્રને લાવ્યા,
દેખી સૌને મન ભાવ્યા રે, ગાવા મંડપે આવો. આવો૦ ૫
સદ્‌ગુણી શાંત મળ્યા છે વેવાઇ, શાણા અમૃતકુમાર જમાઇ!
તેમની શી ગૃહસ્થાઇ રે, ગાવા મંડપે આવો. આવો૦ ૬
સન્નારીઓની સભા શી ભરાઈ! સુંદર કેવી આ રચના રચાઇ!
હરખે મળી ગીત ગાઇ રે, ગાવા મંડપે આવો. આવો૦ ૭
અમૃતકુમાર સરિતા સંગે, પરણે છે આજે ઉર ઉમંગે,
પામો મહા સુખ રંગે રે, ગાવા મંડપે આવો. આવો૦ ૮

આ ગરબીએ પોલીસકોર્ટના દેખાવની ભાવના ભુશી નાખી મંડપમાં પાછી લગ્ન મહોત્સવની ભાવના પ્રસારી દીધી, સર્વેનાં મન તે ગરબીના મધુર સૂર તરફ આકર્ષાયાં અને મંડપમાં ચારે તરફ આનંદનું વાતાવરણ વ્યાપી રહ્યું. ગોર મહારાજ લગ્નવિધિ કરવા લાગ્યા, અને આશીર્વાદનાં મંગળાચરણો શરૂ કર્યાં. બરાબર સવા નવ થયા કે અમૃતકુમાર અને સરિતાનો હસ્તમેળાપ થયો. સૌએ આ માંગલિક અવસરને તાળીઓના અવાજથી ખૂબ વધાવી લીધો. સ્વયંસેવકોએ, મિત્રોએ અને સ્ત્રીમંડળે પુષ્પ ઉછાળી પુષ્પની વૃષ્ટિ કરી કે હાર્મોનીયમ સાથે માલતી, સરલા, ઉર્મિલા અને ચતુરાએ મધુર સ્વરે નીચેનું મંગળાચરણ શરૂ કર્યું—

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

કેવી અમૃત વૃષ્ટિ આજ વરસે! દૃષ્ટિ પ્રભુએ કરી !
શાંતિની સરિતા અહા વહી રહી કેવી અમીથી ભરી !
શ્રી અમૃતકુમાર સંગ સરિતા સંપૂર્ણ સ્નેહે વરે,
ચોરી મંડપ માંહિ આ વર વધૂ નીહાળી નેત્રો ઠરે. ૧
પામો પ્રેમ પરસ્પરે પ્રતિ પળે સંપૂર્ણ જાયાપતી,
પૂરે સૌ મનકામના પ્રભુ વળી આપે સદા સન્મતિ,
રિદ્ધિ સિદ્ધિ વસો સદા સદનમાં, વૃદ્ધિ હજો વંશની,
પામો લ્હેર સદાય સાગર તણી, પામો સુકીર્તિ ઘણી. ૨
શ્રી બાહુબળનું મહા બળ હજો હસ્તે સુકાર્યક્રમે,
લક્ષ્મીદેવી પ્રસન્ન હો પ્રતિ દિને સંસારના ઉદ્યમે,
વિદ્યાદેવી સરસ્વતી વદનમાં સ્થાયી સદાયે વસો,
દુષ્કર્માદિ તમામનો ક્ષય હજો, સૌ શત્રુ દૂરે ખસો. ૩
આધિ વ્યાધિ ઉપાધિનો લય હજો આરોગ્ય પામો અતિ,
રક્ષા તેત્રીસ કોટિ દેવની હજો, સુખી રહો દંપતી,
દીર્ઘાયુષ અખંડ શાન્તિ અરપે ત્રાતા કૃપાળુ પરમ્,
એવી આશીષ છે મહા સુખ તણી કુર્યાત્ સદા મંગલમ્. ૪

આ પ્રમાણે મંગલાચરણ પૂરૂં થયું કે ચોરીમાં સરિતાને ભેટ તરીકે માલતીએ સોનાનો અછોડો, સરલાએ બંગડીઓ, ઉર્મિલાએ વીંટી અને ચતુરાએ લૉકેટ તેના હાથમાં આપ્યાં. મહાશ્વેતા, કાદંબરી, સાગરિકા વીગેરે સ્ત્રીઓ તરફથી તેમજ ગૃહસ્થો તરફથી અનેક પ્રકારના દાગીનાની અને રોકડ નાણાની ભેટની સરિતા, સરિતાના ખોળામાં વહેવા લાગી. આથી જોનારનાં હૃદયમાં ઉંડી અસર થઇ. જન્મ આપનાર માબાપ તો મરી ગયાં હતાં પણ તેને બદલે અત્યારે તો અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના સભ્યો મિત્રો તથા ભગિની સમાજની સ્ત્રીઓ માતાપિતાની ગરજ સારતાં હોય એવો દેખાવ તેમના પ્રેમભાવ ઉપરથી દષ્ટિગોચર થઇ રહ્યો.

એ પ્રમાણે વિધિ પૂરી થયા પછી વરકન્યા મુરબ્બીઓને નમન કરવા મંડપમાં આવ્યાં. મુરબ્બીઓ આશીર્વાદ આપી યોગ્ય ભેટ આપવા લાગ્યા. તે પછી વરકન્યાને ગાડીમાં બેસાડી

" અમે ઇડરીઓ ગઢ જીત્યાં રે આનંદ ભલા,
અમે કન્યા લઇને ઉઠયાં રે, આનંદ ભલા. "

એમ વરપક્ષવાળી સ્ત્રીઓ ઉમંગથી ગાતી ગાતી ઉતારે ચાલી. થોડી વાર થઈ કે સૌ પોતપોતાને મુકામે ગયાં. બીજા દિવસે આવેલા મ્હેમાનો અને વિદ્વાન મંડળનો લાભ લેવા "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" તરફથી મોટો જાહેર મેળાવડો રાખવામાં આવ્યો. જેમાં ભારતીકુમારનાં પત્ની કાદંબરીનું ભાષણ રાખવામાં આવ્યું. મેળાવડામાં ઘણાં સ્ત્રી પુરૂષોએ હાજરી આપી હતી. આથી લોકોને રસ પડવાથી તે પછીના બે દિવસોમાં પણ બીજાં ભાષણો રાખવામાં આવ્યાં. એ રીતે લગ્ન પ્રસંગનો લાભ લઇ પ્રગતિ કરી મ્હેમાનો ધીમે ધીમે વેરાવવા લાગ્યા. ત્રણ દિવસ જાન રહી. માગશર વદ ૧૩ના રોજ જાન માણેકપુર ગઇ. એ રીતે ચંદ્રકુમારે પોતાની બેન કરતાં પણ વધારે માનેલી સરિતાને ઉમંગભેર પરણાવી સાસરે વળાવી.

# પ્રકરણ ૧૬ મું.

## સરિતા અને લલિતાનો મેળાપ અને લલિતાનું લગ્ન.

(હરિગીત)

અવધિ અરે આવી રહે જ્યારે ઉપાધિ વ્યાધિની,
ત્યારે મળે સંયોગ સીધા વૃષ્ટિ વરસે શાંતિની,
આવી મળે અનુકૂળતા અણધારી ચારે પાસથી,
એવી ગતિ છે કર્મની, ત્યાં ચાલતી બુદ્ધિ નથી.—લેખક.

માણેકપુરમાં અમૃતકુમાર અને સરિતાના લગ્નથી દરેકને સંતોષ થયો, સરિતાએ ધીમે ધીમે ઘર કામનો બોજો ઉપાડી લીધો. મૂળથી ગરીબ અવસ્થામાં ઉછરેલી તેથી કામ કરવાને ટેવાયેલી હતી. મહોલ્લામાં દરેકની સાથે હળીમળીને રહેતી હતી. તે બીજાનું કામ કરી છુટતી હતી. એટલે તેના ઉપર સગાં સંબંધી પાડોશી સૌ સારો ભાવ રાખતાં હતાં.

તેજ મહોલ્લામાં લલિતા રહેતી હતી. તે એકલીજ હતી. તેની ઓરમાન મા તો છ માસથી મરણ પામી હતી.લલિતાને સાધ્વીઓએ ભરમાવી તેને દીક્ષા આપેલી. તે હતી તો પૈસાવાળી પણ તેના ભાગમાં આવેલા પૈસા અને દાગીના ઉદયચંદ શેઠની મારફત સાધુ સાધ્વીઓએ અદ્ધર ઉપાડેલા તેથી તે લાચાર અવસ્થામાં આવેલી. દીક્ષા લીધા પછી સાધ્વીઓએ તેના ઉપર જુલમ ગુજારવામાં બાકી રાખેલી નહીં. મોટી સાધ્વીઓનું કામ તેના માથે નાખેલું. આવી દુર્દશામાં કેટલાક માસ કાઢયા. સુવર્ણપુરમાં ચોમાસું પૂરૂં થયા પછી ઉપાશ્રયમાં ભદ્રાપુરીના નરોતમદાસ તેની સ્ત્રી શાંતાબાઈ અને તેની છોડી ગુણવતી સાથે તેના દુઃખની હકીકત જાહેર કરવાની અચાનક તક મળી આવી, તેથી તેમની મદદથી સાધ્વી વેશ છોડી તેમની સાથે ભદ્રાપુરી આવી અને માણેકપુરમાં એક ભાડાના ઘરમાં રહેવા લાગી. નરોતમદાસે તેને પૈસાની મદદ

કરી વકીલ નવનીતરાયની મારફત ઉદયચંદ ઉપર ફોજદારી ફરીઆદ કરાવી હતી, અને દાવો દાખલ કરાવવાની તૈયારી હતી. તે એકલી હોવાથી ઘણી વખત સરિતા પાસે આવતી. બંને સુખદુઃખની વાતો કરી હૃદય ખાલી કરી સંતોષ માનતાં. સરિતાને લીધે અમૃતકુમાર સાથે લલિતાને બોલવાની છુટ મળી.

અમૃતકુમાર અને સરિતાનો ગૃહસ્થાશ્રમ જોઇ અને પોતે કુંવારી હોવાથી તેના હૃદયમાં પરણવાની ઇચ્છા જે ભરનિદ્રામાં પડી હતી તે ધીમે ધીમે આળસ મરડી જાગૃત થવા લાગી. "પરણું તો શું થાય? દીક્ષા છોડી તેથી શું પરણી ન શકાય? પણ એવો કોણ સારો પરણનાર મળે કે જેથી સંતોષે જીંદગી કાઢું." આવા ઘણા ઘણા તર્ક વિતર્કો તેના મનમાં થવા લાગ્યા. કોઈ કોઇ વખત આ વિચારો તે સરિતા આગળ કાઢતી પણ સરિતાની જીંદગી કેદમાંથી છુટેલા કેદી જેવી હતી, દુનિયાનું પૂરૂં ભાન નહોતું, તેથી લલિતાના દુઃખનું નિવારણ થઇ શકે તેવો પ્રત્યુત્તર આપવા સરિતા અશક્ત હતી. પણ એટલું કહેતી કે ચંદ્રકુમારભાઈ અને સરલાભાભી તથા રસિકલાલ અને માલતી ભાભી બહુજ પરોપકારી છે, મારા ભાઇ કલ્યાણને છોડાવનાર તેજ અને મને પણ છોડાવી પરણાવનાર પણ તેજ. આ પ્રમાણે તેમનાં વખાણ કરી તેમની મદદ મેળવવા આડકતરી રીતે સૂચના કરતી.

થોડા દિવસે નરોતમદાસનો લલિતા ઉપર કાગળ આવ્યો તેમાં તેને ભદ્રાપુરી તેડાવેલી. તે કાગળ લઇ સરિતા પાસે જઇ કહેવા લાગી સરિતા ભાભી! આ પ્રમાણે ભદ્રાપુરીથી નરોતમદાસનો પત્ર આવ્યો છે માટે ભદ્રાપુરી જવા તમારી તથા અમૃતકુમારભાઇની સલાહ લેવા આવી છું.' એમ કહી લલિતાએ સરિતાના હાથમાં કાગળ મુકયો. સરિતા કાગળ લઇ વાંચવા લાગી. વાંચી રહી સરિતાએ જણાવ્યું "મારી તો સલ્લાહ છે કે ભદ્રાપુરી જવું."

લલિતા—"ભાઇ કયાં ગયા છે?"

સરિતા—"દેરે પૂજા કરવા ગયા છે, રોજ તો આ વખતે પૂજા

કરીને આવી જાય છે પણ આજે તો માળી સારાં સારાં વધારે ફૂલ આપી ગયેલો હોવાથી તે ભગવાનના અંગે કેસરના બુટ્ટા પાડી ઉપર બાદલો છાંટી આંગી કરવામાં રોકાયા છે. હું હમણુંજ દર્શન કરીને આવી. ફૂલ ચડાવતા હતા એટલે હવે થોડા વખતમાં આવશે."

લલિતા—"સરિતાબેન! અમૃતકુમારભાઈને તો આંગી રચતાં ઘણીજ સારી આવડે છે. કેસરથી બુટ્ટા અને વેલ એવી સુંદર રીતે પાડે છે કે ઘડીભર તે તરફ આપણું ધ્યાન ખેંચાઈ રહે છે. સ્તવન પણ સારૂં ગાય છે. પૂજા પર તેમને ઘણોજ ભાવ છે. બનતા સુધી કદી પણ પૂજા ચુકતા નહીં હોય."

સરિતા—"હા, તેમને પૂજા ઉપર ઘણોજ ભાવ છે. તેમને લીધે હું પણ કોઈ કોઈ વખત પૂજા કરવા જાઉં છું. સ્તવન પણ નવાં રચે છે, કેટલાંક તેમની પાસેથી હું પણ શીખી છું."

આમ વાતો કરે છે એટલામાં અમૃતકુમાર આવ્યો. લલિતાને જોઈ અમૃતકુમારે પુછ્યું "કેમ લલિતાબેન! તમે અત્યારે ક્યાંથી?"

લલિતા—"તમારી સલાહ લેવા આવી છું."

"પૂજાનાં કપડાં બદલી આવું છું." એમ કહી અમૃતકુમાર બાજુના ઓરડામાં જઈ કપડાં બદલી લલિતા પાસે આવ્યો. લલિતાએ પેલો કાગળ આપ્યો. અમૃતકુમારે કાગળ વાંચી જણાવ્યું "લલિતાબેન! જરૂર ભદ્રાપુરી જાઓ, નરોત્તમદાસ તમારા ખરા શુભેચ્છક છે એટલે મહત્વના કામ શીવાય તમને તાકીદે બોલાવે નહીં."

લલિતા—"સરિતાબેને પણ મને એજ સલાહ આપી છે માટે હું આજે બપોરે નરોત્તમદાસને ત્યાં ભદ્રાપુરી જાઉં છું."

સરિતા—"લલિતા બેન! તમે ભદ્રાપુરી જાઓ છો તો મારૂં એક કામ કરો. તમે ચંદ્રકુમારભાઈને ઓળખો છો અને ઘર પણ જોયું છે. ભૂલી તો નહીં ગયાં હો."

લલિતા—"વાહ! તમારા લગ્ન વખતે હું જાનમાં આવી હતી. ચંદ્રકુમારના ઘેરેજ લગ્ન થયાં હતાં તે કેમ ભૂલી જવાય?"

સરિતા—"ત્યારે હું તમને સરલાભાભી ઉપર તથા માલતીભાભી ઉપર પત્ર લખી આપું છું તે ચંદ્રકુમારભાઈને ત્યાં જઈ જરૂર આપશો એટલી મારે માટે તસ્દી લેશો."

લલિતા—"વાહ! એમાં તસ્દી શાની? જરૂર તેમને ત્યાં જઇ પત્ર હાથોહાથ આપી આવીશ."

સરિતાએ બે કાગળ લખીને આપ્યા. લલિતા ત્યાંથી ઉઠી ઘેર ગઈ અને બપોરની ટ્રેનમાં ભદ્રાપુરી જઇ ભાડાની ગાડીમાં નરોત્તમદાસને ત્યાં ગઈ. ગુણવતી બારણા આગળ ઉભી હતી. તે લલિતાને જોઇ ખુશી થઇ, અને હાથ પકડી ઘરમાં લઇ જઇ માને કહેવા લાગી "બા બા! લલિતાબેન આવ્યાં." આ સાંભળી નરોત્તમદાસ ઉપરથી નીચે આવ્યો અને લલિતાને હસતે મુખે કહેવા લાગ્યો, "બેન લલિતા! લગ્નમાં તોફાન કરનાર પેલા ઉદયચંદને પોલીસે પૂરેપૂરો સપડાવ્યો છે. હાલ તો જામીન ઉપર છોડયો છે પણ આખરે જેલમાં જવાનો અને તમારા દાગીના પણ આવશે. આપણી મદદમાં પેલા રસિકલાલ અને ચંદ્રકુમાર તથા તેમના મિત્રો છે તે આપણી વતી લડે તેવા છે. આ સમાચાર કહેવા તથા ગુણવતી રોજ સંભારતી હતી તેથી કાગળ લખી તને તેડાવી છે. એક બીજું પણ કામ છે. તે ગુણવતીની બા નિરાંતે તને કહેશે."

લલિતા—"મને પણ મળવાનું મન થયું હતું. પણ વિચાર કરતી હતી કે શા બ્હાને જાઉં?"

નરોત્તમદાસ—"તારે અહીં આવવા માટે વિચાર શો? તારા બાપનું ઘર સમજવું. જરા પણ જુદાઇ ન સમજવી."

લલિતા—"જો જુદાઈ ગણી હોત તો તમારી સાથે શી રીતે આવત? પણ તમે ચંદ્રકુમારનું નામ સંભાર્યું એટલે મને ચંદ્રકુમારને આપવાના કાગળ યાદ આવ્યા. મારે તેમને ત્યાં જવાનો વિચાર છે. મને સરિતાએ બે પત્રો આપ્યા છે તે તેમને આપવા જવું છે. હજુ વાળુની વાર છે માટે ત્યાં જઇ આવું, તે બ્હાને તેમને મળાશે પણ ખરૂં."

નરોત્તમદાસ—"ચંદ્રકુમારનું ઘર જોયું છે ?"

લલિતા—"અમૃતકુમારની જાનમાં અત્રે આવી હતી ત્યારે જોયું હતું. મને થોડું ઘણું યાદ છે."

નરોત્તમદાસ—"એકલી ભૂલી પડીશ, ગુણવતીને સાથે લઈ જા."

"ચાલો ગુણવતી બેન !" એમ કહી લલિતા તેને સાથે લઈ ચંદ્રકુમારને ત્યાં ગઈ. સરલા ઘરમાં હતી, તેણે શેત્રંજી પાથરી બેસાડી સત્કાર કર્યો. લલિતાએ તરતજ સરલાના હાથમાં કાગળ મુકયો.

સરલા કાગળ વાંચી ખુશી થઇ કહેવા લાગી "લલિતાબેન ! તમારે તો અમારે ત્યાં ઉતરવું જોઇએ. સરિતાએ ખાસ કરી લખ્યું છે કે તેમને માલતીબેનની ઓળખાણ કરાવજો અને તેમને મદદ કરજો. માટે હવે તમે અહીંજ રોકાઇ જાઓ, તે (ચંદ્રકુમાર) હમણાં ઑફીસમાંથી આવતા હશે."

લલિતા—"જ્યાં હું ઉતરી છું ત્યાં ઘર જેવુંજ છે. નરોત્તમદાસ મારા મુરબ્બી છે, તમે જાણતાં ન હો તો જણાવું કે તે મુરબ્બીએ મને સાધ્વીનાં કપડાં મુકાવી આ કપડાં પહેરાવી દુઃખમાંથી મુક્ત કરી છે. આ તેમની દીકરી ગુણવતી છે. ગુણવતીની બા શાંતાબાઇનો મારા ઉપર ઘણોજ પ્રેમ છે અને તેમણેજ મળવાની ખાતર પત્ર લખી મને અહીં તેડાવી છે. મારા દુઃખનો હેવાલ તમે સરિતાના લગ્ન વખતે સાંભળ્યો હશે. ઉદયચંદ ઉપર ફરીઆદ કરનાર લલિતા તે હું પોતેજ. જાનમાં હું પણ આવી હતી. પણ આપણી વચ્ચે કાંઈ વાતચીત થઈ નહોતી."

સરલા—"એમ કે ? ત્યારે તો તમને બરાબર ઓળખ્યાં. ઠગભકતો કેવું તોફાન કરે છે તે જોયું ને ?"

એટલામાં કલ્યાણ નિશાળથી આવ્યો. તેને બતાવી સરલા કહેવા લાગી "આ સરિતાનો ભાઇ, જેને છાની રીતે સાધુએ દીક્ષા આપી હતી અને પછી સાધુનું પોકળ પકડાયું તે આ ભાઇ. સૂર્યવિજય અને તેમના સાધુઓ તો કસાઇ કરતાં ભુંડા છે."

લલિતા—"આવાં કેટલાંક છોકરાંને ભોંયરામાં અને ઘરમાં સંતાડે છે અને ખૂબ ત્રાસ આપે છે. પરભવમાં શું તેમનું કલ્યાણ થશે તે સમજાતું નથી. અમે તો રોજ આવું જોઇ કંટાળી ગયેલાં. સારૂં થજો નરોત્તમદાસભાઇનું કે અચાનક સુવર્ણપુરમાં ઉપાશ્રયમાં આવી ચડયા અને મને વિનોદશ્રી સાધ્વીની જેલમાંથી છોડાવી ઘેર લાવ્યા. સરલા બેન ! હવે માલતીબેનને કાગળ આપવા અને મળવા માટે કયારે જઇશું ?"

સરલા—"ફરી આવીને રાત્રે આઠ વાગે ઘેર આવશે તે વખતે અગર કાલે સવારે અને બપોરે મળશે."

લલિતા—"ત્યારે કાલે બપોરે એક વાગે તેમને ત્યાં જવા માટે અમે અત્રે આવીશું."

સરલા—"તમે ફેરો ખાશો નહીં. હું બાર વાગે તમારે ત્યાં આવીશ. નરોત્તમદાસનું ઘર મેં જોયેલું છે."

લલિતા—"બહુ સારૂં ! આપણે ત્યાંથી માલતી બેનને ત્યાં જઈશું" એમ કહી તેઓ ઘેર આવ્યાં.

લલિતા અને ગુણવતી વચ્ચે બેનપણી જેવો સંબંધ થોડો ઘણો બંધાવવા લાગ્યો, વાળુ કરી તેઓ મેડા ઉપર વાતો કરવા લાગ્યાં. વાત કરતાં ગુણવતી પોતાના સસરાના ઘરના કુટુંબી જનોની વાત ઉપર ઉતરી અને ગૃહસ્થાશ્રમની હકીકત જણાવવા લાગી. આથી લલિતાના હૃદયમાં લગ્નનો વિચાર પાછો તાજો થયો. તેવામાં શાંતાબાઈ ઉપર આવી કહેવા લાગી "બેન લલિતા ! એક તારી સલાહ લેવાની છે. અમે તને પુછયા શીવાય કોઇ સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો છે અને તે બનવાનો ચોકસ સંભવ છે. માટે ખાસ તેજ મુદ્દાના કામે તને તેડાવી છે. ગુણવતી ! તેં તેને વાત કરી ?"

ગુણવતી—"ના, મેં કાંઈ વાત કરી નથી. મેં તો મોંઘમ મારા ઘરની વાત કરી છે. "ઠીક ત્યારે હું કાગળ લઈ આવું" એમ કહી શાંતાબાઈ નીચે ઉતરી. નરોત્તમદાસ પાસેથી કાગળ લઇ ઉપર આવી લલિતાને વાંચવા આપ્યો. લલિતા કાગળ હાથમાં લઇ વાંચવા લાગી—

**શા. નરોત્તમદાસ વનમાળીદાસ.** મુકામ–ભદ્રાપુરી.

નવાકોટથી લી. પીતાંબરદાસ મગનલાલના જુહાર વાંચશો. તમારો પત્ર મળ્યો. પત્રમાં લખેલી હકીકત કહેવા માટે ગુણવતીના સસરા પાસે ગયો. તેમણે મને કહ્યું કે "લલિતાને પરણાવવાનો વિચાર હોય તો હું લેવાને તૈયાર છું. બીજી બે કન્યાઓ આવે છે પણ તે નાની છે, લલિતા આશરે ઓગણીસ વીસ વરસની છે, તે તેનું સંભાળી શકે અને અમારા માથેથી બોજો ઓછો થાય. તેણે કુમાર અવસ્થામાં દીક્ષા લીધી હતી અને હાલ છોડી દીધી છે તે હું જાણું છું. તે માટે મને જરા પણ વાંધો નથી, ઉલટો ઘણો ખુશી છું કે દુઃખીનો ઉદ્ધાર કરવાની તક મળી છે. મેં મારા ભોગીલાલની પણ સંમતિ મેળવી છે. તેણે હા પાડી છે અને મને ત્યાં સુધી કહેવરાવ્યું છે કે તે મળે ત્યાં સુધી બીજી કન્યા લેશો નહીં. તે ખાનદાન ગૃહસ્થ કુટુંબની છે. લલિતાને પુછી ખુલાસો મંગાવો અને જો તે હા પાડે તો સગપણ કરી આ માહ માસમાંજ લગ્ન કરી નાખીએ. ભોગીલાલનું બીજી વારનું લગ્ન કરવાનું છે એટલે મારે કાંઈ ધામધુમ કરવાની નથી. યોગ્ય લાગે તો તમે તેને લઇને અહીં આવો એટલે વિધિપૂર્વક લગ્ન કરી નાખીએ."

આ પ્રમાણે તેમણે મને સમાચાર કહ્યા છે માટે લલિતાને બોલાવી તેને પુછી નક્કી કરો. આળસમાં કાઢશો નહીં. **દા. પીતાંબરદાસ.**

ઉપર પ્રમાણે પત્ર વાંચી લલિતા હશી ગઇ અને શાંતાબાઇની સામું જોઇ શરમાઇને બોલી "આમાં મારી સલાહ લેવા જેવું હોય? તમે અત્યારે મારાં માબાપ તુલ્ય છો." આ શબ્દોની સાથે હૃદયમાં લાગણી થતાં લલિતાની આંખોમાં ઝળઝળીઆં ભરાયાં.

"આ માટે તને બોલાવી છે, હું હમણાં નીચે જઇ પાછી આવું છું." એમ વાતનો પડદો દૂર કરી શાંતાબાઈ નીચે ગઇ અને લલિતા અને ગુણવતી મેડા ઉપર એકલાં છુટથી વાતો કરવા લાગ્યાં.

ગુણવતી—"લલિતાબેન! કાગળ બરાબર ધ્યાનપૂર્વક વાંચ્યો ને?"

લલિતા—"હા, બરાબર અક્ષરે અક્ષર વાંચ્યો."

ગુણવતી—"બધું સમજાય છે ને?"

લલિતા—"મુદ્દાની વાત તો સમજાઇ છે, પણ જેટલી ખાનગીમાં સમજાવવી બાકી હોય તેટલી તમે સમજાવી પૂરી કરો."

ગુણવતી—"જુઓ ! ભોગીલાલ મારા જેઠ થાય છે. ગઈ દીવાળીમાં રાંડયા છે, તેમની ઉંમર આશરે ત્રીસ વરસની છે, ઘર સારૂં છે, પૈસાવાળા છે અને ભણેલા છે. કન્યાઓ આવે છે પણ નાની આવે છે તેથી અટકયું છે. મારા જેઠનો સ્વભાવ ઘણોજ સારો છે, માટે હા પાડો તો થોડા વખતમાં હું તમારી દેરાણી બની જાઉં અને તમે મારાં જેઠાણી બની જાઓ. અમે સૌ ભેગાંજ રહીએ છીએ. સંપ ઘણો સારો છે. સસરા છે અને સાસુ મરી ગયાં છે. તમારા દીયરની ઉંમર આશરે પચીસ વર્ષની છે" એમ જણાવી ત્યાંથી ઉઠી પોતાની ટ્રંક ઉઘાડી તેમાંથી બંને ભાઇનો ભેગો પડાવેલો ફોટો લાવી લલિતાના હાથમાં મુકી ગુણવતી ફોટામાં આંગળી વતી બતાવી કહેવા લાગી "જુઓ ! આ બંને ભાઇના ફોટા છે. ખુરશી ઉપર બેઠા છે તે મારા જેઠ ભોગીલાલ અને તેમની પાછળ ઉભા છે તે તમારા દીયર."

લલિતા પ્રસન્ન થઈ હશીને મશ્કરીમાં બોલી "ગુણવતી બેન ! તમે પણ પૂરેપૂરાં ચાલાક જણાઓ છો, એટલામાં તો મને તમારાં જેઠાણી બનાવી તમે મારાં દેરાણી બની ગયાં. બોલવામાં ચતુર છો." એમ કટાક્ષ કરી લલિતાએ ફોટામાં બતાવી ગુણવતીને પુછ્યું "આ તમારા જેઠનું નામ તો ભોગીલાલ પણ આ મારા દીયરનું નામ શું ?"

ગુણવતી—"તેમનું નામ મારા નામને મળતું છે."

લલિતા—"ગુણવંતલાલ છે ?"

ગુણવતી—"હા, એજ નામ."

લલિતા—"ફોટો બતાવતાં શરમ ન આવી અને નામ દેવામાં શરમ આવી ?"

ગુણવતી—"એ તો આપણા વ્યવહારમાં એમજ ચાલે."

લલિતા—"તેઓ શા ધંધો કરે છે ?"

ગુણવતી—"મોટી શરાફી પેઢી છે. મુંબઈ, કનકનગર, રતલામ વીગેરે સ્થળે દુકાનો છે. બંને ભાઈઓનો અને મારા સસરાનો સ્વભાવ ઘણો સારો હોવાથી હળીમળીને ઘણું સારૂં કામ કરે છે. માટે જે વાત

કાગળમાં જણાવી છે તેની હા પાડો એટલે લગ્ન થઇ જાય અને આપણે ખરેખરાં દેરાણી જેઠાણી બની જઇએ."

લલિતા—"મેં તો તમારી બાને સંમતિ આપી દીધી છે. બાકી રહ્યું હોય તો નરોત્તમદાસભાઈ પાસે જઈ આજ ને આજ કાગળ લખાવી રવાના કરો. વળી અંદર એટલું પણ લખાવજો કે લગ્ન પણ ત્યાંજ કરીશું. આપણે ત્યાં જઈશું. દીક્ષા છોડીને પરણવામાં મને શરમ આવે છે." એમ કહી લલિતા મંદ હાસ્ય કરવા લાગી.

ગુણવતી આ સાંભળી નીચે ગઇ, લલિતાએ કરેલી સૂચના તેમને જણાવી. નરોત્તમદાસે કલમ હાથમાં પકડી તરતજ કાગળ લખવો શરૂ કર્યો. સલાહ મેળવી લખવું ઘટે તે લખ્યું. તે કાગળ લઈ ગુણવતી ઉપર આવી.

"લલિતાબેન જુઓ! આ પ્રમાણે કાગળ લખ્યો છે, કાંઇ સુધારો વધારો કરવો છે?" એમ કહી ગુણવતીએ તે કાગળ લલિતાના હાથમાં મુકયો. લલિતા તરતજ વાંચવા લાગી—

**શેઠ બહેચરદાસ મોહનલાલ.** મુકામ-નવાકોટ.

શ્રી ભદ્રાપુરીથી લી. નરોત્તમદાસ વનમાળીદાસના જુહાર વાંચશો. શા. પીતાંબરદાસ મગનલાલ તમને મળ્યા અને તમે તેમની મારફત ખુલાસો મંગાવ્યો તો તે સંબંધી તમને જણાવવાનું કે તમારા સમાચાર આવવાથી મેં લલિતાને તરતજ માણેકપુરથી બોલાવી. તેને તમામ હકીકત જણાવી. તે જાણી ખુશી થઈ છે. તમારા ચી. ભોગીલાલ સાથે તેનું લગ્ન થાય તે માટે તેની સંપૂર્ણ સંમતિ છે. ખાત્રી માટે નીચે તેના હાથે સહી કરાવી છે. ઉમરલાયક રહી એટલે સહી કરાવવી ઉચિત લાગી છે માટે સગપણ કર્યાની નિશાની તરીકે શા. પીતાંબરદાસ રૂપીઓ આપશે અને ચાંલ્લો કરશે તે સ્વીકારશો. મારી ઈચ્છા એવી છે કે અઠવાડીઆમાં લગ્ન કરી નાખવું. પછી ઉનાળામાં વાત જાય. એટલા માટે મુદ્દામ ટ્રેનમાં માણસ મોકલ્યો છે માટે પત્રનો જવાબ લખશો. લલિતાને મારે ત્યાં રોકી રાખી છે. તમારો જવાબ આવેથી તેને લઈ લગ્ન માટે તમારી તરફ આવીશું. અમારા માટે જુદા મકાનની તજવીજ કરાવશો.

**દા. નરોત્તમદાસ.**

લલિતા કાગળ વાંચી પ્રસન્ન થઇ. સહી કરવા માટે ગુણવતી પાસે કલમ ને ખડીઓ મંગાવી નીચે પ્રમાણે કાગળમાં સહી કરી—

" મુરબ્બી શ્રી નરોત્તમદાસે ઉપર પ્રમાણે જે હકીકત લખી છે તેને મારી સંપૂર્ણ સંમતિ છે. મને પુછીનેજ આ પત્ર લખેલો છે."

લી. લલિતા મંગળદાસ.

એ રીતે સહી કરી કાગળ ગુણવતીને આપ્યો કે તે તરતજ નરોત્તમદાસને આપી આવી. નરોત્તમદાસે મુદ્દામ પોતાના માણસને રાત્રે ટ્રેનમાં નવાકોટ મોકલ્યો. તે માણસ રાત્રે ત્યાં પહોંચ્યો અને પીતાંબરદાસને મળી કાગળ આપી હકીકત કહી.

સવારે પીતાંબરદાસ, શેઠ બહેચરદાસ પાસે ગયો અને પેલો કાગળ આપ્યો. કાગળથી તેમને સંતોષ થયો અને બંને ભાઇઓને બોલાવી હકીકત જણાવી. ઘરમાં સલાહ લેવા માટે કોઈ સ્ત્રીવર્ગમાં નહોતું. નાના છોકરાની વહુ ગુણવતી તો પિયરમાં હતી. બંને ભાઇની સલાહ મેળવી સગપણ નક્કી કર્યું, વિધિ કરવા આડોશી પાડોશી સ્નેહી સંબંધીઓને જલ્દી બોલાવવા માણસો મોકલ્યા. એક કલાકમાં ઘણાખરા આવ્યા. કંકુ ચોખા મંગાવ્યા. પીતાંબરદાસે ઉભા થઇ ભોગીલાલને ચાંલ્લો કરી જણાવ્યું "માણેકપુરની લલિતા મંગળદાસનું સગપણ શેઠ ભોગીલાલ સાથે કરવામાં આવે છે." એમ જાહેર કરી ભોગીલાલના હાથમાં રૂપીઓ આપ્યો. આવેલા ગૃહસ્થો જાણીને ખુશી થયા. લલિતાને સૌ સારી રીતે ઓળખતા હતા. પછી ચા પાનસોપારી લઈ સર્વે વિદાય થયા.

એ રીતે સગપણ નક્કી કરી જોશીને બોલાવી માહ વદ ૧૩નું મુહૂર્ત કાઢી નરોત્તમદાસને ભદ્રાપુરી તારથી ખબર આપી દીધી અને પીતાંબરદાસને વીગતવાર કાગળ લખી આપ્યો. તે કાગળ લઈ પેલો માણસ ભદ્રાપુરી ગયો.

બારના શુમારે સરલા, માલતીને ત્યાં જવા લલિતાને તેડવા આવી. આ વખતે લલિતાના મોં ઉપર પ્રસન્નતા છવાઇ રહી હતી. હાલવા

ચાલવામાં, બોલવામાં, દરેક બાબતમાં આનંદનાં ચિન્હ ઉભરાઇ જતાં હતાં. સરલાને જોઇ ગુણવતીએ વધામણી ખાધી કે "લલિતા બેનનાં આજે સગપણ કર્યાં. હમણાંજ તાર આવ્યો. વળી બીજી વધામણી ખાઉં, વદ ૧૩ ના રોજ લગ્ન પણ ઠર્યાં છે. વચ્ચે માત્ર અઠવાડીઉએ પૂરૂં નથી" આ સાંભળી ખુશી થઇ સરલા બોલી "હવે મને સમજણ પડી. લલિતાબેન કેમ આજે આટલાં બધાં ખુશી છે તે પુછવાનું કરતી હતી એટલામાં તો તમે વધામણી ખાધી. ચાલો હવે આપણે માલતી બેનને ત્યાં જઈએ." એમ કહી ત્રણે જણ ત્યાંથી નીકળ્યાં. ઘર વેગળું હોવાથી ભાડાની ગાડી કરી ત્યાં ગયાં. નીચે માલતીને મળી તેઓ ઉપર જઇ રસિકલાલને મળ્યાં. સરલાએ ઓળખાણ કરાવી. પછી લલિતાએ માલતીના હાથમાં સરિતાએ આપેલો કાગળ મુકયો. માલતીએ વાંચી રસિકલાલને વાંચવા આપ્યો. બંને જણને કાગળથી સંતોષ થયો અને તેના ઘરના સમાચાર પુછયા.

લલિતા—"સરિતા તમારા બધાનો ઘણોજ ઉપકાર માને છે. વારંવાર સરલાબેનને અને માલતીબેનને સંભારે છે."

માલતી—"તમારા માટે તે અમને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે તેમને મદદ કરજો."

લલિતા—"અમે બંને જોડે રહીએ છીએ, અને રોજ બપોરે ભેગાં થઇએ છીએ. સુખ દુઃખની વાતો કરીએ છીએ. તેણે સંસારીપણે સાધ્વીનો ત્રાસ ભોગવ્યો અને મેં દીક્ષા લઇને ભોગવ્યો. આ ગુણવતીના પિતાશ્રી શેઠ નરોત્તમદાસ ન મળ્યા હોત તો કોણ જાણે આ હું લલિતા જીવતી હોત કે આપઘાત કરી મરણ પામી હોત. તેમની સહાયતાથી આ કપડાં પહેરી સંસારીપણામાં આવી છું. તેમનો ગુણ મારાથી કદી પણ ભૂલાય તેમ નથી."

સરલા—"કેમ એટલેથી અટકયાં ? આગળની હકીકત કહોને ? કેમ બીજો ઉપકાર ગણાવવો ભૂલી જાઓ છો ? તમે મુદ્દાની વાત તો કરતાંજ નથી."

માલતી—“ કાંઇ વિશેષ જાણુવા જોગ છે ? ”

સરલા—“ હા, તેમનું સગપણ કર્યાનો હમણાંજ તાર આવ્યો. વળી માહ વદ ૧૩ નું લગ્ન છે. કહો આ થોડો ઉપકાર છે ? હવે તો આ ગુણવતી અને લલિતા દેરાણી જેઠાણી થયાં એમ ગુણવતીની બા શાંતાબાઇ કહેતાં હતાં. ”

માલતી—“ ગુણવતીબેન ! તમારૂં સાસરૂં કયા ગામ ? ”

ગુણવતી—“ નવાકોટમાં બહેચરદાસને ત્યાં. ”

રસિકલાલ—“ તે તો મોટા શરાફ છે. તેમને બે છોકરા છે. એકનું નામ ભોગીલાલ અને બીજાનું નામ ગુણવંતલાલ. તેમને સારી રીતે ઓળખું છું. ”

ગુણવતી—“ ભોગીલાલ મારા જેઠ થાય. તેમની સ્ત્રી ગઇ દીવાળીમાં દેવગત થઇ હતી, તેમની સાથે આ લલિતાબેનનું સગપણ કર્યું અને વદ ૧૩ નાં લગ્ન છે. મારે આજકાલ જવું પડશે, સ્ત્રીવર્ગમાં હુંજ છું, નથી સાસુ નણંદ કે ફઇજી. બીજીવાર લગ્ન છે એટલે વધારે પરિશ્રમ પડે તેમ નથી. ”

રસિકલાલ—“ જોઇ શેઠ નરોત્તમદાસની કામ કરવાની શક્તિ? બોલવું ઓછું અને કામ કરી બતાવવું તે આનું નામ. લલિતાબેનને જુલ્મી સાધ્વીના પંઝામાંથી છોડાવી ઘેર લાવ્યા, તેમની લુટાતી મીલકત મેળવવા ફરીઆદ કરાવી અને સારો પતિ મેળવી આપ્યો. કેવી કામ કરવાની સધીરાઈ અને ચાલાકી ! ધન્ય છે તેમને.

લલિતાબેન ! મને તમારી હકીકત નવનીતરાય વકીલે કહી છે, તમને દાગીના પૂરતો અવેજ મળશે. કેસ કોરટમાં ચાલે છે. તેમાં મારી પણ શાક્ષી છે. તમારી પેટી ચોરનાર તો જયંતીલાલ છે. પણ તે ઉદયચંદના માથે પડે તેમ છે. તમારો કેસ મોટો ભેદભરેલો થઇ પડયો છે. પણ ચોરી કરનાર મૂળ માણસ જયંતીલાલ રેલ્વે અકસ્માતમાં મરણ પામ્યો છે એટલે ઝટ પાર આવશે. ઉદયચંદ તો જરૂર સપડાશે.”

લલિતા—"એવા લોકોને તો શિક્ષા થવી જોઇએ, મારા જેવી કેટલી બધી કુમારિકાઓના દાગીના સંતાડે છે અને વિધવાઓના પૈસા તો હોઇઆંજ કરી જાય છે."

રસિકલાલ—"તે પોકળ પણ ફૂટયું છે. દાણચોરીમાં પકડાયેલી સૂર્યવિજયના પરિગ્રહની પેટીઓમાંથી ઘણા પ્રપંચ બહાર આવશે.સરકાર કોઇને છોડે તેમ નથી."

માલતી—"હવે મારે મુદ્દાની વાત કરવાની છે. આજની ખુશાલીમાં આપણે જોડે બેશી કંસાર જમીએ. હું તો આજનો દિવસ લલિતાબેનને માટે આનંદદાયક ગણું છું, માટે ના કહેશો તો તે ચાલશે નહીં."

લલિતા—"મારે તે બાબત ના નજ હોય. ગુણવતીની બા મને રજા આપે તો આવું."

"તે ના નહીંજ પાડે હું તમારી સાથે મોટરમાં આવું છું અને નક્કી કરૂં છું" એમ કહી માલતીએ મોટર મંગાવી અને તેઓ નરોત્તમદાસને ત્યાં ગયાં.

ત્યાં ગયાં તો નવાકોટ મોકલેલો માણુસ પત્ર લઈને આવ્યો હતો. એટલે ઘરમાં લગ્નની વાતોજ ચાલતી હતી. ગુણવતીએ નીચે પાટ ઉપર શેત્રંજી પાથરી તેમને બેસાડયાં. ગુણવતીએ તેમની ઓળખાણ કરાવી. પછી માલતી કહેવા લાગી "આજે લલિતા બેનના સગપણની વધામણીની ખુશાલીમાં મારે ત્યાં તેમને અને ગુણવતી બેનને જમવાનું છે, માટે તમારી પાસે રજા લેવા આવી છું."

"ના આજ તો મારે ત્યાં, કાલે તમારે ત્યાં આવશે" એમ કહી શાંતાબાઇએ પ્રથમ તો ના પાડી, પણ માલતીએ ઘણો આગ્રહ કર્યો એટલે તેની માગણીનો સ્વીકાર થયો. પણ ગુણવતીને સાંજની ટ્રેનમાં નવાકોટ જવાનું હોવાથી તેને માટે ના પાડી. થોડીવાર વાત કરી તે ઉઠયાં. સરલા પરભારી પોતાને ત્યાં ગઈ અને લલિતા અને માલતી બંને જણુ રસિકલાલને ત્યાં ગયાં. સાડા પાંચ વાગ્યા કે તે સાથે જમવા બેઠાં. જમતાં જમતાં દીક્ષાની વાતો નીકળી.

લલિતા—"અમારા ઉપર એવો સખ્ત પ્હેરો હોય છે કે કોઈ પણ કાગળ અમારાથી ખાનગી રીતે લખાય નહીં. જો અમે લખીએ તે અમારા સાધ્વીગુરૂ વાંચે અને તેમને યોગ્ય લાગે તો કાગળ ટપાલમાં નાખે. અમારા ઉપર કોઇનો કાગળ આવે તો તે વાંચી અમને આપવા જેવો હોય તો આપે અગર તે બ્હારોબ્હાર ખોટા સમાચાર લખી તેમને અમારા સંબંધી અવળું સમજાવે. અમારા નામથી ખોટા કાગળો લખે. અમારી સાથે કોઇને વાત કરવા દે નહીં. જો કોઈ વાત કરવા આવે તો ખાનગીમાં તેમને પુછી લે. અમને પણ પુછે. અમો વહોરવા જઇએ ત્યાં પણ અમારી જોડે ચોકી તો હોયજ. આવી ખરાબ સ્થિતિ છે. અમારામાંથી કેટલીક સારી પણ માથાની ફરેલી સાધ્વીઓ તો પદ્મવિજયના સંઘાડામાં જતી રહી છે. પેલાં જુલ્મી કંચનશ્રી પાસે કેટલીક નાની સાધ્વીઓ દુઃખમાં અને ગુલામગીરીમાં સડયા કરે છે તેમને જો કોઈ છોડાવે તો ખરેખર ઘણુંજ પુણ્ય થાય. ઘણા લોકોને દયા આવે છે પણ સાધ્વીઓની ગાળો કોણ ખાય ? નરોત્તમદાસ અને તમારા જેવા હીંમતવાળા કોઇ નીકળે તોજ તેમનો ઉદ્ધાર થાય."

માલતી—"તમને તેમનાં નામ યાદ છે ?"

લલિતા—"ચારના સહવાસમાં હું આવી છું, તેમનાં નામ યાદ છે, એકનું નામ કુમુદશ્રી, બીજીનું નામ કમળાશ્રી, ત્રીજીનું કાંતિશ્રી, ચોથીનું કેસરશ્રી અને બીજી પણ છે. બિચારી રોજ દંડાનો અને ઓઘાનો માર ખાય છે. જો કોઈ બાઈ પક્ષ લઇ બોલવા જાય તો તેમના ઉપર ક્રોધ કરી તેમને ધમકાવે."

માલતી—"આ સાધ્વીઓને દુઃખમાંથી છોડાવવાનો ઉપાય છે ?"

લલિતા—"ઉપાય છે, પણ તે કામ તમારા જેવા ઉપાડે તોજ બની શકે. તેવી સાધ્વીઓની મુસ્કેલીઓ ખરી છે, પ્રથમ તે બિચારી અજાણપણામાં સાધ્વીઓના મોહથી લલચાઈ, મોક્ષના સુખના વર્ણનથી લોભાઈ દીક્ષાની જાળમાં સપડાય છે. સપડાયા પછી સાધ્વીઓ તેમના ઉપર સરદાર બની જાય છે. જ્યારે ગુલામગીરી

કરવાનો અને માર ખાવાનો વખત આવે છે ત્યારે પસ્તાય છે અને નાસવાનું મન થાય છે. પણ નાસીને ક્યાં જવું ? પુરૂષો તો છુટીને નોકરીમાં રહી નિર્વાહ ચલાવે પણ સ્ત્રીજાતિ શું કરે ? તેમને કોણ પરણે ? એકલી રહે તો લોકો ભાતભાતનાં આળ મુકી તેને હલકી પાડે. આ કારણથી મુંગે મોંઢે ગાળો અને માર સહન કરી ગુલામી દશા ભોગવે છે. જો તેમનો હાથ પકડી પરણનાર સારા માણસો મળી આવે તો જેટલી કુંવારી સાધ્વીઓ છે તેમાંથી કેટલીક છુટીને નાશી આવવાને તૈયાર છે. કોઇ પૂરેપૂરો હાથ પકડનાર જોઇએ. માટે તેવી નાની કુમારી સાધ્વીઓનો ઉદ્ધાર કરવો હોય તો તેમને પરણનાર ઉમેદવાર તૈયાર રાખો. તમે જો તે કામ ઉપાડતા હો તો વધારે નહીં તો પણ ચાર પાંચ સાધ્વીઓ તો હમણાંજ મુક્ત કરી શકો તેમ છે. અમને જ્યારે જ્યારે મળવાનો વખત આવતો ત્યારે ત્યારે અમે આજ મુશ્કેલીની વાતો કરતાં હતાં. કેટલીક સધવા સ્ત્રીઓ સાધ્વી થયેલી તે પણ કંટાળે છે પણ શું કરે, પાછાં કપડાં પહેરે તો ધણી રાખે નહીં, અગર તે બીજી સ્ત્રી પરણી ચુકયો હોય. કેટલીક વિધવાનો પણ મરો છે, જે માથાની અને બોલકણી હોય છે તે ફાવે છે. સાધુ કરતાં સાધ્વીઓની ખટપટ તો આગળ વધે તેવી છે.''

માલતી—" તમારા અનુભવની વાતો સાંભળી અમારૂં હૃદય બળી જાય છે. તે દિશામાં અમે પ્રયત્ન તો કરી રહ્યાં છીએ, ધીમે ધીમે અમારૂં બળ પણ વધતું ગયું છે, લોકોની આંખો પણ થોડી ઘણી ઉઘડી છે. સાધુસંસ્થાને સુધારવા પ્રયત્ન પણ ચાલી રહ્યા છે."

આમ વાતમાં ને વાતમાં તે જમી રહ્યાં. જમ્યા પછી થોડી વાત કરી રસિકલાલ અને માલતી મોટરમાં ફરવા નીકળ્યાં, લલિતાને સાથે લીધી અને રસ્તામાં તેને નરોત્તમદાસને ત્યાં ઉતારી ચંદ્રકુમાર અને સરલાને લઇને ફરવા ગયાં.

રાતની ટ્રેનમાં ગુણવતી નવાકોટ ગઇ અને લગ્નની તૈયારીઓ કરવા લાગી. નરોત્તમદાસે પણ થોડી ઘણી કંકુત્રીઓ છપાવી લલિ-

તાના, સગા સંબંધી અને નરોત્તમદાસના મિત્ર મંડળમાં મોકલી આપી. લગ્નના આગલા દિવસે શેઠ નરોત્તમદાસ લલિતાને લઇ કુટુંબી તથા સ્નેહીજનોની સાથે નવાકોટ ગયા. ઉતારા માટે બાજુમાં એક સારૂં ઘર આપવામાં આવ્યું. બહેચરદાસનો તાર જવાથી લગ્નના દિવસે બપોરની ગાડીમાં રસિકલાલ અને માલતી આવી પહોંચ્યાં. રાતના આઠ વાગ્યા કે ભોગીલાલ પોતાના મિત્રોને લઇને નરોત્તમદાસના ઉતારે આવ્યા. ચોરી મંડપ બંધાયો અને વરકન્યા માયરામાં બિરાજમાન થઇ ગયાં. ગોર મહારાજે લગ્નની ક્રિયાઓ શરૂ કરી. બરાબર વખત થયો કે ભોગીલાલ અને લલિતાનો હસ્તમેળાપ થયો. મંગળાષ્ટક શરૂ થયાં અને સૌએ વરકન્યાને આશીર્વાદ આપ્યા. રસિકલાલ વીગેરે સમાજના ગૃહસ્થોએ તથા સંબંધીઓએ લલિતાને વીંટી દોરા અછોડા વીગેરે દાગીના તથા રોકડ નાણાંની ભેટ આપી અને નરોત્તમદાસે સોનાની બંગડીઓ આપી. પાન સોપારી થયા બાદ વરરાજા કન્યા-સહ પોતાને ત્યાં ગયા અને સૌ પોતપોતાને મુકામે વિદાય થયાં. કોઈ લલિતાના લગ્ન સંબંધી ટીકા કરતું તો જનતામાંથી તરતજ સામો જવાબ મળતો કે " સાધુ દીક્ષા છોડી પરણી ઘરસંસાર માંડે છે તો આવી કુંવારી બાળા કેમ ન પરણે ? "

બીજા દિવસે નરોત્તમદાસ વીગેરે ભદ્રાપુરી ગયાં. લલિતાની આકાંક્ષા પાર પડી, બહેચરદાસ પોતાના છોકરાને ધાર્યા કરતાં વધારે સારી ને સંસ્કારી કન્યા મળેલી હોવાથી નરોત્તમદાસનો ઉપકાર માનવા લાગ્યા. વળી લલિતાને ગુણવતી જેવી દેરાણી હોવાથી તેને તો ઘરમાં બમણો આનંદ થયો. લલિતાએ ઘરનું કામ ઉપાડી લીધું. તેની આવડ, ચાલાકી, બુદ્ધિ જે સાધ્વીના ત્રાસથી દબાઇ ગઇ હતી તે હવે વિકાસ પામવા લાગી. લલિતા ભણેલી, બુદ્ધિશાળી અને નૈતિક હિંમતવાળી હોવાથી તેના પતિ ભોગીલાલની સાથે લોકસેવાનાં સામાજિક કામમાં પણ છુટથી આગેવાની ભરેલો ભાગ લેવા લાગી.

# પ્રકરણ ૧૭ મું.

## લલિતાના કેસની પૂર્ણાહૂતિ. દીક્ષાના અખાડાવાળા શેઠને શિક્ષા. ભદ્રાપુરીમાં મળેલું પંચ અને થયેલા ઠરાવ. સૂર્યવિજય અને પ્રભાવસાગરથી અસહકાર. સરસ્વતી અને સુભદ્રાનાં લગ્ન.

Example is one of the most potent of instructors, though it teaches without a tongue. It is the practical school of man kind, working by action, which is always more forcible than words. —*Smiles.*

સૂર્યવિજય આચાર્ય પ્રભાવસાગરની મદદથી ચેલા મુંડવાની પ્રવૃત્તિમાં આગળ ને આગળ ધસવા લાગ્યા. આ તરફના પ્રદેશમાં નાના મોટા છોકરા છોકરીઓ ઉપાડી પૂર્વ તરફના ચંદ્રાવતી દેશ તરફ ધકેલવા લાગ્યા, તેથી છોકરાંનો પત્તો લાગવો મુશ્કેલ થઇ પડયો. ગયા માગશર માસમાં જેમનાં લગ્ન કરવામાં આવેલાં એવા બે વીસા-પોરવાળની જ્ઞાતિના યુવાન છોકરાઓને ભોળવીને નસાડીને લઇ જવાથી ન્યાતમાં અતિશય ત્રાસ વર્તાઇ રહ્યો અને જબરો ઉહાપોહ થઇ રહ્યો. ન્યાતના લોકો સૂર્યવિજયની પાસે મધુરીપુરીમાં જઇ આવ્યા, પણ જેવો ઉદ્ધત અને અપમાન ભરેલો જવાબ લાલભાઇશેઠને મળ્યો હતો તેથી પણ ખરાબ જવાબ તેમને મળ્યો. કન્યાના બાપને તથા તેમનાં સગાં વહાલાંને આચાર્યના જવાબ સહન નહીં થવાથી આ સંબંધી બંદોબસ્ત કરવા બાવીશીના પંચને તેમણે અરજી કરી.

---

* દૃષ્ટાંત તે એક સમર્થમાં સમર્થ ઉપદેશક છે જો કે તે જીભ શીવાય બોધ આપે છે. શબ્દો કરતાં જે હમેશાં વધારે સબળ છે એવાં વર્તન શીખવાની મનુષ્યજાતિની તે વ્યવહારૂ શાળા છે.

દીક્ષાનું દુ:ખ દરેકને વત્તા ઓછા પ્રમાણમાં લાગેલું હોવાથી પંચના શેઠે તેમની વાત ધ્યાન ઉપર લીધી. તમામ ન્યાતભાઇઓ હકીકતથી વાકેફગાર થાય, બાવીસે નાનાં મોટાં ગામોના શેઠીઆ ઉપર કાગળો લખીને ખબર આપી શકાય અને તેઓ પોતાના કામની વ્યવસ્થા કરી પંચમાં આવવાને તૈયાર થઈ શકે એટલા માટે પંદર દિવસ પછી એટલે કે ફાગણ વદ ૩ ના રોજ ભદ્રાપુરી મુકામે બાવીસ ગામના વીસાપોરવાળની ન્યાતના પંચની મોટી સભા ભરવાનું નક્કી રાખ્યું. ન્યાતના ભાઇઓનો રસિકલાલ ઉપર વિશ્વાસ હોવાથી તેમની સલાહ લેવા તેઓ તેમને ત્યાં આવવા લાગ્યા.

આ વખતે બાઇ લલિતાની વતી રસિકલાલ પેલા ઉદયચંદના કેસની ભાંજગડમાં રોકાયો હતો. કેસનું સ્વરૂપ ગંભીર બનવાથી અને ઉદયચંદ ઉપર ફોજદારી ઉપરાંત દીવાની બને તેવું હોવાથી અને પૂરીપૂરી નુકસાની આપવાનો સંભવ ઉભો થતો હોવાથી ઉદયચંદ ઘણો ગભરાયો, પોતાના કૃત્યો માટે પૂરો પસ્તાવો કરવા લાગ્યો, લલિતાનું મન મનાવવા માટે તે તેના ધણી ભોગીલાલ ઉપર ભલામણના પત્રો લાવ્યો. લાલભાઇ અને ભારતીકુમારનો પત્ર પણ રસિકલાલ ઉપર આવ્યો. તેમાં જણાવ્યું કે "દાગીનાના રૂપીઆ લલિતાને અપાવી ડોસાને ગમે તેમ કરી છોડો. જેલમાં મોકલવાનો આગ્રહ છોડી દેજો, રૂપીઆ લઇ સંતોષ માનો. તે કાંઇ થોડી શિક્ષા નથી. કારણકે દાગીના લઇ જનાર ખરો ચોર જયંતીલાલ તો મરણ પામ્યો." આ પ્રમાણે તેમની ભલામણ હોવાથી તેમજ માણેકપુરથી ભોગીલાલનો પણ પત્ર હોવાથી રસિકલાલે ભોગીલાલ અને લલિતાને તાર કરી બોલાવ્યાં. ઉદયચંદ અને તેનો વકીલ, લલિતા અને તેનો વકીલ નવનીતરાય રસિકલાલને ત્યાં ભેગા થયા. લાંબી વાટાઘાટ થયા પછી લલિતાના દાગીનાની કીંમત નક્કી કરવામાં આવી. હીસાબ મુકતાં સરવાળો સાત હજારનો થયો. ઉદયચંદ પાસેથી રોકડા સાત હજારની નોટો લલિતાને અપાવી કાયદાની બારીકીઓ શોધી કાઢી કેસની માંડવાળ કરાવી અને એવી શરત

કરવામાં આવી કે જો કોઇ દાગીનો પકડાય અને ઉદયચંદ પાસે આવે તો તે ઉદયચંદે રાખવો. વળી ઠરાવવામાં આવ્યું કે ઉદયચંદે રસિકલાલ સંબંધી કરેલી અરજી પાછી ખેંચી લેવી અને તેમણે રસિકલાલની લેખી માફી માગવી અને શિક્ષા તરીકે પાંચસો રૂપીઆ પાંજરાપોળમાં આપવા. આ પ્રમાણે સમાધાન થવાથી લલિતાને સંતોષ થયો કે ગયેલી મુંડી પાછી આવી. ઉદયચંદને સંતોષ થયો કે ફોજદારી અને દીવાની આફતનાં વાદળાં આટલેથી વીખરાઇ ગયાં અને કોરટની ઉપાધિ મટી. રસિકલાલને પણ સંતોષ થયો કે ઉદયચંદ ઉપર બદનક્ષીનો કેસ કરવો મટયો અને આબરૂ જળવાઇ. બંને વકીલોને સંતોષ થયો કે ફી મળી ચુકી હતી એટલે કેસ લડવાની ઉપાધિ મટી. કોરટને પણ સંતોષ થયો કે કેસનો ઝટ નિકાલ થયો. આ પ્રમાણે સંતોષકારક સમાધાન થવાથી અને રસિકલાલનો હેતુ બર આવવાથી લલિતા અને ભોગીલાલ રૂપીઆ લઈ પોતાને ગામ ગયાં.

લલિતાના કેસની પૂર્ણાહૂતિ થઈ કે પેલા દીક્ષાના અખાડાવાળા ચીમનલાલ ઉપરનો કેસ શરૂ થયો. કેસના પૂરાવા એવા સબળ હતા કે કેસમાં વધારે વખત લાગ્યો નહીં. કેસ બંને વકીલોની તકરાર ઉપર મુલતવી રહ્યો. ચાલેલા કેસ ઉપરથી લોકો અનુમાન કરવા લાગ્યા કે "જરૂર ચીમનલાલ ટીપાઇ જશે, તેનો છોકરો કુમારપાળ નાસી જઇ દીક્ષા લેવા તૈયાર થયો, ઉપરથી આ શિક્ષા.કરે તેવું પામે તેમાં શી નવાઇ?"

ફાગણ વદ ૩ ના દિવસે બાવીશીના પંચના ગૃહસ્થો ભદ્રાપુરીમાં દૃષ્ટિગોચર થવા લાગ્યા. સ્વાલ બહુજ મહત્વનો અને દરેકને લાગતો વળગતો હોવાથી બાવીસે ગામોથી વિસાપોરવાળની જ્ઞાતિના ગૃહસ્થો મોટી સંખ્યામાં એકઠા થયા. બધાનો મુકામ ધર્મશાળામાં રાખવામાં આવ્યો. પહેલી બેઠક રાત્રે ધર્મશાળાના મોટા ચોકમાં રાખવામાં આવી. રાત્રે સભામાં આશરે પાંચસો માણસો એકઠા થયા. બંને કન્યાના બાપ ફરીઆદી તરીકે હોવાથી તેમને આવવા માટે ખાસ આમંત્રણ કાઢવામાં આવ્યાં હતાં.

બાવીશીના શેઠ વચ્ચે ગાદી ઉપર બિરાજમાન થઇ ગયા, અને હજામ પાસે પંચનું દફતર મંગાવી તેમાંથી પંચનો ચોપડો કાઢી પાનાં ઉથલાવી ફરીઆદીના આવેલા કાગળો કાઢ્યા અને કહેવા લાગ્યા–

"ભાઇઓ! સાંભળો! આજે આ બાવીસે ગામોનું પંચ ભેગું થયું છે. મારા ઉપર સુવર્ણપુરના શેઠ લાલભાઇ કિશોરભાઈ તથા શેઠ અમરચંદ કેવળદાસની સહીની અરજી આવી છે. તેમાં લખેલી હકીકત મને વ્યાજબી લાગવાથી મેં ભાઇઓની સલાહ લઇ આ મોટું પંચ ભેગું કર્યું છે. અરજીમાં જણાવેલી હકીકત ઉપર ધ્યાન આપવા જેવું છે. સૌ ભાઇઓના જાણવામાં આવે એટલા માટે અરજીની બાવીસ નકલો કરાવી બાવીસે ગામના શેઠીઆ ઉપર મોકલી આપેલી છે.

આપણા મુનિ મહારાજો અને આચાર્યો પૂજવાને પાત્ર છે, તે મોટા ઉપકારી છે, આપણને શાસ્ત્રનો બોધ આપી આપણું કલ્યાણ કરે છે એ વાત ખોટી નથી પણ જેમ પાંચે આંગળીઓ કાંઈ સરખી હોતી નથી તેમ કોઈ તેમાં નબળા હોય એ બનવા જોગ છે.

હાલમાં સૂર્યવિજય તથા પ્રભાવસાગર અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિ લઇ બેઠા છે. આપણા ગૃહસ્થાશ્રમીઓનાં ઘર ભાગવા બેઠા છે, જોત જોતામાં ત્રણ ચાર વરસમાં કેટલા બધાનાં ઘર ભાગી દીક્ષાઓ આપી ત્રાસ વર્તાવી રહ્યા છે એ કોઇની જાણ બહાર નથી.

સાધુએ પુનર્લગ્ન કર્યું, તેનો હેવાલ આખી દુનિયાએ વાંચ્યો, કેટલાકે દીક્ષા છોડી ઘર માંડયાં, ઘણી દીક્ષા લેવાથી એક બે ત્રણ બાઇઓ વંઠી ગઇ, સાધુઓના પરિગ્રહની પેટીઓ ચંદ્રાવતી દેશમાં પકડાઇ, તેમાંથી કેટલાં બધાં માણસોના દાગીના નીકળ્યા. આવા અનર્થો કેટલાક સાધુઓ કરી રહ્યા છે. અયોગ્ય દીક્ષા અટકાવવા તેમની સામે મંડળો પણ સ્થપાયાં છે. આપણા સમાજનું ભલું ઇચ્છનારા પરમ પૂજ્ય પદ્મવિજયજી આચાર્ય પણ સાધુસંસ્થાનો સડો દૂર કરવા સાધુ સંમેલન ભરી બંદોબસ્ત કરવા તજવીજ કરે છે, એ બધું સૌ ભાઇઓ જાણે છે. આવી ગંભીર સ્થિતિ સૂર્યવિજયજી અને તેમના મંડળે બ-

નાવી દીધી છે અને તેમાં દિન પ્રતિ દિન વધારો થતો જાય છે. ગયા માગશર માસમાં જે જે વરકન્યા પરણ્યાં છે તેમાંથી કેટલાંકને સાધુ સાધ્વીઓએ ભરમાવી નસાડીને લઇ ગયાં છે તે કોઈની જાણબહાર નથી. કેટલાક મુંગે મોંઢે બેશી રહ્યા છે, અને શેઠ લાલભાઈ તથા શેઠ અમરચંદ જેવા હીંમત કરી બહાર પડયા છે. આટલું કહી તેમની અરજી વાંચી સંભળાવું છું તે ધ્યાનમાં લેશો. સાંભળો ભાઇઓ!

બાવીસ ગામના વીસાપોરવાળ જ્ઞાતિના પંચના શેઠ સાહેબ તથા તમામ જ્ઞાતિ ભાઈઓ સમસ્ત જોગ શ્રી સુવર્ણપુરથી લી. ન્યાતના સેવકો લાલભાઈ કિશોરદાસ તથા અમરચંદ કેવળદાસ. જત આથી અમે બંને નમ્રતાપૂર્વક અરજ કરીએ છીએ કે ગયા માગશર સુદ ૧૧ ના દિવસે અમો પૈકી લાલભાઈની છોડી ઉમર વરસ ૧૨ ની નામે સરસ્વતીનું લગ્ન શેઠ તારાચંદના છોકરા છગનલાલની સાથે કરેલું તથા માગશર સુદ ૧૫ ના રોજ અમો પૈકી અમરચંદની છોડી ઉમર વરસ ૧૩ ની નામે સુભદ્રાનું લગ્ન લલ્લુભાઇના દીકરા કરસનલાલ સાથે કરેલું. ઘણીજ દિલગીરી સાથે અમારે જાહેર કરવું પડે છે કે લગ્ન થયા પછી દોઢ માસમાં એટલે ગયા માહ માસમાં કોઇ સાધુઓએ અમારા જમાઇ છગનલાલ તથા કરસનલાલનાં મન ભ્રમિત કરી દીક્ષા આપવાના ઇરાદાથી કોઈ સ્થળે નસાડીને લઈ ગયા છે. અમે ઘણેએ તપાસ કર્યો પણ પત્તો લાગતો નથી. કનકનગરવાળા શ્રીમંત શેઠ લાલભાઈ પ્રતાપભાઈના જમાઈનો પત્તો, તેમનાં માણસો શોધખોળ કરી રહ્યાં છે છતાં હજુ સુધી લાગતો નથી તો અમારા જેવા ગરીબનું શું ગજું ? જ્યારથી ગુમ થયા છે ત્યારથી જીવને કળ નથી. ઘેર લોહીનાં આધણ મુકાયાં છે, બૈરાં કલ્પાંત કરી છાતીફાટ રૂદન કરે છે. સૂર્યવિજય તેમજ પ્રભાવસાગર પાસે જઈ આવ્યા પણ તે તો અમને ગાળો બોલે છે. એક વખત અમારા ગામનું પંચ પણ ગયેલું છતાં તે તો ક્રોધાયમાન થઈ મારવા ઉઠે છે. માટે આ અમારી હકીકત ધ્યાનમાં લઈ અમને દયાળુ પંચ તરફથી દાદ મળવી જોઈએ. આમાં અમારા વેવાઈનો વાંક નથી. તે પણ અમારી માફક શોધખોળ કરી થાકયા અને ઝુરી મરે છે. માટે અમારી અરજ એવી છે કે ન્યાત ભાઈઓ એકત્ર થઈ અમને મહારાજ પાસેથી અમારા જમાઈ અપાવો. જો તે પ્રમાણે પંચથી નહીં બની શકે તો અમારી છોડીઓ નથી પરણી અને કુંવારી છે એમ સમજી અમે

આવતા વૈશાખ માસમાં તેમનાં લગ્ન કરીશું. આવી રીતે સાધુઓના પાપે અમારી છોડીઓનું બલિદાન આપીશું નહીં. આચાર્યો ચેલા ચેલીઓ કરવાનો ધંધો લઈ બેઠા છે. કોઈનું સાંભળતાજ નથી, ભલે આપણી છોડીઓ રંડાય કે આપણું સત્યાનાશ જાય તેની તેમને દરકાર નથી. આપણા રોટલા ખાઈ આપણુંજ ખોદવા તૈયાર થયા છે. તેમની સામે થવા તમામ ભાઈઓની હીંમત નથી. તેમાં વળી કેટલાક બંધુદ્રોહી એવા પડયા છે કે તેજ પાસે રહી આપણા ઘેરથી છોકરાં ઉપાડી સાધુઓના ઉપાશ્રયમાં પહોંચાડી દે છે. આ બધું સૌ ભાઈઓથી અજાણ્યું નથી. આટલો બધો ત્રાસ વર્તાઈ રહ્યો છે છતાં પંચશાહી બંદોબસ્ત થતો નથી. માટે લાચારીથી ઉપર પ્રમાણે માગણી સમગ્ર પંચ સમક્ષ અમે રજુ કરીએ છીએ. આશા છે કે તેનો વિચાર કરી યોગ્ય દાદ આપશો.

લી. ન્યાતના નમ્ર સેવકો

સુવર્ણપુર
ફાગણ સુદ ૧

લાલભાઇ કિશોરદાસની સહી. દા. પોતે
અમરચંદ કેવળદાસની સહી. દા. પોતે

આ પ્રમાણે અરજી સાંભળી દરેકના હૃદયમાં ઘણીજ દયા ઉત્પન્ન થઈ અને સભામાં ઉદ્‌ગારો નીકળવા લાગ્યા કે "સાધુ આમ જમાઈને અધર ઉપાડી જાય તો પછી બાપ શા માટે છોડીને બીજે ઠેકાણે ન પરણાવે ? તેમાં શું ખોટું કરે છે ? બિચારી છોડીએ હજુ સાસરાનું ઘર તો દેખ્યું નથી એટલામાં સાધુઓ આ પ્રમાણે ચોરીમાંથીજ રંડાપો આપે તે કેમ ખમાય ?" કોઈ કહેવા લાગ્યા "સાધુ જમાઈ ન બતાવે તો કરો તેમને બૉયકોટ." કોઈ કહે "કરો મહાત્મા ગાંધીજીના અસહકારના સિદ્ધાંતનો ઉપયોગ, તેમને નમવું નહીં ને આહારપાણી કે ઉપાશ્રય આપવો નહીં. સાધુએ શો જુલમ માંડયો છે ?" કોઈ કહે "એ તો આપણેજ હાથે કરી સાધુઓને બગાડીએ છીએ. તેમને આપણે મદદ ન કરીએ તો છોકરા શી રીતે ઉપાડી જાય ?" કોઈ કહે "તેવા બદમાસ બંધુઓની પણ ખબર લેવી જોઇએ." આમ ચારે બાજુથી પોકારો થવા લાગ્યા.

આ પ્રમાણે પંચનું વાતાવરણ ધ્યાનમાં લઇ ધીમે રહી રસિકલાલ ઉભો થયો કે પંચના શેઠ બોલ્યા "ભાઇઓ ! સાંભળો, સાંભળો ! શા. રસિકલાલ કાંઇ કહેવા માગે છે. સાંભળો, શાંતિ રાખો. ગરબડ કરશો નહીં." શાંતિ ફેલાઇ કે રસિકલાલે બોલવું શરૂ કર્યું.

મારા પૂજ્ય મુરબ્બીઓ તથા જ્ઞાતિબંધુઓ !

હાલમાં કેટલાક મુનિ મહારાજો અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિ લઇ બેઠા છે. ધર્મના બ્હાને અનેક અનર્થો થાય છે, આવાં અનર્થોથી આપણી અધોગતિ થવા લાગી છે. હવે આપણે કયાં સુધી સહન કરીશું ? 'લશ્કર આતા હે તો આને દો ' એવી આળસ કયાં સુધી રાખીશું ? હવે તો લશ્કર ઠેઠ તમારા ઘરમાં દાખલ થયું છે, તમારાં કુમળાં છોકરાં ઉપડી જવા માંડયાં. કુંભકરણ જેવી ઉંઘ ન ઉંઘો. તમારી આસપાસ તમને જાગૃત કરવા નગારાં ગગડી રહ્યાં છે. આળસ મરડી ઉભા કરવા માટે આ અરજી રૂપી નોબત તમારી આગળ આજે વાગી રહી છે. જાગૃત થાઓ. આપણે કાંઇ સાધુસમાજની વિરૂદ્ધ થવાનું નથી. પણ જે સાધુઓ પોતાનો ધર્મ મુકી આવા અનર્થો કરી આપણા ગૃહસ્થાશ્રમનું નિકંદન કાઢવા બેઠા છે તેમની વિરૂદ્ધ થવાનું છે. તેમની અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિઓ તોડી નાખવી જોઇએ અને તે માટે જ "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" અને "ભગિનીસમાજ" ઉઘાડવામાં આવ્યા છે તે આપ જાણો છો. તમારામાંના ઘણા ખરા તે સમાજના સભાસદો છે. પવિત્ર દીક્ષાથી કોઇ વિરૂદ્ધ નથી. કોઇને હરકત આવતી ન હોય, સૌની સંમતિ હોય, દીક્ષા લેનાર ધર્મ પાળી શકે તેમ હોય, શાસનની ઉન્નતિ કરી જૈનધર્મને દીપાવી શકે તેમ હોય, સંઘની રજા હોય તેવો કોઇ પુરૂષ કે તેવી કોઇ સ્ત્રી દીક્ષા લેવાને તૈયાર થાય તો તેમાં કોઇનો વાંધો હોય જ નહીં. પરંતુ જ્યાં મનુષ્યહરણ, લુટફાટ સંતાકુકડી અને ચોરી જેવી દીક્ષાઓ અપાય ત્યાં વિરોધ કર્યા વિના કેમ ચાલે ? આપણે જૈનો જીવદયાના ઉપાસકો કહેવાઇએ સાધુઓ પંચ મહાવ્રતધારી કહેવાય અને તેમના હાથે આવાં નિર્દય અને કસાઇ કરતાં

પણ ભુંડાં કામ થાય તે શી રીતે સહન થાય ? મોટા શાસનપ્રેમી સાધર્મી ભાઈઓ બની સાધુઓની શીખવણીથી બીજાના દાભડા ઓળવી દે તે કેમ ખમાય ? ચંદ્રાવતી દેશમાં સૂર્યવિજયની પેટીઓનો કેવો ભવાડો થયો તે તમે વર્તમાનપત્રોમાં વાંચ્યો હશે. હજુ તો તેમાંથી શું પરિણામ આવશે તે જોશો. સારૂં છે કે માથા ઉપર સરકાર છે. નહીં તો અત્યાચાર કરવામાં કેટલાક સાધુઓ બાકી રાખે તેમ નથી. પેલા ઉદયચંદ શેઠે લલિતાના દાગીનાની પેટી અદ્ધર ઉપાડેલી તેનું કેવું ગંભીર પરિણામ આવ્યું તે તમે જાણ્યું હશે. સારૂં થયું કે સારા સારા ગૃહસ્થોની ભલામણથી ખાનગી સમાધાન થયું અને માત્ર સાત આઠ હજાર રૂપીઆથીજ ઉદયચંદ શેઠનો છુટકો થયો. નહીં તો જેલજાત્રાએ જવું પડત. વળી મારા સંબંધી પોલીસમાં ખોટી અરજી કરવાથી તેમને માફી માગવી પડી અને પાંચસો રૂપીઆ શિક્ષા તરીકે પાંજરાપોળમાં વાંકા રહીને આપવા પડયા. ઉદયચંદનું સમાધાન કોરટમાં નોંધાવતી વખતે ન્યાયાધીશે પણ ઉદ્‌ગાર કાઢયા હતા કે આ સમાધાનથી ઉદયચંદ જેલની શિક્ષાથી બચી ગયા. જુઓ આ સાધુની શીખવણીએ ચડી પારકા માલ પચાવવાનું પરિણામ !

વળી છુપી રીતે કલ્યાણને દીક્ષા અપાવનાર પેલા દીક્ષાના અખાડાવાળા શેઠ ચીમનલાલ નગીનદાસને પાંચસો રૂપીઆના દંડની તથા એક દિવસની આસન કેદની શિક્ષા ગઈ કાલેજ ન્યાયાધીશે કરી, તે ઉપરાંત સારી ચાલના પાંચ હજારના જામીન લેવામાં આવ્યા. આચાર્ય સૂર્યવિજયના જામીન શેઠ લાલભાઈ પ્રતાપભાઇ અને બીજા ગૃહસ્થ થયેલા હોવાથી અને તેમણે ના પાડવાથી કોઈ ચંદ્રાવતીના એ ગૃહસ્થો જામીન થયેલા છે. આ પ્રમાણે આચાર્ય સૂર્યવિજય અને ચીમનલાલના સારી ચાલના જામીન લેવામાં આવ્યા છે. જ્યારે સાધુઓ અને તેમની પક્ષમાં રહી આપણા જૈનભાઇઓ આવું કૃત્ય કરે ત્યારે તેનાં માઠાં ફળ ભોગવે તેમાં શી નવાઇ ! અમે સત્ય વસ્તુ પ્રકાશમાં લાવીએ એટલે તે લોકો અમારા પર ઈર્ષા કરી ગાળો દે.

જોયા આ ઠગ ભકતોના ભવાડા ! ધર્મના નામે ચોરીઓ થાય, પ્રપંચ રચાય, કોરટમાં ટીકાઓ થાય, છાપામાં ફજેતી થાય, તે શું થોડું શરમાવવા જેવું છે ? જૈનેતર પ્રજા આપણી જૈનોની કેવી ટીકા કરે છે તે વાંચો અને આંખો અને કાન ઉઘાડો. માટે મારા જ્ઞાતિ બંધુઓને બે હાથ જોડી વિનંતી કરૂં છું કે જો જૈનધર્મ જાળવવો હોય, જૈનભાઈઓનો ઉદ્ધાર કરવો હોય, બિચારી નવપરણિત બાળાઓને દીક્ષાના પાપે આવી પડેલા રંડાપામાંથી મુકત કરવી હોય તો સૂર્યવિજય અને પ્રભાવસાગર જેવા આચાર્યો અને સાધુઓનો બહિષ્કાર કરવો જોઇએ. આવા ઠરાવો કરશો ત્યારેજ તેમને લાગશે કે શી રીતે જીવન ગુજારાય છે ?

પણ આ બધું કયારે બને કે આપણે આપણા ઠરાવ પાળીએ ત્યારેજ. નહીં તો ધૂળ ઉપર લીંપણ. એક પાળે અને બીજો ન પાળે તેથી તો ઉલટો કલેશ વધે, માટે મારી નમ્ર પ્રાર્થના છે કે અરજદાર લાલભાઇ તથા અમરચંદની માગણી પ્રમાણે આપણે સૂર્યવિજય તથા પ્રભાવસાગરને ફરી એકવાર મળી કહેવું કે છોકરા આપો. જો તે છોકરા આપે તો સારી વાત છે, નહીં તો ઉપર પ્રમાણે અસહકારનો ઠરાવ કરી દો, અને અરજદારોને કહો કે તમે જે કરશો તેમાં પંચ વચ્ચે આવશે નહીં અને કોઇ પણ પ્રકારનો વાંધો ઉઠાવશે નહીં. એ રીતે કર્યા શીવાય કોઇની આંખો ઉઘડવાની નથી. બોલવામાં કાંઇ અવિનય થયો હોય તો માફ કરશો. મને ખરૂં લાગ્યું તે કહ્યું છે. આટલું કહી બેશી જવાની રજા લઉં છું."

રસિકલાલ બેશી ગયો કે સભામાંથી અવાજ નીકળવા લાગ્યા. કોઇ કહે "રસિકલાલે કહ્યું તે બરાબર છે, તે તો સુધારવા માટે ઘણા વખતથી પ્રત્યત્ન કરે છે, આપણે તેમને મદદ કરવી જોઇએ." કોઇ કહે "આવો ઠરાવ થવોજ જોઈએ" કોઇ કહે "એવા સાધુઓની સાથે એવા ઠગ ભકતોને પણ લેવા જોઇએ" એમ અભિપ્રાયો પ્રકટ થવા લાગ્યા.

પછી બાવીશીના શેઠ ઉભા થઇ કહેવા લાગ્યા " જુઓ, સાંભળો, દરેકે દરેક હકીકત તમને સમજાવી છે, હવે તમને સૌ ભાઇઓને રૂચે તેવો ઠરાવ કરો. "

સભામાંથી અવાજ થવા લાગ્યો કે " રસિકલાલે કહ્યું તે પ્રમાણે ઠરાવ કરો, તે સૌને કબુલ મંજુર છે, તે ઠરાવ જે ન પાળે તેને મહાવીર ભગવાનની આણ અને આણ તોડે તેનો પચાસ રૂપીઆ દંડ."

આ પ્રમાણે સભામાંથી દરખાસ્તો રજુ થવા લાગી. સભાનો અભિપ્રાય શેઠના જાણવામાં આવી ગયો, કોઇ પણ વિરૂદ્ધ નહીં જણાયાથી શેઠ મોટા અવાજે કહેવા લાગ્યા " જુઓ ભાઇઓ ! આ બાવીસે ગામનું સમગ્ર પંચ એકે મતે અને એકે અવાજે ઠરાવ કરે છે કે સુવર્ણપુરવાળા શેઠ લાલભાઇ કિશોરદાસ તથા શેઠ અમરચંદ કેવળદાસના જમાઇ છગનલાલ તથા કરસનલાલને પાછા મેળવી આપવા સૂર્યવિજય અને પ્રભાવસાગર પાસે પંચના આગેવાનોએ જવું અને આગ્રહ કરી કહેવું, તેમજ અયોગ્ય દીક્ષા પ્રવૃત્તિ છોડી દેવા પણ જણાવવું, જો તેઓ માને તો સારી વાત છે, નહીં તો તેમનાથી અને તેમના સાધુઓથી આપણે અસહકાર કરવો. અસહકાર એટલે આહારપાણી આપવાં નહીં, ઉપાશ્રયમાં આવવા દેવા નહીં અને તેમના વ્યાખ્યાનમાં જવું નહીં. જે કોઇ આ ઠરાવ ન પાળે તેને મહાવીરસ્વામી ભગવાનની આણ છે, આણનું ઉલ્લંઘન કરનારનો પચાસ રૂપીઆ દંડ કરવામાં આવશે અને અરજદાર લાલભાઈ તથા અમરચંદ તેમની છોડીઓ સરસ્વતી અને સુભદ્રાનાં લગ્ન કરે તો તેમાં પંચને વાંધો ઉઠાવવાનું કારણ નથી. લગ્ન કરનાર, કરાવનાર, તેમાં ભાગ લેનાર કોઈ પણ પ્રકારે ન્યાતના ગુન્હેગાર નથી. આ પ્રમાણે ઠરાવ કરવામાં આવે છે. કોઇને વાંધો હોય તો કહેજો." શેઠ બોલી રહ્યા કે તાળીઓના અવાજ થઇ રહ્યા. " કોઇનો વાંધો નથી, સર્વાનુમતે મંજુર છે " એમ ચારે બાજુથી પોકાર થઈ રહ્યા. વદ ૫ ના દિવસે આચાર્યની પાસે જવાનું ઠરાવ્યું. માણસો પણ નક્કી કર્યા. પછી " જીનશાસનકી જય " એમ જય

બોલાવી સર્વે ઉભા થયા અને રસિકલાલની આસપાસ ટોળે વળ્યા. ઘણા લોકોએ પોતાનાં નામો લખાવી તેમના મંડળમાં જોડાયા. મધ્ય રાત્રી થઇ, શહેરમાં સંબંધીઓને ત્યાં ઉતરેલા ગૃહસ્થો પોતપોતાના મુકામે વિદાય થયા. રસિકલાલ પણ ઘેર ગયો.

બીજા દિવસે ગામમાં પંચની વાતો ચાલી રહી. સાંજે "પ્રજા-પોકાર"માં પંચનો હેવાલ પ્રકટ થયો. તેમજ રસિકલાલે પણ છુટક પત્રિકાઓ છપાવી દરેક જૈનના સ્થળે રવાના કરાવી. આથી ઓસ-વાળ તથા શ્રીમાળી જ્ઞાતિમાં જાગૃતિ આવી અને તેમની જ્ઞાતિમાં પણ આવો ઠરાવ કરવાની વાતો ચાલી રહી.

પંચે પસંદ કરેલા જુદા જુદા ગામના વીસ પચીસ ગૃહસ્થો ફાગણ વદ પાંચમના રોજ અરજદારોને સાથે લઇ ટ્રેનમાં મહુની છાવણી તરફ ઉપડી ગયા. સૂર્યવિજય મહુની પાસે નાનું ગામ હતું ત્યાં હતા. ત્યાં જઈ મુકામ કરી તેમની પાસે જઈ છગનલાલ તથા કરસનલાલની માગણી કરી. આચાર્યે જવાબ આપ્યો " તેમાંથી કોઇને મેં દીક્ષા આપીજ નથી. તમે જાણો છો કે સરકારે તો મારા જામીન લીધેલા છે એટલે મારાથી દીક્ષા આપી શકાય તેમ નથી. જેણે આપી હોય તેને કહો. તે બંને નવદીક્ષિતો અમારી જોડે ઉપાશ્રયમાં ઉપર તેમના ગુરૂ સાથે ઉતરેલા છે તેમને પુછો, ગુરૂ આપે ને તે આવે તો લઇ જાઓ, મારે ક્યાં ના છે ?"

મહાજન ઉઠીને ઉપર ગયું અને તેમના ગુરૂને મળ્યા. તેમના ગુરૂ તે આચાર્ય પ્રભાવસાગરના શિષ્ય તિલકસાગર હતા. મહાજનને જોઇ તિલકસાગર બોલ્યા " કેમ આટલા બધા ભેગા થઇ કાંઇ હુલ્લડ કરવા આવ્યા છો ?"

પંચના શેઠે જવાબ આપ્યો " કાંઇ હુલડ કરવા આવ્યા નથી પરંતુ કરસનલાલ અને છગનલાલ એ બે નામના છોકરાઓને તમે છુપી દીક્ષા આપી છે તેથી તેમને લેવા માટે આવ્યા છીએ. માટે તે બંનેને આપવા મહેરબાની કરો."

તિલકસાગર—" ભલે આવે તો લઇ જાઓ " એમ ઉદારતા

બતાવીને બંનેને સોર પાડી બોલાવ્યા. તે બંને નવદીક્ષિતો આવ્યા, મહાજને તેમને ઘેર આવવા વિનંતી કરી. આ સાંભળી કરસનલાલ કે જેમનું નામ કૃષ્ણસાગર રાખવામાં આવ્યું હતું અને જે બોલવામાં ચાલાક હતા તે કહેવા લાગ્યા "અમે તમારા સંસારમાં આવવા માગતા નથી. અમે બંને જણે બે વરસથી ચોથા વ્રતની બાધા લીધેલી હતી."

શેઠ—"ત્યારે તમે પરણ્યા શું કરવા ?"

કૃષ્ણસાગર—"અમને પરાણે પરણાવ્યા છે. અમારી જરા પણ મરજી નહોતી. માટે તમારે જે કરવું હોય તે કરો. અમો પાછા ઘેર આવવાના નથી. તમે મહારાજને કાંઇ કહેશો નહીં. અમે અમારી રાજીખુશીથી અને ખરા ભાવથી દીક્ષા લીધી છે. મહારાજે દીક્ષા પરાણે આપી નથી. દીક્ષા લેવાની વાત ઘર આગળ કહીએ તો સૌ ના પાડે માટે છાની રીતે આવીને દીક્ષા લીધી છે, કહો હવે તમારે શું કહેવું છે ?"

શેઠ—"વાંચો આ પંચ ઉપર આવેલી તમારા સસરાની અરજી."

કૃષ્ણસાગર—"અમારે અરજી વાંચવી નથી."

"તમારે વાંચવી ન હોય તો હું તમને વાંચી સંભળાવું" એમ કહી શેઠ અરજી વાંચવા લાગ્યા. અરજી સાંભળી કૃષ્ણસાગરે કહ્યું. "ભલે સૌ સૌને સુઝે તેમ કરે, મને સુઝયું તે મેં કર્યું, તેમને સુઝે તે તે કરે અને તમને સુઝે તે તમે કરો. કોઈ કોઇનો કોઇ માલેક નથી. અમો કોટી ઉપાયે પાછા આવવાના નથી. કદાચ તમે બળજોરીથી અમને ઉપાડીને કે સરકારની મદદથી લઇ જશો તો અમે કૂવે પડી, ઝેર ખાઇ કે બીજી રીતે આપઘાત કરી મરણ પામીશું. પણ અમે સંસારી થવા માગતા નથી. છેવટના શબ્દો તમને સંભળાવી દીધા."

શેઠ—"મહારાજ! આવી છોકરવાદ ન કરો અને ચાલો ઘેર. તમારા ઘેર તથા સાસરે રોકકળ ચાલી રહી છે. કાંઇ દયા લાવો, આવા નિર્દય અને ઘાતકી શું કરવા થાઓ છો ?"

કૃષ્ણસાગર—"અમે તમને એક વખત કહ્યું કે વધારે સતાવશો નહીં. નહીં તો આપઘાત કરી મરીશું તેનું પાપ તમને લાગશે."

આવા શબ્દો સાંભળી એક ગૃહસ્થનો મિજાજ હાથમાં રહ્યો નહીં. તેણે ક્રોધાવેશમાં ઉભા થઇ સાફ જણાવી દીધું " આવા ઉદ્ધત છોકરાઓને પાછા લઇ જઇ શું ફાયદો કાઢવાના છો ? મહારાજની શીખવણીએ ચડી કૂવો હવાડો કરી આપઘાત કરી મરણ પામી ઉલટા મરશે અને આપણને મારતા જશે. પથ્થર ઉપર પાણી છે. કાંઈ વળે તેમ નથી. હવે રહેવાથી શું ફાયદો છે ? ઉઠો. "

તેમ છતાં પણ શેઠે ફરી આગ્રહ કર્યો પણ તેથી વધારે ખરાબ જવાબ સાંભળવો પડયો. તેથી આખરે તેઓ નારાજ અને બેદિલ થઇ નીચે ઉતરી આચાર્ય સૂર્યવિજય પાસે આવ્યા. તેમને દેખી આચાર્ય ઠંડી મશ્કરી કરી કટાક્ષમાં બોલ્યા " કેમ શેઠ સાહેબ ! છોકરા તમારી સાથે આવે છે ને ? "

શેઠ—" તમારી જાળમાં સપડાયેલા તે છુટા થઇ શકતા હશે કે ? ભણાવેલા પોપટ બોલવામાં ભૂલ કરતા હશે ? મહારાજ ! આવી નીચ પ્રવૃત્તિ છોડી દો. લોકોના નિશાસા ન લો. ધર્મ વગોવાય છે, લોકો તમારી નિંદા કરે છે અને ધિક્કાર આપે છે. આવાં તમારાં ઘાતકી કામોથી લગભગ તમામ લોકો તમારા વિરૂદ્ધ થઇ ગયા છે. "

આચાર્ય—" એ તો પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જવાનાં. સરકારે મારા જામીન લઇને શું કર્યું ? અમારો ધંધો તો ધમધોકાર ચાલ્યા જ કરે છે. શેઠ લાલભાઇએ જામીનની ના પાડી તો બીજા ધર્મી ભકતો ઉભા થયા. મારી પાસે તો એવા સેંકડો શેઠીઆ તૈયાર છે, સમજ્યા ? તમે વીસ પચીસ માણસ લઇને આવ્યા એટલે અમે ડરી જઇએ એમ ? અમારા શરીરમાં લોહીનો છાંટો હશે ત્યાં સુધી દીક્ષાનો ધંધો છોડવાના નથી. તમારાથી થાય તે કરી નાખજો" આચાર્યના આવા તિરસ્કાર ભરેલા શબ્દો સાંભળી મહાજનના ગૃહસ્થો ત્યાંથી વિદાય થઇ મુકામે આવ્યા.

આવેલા ગૃહસ્થોનાં મન ઘણાંજ ઉશ્કેરાઈ ગયાં. " બસ જે ઠરાવ થયો છે તે બરાબર થયો છે. તે પ્રમાણે અમલ કરવા દરેકને

આગ્રહ કરવો. આવા ભ્રમિત થયેલા છોકરાઓને લઈ જવાથી શો ફાયદો છે ? જે થાય છે તે ઠીકજ થાય છે."

આમ પોતાના અભિપ્રાય જણાવી દેશમાં પાછા ફરવાનો વિચાર કર્યો. ત્યાંજ અરજદારોને લેખી જવાબ આપી દીધો કે તમારી માગણી પ્રમાણે તમારી છોડીઓનાં લગ્ન કરવા પંચ રજા આપે છે. વળી ઠરાવનો અમલ કરાવવા ગૃહસ્થોને મોંઢેથી સુચના આપી દેવામાં આવી. ત્યાંથી તેઓ પોતપોતાને ગામ વિદાય થયા.

પંચના શેઠ ભદ્રાપુરીમાં આવી બનેલી હકીકત ન્યાતમાં જણાવી ઠરાવનો અમલ કરવા બાવીસે ગામે કાગળ લખી રવાના કર્યા. ઠરાવની નકલો છપાવી ગામે ગામ પહોંચાડવામાં આવી. "પ્રજા પોકાર" પત્રમાં તેમજ "કનકનગર સમાચાર"માં વીગતવાર હેવાલો પ્રસિદ્ધ થયા ઉપરા ઉપરી ટીકાઓ થવા લાગી, સૂર્યવિજય અને પ્રભાવસાગર ઉપર તિરસ્કાર અને ધિક્કારનો વરસાદ વરશી રહ્યો અને બાવીશીના પંચના ઠરાવને ચારે બાજુથી ટેકા મળતા ગયા. ગામે ગામ લાગણી ઉશ્કેરાઇ. ભદ્રાપુરીમાં અશ્વિનીકુમારે તથા ચંદ્રકુમારે પોતાની ઓસવાળ જ્ઞાતિમાં પણ સૂર્યવિજય અને પ્રભાવસાગર વિરૂદ્ધ ઠરાવ કર્યા. તેમજ કનકનગરમાં શેઠ લાલભાઇ પ્રતાપભાઇએ પોતાની શ્રીમાળીની જ્ઞાતિ એકઠી કરી તે પ્રમાણે ઠરાવ કરી બહાર છાપામાં પ્રકટ કરી જૈનજનતાને જાગૃત કરી મુકી. એમ ચારે બાજુએથી સૂર્યવિજય અને પ્રભાવસાગરના મંડળના સાધુઓની વિરૂદ્ધ વાતાવરણ છવાઇ રહ્યું. જે જે થોડાક તેમની પક્ષમાં હતા તેમનાથી વ્યવહાર બંધ કરવામાં આવ્યો. કોઈ કોઇ સ્થળે સૂર્યવિજયના કોઇ સાધુઓ અજાણતાં સામાપક્ષના ઘેરે વહોરવા જતા તો એવો જવાબ સાંભળવો પડતો કે "મહારાજ તમે તો અમારા ઘરનું વહોરેલું પાછું મોકલાવો છો તો પછી અમારે શા માટે વહોરાવવું જોઇએ ?" કોઇ તો સાફ જણાવી દેતા કે "પંચનો ઠરાવ છે તેથી નહીં વહોરાવીએ" કોઇ મશ્કરીમાં કહેતું "આ તો અધર્મી અને નાસ્તિકનું ઘર છે માટે અમારાં આહારપાણી લેવાથી

નાસ્તિક બનશો." કોઇ કહેતા કે "આ તો હાડકાના માળાવાળાનું ઘર છે માટે ઘરમાં પગ મુકશો તો અભડાશો." આવા શબ્દોની સાથે તેમને પાછા વળવું પડતું હતું. જે સાધુઓને વહોરવા લઇ જવા માટે "મહારાજ પધારો ! મહારાજ લાભ દો !" એમ આગ્રહ અને ભાવ ભરી વિનંતીને બદલે તિરસ્કારયુક્ત નકારના શબ્દો સાંભળવામાં આવે તે સાધુઓ માટે કેટલું બધું શરમાવવા જેવું છે ?

સુવર્ણપુરમાં પેલા લાલભાઈ કિશોરદાસ તથા અમરચંદ કેવળદાસે સારા મુરતીઆ શોધી કાઢી વૈશાખસુદ ૩ ના રોજ ધામધુમથી સરસ્વતી અને સુભદ્રાનાં લગ્ન કરી દીધાં. જરા પણ સંકોચ શીવાય સૌએ લગ્નમાં ભાગ લીધો અને તે બંને ગૃહસ્થોની જાહેર હીંમત માટે જ્ઞાતિબંધુઓએ તેમને શાબાશી આપી. જાહેરવર્તમાનપત્રોમાં જૈન તેમજ જૈનેતર પ્રજાએ મુક્તકંઠે તેમનાં વખાણ કરી અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓ પ્રત્યે ઘણોજ તિરસ્કાર બતાવ્યો.

# પ્રકરણ ૧૮ મું.

## કનકનગરમાં રસિકલાલ. ધારાસભાની બેઠક. મુલતવી રહેલો દીક્ષાનો ખરડો.

(હરિગીત)

જ્યાં દુઃખી દરદીને દિલાસો દિલથી દેનાર છે,
જ્યાં દુઃખી જનની આંખનાં આંસુ અરે લ્હોનાર છે,
જ્યાં દુઃખી જનની હૃદયભેદક વાતનો વિશ્રામ છે
ત્યાં ત્યાં જીગરને ઠારનારો જીવનનો આરામ છે. —લેખક

આવતા વર્ષના શીયાળામાં ભદ્રાપુરીમાં સાધુસંમેલન મળવાનું હોવાથી અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજે ઠામ ઠામ ઉપદેશકો મોકલી આપ્યા. પદ્મવિજય આચાર્યને પ્રમુખપદ આપવાનો સર્વે સાધુઓનો

મત હોવાથી અને જૈનો પણ તેજ મતના હોવાથી તેમને ભદ્રાપુરીમાં ચોમાસું કરવાની વિનંતી કરવા રસિકલાલ અશ્વિનીકુમાર અને બીજા કાર્યવાહકો કનકનગર ઉપડયા. રસિકલાલ શેઠ લાલભાઈને ત્યાં ઉતર્યો અને અશ્વિનીકુમાર વીગેરે ભારતીકુમારને ત્યાં ઉતર્યા. બીજા દિવસે સવારે તેઓ વ્યાખ્યાન વખતે ઉપાશ્રયમાં ગયા. વ્યાખ્યાન પૂરૂં થયા પછી ભદ્રાપુરીમાં ચોમાસું કરવા માટે પદ્મવિજય આચાર્યને વિનંતી કરતાં અશ્વિકુમારે કહ્યું "સાધુસંમેલનનું કામ ઉપાડવામાં આવ્યું છે અને તે આવતા શીયાળામાં ભદ્રાપુરીમાં ભરવાનું છે. અમે દરેક સાધુની સલાહ લઇ આપને પ્રમુખપદ આપવાનું નક્કી કર્યું છે. શાંતિસાગર, વિવેકવિજય, પુષ્પવિજય વીગેરે આચાર્યો આપનું નામ બતાવે છે માટે આપ ચોમાસું ભદ્રાપુરીમાં કરો તો અમને અને આપને સારી અનુકૂળતા થઇ પડે. ભારતીકુમારનો પત્ર આવવાથી અમે અત્રે આપની પાસે બે કામને માટે આવેલા છીએ. એક તો સાધુસંમેલના પ્રમુખ પદનો સ્વીકાર કરાવવા અને બીજું ચોમાસા માટે ભદ્રાપુરી પધારવા વિનંતી કરવા. આ બંને કામનો આપે સ્વીકાર કરવોજ પડશે.

આ વિનંતીને સૌએ ટેકો આપ્યો અને મહારાજને ઘણોજ આગ્રહ કર્યો. છેવટે આચાર્યે ગર્ભિત હા પાડી કે જય બોલાવી ત્યાંથી સૌ વિદાય થયા. વચ્ચે માત્ર બે માસ જેટલોજ અવકાશ હોવાથી આચાર્ય પણ ત્યાંથી વિહાર કરી ભદ્રાપુરી તરફ જવાની તૈયારી કરવા લાગ્યા.

જમાઇનો પત્તો નહીં લાગેલો હોવાથી લાલભાઇશેઠ શરીરે જરા ઉતરી ગયા હતા. છોડી કલાવતી રોજ કલ્પાંત કર્યા કરતી. તેને દિલાસો આપવા રસિકલાલ તેની પાસે ગયો. રસિકલાલને દેખીને વિદ્યાલક્ષ્મી અને સુશીલા ત્યાં આવ્યાં. તેમના મોં ઉપર નૂર ભરાઈ આવ્યું. વિદ્યાલક્ષ્મી બોલી "કલાવતી બેન! તમે હવે હીંમત રાખો, રસિકભાઇ અને તેમનું મંડળ જરૂર શોધી કાઢશે."

રસિકલાલ દિલાસો આપી કહેવા લાગ્યો "હવે તમે જરા પણ ગભરાશો નહીં. જેવી રીતે સરિતાને છએ મહીને શોધી કાઢી તેવી રીતે

ચંદ્રકાંતને પણ શોધી કાઢીશું. હવે સૂર્યવિજયના સૂર્યનો ઉદય મટી અસ્ત થવા લાગ્યો છે. તે હવે ચંદ્રાવતી દેશમાં નાસવા લાગ્યા છે. અમારા ખાનગી માણસો એવા તેમની પાસે રાખેલા છે કે ગમે તેમ કરી પત્તો મેળવી શકીશું. વળી તે રાજ્યમાં આપણી સારી લાગવગ છે. પેલા મુંબઈવાળા જગજીવનદાસ હાલમાં ત્યાંજ રહે છે. તે આપણા સંબંધી છે. તમારા બાલાભાઇ સારી રીતે ઓળખે છે. જગજીવનદાસ હમણાં ચંદ્રાવતી રહેવાના છે. ત્યાં પોતાને માટે ઘર બંધાવે છે તેથી રોકાયા છે એમ એક પત્રમાં તે મને લખતા હતા. અમે તેમને ભલામણ કરી છે. ત્યાં તપાસ ચાલુજ છે. પણ સઘળી હીલચાલ છુપી ચાલે છે. ચંદ્રકાંત ત્યાં છે તે વાત નક્કી છે પણ ક્યાં સંતાડયો છે તે સ્થળ પકડાતું નથી. હવે સૂર્યવિજયનો પક્ષ તદ્દન નબળો પડી ગયો છે. ત્રણે ન્યાતોમાં ઠરાવ કરી તેમનાથી અસહકાર કર્યો, સરકારે પણ જામીન લીધા, આવતા શીયાળામાં સાધુસંમેલન ભદ્રાપુરીમાં ભરવાનું છે તેમાં દીક્ષા અને એવા સાધુ માટે બંદોબસ્ત થવાનો છે. આમ ચારે તરફથી તેમનો ફીટકાર ચાલી રહ્યો છે. કલાવતી બેન! એટલું નક્કી સમજજો કે જ્યાં સુધી ચંદ્રકાંતને અમે પાછા નહીં લાવી શકીએ ત્યાં સુધી અમારો સમાજ જંપીને બેસશે નહીં. હજુ પેલો ચંપકલાલ પણ જડયો નથી. તેને તો દોઢ વરસ થવા આવ્યું. માટે પ્રભુ ઉપર આસ્તા રાખી ધીરજ રાખો.”

આ શબ્દોથી કલાવતીમાં નવું ચેતન આવ્યું. આશાનાં કિરણો ફુટવા લાગ્યાં, ઉત્સાહ જાગૃત થયો, મનને કળ વળી. એટલામાં તેની મા હરકોર બાઇ આવી. તે તો રસિકલાલને જોઈ ઘણીજ ખુશી થઈ. અને રસિકલાલ આગળ પોતાનું હૃદય ખાલી કરવા લાગી “હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે” એ કહેવત કહી તેણે સૂર્યવિજયની કરેલી ખુશામત અને ઉઠાવેલી સેવાની હકીકત જણાવી તે આંસુ નાખવા લાગી.

રસિકલાલ—“પાછલી વાત ભૂલી જાઓ. હવે તો જે ચાલે છે તેનોજ વિચાર કરો, હીંમત રાખો. ચંદ્રકાંતનો જરૂર પત્તો મેળવી આપીશું.”

હરકોરબાઇ—" પેલો જયંતીલાલ મને તો આંખોના પાટા જેવો લાગતો હતો. કેટલા બધા પૈસા ખાઈ ગયો અને અમને ખરાબ કર્યા. તે બદમાસની શી વાત કરૂં ? તે ભાઇને દીક્ષા લેવી હતી. પણ પાપ પકડાયું. અમારા સરનામે કોઇ તિલકસાગર સાધુનો તે ભાઈ ઉપર પત્ર આવેલો, તે ભૂલથી બાલાભાઇએ ફોડીને વાંચ્યો. તેમાં લખેલું કે "તમારા ઉપર આફત આવી છે તેની ચિંતા નહીં. તમે તરતજ અત્રે આવો, અમે તમને દીક્ષા આપીશું. સરકારથી અમે ડરીએ તેમ નથી" આથી બાલાભાઇએ તેને એકાંતમાં બોલાવી ધમકી આપી જણાવ્યું "બૈરીનો આપઘાત કરાવનાર ચોર બદમાસ જયંતીલાલ ! અમારો મુનીમ તારો જામીન થયેલો છે તે ભૂલી જાય છે ? દીક્ષા લેવા જવું હોય તો કોરટમાં જઈ બીજો જામીન ઉભો કર" આ પ્રમાણે જ્યારે ધમકાવ્યો ત્યારે તે અટક્યો. કાગળ ન પકડાયો હોત તો અમારા મુનીમના બાર વાગત. દિલગીરીની વાત છે કે આવા પતિત બદમાસોને પણ સાધુઓ દીક્ષા આપવા તૈયાર થાય છે. દીક્ષા આપ્યા પછી પોલીસ આવી પકડી જાય તેમાં શું આશ્ચર્ય ? શાસનની હેલના હાથે કરી સાધુઓ કરાવે અને ભોપાળાં બહાર પડે ત્યારે તમારા જેવાને વગોવે અને ગાળો દે."

રસિકલાલ—" એ કાગળ લખનાર તિલકસાગરને ઓળખ્યા ?"

હરકોરબાઇ—" ના, તે સાધુ અમારા જાણવામાં નથી."

રસિકલાલ—" અમારી ન્યાતમાં સરસ્વતી અને સુભદ્રાનાં લગ્ન થયા પછી તરતજ તેમના ધણીને ભરમાવી લઈ જઇ દીક્ષા આપનાર સાધુ. બૉયકૉટ કરેલા પ્રભાવસાગરના ચેલા. જેમના પાપે અમારૂં બાવીશીનું પંચ એકઠું થયું અને તે કન્યાઓનાં હમણાં ફરી લગ્ન થયાં તે."

હરકોરબાઈ—" એ આ તિલકસાગર કે ? તે વિના એવા પતિત જયંતીલાલને કોણ કાગળ લખે ? જયંતીલાલથી તો અમે પૂરાં ધરાયાં છીએ. તે મરતો ગયો અને અમને મારતો ગયો. તેનો સામાન તપાસવા

પોલીસ આવે છે. અમે તો પોલીસને કહ્યું કે તેનો સામાન બધો લઈ જાઓ એટલે તેના પાપમાંથી છુટીએ."

રસિકલાલ—" અકસ્માતમાં તેના મરી ગયાના સમાચાર મેંજ તારથી આપ્યા હતા. મારા મામા પણ ત્યાં ઘાયલ થયા હતા તેથી હું ત્યાં ગયો હતો, સરિતાનો પત્તો ત્યાંથીજ લાગ્યો, અને ચંદ્રકાંતનો પત્તો પણ ત્યાંથી જ લાગશે. પેલા દીક્ષાના અખાડાવાળા ચીમનલાલનો છોકરો કુમારપાળ પણ ચંદ્રકાંતની સાથેજ ગુમ થયેલો છે, તે ભાઇએ તો છાપીને પત્રિકા બહાર પાડી છે કે 'હું દીક્ષા લેવાનો છું માટે મારી કોઈ શોધખોળ કરશો નહીં.' તેની સ્ત્રી ચંદ્રિકા પણ કલાવતી જેવડીજ છે. હરકોર બા ! અમને આ ત્રાસદાયક બનાવો જોઇ એટલો બધો ક્રોધ થાય છે કે શું કરી નાખીએ ! હું તો એજ ધંધો લઇ બેઠો છું."

એટલામાં કલાવતીએ આઇસક્રીમની રકાબી લાવી રસિકલાલની આગળ મુકી. આ રકાબી જોકે દેખાવમાં આઇસક્રીમની હતી પરંતુ તે કલાવતીના હૃદયના ભાવનો નમુનો હતો, જીવનની ચાહના હતી, મારો પતિ એજ મેળવી આપશે એવી આશા પ્રદર્શિત કરતી ભેટ હતી. રસિકલાલે તેટલાજ ભાવથી તે આઇસક્રીમ વાપર્યો અને પાનસોપારી લઈ ફરી કલાવતીને આશ્વાસન અને ધીરજ આપી લાલભાઈ પાસે ગયો.

સાંજે વાળુ કરી રસિકલાલ ભારતીકુમારને ત્યાં ગયો. ઉપર અગાશીમાં ભારતીકુમાર, કાદંબરી, અશ્વિનીકુમાર મહાશ્વેતા વાતો કરતાં હતાં તેમાં રસિકલાલ જોડાયો. દીક્ષાની વાતો નીકળતાં રસિકલાલે કહ્યું "કંચનશ્રી સાધ્વી પાસે કેટલીક આઠ દસ નાની ચેલીઓ છે તેમને ઘણોજ ત્રાસ છે, હમણાં જે લલિતા પરણી તેણે તેમના દુ:ખની વાત કહી ત્યારે ખરેખર અમને આંસુ આવ્યાં. તેમાંથી કેટલીક કુંવારી છે, તેઓ છુટવા માગે છે, ધારો કે આપણે તેમને લાવી સંસારી કપડાં પહેરાવ્યાં પણ જ્યાં સુધી તેને પરણાવીએ નહીં ત્યાં સુધી બધું નકામું. જેમ નરોત્તમદાસે લલિતાનો વર શોધી કાઢી તરતજ તેને પરણાવી

તે પ્રમાણે આપણે તેવા પરણનાર સારા સંસ્કારી કમાતા ઉમેદવાર આગળથી જોઇ રાખવા જોઇએ જેથી પરણાવતાં વાર લાગે નહીં."

ભારતીકુમાર—"એવું હોય તો મને કહેવું. અમારી જ્ઞાતિમાં તેવા કેળવાયેલા ચાર પાંચ યુવક છે. તેમના ગોળમાં કન્યાની ઘણીજ અછત છે. તે સુખી અને યુવાન હોવા છતાં કુંવારા છે. ભણેલા અને દેખાવમાં પણ સારા છે, જોતાં આંખ ઠરે એવા છે. એક હાઇસ્કુલમાં સંસ્કૃત શિક્ષક છે, તે મારા છોકરાને ભણાવવા આવે છે. બીજો એક પ્રાઇવેટ હાઇસ્કુલમાં શિક્ષક છે, આ બંને ભાઇઓ ગ્રેજ્યુએટ છે. તે શીવાય બીજા ત્રણ છે તે મીલમાં છે. અમારી બોરડીંગમાં ભણેલા છે. તેઓ અમારી પાસે ઘણી વખત આવે છે. માટે વર માટે તો કાળજી કરશોજ નહીં. તે કામ અમે બજાવીશું."

કાદંબરી—"તેમણે બતાવ્યા તે ઉમેદવારો એવા છે કે આપણે આપણી છોડી પરણાવવાનું પણ મન થાય. દરેક રીતે લાયક છે."

એટલામાં ધારાસભાના સભાસદ રા. રા. વસંતલાલ આવ્યા. બંને સભાસદો ભેગા થયા એટલે રાજકીય પ્રકરણ નીકળ્યું. તે રાજકીય પ્રકરણમાંથી દીક્ષાનો ફણગો ફુટયો અને દીક્ષાના ખરડાની વાત નીકળી. વસંતલાલે છાપેલા ખરડાની બે પ્રતો ભારતીકુમારના હાથમાં મુકી. તે જોઇ ભારતીકુમારે કહ્યું "મારી પાસે પણ ખરડાની પ્રત સરકાર પાસેથી આવી ગઇ છે. સરકારી પત્રિકામાં પણ પ્રકટ થયો છે. ખરડો બરાબર કલમવાર મેં વાંચી જોયો. ટુંકામાં તમે ઠીક ઘડયો છે. મુદ્દાની બે કલમો મને વધારે પસંદ પડી. "**કલેકટરની પરવાનગી શીવાય કોઈથી દીક્ષા આપી શકાય નહીં તેમજ લઈ શકાય નહીં**" આજ મુદ્દાનો સ્વાલ છે. આપણે પણ તેમજ માગીએ છીએ, આથી અયોગ્ય અને છાની દીક્ષાઓ અટકશે. બીજી મુદ્દાની કલમ એ છે કે "**અરજી આવેથી કલેકટરે ૬ માસની મુદ્દતની નોટીસ સરકારી છાપામાં તેમજ બીજાં વર્તમાન પત્રોમાં કાઢવી. તે સામે વાંધા આવે તો તેના સારાસારનો**

**વિચાર કરી માબાપ સ્ત્રી ધણી ભાઇ બેન એમ નિકટનાં સગાંની સંમતિ મળતી હોય અને દીક્ષા લેવાથી કોઈ પણ પ્રકારની હરકત આવે તેમ ન હોય તોજ કલેકટરે પરવાનગી આપવી.”** આ કલમ પણ તેટલીજ ઉપયોગી છે. દીક્ષા નિમિત્તે જે ધાંધલ થાય છે તે આથી થવા પામશે નહીં. મને તો ખરડો પસંદ પડયો છે. ભાઇ રસિકલાલ! તમે અને અશ્વિનીકુમાર ધારાસભાનું કામ જોવા આવો, કાલે સવારે ૮ વાગે ધારાસભા મળનાર છે.”

વસંતલાલ—“ પણ કાલ તો ઠરાવોનું કામ પહેલાં હાથમાં લેવાશે. જો આ દીક્ષાના ખરડા વખતે આવવું હોય તો પરમ દિવસે આવવું.”

ભારતીકુમાર—“ બરાબર છે, તે વાત ખરી છે. કાલે સભા જોવા આવવું હોય તો હરકત નથી. પણ પરમ દિવસે તો જરૂર આવો. આવ્યા છો તો ભેગાભેગી જોઇ લો કે ધારાસભામાં પણ કોઈ કોઇ વખત કેવા કેવા પ્રકારનાં નાટક અને ફારસ ભજવાય છે.”

રસિકલાલ—“ અમે પરમ દિવસે સવારે તમારી સાથે આવીશું. વસંતલાલ! હાલમાં તાજા બનેલા દીક્ષાના હેવાલો તો યાદ હશે.”

વસંતલાલ—“ યાદ છે, જુઓ શશીકાંતની સ્ત્રીના ફાંસાનો દાખલો, કુમારપાળ અને ચંદ્રકાંતના તાજા દાખલા, તમારી ન્યાતોના ઠરાવો, લલિતાની ચોરીનો કેસ, ચીમનલાલને થયેલી શિક્ષા, મહારાજના લેવાયેલા જામીન, હવે બાકી હોય તો કહો, હું નોંધી લઉં.”

રસિકલાલ—“ બરાબર એટલાજ મુદ્દાના છે.”

અશ્વિનીકુમાર—“ ધારાસભાના સભાસદ છે, હમેશાં બનતા બનાવોની નોંધ કરતા હશે. છાપાની કાપલીઓની ફાઇલો રાખતા હશે.”

રસિકલાલ થોડીવાર થઇ કે ત્યાંથી ઉઠી લાલભાઇને ત્યાં ગયો.

ત્રીજા દિવસે સવારે આઠ વાગે ભારતીકુમાર અને અશ્વિનીકુમાર મોટરમાં નીકળી લાલભાઇને ત્યાંથી રસિકલાલને અને નવીનચંદ્રને સાથે લઇ ધારાસભામાં ગયા. ભારતીકુમારે ત્રણેને માટે બેસવાની સેક્રેટરી પાસેથી પરવાનગી મેળવી. તેઓ પ્રેક્ષકની ગૅલેરીમાં બેઠા.

તેમણે ગૅલેરીમાં નજર કરી તો ઘણાજ જૈનો આવેલા નજરે પડયા. બરાબર દસ થયા કે વસંતલાલના દીક્ષાના ખરડાનું કામ પ્રમુખે હાથ ઉપર લીધું. વસંતલાલે ઘણી સારી રીતે સભા આગળ દલીલો રજુ કરી હૃદયભેદક બનાવો કહી સંભળાવ્યા. તેને એક સભ્યે ટેકો આપી પુષ્ટિમાં વિવેચન કર્યું. તે પછી બીજા સભ્યે વિવેચન કરતાં જણાવ્યું "આ ખરડાને મારો સંપૂર્ણ ટેકો છે પરંતુ તે સંબંધી એક સુધારો રજુ કરવા હું રજા લઉં છું તે એ છે કે "કેટલાક વખતથી આવી દીક્ષા અટકાવવા જાહેર મંડળો દ્વારા પ્રયત્ન ચાલે છે, કેટલાંક શહેરો અને ગામોએ ઠરાવ પણ કર્યા છે, બે દુરાગ્રહી જૈનસાધુઓ કે જે આવી અયોગ્ય દીક્ષાનાં તોફાનો લઇ બેઠા છે તેમની સાથે કેટલીક ન્યાતોએ તો અસહકાર કરી તિરસ્કાર બતાવી તેમને ભીક્ષા આપવી બંધ કરી છે (હસાહસ). હું ભૂલતો ન હોઉં તો સારા સાધુઓ પોતાનું સાધુ સંમેલન આવતા માગશર માસમાં બોલાવી દીક્ષા સંબંધી યોગ્ય કાયદો પણ ઘડવાના છે. એ માસ પછી ચોમાસું બેસવાનું છે એટલે ચાર માસ સુધી તો શાસ્ત્ર પ્રમાણે દીક્ષા આપી શકાય કે લઈ શકાયજ નહીં. માટે આ ખરડો સાધુસંમેલન ભરાયા પછી રજુ કરવામાં આવે તો જૈનસાધુ અને જૈનોને પૂરતો વિચાર કરવાની તક મળશે. જો તે ઠરાવ કરી દીક્ષા સંબંધી યોગ્ય કાયદો ન કરે તો પછી સરકારે આથી પણ કડક કાયદો કરી દીક્ષા ઉપર અંકુશ મુકવો. માટે આ ખરડો માગશર માસ સુધી મુલતવી રાખવો. મને આશા છે કે ખરડો રજુ કરનાર મારા વિદ્વાન મિત્ર રા. રા. વસંતલાલ મારી દરખાસ્તને મળતા થશે."

આ ઉપરથી પ્રમુખે જણાવ્યું "વર્તમાન પત્રોમાં જે હકીકતો પ્રકટ થાય છે તે ઉપરાંત દીક્ષા નિમિત્તે કોરટોમાં જે જે કેસો આવે છે તેમાં દીક્ષાના કાયદાનો અભાવ હોવાથી કેટલાક તોફાની માણસો ફાવી જાય છે. તે જોતાં કાયદાની જરૂર છેજ એમ સરકારને હવે લાગ્યું છે છતાં આ ખરડો સાત માસ માટે મુલતવી રાખવામાં આવે તો

જૈનોને સુધરવાની એક વધુ તક આપી ગણાશે, અને તેથી આ સભાની રાજનીતિ વધારે વખણાશે. આટલી તક આપ્યા પછી ધાર્મિક કામમાં સરકાર જાણી જોઇને વિના કારણ દરમીઆનગીરી કરે છે એવો આક્ષેપ સરકાર ઉપર આવશે નહીં, માટે માગશર માસ સુધીમાં સાધુઓ અને જૈનો દીક્ષા સંબંધી યોગ્ય કાયદો નહીં ઘડે તો આ ધારાસભા દીક્ષાનો ખરડો પસાર કરશે એટલું જ નહીં પરંતુ સરકાર પોતે થઈ પીનલકોડની કલમમાં દીક્ષા સંબંધી યોગ્ય કલમો દાખલ કરશે."

વસંતલાલ પ્રમુખના આટલા ટૂંક ભાષણ ઉપરથી થયેલું સભાસદોનું વલણ સમજી ગયો અને જણાવ્યું "હું તે દરખાસ્તને સંમત છું પણ મારી એટલી વિનંતી છે કે જે મુદ્દાસર આ ખરડો મુલતવી રાખવામાં આવે છે તે મુદ્દાની નોંધ પ્રમુખ સાહેબે કહ્યું તે પ્રમાણે લેવી જોઇએ જેથી તે નોંધ સરકારી પત્રિકા અને વર્તમાનપત્રોમાં પ્રકટ થાય, અને સાધુ અને જૈનો જાણી શકે."

એ રીતે દીક્ષાનો ખરડો ઉપરનાં કારણોથી મુલતવી રાખવાનો ઠરાવ સર્વાનુમતે મંજુર થયો. આ કામ પૂરૂં થયું કે ગૅલેરીમાં બિરાજમાન થયેલા જૈનગૃહસ્થો ખુરશીઓ ખાલી કરવા લાગ્યા. રસિકલાલ અશ્વિનીકુમાર અને નવીનચંદ્ર સભા ઉઠતાં સુધી રોકાયા અને સભા વિસર્જન થતાં ઘેર ગયા. બીજા દિવસે ધારાસભાનો હેવાલ "કનકનગર સમાચાર"માં પ્રકટ થયો. દીક્ષા સંબંધી થયેલા ઠરાવથી કેટલાક ઉગ્ર સ્વભાવના હતા તે નારાજ થઇ કહેવા લાગ્યા "આજેજ દીક્ષાનો ઠરાવ પસાર થયો હોત તો ઠીક રમુજ આવત, સાધુઓ અને તેમના ઢગ ભકતો પાંસરા થાત."

મધ્યમ વિચારના કહેવા લાગ્યા "સાત માસમાં શું બગડી જાય છે? સાધુસંમેલનમાં ઠરાવ નહીં થાય તો પછી સરકાર કાયદો કરશેજ. આટલી હદ સુધી વાત પહોંચી છે તો શું હવે સાધુઓની અને ઢગ ભકતોની આંખો નહીં ઉઘડે? બનતા સુધી ધર્મના કામમાં સરકારની દરમીઆનગીરી ન થાય તેમાં ફાયદો."

રસિકલાલે તથા અશ્વિનીકુમારે થયેલા ઠરાવની અને પ્રમુખના ભાષણની પત્રિકાઓ છપાવી તમામ જૈનોના સ્થળે અને ખાસ કરી મુનિ મહારાજો ઉપર સંમેલનની ઑફીસમાંથી રવાના કરી. અને બીજા દિવસે વૈશાખ સુદ ૧૫ના રોજ તેઓ ભદ્રાપુરી ગયા.

# પ્રકરણ ૧૯ મું.

## એક પંથ અને બે કાજ.

### સાધુ સાધ્વીઓની પ્રવૃત્તિનું અવલોકન અને ગુમ થયેલા છોકરાઓનો તપાસ. ચંદ્રકાન્તની બાતમી.

* He who calls those his own
Who are vexed and troubled,
He should be recognised as a saint
God surely must dwell with him.

કનકનગરથી ભદ્રાપુરી આવ્યા પછી અશ્વિનીકુમાર અને રસિકલાલે એવો નિશ્ચય કર્યો કે પૂર્વના પ્રદેશમાં પગરસ્તે મોટરમાં મુસાફરી કરી સાધુ સાધ્વીઓની પ્રવૃત્તિ જોવી, સંમેલન માટે સાધુઓની નાડી પારખવી, ગુપ્ત સ્થળો જોવાં, ગુમ થયેલા છોકરાઓને શોધી કાઢવા. આ માટે લલિતાની મદદની જરૂર હોવાથી તેમણે નવાકોટ ગામે ભોગીલાલને કાગળ લખ્યો. ભોગીલાલની સંમતિ આવી. રસિકલાલે ભાડાની મોટરોનો બંદોબસ્ત કર્યો અને ભોગીલાલ તથા લલિતાને તેડાવી રસોઇઓ નોકરો તથા ખાનગી રીતે પોલીસના માણસો સાથે રાખી તેઓ કુટુંબ સાથે મુસાફરીએ નીકળ્યા. હેવાલ પ્રકટ કરવા પ્રજા પોકારના રીપોર્ટરને સાથે લીધો. રસિકલાલે પોતાની મોટર સાથે રાખી.

---

* જે માણસ મુંઝાયેલા અને મુશીબતમાં આવેલા માણસોને પોતાના જેવા ગણે છે તેને સાધુ જેવો માનવો જોઈએ. પરમેશ્વર હંમેશાં તેમની સાથે હોવોજ જોઈએ.

પ્રથમ તેઓ સુવર્ણપુર ગયાં. ત્યાંના ઉપાશ્રયમાં જઈ સાધુ સાધ્વીઓને મળ્યાં, તેમની હકીકત અને વિચાર જાણ્યા. કેટલાક તો એવા જણાયા કે જે માત્ર સૂર્યવિજયના ડરથીજ તેમના પક્ષમાં રહેલા હતા. તેમને ખોટી ખોટી વાતો સમજાવી પક્ષમાં રાખેલા તેવા સાધુઓને રસિકલાલ અને અશ્વિનીકુમારનો સમાગમ થવાથી હીંમત આવી અને સૂર્યવિજયના પક્ષના ચુસ્ત સાધુઓ પાસેથી છુટા પડી ભદ્રાપુરી તરફ વિહાર કરવાનો તેમણે નિશ્ચય કર્યો. આ પ્રમાણે સાધ્વીઓના ઉપાશ્રયે માલતી લલિતા અને મહાશ્વેતા જતાં, અને સૂચનાઓ કરી ખરી વસ્તુસ્થિતિ સમજાવતાં, ગામવાળા તેમનો સત્કાર કરતા. એમ દરરોજ અકેક ગામ મુસાફરી કરતાં કરતાં એક અઠવાડીઆમાં તેઓ મધુરી ગામમાં આવ્યાં. આ ગામ ઠીક હતું. તેઓ ગામબહાર એક નાની ધર્મશાળામાં ઉતર્યાં. દેરે દર્શન કરી આવી સાધુના ઉપાશ્રયે ગયાં. ત્યાં પણ સુવર્ણપુર જેવુંજ જણાયું. ખરી હકીકત જાહેર કરવા રસિકલાલે અરધો કલાક ભાષણ આપ્યું. ત્યાંથી એક ગૃહસ્થને ત્યાં તે જમવા ગયાં. તે ઘરમાં પેસતાં મોટી ખડકી હતી ત્યાં મુકેલી બે પાટો ઉપર તેઓ બેઠાં. એટલામાં સામેના ઘરમાં ભારે કલેશ થતો જણાયો. તેથી તે ઉઠીને જોવા બહાર ઓટલા ઉપર આવ્યાં.

સામા ઘરમાંથી એકદમ એક ક્રોધાયમાન થયેલાં સાધ્વી ગાળો દેતાં દેતાં નીકળ્યાં, અને ઓટલા ઉપર પાણીનો મોરીઓ પછાડી તેમને નહીં શોભે તેવા અપશબ્દો બોલતાં બોલતાં ચાલ્યાં. આ જોઈ માલતીએ તે સાધ્વીને પુછયું " મહારાજ ! કેમ આટલી બધી ગાળો બોલો છો ? શું છે ? "

સાધ્વી—" કેમ ગાળો ન બોલું ? તેની બાઇડી મારી ચેલી ઉપાડી ગઇ છે અને તેને સંસારી કપડાં પહેરાવી દીધાં છે. "

માલતી—" તે ચેલી તેમને કાંઈ સગી થાય છે ?"

સાધ્વી—" હા, તેની બેન થાય છે. "

માલતી—" ત્યારે તે લઇ જાય તેમાં તમને શી હરકત છે ? "

સાધ્વી—"પણ દીક્ષા લીધા પછી બેનને શું લાગે વળગે કે તે મારી ચેલીને લઇ જાય ?"

માલતી—"ચેલીને નહીં ફાવતું હોય."

સાધ્વી—"ફાવે કે ન ફાવે, પણ તે અમારી પાસેથી ન જઇ શકે. ઠીક છે જોઇએ છીએ, કેવી રાખે છે?" એમ મીજાજ કરી બબડતાં બબડતાં સાધ્વી વિદાય થયાં. તે મનમાં સમજ્યાં કે અહીં કાંઇ ફાવી શકાય તેમ નથી.

એટલામાં તે ઘરમાંથી બે સ્ત્રીઓ રોતી રોતી નીકળી અને ઓટલા ઉપર બેઠી. પાછળથી એક પુરૂષ મોટા ઘાંટા પાડતો આવી બોલવા લાગ્યો "તારી બેનના પાપે હું સાધ્વીની ગાળો નહીં ખાઉં" એટલામાં સાધ્વીનો મોરીઓ ફુટેલો જોયો કે તેનો મીજાજ હાથમાં રહ્યો નહીં અને તેની બૈરીના માથા ઉપર લપડાક લગાવી દીધી.

આ દેખી રસિકલાલ બોલી ઉઠયો "શેઠ શેઠ! આ શું કરો છો ? આવી ગાંડાઈ થતી હશે? ધીરજ રાખો."

શેઠ—"શેઠ સાહેબ! શું તમને કહું ? આવું અમારા ઘરમાં ચાર દિવસથી ચાલે છે. આ જોડે બેઠી છે તે મારી સાળી થાય છે, તેનાં માબાપ મરી ગયેલાં હોવાથી તે મારે ત્યાં મોટી થઈ. પરણાવવાની હતી પણ તેને દીક્ષા લેવાનું મન થયેલું તેથી દીક્ષા અપાવી. પણ દીક્ષામાં કાંઈ સુખ છે? તેમાં તો દુઃખજ હોય. તે દુઃખ તેને સહન ન થયું, ગુરૂ મારવા લાગ્યાં, દીક્ષામાં તો માર ખાવો પડે તેમાં શી નવાઇ ? શેઠ સાહેબ! સાચું બોલજો. આ સાધ્વીજી તો સારાં છે કે થોડું દુઃખ આપે છે પણ બીજાં જોયાં હોય તો ઓઘે ઓઘે બરડો ભાગી નાખે છે. હમણાં અઠવાડીઆ ઉપર આની કાંઇ માર ઝુડ થઇ હશે તેથી આ તેમની બેનને–મારા ઘરવાળાંને–દયા આવી તેથી તેને ઘેર લઇ આવ્યાં, અને કપડાં પહેરાવ્યાં. જ્યારથી તે ઘેર આવી છે ત્યારથી રોજ આ તેમનાં ગુરૂ આવી મને ગાળો દઈ જાય છે. રોજ એક મોરીઓ ફોડી જાય છે અને કાંક છુમંતર જેવું કરી જાય છે. બોલો શેઠ, આ અમને પાલવે ?

હું કહું છું કે જા પાછી સાધ્વીને આપી આવ. પણ હવે બંને જણુ હઠે ચડયાં છે. પેલી તો કહે છે કે "કૂવે પડીને મરી જાઉં તે હા પણ સાધ્વી પાસે જવું નથી. મારે હવે સાધ્વીનાં કપડાં પહેરવાં નથી. કહો શેઠ સાહેબ! મને આ શી રીતે પાલવે? ચાર દિવસથી તો મારૂં ખાધું પીધું બળી જાય છે. બે બેનોએ તો મારો જીવ લીધો."

રસિકલાલ—"તેમને દીક્ષા લીધે કેટલો વખત થયો?"

શેઠ—"ત્રણ વરસ થઇ ગયાં. ઉમર તો અઢાર ઓગણીસ વરસની છે. કાંઈ નાની નથી. પણ દુઃખ સહન થતું નથી. કહો હવે આ સાપના ભારા મારાથી શી રીતે રાખી શકાય? તેમનાં બેન ઉપરાણું લઇને અહીંઆં મારા ઘેર લઇને આવ્યાં અને ઘર આગળ હોળી સળગાવી, ઘર ઉઘાડી પિયરના ઘરમાં જઇને ન મુકી આવે? મારે ઘેર આ બલા શી?"

રડતી રડતી તેની સ્ત્રી બોલી "માબાપ ભાઈ કે કોઇ પિયરમાં સગું હોત તો તમારા ઘેર ન લાવત અને તમારી ગાળો અને મ્હેંણાં ન સાંભળત, પણ શું કરીએ? ઓશીઆળાં છીએ એટલે તમારી ગાળો અને માર ખાવો પડે છે."

આ દેખાવથી સૌનાં હૃદય પીગળી ગયાં, મહાશ્વેતા બોલી "શેઠ! તમે કહો છો તે વાત સાચી, પણ હવે બિચારી તમારી સાળીની શી દશા? માબાપના ઘેર કોઇ નહીં, તે કયાં ઉભી રહે? ફક્ત આ એક બેન, તેની પાસે ન જાય તો કયાં જાય? તેનાં આંસુ લ્હોનાર કોણ?"

શેઠ—"ત્યારે ઝખ મારવા સાધ્વી પાસેથી આવતી રહી?"

મહાશ્વેતા—"ત્યાં તેના ઉપર ત્રાસ થવા માંડયો તે તેનાથી સહન ન થયો તેથી બેનની પાસે આવતી રહી, તેમાં શું ખોટું કર્યું? બીજે કયાંઇ તો જતી રહી નથીને?"

શેઠ—"બીજે કયાંઈ જવું હોય તો આ રસ્તો ઉઘાડો રહ્યો, મારે તો હવે તેને ઘરમાં રાખવી નથી. જોડે તેની બેનને જવું હોય તો તે પણ જાય" એમ છેવટનો ચુકાદો આપી શેઠ ઘરમાં જતા રહ્યા. તેમને લાગ્યું કે તેમની પક્ષમાં કોઈ બોલે તેમ નથી.

પછી લલિતા નીચે ઉતરી પેલી દીક્ષા છોડનાર બાઇ પાસે ગઇ. તે તો ઉંધું ઘાલી રડયા કરતી હતી. તેના માથા ઉપર હાથ ફેરવી ધીરજ આપી લલિતા બોલી "આમ ઉદાસ ન થાઓ, તમારા જેવું મને પણ એક વખત દુઃખ પડયું હતું. માટે ધીરજ રાખો."

આ શબ્દો સાંભળતાંની સાથે તેણે ઉંચું જોયું અને લલિતાને દેખી ક્ષણભર તેની સામું જોઇ રહી. લલિતા તેને તરતજ ઓળખી ગઈ અને બોલી "અરે! આ તો કાંતિશ્રી!" એમ કહી માલતી અને મહાશ્વેતાને પાસે બોલાવ્યાં.

લલિતા—"માલતી બેન! તમે તો તેમને ઓળખતાં હશો. ગયા વર્ષે માહ માસમાં તમારે ત્યાં ભદ્રાપુરીમાં હતાં તે આ કાંતિશ્રી!"

માલતી—"આવી ચાર ચેલીઓ હતી. એટલું યાદ આવે છે. વધુ પરિચયમાં હું આવી નહોતી."

આ પ્રમાણે ઓળખાણ નીકળવાથી તેને તથા તેની બેનને હીંમત આવી. રખેને તે શેઠ ઘરમાંથી પાછા આવી કદાચ મારશે એવા ડરથી તે સામેના ઘરમાં આવ્યાં, અને ત્યાં તે બાઇ છુટથી પોતાના દુઃખની વાતો કરવા લાગી.

બાઈ—"હું મારા ઘરની તમને શી વાત કહું? મારી બેનને પરણાવવામાં ખરચ થાય તે માટે સાધ્વીને સમજાવી તેને ઉપાશ્રયે જતી કરી, સાધ્વીને તો જોઇતું હતું અને વૈદ્ય કહ્યું. તેની મરજી નહીં છતાં દીક્ષા અપાવી. જ્યારથી તેણે દીક્ષા લીધી છે ત્યારથી કળ કરીને તે બેઠી નથી. જેઓ તેને વાંદીને આવે તે મને કહે કે 'તારી કાન્તિશ્રીને નરકથી પણ વધારે દુઃખ છે.' આ સાંભળી હું બળી જતી પણ પાછી ઘેર લઇ આવીને શું કરૂં? કોની જોડે પરણાવું? આ વખતે તે અહીં આવ્યાં અને જે મેં સાંભળ્યું હતું તે મેં નજરે જોયું. તેના બરડામાં દંડાના સોર પડેલા છે, તે જુઓ" એમ દુઃખની વાત કરી તેની બેનના વાંસા ઉપરથી સાલ્લો ખસેડી સોર બતાવ્યા. આ જોઇ બધાંને ખૂબ લાગી આવ્યું.

મહાશ્વેતા—"કેવી નિર્દય સાધ્વી છે?"

બાઇ—"આ મને સહન ન થયું. તે મને વળગી પડી અને કહેવા લાગી "મારે આ કપડાં રાખવાં નથી, મારે તો ઘેર આવવું છે." આથી હું તેને મારે ઘેર લઈ આવી છું. જ્યારથી લઇ આવી છું ત્યારથી પેલાં સાધ્વી મારે ત્યાં આવી કલેશ કરાવી જાય છે. આવી અમારી દશા છે. તમે ઓળખીતાં મળવાથી આટલું દુઃખ રડવાને અમારામાં હીંમત આવી છે, ન્યાતવાળા અમારી તરફ દયા બતાવે છે પણ કોઈ મદદ કરતું નથી, અને સાધ્વીને કોઈ કહી શકતું નથી."

લલિતા—"કાન્તા બેન! હવે તમે જરા પણ ચિંતા કરશો નહીં. જો તમને તમારી બેનને ત્યાં ન ફાવે તો હું તમને મારે ત્યાં લઈ જઈશ, મારે ત્યાં રાખીશ અને તમે કહેશો તે પ્રમાણે કરીશું."

કાન્તા—"હું તો મારી બેન કહે તેમ કરૂં."

બાઈ—"તમે તેને લઇ જતા હો તો હું ખુશી છું. મારા ઘેરે તો તેને રાખી શકાય તેમ નથી, અને મારે તેને ઉપાશ્રયમાં પાછી મોકલવી નથી."

રસિકલાલ—"જુઓ બેન! તમે ગભરાશો નહીં. તમારી બેનને લીધે કલેશ થાય છે, તમારી પાસે રાખવાથી કલેશ મટવાનો નથી. માટે તેને અમે અમારે ત્યાં રાખીશું. બૈરાં સાથે રહેશે. તમારી સલાહ લઇ જેમ કરવું ઘટશે તેમ કરીશું. જુઓ આ લલિતાબેન સાધ્વી મટી સંસારી બની ગયાં. માહ માસમાં પરણ્યાં."

લલિતા—"મારી દશા કેવી હતી તે કાન્તા બેન જાણે છે. મને પણ આવા બીજા ગૃહસ્થ છોડાવનાર મળી આવ્યા અને મારો ઉદ્ધાર થયો. હવે આ કાન્તાના પુણ્યનો ઉદય જાગવાથી આ ભાઈઓ મળી આવ્યા છે માટે હવે સૌ સારાં વાનાં થશે."

આ પ્રમાણે વાતનો વિસામો મળવાથી તેમને ધીરજ આવી. કાન્તા ત્યાં રહી અને તેની બેન બ્હીતી બ્હીતી તેના ઘરમાં ગઈ. તે પછી રસિકલાલ વીગેરે જમવા બેઠાં. કાન્તાને પણ સાથે જમવા બેસાડી.

જમીને ઉઠયાં કે છ સાત સાધ્વીઓ તેમને મળવા આવી. રસિકલાલના મનને શંકા પડી કે પાછો ઝગડો ઉભો થશે. પણ તેવું ન નીકળતાં જુદીજ વાત નીકળી.

એક સાધ્વીએ કહ્યું "તમારા આવવાની વાત સાંભળી અમે તમને મળવા આવ્યાં છીએ. અમારાં મોટાં સાધ્વી અમારાથી વિરૂદ્ધ છે, અમને સૂર્યવિજયના સંઘાડામાં ફાવતું નથી, પણ અમારાં ગુરૂ અમને છુટાં થવા દેતાં નથી. તે ના પાડે છે એટલે શ્રાવકો મદદ કરી શકતા નથી, હવે તો અમારે તેમની પાસેથી નીકળી પદ્મવિજયના સંઘાડામાં જવું છે, માટે અમારે શી રીતે કરવું?"

રસિકલાલ—"તમે આ વખતે ભદ્રાપુરીમાં ચોમાસું કરો. પદ્મ-વિજય આચાર્ય ત્યાં ચોમાસું કરવાના છે. વળી આવતા માગશર માસમાં ત્યાં સાધુસંમેલન છે. માટે તે તરફ વિહાર કરો. અમે તમને માણસની મદદ આપીએ. ડરવાનું કાંઇ કારણ નથી."

સાધ્વી—"અમે મદદ વગરજ મુંઝાઇએ છીએ. જો માણસની મદદ આપો તો અમે અત્યારથીજ વિહાર કરીએ. અમે ચાર જણુ નીકળીશું કે બીજી ત્રણ ચાર પણ અમારી સાથે આવશે."

આ ઉપરથી તે ઘરના ગૃહસ્થે કહ્યું "વાહ! એમાં શું? હું તમને આજે સાંજે બે માણસો કરી આપું છું, કાલે સવારે વિહાર શરૂ કરો. તમારી સાથે એવો સારો માણસ આપું કે તે ઠેઠ તમને ભદ્રા-પુરી સુધી મુકી આવે."

રસિકલાલ—"ત્યારે થાઓ તમે તૈયાર, હવે રાહ જોશો નહીં. ભદ્રાપુરીમાં તમામ બાબતની ગોઠવણ કરવામાં આવી છે. તમને જરા પણ હરકત પડશે નહીં."

આથી સાધ્વીઓને સંતોષ થયો અને ઉપાશ્રયે ગયાં. આટલી ઓળખાણ થવાથી લલિતા તેમની સાથે જોડાઇ. ઉપાશ્રયમાં લલિતાની ઓળખાણવાળી અને સાથે ફરવાવાળી બીજી બે સાધ્વીઓ મળી આવી. લલિતાને સંસારી વેશમાં જોઇ તેમને ઘણી નવાઇ લાગી. સાધ્વીગુરૂ

ન સાંભળે તે માટે તેઓ ઉપર જઈ વાતો કરવા લાગ્યાં. છુપી દીક્ષા સંબંધી ઘણી ઘણી વાતો કરતાં તે સાધ્વી લાલભાઈના જમાઇ ચંદ્રકાંતની વાત કરવા લાગી. "અશોકપુરીમાં એક મોટો ઉપાશ્રય છે તેની પાસે જરા છેટે સાધ્વીઓનો ઉપાશ્રય છે તેમાં ઘણા ભાગે ચંદ્રકાંતને તથા એક છોકરાને રાખેલો છે એમ મારા સાંભળવામાં આવ્યું છે. હવે તો આ સાધુઓ દીક્ષાની આવી ધમાલ છોડી દે તો બહુ સારૂં. કેટલી બધી કુંવારી અને પરણેલી છોડીઓ મુંડી દીધી છે, અને શ્રાવકનાં ઘર ભગાવ્યાં છે ? તે બિચારી દુઃખથી એવી પીલાય છે કે મને તો કોઈ વખત દયા આવે છે. ઘણીખરી સાધ્વીઓ તો આચાર્ય પદ્મવિજય, તથા કેટલીક પુષ્પવિજય અને શાંતિસાગરના સંઘાડામાં જવા ઈરાદો રાખે છે. હું પણ વિચાર કરૂં છું પણ સંગાથ શોધું છું."

લલિતા—"તમારામાંથી ચાર જણાંતો કાલે ભદ્રાપુરી જવાનાં છે."

સાધ્વી—"ત્યારે હું પણ તેમની સાથે જઈશ. મારી ચેલી પણ મોટાં સાધ્વીથી કંટાળી છે."

લલિતા—"હાલ સૂર્યવિજય આચાર્ય કયાં છે ?"

સાધ્વી—"તે ઘણા ભાગે અશોકપુરીમાંજ છે. હવે નવા મુંડેલા ચેલાઓને ગુપ્ત રીતે સંતાડી રાખવાનું કામ ભારે થઇ પડયું છે. હું તમને એક બીજી ખાનગી વાત કહું. કસાઇવાડેથી ગાય છોડાવવી હોય તો તમે જેમ કાંતિશ્રીને છોડાવી તેમ તે સાધ્વી પાસે એક કેસરશ્રી સાધ્વી છે તેને તો બહાર નીકળવા દેતાં નથી અને બહુજ સતાવે છે."

આ રીતે કેટલીક વાતો કરી લલિતા પાછી આવી અને મહાશ્વેતા વીગેરેને વાત કરી. આ સંબંધી બીજાઓને ખાનગી રીતે પુછપરછ કરતાં તેવીજ હકીકત મળી આવી. આ ઉપરથી મહાશ્વેતા, માલતી, લલિતા વીગેરે પેલી વઢકણી સાધ્વીને ત્યાં ગયાં, અને કેસરશ્રી સંબંધી પુછપરછ કરી પણ સીધો જવાબ આપ્યો નહીં તેથી બોલાચાલી થઇ. માલતી વીગેરે વગર પુછે મેડા ઉપર ગયાં. મેડા ઉપર ચાર ઓરડીઓ હતી તેને તાળાંમારેલાં હતાં પણ ચોકસ બાતમીમળેલી હોવાથી

તે તાળાં પોતાના માણસ પાસે તોડી નંખાવ્યાં ને ઉઘાડી જોયું તો એક ઓરડીમાંથી તે બિચારી કેસરશ્રી મળી આવી. આ ઓરડીમાં હવા ફક્ત એક નાની જાળીમાંથી આવતી હતી. તે તો બિચારી લલિતાને ઓળખી તેને વળગી પડી અને રડવા લાગી. કોઇ પણ પ્રકારે આ સાધ્વી પાસેથી છોડાવવા કાલાવાલા કરવા માંડી. સાધ્વીએ ખૂબ ધમ પછાડા કરવા માંડયા અને તે ગાળો દેવા લાગી; "આ રાંડો ક્યાંથી આવી ? મારી એક ચેલી તો ઉપાડી હતી અને આ બીજી પણ ઉપાડી." એમ કહી પાણીનો મોરીઓ તેમની આગળ પછાડયો.

આ જોઇ મહાશ્વેતા બોલી "મહારાજ ! હજુ બીજા મોરીઆ હોય તો પછાડો, પાણી પીવું મટ્યું, અમે તો તમને સવારથી ઓળખી ગયેલાં છીએ. મોરીઆ પછાડવામાં હોંશીઆર જણાઓ છો." એમ બોલા ચાલી ચાલે છે એવામાં રસિકલાલ પોલીસના માણસો લાવી ત્યાં હાજર થયો. સાધ્વી કજીઆખોર હોવાથી કોઈ શ્રાવકે તેમનો પક્ષ કર્યો નહીં. નિર્વિઘ્ને કેસરશ્રીને લઇ તેઓ ત્યાંથી ચાલ્યાં અને ધર્મ-શાળાના મુકામમાં ગયાં. ત્યાં તેને સંસારી કપડાં પહેરાવ્યાં અને તેમણે સૌની સલાહ મેળવી નિશ્ચય કર્યો કે કાન્તા અને કેસરને અહીં નહીં રાખતાં કનકનગર અગર ભદ્રાપુરી મોકલી દેવાં જોઇએ.

મહાશ્વેતા—" હું તેમને કનકનગર ભારતીકુમારને ત્યાં મોટરમાં મુકી આવું. તે બરાબર તેમની સંભાળ રાખશે."

રસિકલાલ—" મારી પણ એજ ઇચ્છા છે."

મહાશ્વેતા—" હું તેમને મુકીને પાછી આવીશ."

અશ્વિનીકુમાર—" તમારી પાસે પોલીસનો એક માણસ રાખી લો." આમ નિશ્ચય કરી કાન્તા અને કેસરને લઇ મહાશ્વેતા પો-લીસનો માણસ સાથે રાખી કનકનગર ઉપડી ગઇ. બીજા દિવસે સવારે સાધ્વીના ઉપાશ્રયમાંથી છ સાધ્વીઓએ ભદ્રાપુરી તરફ વિહાર કર્યો. તેમનાં ગુરૂસાધ્વીએ ઘણોએ કંકાસ કર્યો પણ જનાર સાધ્વીઓના પક્ષમાં માણસો હોવાથી તેમનું કાંઇ ફાવી શકયું નહીં. તેમના ગયા

બાદ રસિકલાલ વીગેરેનો કાફલો અશોકપુરી તરફ ઉપડયો. અને છાની રીતે શહેરના એક છેડે એક ધર્મશાળામાં મુકામ કર્યો. ચાર દિવસ લાગલાગટ તપાસ કર્યો. ખાનગી માણસો દ્વારાએ ખબર પડી કે ચંદ્રકાંતને દીક્ષા આપી અહીંઆં છુપી રીતે ઉપાશ્રયમાં રાખેલો છે. આથી તેમનામાં હીંમત આવી. કયા ઉપાશ્રયમાં તે છે તે શોધી ત્યાંથી તેને કેવી રીતે ઉપાડવો તેની યુક્તિ રચવા લાગ્યાં. એટલામાં મહાશ્વેતા કનકનગરમાં કાન્તા અને કેસરને મુકી અશોકપુરી આવી પહોંચી. ગુપ્ત રીતે તેઓ ચંદ્રકાંતના તપાસમાં ગુંથાયાં.

## પ્રકરણ ૨૦ મું.

### મોટરના અકસ્માતે કરાવેલી ઓળખાણ. સાધ્વીના વેશમાં ચંદ્રવિજય. ચંદ્રકાન્ત અને કલાવતીનો મેળાપ. ચંપકલાલનો લાગેલો પત્તો.

* If there be a pleasure on the earth which angles cannot enjoy, and which they might almost envy man the possession of, it is the power of relieving distress.—*Colton.*

મહુની છાવણીથી ગુપ્ત માણસ બાતમી લઇને આવવાથી લાલભાઈના મોટા દીકરા બાલાભાઇ તેમની સ્ત્રી વિદ્યાલક્ષ્મી, તેમની બેન કલાવતી તથા બીજા ત્રણ ચાર માણસો ટ્રેનમાં કનકનગરથી નીકળ્યાં. બીજા દિવસે બપોરે બાર વાગે મહુ સ્ટેશને ઉતર્યા. ત્યાંથી બે ભાડાની મોટરો કરી અશોકપુરી તરફ ઉપડયાં. લગભગ અરધે આવ્યાં કે

* જે આનંદ દેવદૂત પણ ભોગવી શકતા નથી અને જે માટે તેઓ મનુષ્યને થયેલી પ્રાપ્તિને લીધે મનુષ્યની ઈર્ષા કરે છે એવો જો કોઇ પણ આનંદ આ દુનિયામાં હોય તો તે દુઃખીને દુઃખમાંથી મુક્ત કરવાની શક્તિ છે.

પાછળથી એક પૂર ઝડપથી દોડતી મોટર આવી અને બાજુમાં થઈ આગળ નીકળી ગઈ. થોડે દૂર ગઇ કે એક ઝાડ સાથે તે અથડાઇ અને મોટો અવાજ થયો. અથડાવવાની સાથેજ અંદર બેઠેલા ત્રણ પુરૂષો અને એક સ્ત્રી ઉછળી રસ્તામાં પડતાં જણાયાં.

એક મીનીટમાં બાલાભાઇની મોટરો અકસ્માતની જગોએ પહોંચી ગઈ અને તેઓ ઉતરી તેમની સંભાળ લેવા લાગ્યાં. સારા નસીબે સ્ત્રી પુરૂષને થોડી ઇજા થવાથી તે બંને બચી ગયાં અને તરતજ ઉભાં થઈ શકયાં પરંતુ સોફર તથા કલીનરને વધારે વાગેલું હતું. બાલાભાઇની મોટરવાળાએ તે બંનેને પાટા બાંધી દીધા. તેમની વાતચીત ઉપરથી જણાયું કે તે પુરૂષ તે જીલ્લાનો દેશી ઍસીસ્ટંટ કલેકટર હતો અને તે બાઈ તેની સ્ત્રી હતી. આ વખતે તેમની મદદમાં બીજું કોઇ નહીં હોવાથી બાલાભાઇની મદદ ઘણીજ કીમતી થઇ પડી. તે બંનેને પોતાની મોટરમાં લઇ લીધાં અને પેલા બે માણસોને બીજી મોટરમાં બેસાડી દઇ તે અશોકપુરી તરફ ઉપડયાં. ઉતાવળી હાંકવાથી ગંભીર પરિણામનો કડવો અનુભવ થવાથી મોટર ધીમે ધીમે ચલાવવા લાગ્યાં.

રસ્તામાં આમ ઓળખાણ થવાથી બાલાભાઇએ પોતાના ઉપર આવેલી આફતની હકીકત કલેકટરને સવિસ્તર જણાવી. આથી તે બંનેના દિલને દિલગીરી થઇ. કલાવતીની આંખમાંથી આંસુ આવવાથી તેને દિલાસો અને ધીરજ આપી કલેકટર કહેવા લાગ્યો "જો સાધુઓ તેને ત્યાં સંતાડયો હશે તો જરૂર ચંદ્રકાંતને મેળવી આપીશું. પૂરતો તપાસ કરાવીશ, ત્યાં પહોંચીએ એટલી વાર. તમે અમારા બંગલામાં ઉતરો. પોલીસની પૂરતી મદદ તમને આપીશ અને જરૂર પડશે તો હું પણ તમારી સાથે આવીશ."

આમ વાતમાં થોડાક વખતમાં તેઓ અશોકપુરીમાં સરકારી બંગલે આવી પહોંચ્યાં અને તરતજ ડૉકટરને બોલાવવા મોકલ્યો. બંગલામાં તેમને ઉતાર્યાં. અને પોતાના માણસોને પેલી મોટર લેવા માટે મોકલ્યા. કલેકટર દેશી હોવાથી બાલાભાઇને પુરતી મદદ મળી.

થોડી વાર થઇ કે ડૉકટર ત્યાં આવ્યો. કલેકટર અને તેની સ્ત્રીને થોડું વાગેલું હોવાથી તેમને ચોપડવાની દવા આપી અને સોફર તથા કલીનરના પાટા છોડી નાખી દવા લગાડી ફરી પાટા બાંધી દીધા.

એ રીતે ડૉકટર તે કામથી પરવારી કલેકટરની પાસે આવ્યો. બાલાભાઇ વીગેરે પણ ત્યાં તેમની પાસે બેઠેલાં હતાં. કલેકટરે પોતાનો અકસ્માતનો હેવાલ ડૉકટર આગળ શરૂ કર્યો. તે વાતમાં આ મંડળી ચંદ્રકાંતને શોધવા માટે આવી છે તે વાત નીકળી.

તે સાંભળી ડૉકટરે કહ્યું "અત્રે પણ આજે એવો બનાવ બન્યો છે. કોઇનો છોકરો સાધુએ ગુમ કર્યો હશે તેથી તેનાં સગાં વ્હાલાં તેને લેવા ગયાં. સાધુએ કોઇ પઠાણ જેવા માણસો રાખેલા તે આ લોકો ઉપર ઉતરી પડયા, તેમાં બે ત્રણ જણને થોડું વાગ્યું છે તે લોકો એક ધર્મશાળામાં ઉતરેલા છે, ત્યાં મને બોલાવ્યો. તેમને દવા આપી ઘેર જતો હતો, એટલામાં રસ્તામાં આપનો માણસ મળ્યો કે પરભારો હું અત્રે આવ્યો."

બાલાભાઇએ પુછ્યું "તેમનું નામ તમને યાદ છે?"

"હા" એમ કહી ડૉકટરે પોતાના ખીસામાંથી ડાયરી કાઢી કહેવા લાગ્યો "રસિકલાલ સુંદરલાલ શાહ બી. એ. ઠેકાણું દરવાજા બહારની ધર્મશાળા. બીજા ગૃહસ્થનું નામ ભોગીલાલ બહેચરદાસ."

બાલાભાઈ—"ત્યાં બીજાં કોઇ માણસો હતાં?"

ડૉકટર—"બે ત્રણ સ્ત્રીઓ તથા નોકર ચાકરો તથા બીજા બે ત્રણ ગૃહસ્થો જણાતા હતા. બે ત્રણ મોટરો પણ ઉભેલી હતી, કોઈ મોટા માણસો જણાય છે. આજે સાંજે ફરી ત્યાં જવા માટે મને સૂચના કરેલી છે. તે પણ શોધમાં નીકળેલા છે એમ તેમની વાત ઉપરથી જણાય છે."

કલેકટર—"હું હમણાં પોલીસ પાર્ટીને બોલાવું છું. કારણકે સાધુ-ઓએ પઠાણ જેવા માણસ રાખ્યા હોય તો આ બાલાભાઇને પણ નુકસાન થાય. મી. બાલાભાઇ! આપણે જમીને તે તરફ ઉપડીએ" એમ કહી એક ખાનગી માણસને તે ઉપાશ્રયે તપાસ કરવા મોકલ્યો. ડૉકટર

ત્યાંથી દવાખાને ગયો. પેલો માણુસ પણ તેમની સાથે ગયો અને ઠેકાણુાથી વાકેફગાર થયો.

થોડી વાર થઇ કે દસ બાર જૈનોનું ટોળું ત્યાં આવ્યું. કલેકટરે તેમને બોલાવ્યા અને બહાર વરંડામાં ખુરશી નંખાવી હકીકત સાંભળવી શરૂ કરી. એક આગેવાન જૈને કહ્યું "સાહેબ ! કોઇ ચાર પાંચ પરદેશી શ્રાવકો આવેલા છે તે બહારની ધર્મશાળામાં ઉતરેલા છે. આજે સવારના અમારા સાધુઓના ઉપર હુમલો કરી મારવા આવ્યા. સારૂં હતું કે ઉપાશ્રયમાં એક બે નોકરો હતા તે વચ્ચે પડયા એટલે સાધુ બચી ગયા, નહીં તો મરી જાત, માટે આ બાબત તપાસ થઇ બંદોબસ્ત થવો જોઇએ."

કલેકટર—"પેલા પરદેશીઓ પણ શ્રાવક હોવાથી સાધુને ગુરૂ તરીકે માનવાવાળા છે તો તેમણે શા માટે સાધુ ઉપર હુમલો કર્યો ?"

ગૃહસ્થ—"સાહેબ ! તેમને એવો વ્હેમ છે કે તે સાધુઓ તેમનો છોકરો ઉપાડી ગયા છે, તે વ્હેમ ઉપરથી ત્યાં તપાસ કરવા આવ્યા અને સાધુઓને ગમે તેમ બોલવા લાગ્યા, તે ઉપરથી તકરાર થઇ."

કલેકટર—"તે સાધુઓએ તેમના છોકરાને સંતાડેલો નથીને ?"

ગૃહસ્થ—"સાધુ કાંઇજ જાણુતા નથી."

કલેકટર—"સંતાડેલો ન હોય તો સારી વાત છે પણ કદાચ જો સંતાડેલો હોય તો તમે પાછો અપાવશોને ?"

ગૃહસ્થ—"સંતાડેલો હોય તો શા માટે પાછો ન અપાવીએ ?"

કલેકટર—"ત્યારે તમે અમને લેખી અરજી આપો. અમે બે કલાક પછી તમારા ઉપાશ્રયે આવીશું અને તમામ કામનો નિકાલ કરીશું. જુઓ ત્યાંથી કોઇ સાધુ નાશી ન જાય, માટે બંદોબસ્ત રાખજો. નહીં તો જોખમદારી તમારા માથે આવશે."

એમ કહી તેમની સાથે એક પોલીસનો માણુસ મોકલ્યો અને તેને સૂચના આપી કે "ઉપાશ્રયના બારણે બેસવું, કોઇ ત્યાં ધાંધલ કરે નહીં અને કોઈ સાધુ બહાર નીકળી નાશી જાય નહીં."

પેલા ગૃહસ્થે લેખી અરજી આપી. કલેક્ટરનો સંતોષકારક જવાબ સાંભળી તથા પોલીસની મળેલી મદદથી તે હરખાયા અને ત્યાંથી ચાલતા થયા.

કલેકટર અને તેમના મ્હેમાનોએ જમી લીધું. કલેકટરે યોગ્ય સૂચના આપી પોલીસ પાર્ટીને ઉપાશ્રયે મોકલી દીધી. કલેકટર તથા બાલાભાઈ વીગેરે મોટરોમાં બેશી પેલી ધર્મશાળામાં ગયા. રસિકલાલ આમ તેમને અચાનક દેખી ઘણો ખુશી થયો. ઓરડીમાંથી અશ્વિની-કુમાર તથા મહાશ્વેતા નીકળ્યાં કે કલેકટરે અજાયબી વચ્ચે કહ્યું "અરે મીસ્ટર અશ્વિનીકુમાર! તમે ક્યાંથી ?"

અશ્વિનીકુમારે બનેલો બનાવ અને તેમને પડેલા મારનો હેવાલ રજુ કર્યો. બાલાભાઇએ પણ પોતાના હેવાલ અને બનેલા અકસ્માતની સવિસ્તર વાત કરી.

કલેકટર—"તમને માર પડયાના સમાચાર ડૉકટરે કહ્યા. તે ઉપરથી અમે અત્રે આવ્યા. તમારા વિરૂદ્ધ ફરીઆદ કરવા કેટલાક જૈનો આવી ગયા. મેં તેમની પાસેથી લેખી અરજી લીધી છે. પોલીસ પાર્ટીને સૂચના આપી ઉપાશ્રયે મોકલી છે. અમે ત્યાં જઇએ છીએ. અને તમને હું બોલાવવા મોકલું એટલે તમે આવજો. કલાવતીને અહીંઆં મુકી જઇએ છીએ. તેમને સાથે લાવશો નહીં. પછીથી બોલાવીશું! હું શરૂઆતમાં સામા પક્ષનું વલણ લઇશ જેથી તેમનો ગાળ લેવો ફાવી શકે. જો છોકરાને સંતાડયો હશે તો જરૂર તેને મેળવી શકીશું. તમે બેફિકર રહો."

રસિકલાલ—"અમને ચોકસ બાતમી મળી છે કે તે ઉપાશ્રય-માં છે. માટે બારીકાઈથી તપાસ થશે તો મળી આવશે."

પછી અશ્વિનીકુમારે, કલેકટરને ઓરડીમાં લઈ જઇ બાતમી સંબંધી ગુપ્ત વાત કરી. હકીકતથી વાકેફગાર થઈ કલેકટર બહાર આવી "અમો જઇએ છીએ. તમે તૈયાર રહેજો." એમ સૂચના કરી, બાલાભાઇ વીગેરેને સાથે લઇ સાધુના ઉપાશ્રયે ગયો. આ વખતે

ઉપાશ્રયમાં વીસ પચીસ શ્રાવકો આવેલા હતા, તેમણે આવકાર આપ્યો. કલેકટર વીગેરે અંદર ગયા. તેમને બેસવા માટે શ્રાવકોએ આગળથી ખુરશીઓ મંગાવી રાખી હતી, તે ત્યાં બેઠા. કલેકટરની સ્ત્રી તથા વિદ્યાલક્ષ્મી તેમની પાછલી ખુરશી ઉપર બેઠાં. કલેકટરે આચાર્યને બોલાવ્યા. આચાર્ય સૂર્યવિજય એક ઓરડામાંથી બહાર આવી પાટ ઉપર બિરાજમાન થયા. બીજા સાધુઓ પણ આવ્યા. આચાર્યને જોઇ "ગુરૂ મહારાજ! જૈનોની એક અરજી આવી છે તે આપની જાણ બહાર નહીં હોય." એમ કહી કલેકટરે ખીસામાંથી અરજી કાઢી આચાર્યને વાંચી સંભળાવી.

આચાર્ય—"લખેલી હકીકત ખરી છે, પેલા સુધરેલા જમાનાવાદી પદ્મવિજયના ભગતડાઓની તોફાની ટોળી અમારી પાછળ પડી છે, તે બસ અમારા ઉપર હુમલા કરે છે. સારા નસીબે નોકરો વચ્ચે પડયા, નહીં તો મારો જીવ નીકળી જાત. અમારી પાસે જે દીક્ષા લેવા આવે છે તેને દીક્ષા આપીએ છીએ. તેથી તે રીસે બળે છે અને આવી રીતે અમને મારવા આવે છે."

કલેકટર—"તમારી પાસે દીક્ષા લેવા આવે તેને તમે દીક્ષા આપો તે તો મોટું ધર્મનું કામ કહેવાય. તેમાં તેમનાથી કે બીજા કોઇથી વચ્ચે આવી શકાય નહીં."

આચાર્ય—"અમે કોઈ છોકરાને સંતાડયો નથી. સંતાડયો હોય તો જોઇ લો આ આખો ઉપાશ્રય, અમારા ઉપર ખોટા વ્હેમ લાવી તે લોકો અમને સતાવે છે."

કલેકટર—"ત્યારે હું તે લોકોને બોલાવી તેમનો જવાબ પુછી લઉં" એમ કહી તેમને બોલાવવા ઘોડેસ્વારને મોકલ્યો. થોડી વાર થઇ કે અશ્વિનીકુમાર વીગેરે ત્યાં આવ્યાં. તેમને બેસવા માટે ખુરશીઓ આપવામાં આવી. પછી કલેકટરે ખીસામાંથી અરજી કાઢી રસિકલાલને પુછયું "તમારૂં નામ શું."

રસિકલાલ—"મારૂં નામ રસિકલાલ સુંદરલાલ."

કલેકટર—"તમારા ઉપર અત્રેના ગૃહસ્થોએ ફરીઆદ કરી છે. તેનો સાર એ છે કે તમોએ સાધુઓ ઉપર હુમલો કર્યો, તે સંબંધી તમારે શું કહેવું છે?" એમ કહી અરજી તેમને વાંચવા આપી.

અરજી વાંચી રસિકલાલે જણાવ્યું "અમે ઉપાશ્રયમાં આવી આચાર્યને નમસ્કાર કરી ધીમે રહી ગુમ થયેલા ચંદ્રકાંત સંબંધી હકીકત પુછી. કારણ કે અમને ખબર મળી હતી કે તેને અશોકપુરીના ઉપાશ્રયમાં સંતાડયો છે તેથી તપાસ માટે અત્રે આવી મહારાજને વિનંતી કરી પણ તે તો ચંદ્રકાંતનું નામ સાંભળતાંજ અમને ગાળો દેવા લાગ્યા. મેં કહ્યું 'આમ ગુસ્સે થઇ ગાળો ન બોલો,' એટલામાં તેમણે મીજાજ ગુમાવ્યો અને આ ઉભેલા તેમના પઠાણ નોકરોને હુકમ કર્યો કે 'શું જોઈ રહ્યા છો? મારો તેમને!' તે ઉપરથી તે લોકોએ અમારી સાથે અસભ્યતાથી વર્તન ચલાવી ધક્કા મુક્કી કરી બે લાકડીઓ પગે મારી. આથી અમે પાછા ફર્યા. અને ડૉકટરને બોલાવી દવા કરી. એ રીતે તેમણે અમારા ઉપર હુમલો કરી અમને માર માર્યો છે. તેમણે છોકરો સંતાડેલો છે છતાં તે બતાવતા નથી."

કલેકટર—"જો તે પ્રમાણે હોય તો તમે મને લેખી અરજી આપો."

રસિકલાલે કાગળ હાથમાં લીધો અને અરજી લખી રજુ કરી.

કલેકટર—"ગુરૂ મહારાજ! મારે હવે તપાસ કરવો પડશે. કારણકે તેમની પણ અરજી આવી એટલે તેનો પણ નીકાલ કરવો જોઇએ."

આચાર્ય—"જુઓ આ ઉપાશ્રય. નીચે ઉપર તમામ સ્થળે જોઇ લો."

કલેકટર—"બારણું તો એકજ છે ને?"

શ્રાવકો—"હા સાહેબ! ઉપાશ્રયને એકજ બારણું છે."

કલેકટરે રસિકલાલ, અશ્વિનીકુમાર, અને બાલાભાઇને સાથે લઇ પ્રથમ નીચેથી આખો ઉપાશ્રય જોયો. પછી ઉપર જઇ તમામ ભાગ જોવા લાગ્યા તો પણ એક બારીમાંથી જોતાં એક ઉંચા લોઢ ઉપર થઇને જોડેના મકાનની બારીમાં જવાય તેવું હતું. આ હકીકત રસિકલાલ કલેકટરના ધ્યાન ઉપર લાવ્યો.

એ રીતે તપાસ કરી તે નીચે આવ્યા અને પંદર સાધુઓ હતા તેમનાં નામ લખી લીધાં. આ વિધિ પૂરી થઇ કે આચાર્યે ઉંચા સ્વરે કહ્યું "કેમ છોકરો ઉપાશ્રયમાં છે?" આવી ખોટી રીતે વ્હેમ લાવી અમને આ તોફાની લોકો સતાવે છે."

રસિકલાલ—"હજુ મારી શંકાનું સમાધાન થયું નથી. પેલા લોઢ ઉપર થઇ બીજા મકાનની બારીમાં જવાય તેમ છે માટે તે બારી વાળા મકાનનો તપાસ કરવો જોઇએ."

એક શ્રાવક—"તે તો સાધ્વીનો ઉપાશ્રય છે. કોઇનું ઘર નથી."

રસિકલાલ—"ભલે ગમે તે હોય પણ તે ઉપાશ્રયમાં તપાસ કરવો જોઇએ."

આચાર્ય—"જોઈ તેમની હઠ? સાધ્વીના ઉપાશ્રયમાં કોઈ પુરૂષ જઇ શકે નહીં, ત્યાં તેમને છોકરાનો તપાસ કરવો છે!! સાધ્વીઓ છોકરાને સંતાડી શકે? તેમને અડાય પણ ખરૂં?"

કલેકટર—"રસિકલાલ! તે વાત આચાર્યની ખરી છે."

આટલા કલેકટરના શબ્દો ઉપરથી સૌ શ્રાવકો બોલવા લાગ્યા "જોયું સાહેબ! સાધ્વીઓ ઉપર પણ આવા હુમલા કરતાં શરમાતા નથી. સાધ્વીના ઉપાશ્રયમાં કોઇ છોકરાને કે સાધુને રાખી શકાય?"

કલેકટર—"રસિકલાલ! આ સંબંધી તમારો શો ખુલાસો છે?"

રસિકલાલ—"સાહેબ! હું પણ તે વાત કબુલ કરૂં છું કે સાધ્વીના ઉપાશ્રયમાં સાધુ ન રહી શકે, પણ આજ આચાર્ય સૂર્યવિજય મહારાજે એક વખત જાહેર વ્યાખ્યાનમાં કહ્યું હતું કે "નવદીક્ષિત ચેલાને કોઇ પકડવા આવે તો અમે તેને સાધ્વીનાં કપડાં પહેરાવી સાધ્વીના ઉપાશ્રયમાં રાખીએ. સાધ્વી તેની સેવા કરે તો પણ તેમાં દોષ નથી." આ વાત તમામ વર્તમાન પત્રોમાં પ્રકટ થયેલી છે. તે ઉપરથી અમને શંકા થાય છે કે તેમણે ચંદ્રકાંતને કદાચ સાધ્વીનાં કપડાં પહેરાવી સાધ્વીના ઉપાશ્રયમાં કેમ ન રાખ્યો હોય?" એમ કહી બે છાપાં તેમના હાથમાં મુક્યાં.

આ સાંભળી લોકો છક થઇ ગયા. કલેકટર પણ આશ્ચર્યચકિત થઇ ગયો અને ધીમે રહી તેણે મહારાજને પુછ્યું "ગુરૂ મહારાજ ! આ વાત ખરી છે ? જો તેમ હોય તો મારે તપાસ કરવોજ પડે."

આચાર્ય—"અમારા એક શાસ્ત્રોદ્ધારક આચાર્યનું કથન છે. છેદસૂત્રમાં એ વાત છે, પરંતુ તે તો અણીના વખતે તે પ્રમાણે થયાનો એક દાખલો છે."

કલેકટર—"જે માણસ તે દાખલાનો ઉપયોગ કરે તે ખરી અણીનો વખત સમજીને જ કરે માટે તે પ્રમાણે તમે કેમ નહીં કર્યું હોય એવી શંકા દરેકને થાય તેમાં શી નવાઇ ?"

રસિકલાલ—"મારી ખાસ આગ્રહપૂર્વક વિનંતી છે કે તે બાબતનો તાત્કાલિક તપાસ થવો જોઇએ, વિલંબ થશે તો પરિસ્થિતિ બદલાઇ જશે."

કલેકટર—"ચાલો ત્યારે સાધ્વીના ઉપાશ્રયમાં."

એમ કહી કલેકટર અને તેમની સ્ત્રી આગળ થયાં. પાછળ અશ્વિનીકુમાર વીગેરે ગયાં. સાધ્વીના ઉપાશ્રય આગળ પોલીસનો પ્હેરો બેસાડી દીધો અને કલેકટર તથા તેમની સ્ત્રી બંને અંદર દાખલ થયાં. તેમને બેસવા માટે ખુરશીઓ લાવવામાં આવી. પછી કલેકટરે રસિકલાલ, માલતી, મહાશ્વેતા, વિદ્યાલક્ષ્મી વીગેરેને અંદર બોલાવ્યાં. તેમનાં મુખ્ય સાધ્વી હતાં તેમને કલેકટરે નમ્રતાપૂર્વક પુછ્યું "આજે અમે લાચારીથી તમારા ઉપાશ્રયમાં તપાસ કરવા આવ્યા છીએ માટે માફ કરજો. તમારા આચાર્યજ જ્યારે આવી રીતે સાધુને સાધ્વીનાં કપડાં પહેરવાનું બહાર પાડયું છે તો અમારે ફરીઆદીની માગણી ઉપરથી તપાસ કર્યા વિના છુટકોજ નથી. મારી સ્ત્રી તેમજ બીજી સ્ત્રીઓ છે તે તપાસ કરશે. તમારામાં કોઈ સાધ્વીના પોશાકમાં સાધુ હોય તો તે અમને જણાવી દો તો અમારે તપાસ કરવાની જરૂર નથી."

સાધ્વી—"સાહેબ ! એવું કદી બન્યું છે ?"

કલેકટર—"હા, તમારા આચાર્યજ તેવું બન્યાનું દૃષ્ટાંત આપે

છે. માટે ખરી હકીકત જણાવી દો. નહીં તો તમને એકે એકે આ સ્ત્રીઓ તપાસશે."

સાધ્વી—"સાહેબ! આ સઘળું તોફાન આ રસિકલાલ અને તેમની સ્ત્રી માલતીનું છે, હું તેમને સારી રીતે ઓળખું છું."

કલેકટર—"જો તેમનું તોફાન હશે તો તેમને શિક્ષા કરીશું. તમે તમારી આબરૂનો જવાબ માગી શકો તેમ છે. માટે હવે બીજી દલીલો કર્યા કરતાં જે ખરી વાત હોય તે કહો."

સાધ્વી—"ભલે જેવી સરકારની મરજી."

આ ઉપરથી કલેકટરની સ્ત્રી એક બાજુમાં મોટો ઓરડો હતો ત્યાં બેઠી અને એકે એકે સાધ્વીને તપાસી જોવા લાગી. પંદર સાધ્વીઓ આવી ગઈ, પણ તેમાં ચંદ્રકાંત જણાયો નહીં. તેથી તે સ્ત્રી બાજુની ઓરડીઓ તપાસવા લાગી. ત્યાં એક ઓરડીને તાળું લગાવેલું હતું તે ઉઘડાવ્યું અને અંદર જોતાંજ એક સાધ્વી જેવું કોઈ જણાયું તેને જોઇ કલેકટરની સ્ત્રીએ કહ્યું "સાધ્વીજી મહારાજ! જરા તમે બહાર પધારો, તમારૂં શરીર નરમ હશે તો તમને તસ્દી આપીશું નહીં. અમારે જરા તમારો તપાસ કરવો છે." આમ વિનંતી કર્યા છતાં પણ તેમણે બહાર આવવાની ના પાડી, તેથી અંદર જઇ તેમનો હાથ પકડી કલેક્ટરની સ્ત્રી તેમને બહાર લાવી. તેમણે આંખે ગોગલેનાં ચશ્માં ચડાવેલાં હતાં તે કાઢી નાખ્યાં કે તરતજ મોં ઓળખાઇ આવ્યું.

આ દેખી રસિકલાલે કહ્યું "સાહેબ! સાહેબ! તેજ ચંદ્રકાંત. જો સાધ્વી હોત તો આટલો ઢાંગ કરી ઓરડીમાં પડી ન રહત. અને સાધુનો પ્રપંચ ન હોત તો ઓરડીને તાળું મારવાનું કારણ શું? મોં ઓળખાય નહીં એટલા માટે આવાં મોટાં ગોગલનાં ચશ્માં ચડાવેલાં હતાં. દીક્ષા માટે સાધુઓ હડહડતું જુઠું બોલી કેટલો બધો પ્રપંચ કરે છે તેનો આ એક દાખલો છે."

આ દેખાવ જોઇ ચંદ્રકાંત ગભરાયો. થોડાક વખતથી તે પસ્તાતો હતો તેવામાં આ બનાવ બન્યો તેથી તે પોતાના ખરા સ્વરૂપમાં આ-

વીને બોલ્યો "હું ચંદ્રકાંત છું, મારૂં નામ ચંદ્રવિજય પાડયું છે. તમે પકડવા આવ્યા કે મને અહીં સંતાડયો. મને પ્રથમ સ્મશાનીઓ વૈરાગ્ય થવાથી મહારાજ પાસે આવ્યો. પછી મને પસ્તાવો થયો તેથી ઘેર આવવા વિચાર થયો, પણ મહારાજે મને આવવા દીધો નહીં. મને કેટલીક જગાએ છુપો રાખ્યો. મેં છુટા થવાને મહારાજને કહ્યું પણ તેમણે ના પાડી અને એક દિવસે મને જણાવ્યું કે 'તું સંસારમાં જઇને શું કરીશ? તારી સ્ત્રીએ તો પુનર્લગ્ન કર્યું.' આ વાત સાંભળી મને સંસારમાં જવાનું મન ઉતરી ગયું અને ઉલટો બમણો વૈરાગ્ય આવ્યો. જ્યારથી ઘેર જવાનો વિચાર માંડી વાળ્યો છે ત્યારથી નહીં છુટકે મહારાજનો આવો ત્રાસ હોવા છતાં પણ પડી રહ્યો છું."

કલેકટર—"તમને કોણે કહ્યું કે તમારી સ્ત્રીએ પુનર્લગ્ન કર્યું છે?"

ચંદ્રકાંત—"સાહેબ! ખુદ આ આચાર્ય સૂર્યવિજયજીએ. છાપામાં પણ તે વાત હતી. મને વાંચી સંભળાવી હતી. માત્ર આ કારણથી હું ઘેર આવવા માગતો નથી."

કલેકટર—"તે વાત ખોટી હોય તો?"

ચંદ્રકાંત—"તે વાત ખોટી હોય તો ઘેર આવવા તૈયાર છું."

આ શબ્દો સાંભળી કલેકટરે તરતજ ચંદ્રકાંતની સ્ત્રી કલાવતીને બોલાવવા ખાનગી રીતે ભોગીલાલને સૂચના કરી ચંદ્રકાન્તને પુછયું "પુનર્લગ્નની વાત ખોટી હોય તો તમારી શરત તમારે કબુલ છે ને?"

ચંદ્રકાંત—"હા સાહેબ! મને ખાત્રી થાય કે મારી સ્ત્રી ફરી પરણી નથી તો જરૂર ઘેર આવી તેની સાથે રહેવા તૈયાર છું, પણ સાહેબ! જે વસ્તુ ઢળી ગઈ તે ફરી કયાંથી મળી આવે? હું સ્મશાનીઆ વૈરાગ્યથી અવળા માર્ગે દોરાઈ જઈ છોકરવાદ કરી બેઠો, પાછળથી પસ્તાવો થયો પણ હવે પસ્તાઇને શું કરવું? મારી ધર્મપત્ની તો મને બેવફા થઈ બીજાને પરણી ચાલી ગઇ, પણ તેમાં ભૂલ તેની નથી. મારી છે. પ્રથમ હું બેવફા થયો એટલે પછી તે બેવફા થાય તેમાં શી નવાઇ?"

આવા ઉદ્દગારો કાઢે છે એટલામાં ભોગીલાલ ચંદ્રકાંતની સ્ત્રી કલાવતીને લઇને ત્યાં હાજર થયો. કલાવતી ચંદ્રકાંતને જોઈ ઘણીજ ખુશી થઇ, આંખમાં હર્ષનાં આંસુ ભરાયાં અને જરા લાજ કાઢી વિદ્યાલક્ષ્મીની બાજુમાં ઉભી રહી.

કલાવતીને જોઈ કલેકટરની સ્ત્રીએ કહ્યું " કલાવતીબેન ! આ ચંદ્રકાંત તમારા પતિ થાય ને ? "

કલાવતીએ હકારમાં માથું ધુંણાવ્યું.

આ જોઇ પ્રસન્ન મુખે કલેકટરે કહ્યું " ચંદ્રકાંત ! આ તમારી પત્ની કલાવતી ને ? "

ચંદ્રકાંત—" હા એજ. એજ મારી સ્ત્રી. શું ત્યારે મહારાજે મને જે કહ્યું તે ખોટુંજ કહ્યું ? લાલભાઇની છોકરીએ પુનર્લગ્ન કર્યું તે વાત ખોટીજ ? "

રસિકલાલ—" તે વાત તદ્દન ખોટી. જેણે પોતાની છોકરીનું પુનર્લગ્ન કર્યું તે લાલભાઇ તો અમારી વીસા પોરવાળની ન્યાતના લાલભાઈ કિશોરદાસ. તમારા સસરા લાલભાઈ પ્રતાપભાઈ શેઠ નહીં. તે લાલભાઇ કિશોરદાસની છોડીનું નામ તો સરસ્વતી. વધુ પૂરાવો જોઇતો હોય તો જુઓ અમારા બાવીશીના પંચનો ઠરાવ." એમ કહી બેગ ઉઘાડી ઠરાવનો છાપેલો કાગળ ચંદ્રકાંતના હાથમાં મુકયો. વળી તે સાથે લાલભાઈ કિશોરદાસ તથા અમરચંદ કેવળદાસની અરજીની નકલ પણ તેમના હાથમાં મુકી.

આ કાગળો વાંચી અને કલાવતીને નજરે જોઇ ચંદ્રકાન્તને આચાર્ય ઉપર ઘણોજ તિરસ્કાર છુટયો અને ક્રોધાયમાન થઇ તે બોલવા લાગ્યો " ધિક્કાર છે આચાર્ય સૂર્યવિજયજીને કે જેમણે મને ખોટું સમજાવી ભ્રાંતિમાં રાખ્યો " એમ તિરસ્કાર બતાવી ઓઘો ફેંકી દઇ કપડો કાઢી નાખ્યો અને કલેકટરને પગે લાગી કહેવા લાગ્યો " હું આપના પ્રતાપથી ફરી મારી મૂળ સ્થિતિએ પહોંચી શકયો છું તે માટે તમારો ઉપકાર માનું છું. આ અત્રે ઉભા રહેલા શ્રાવકોએ મને

ખરી સ્થિતિ સમજાવી નહીં અને મહારાજ કહે તેમ હાએ હા કરી મને દુઃખી કર્યો."

આ બનાવથી ઉપાશ્રયમાં આવેલા શ્રાવકો આભાજ બની ગયા. ચાર પાંચ ઠગ ભક્તો શીવાય તમામ લોકો ત્યાંજ મહારાજની વિરૂદ્ધ ઉદ્ગારો કાઢવા લાગ્યા.

કલેકટર—"હવે ફરીઆદી કરવાવાળા શ્રાવકો ક્યાં ગયા ?" આ શબ્દોની સાથેજ તે અરજદારો ધ્રુજવા લાગ્યા. શું જવાબ આપવો તેની સુઝ પડી નહીં.

કલેકટરે આંખો ચડાવી કહ્યું "બોલો હવે તમને શી શિક્ષા કરવી ? સીપાઈઓ ! ચાલો તેમને લઇને સાધુના ઉપાશ્રયમાં, અમે પણ ત્યાં આવીએ છીએ." એમ મીજાજ ફેરવી તે ચંદ્રકાંતને સાથે લઇ ત્યાં ગયા. આચાર્ય અને સાધુઓને ચંદ્રકાન્ત પકડાયાની ખબર પડી ગઈ હતી, તે ગભરાતા હતા કે હવે શું કરવું ?

કલેકટરે કરડી નજર કરી કહ્યું "કેમ ગુરૂ મહારાજ ? શા ધંધા કરો છો ? છોકરાને સંતાડવો અને જુઠું બોલવું, વળી સાધુને આવી રીતે સાધ્વીનાં કપડાં પહેરાવી સાધ્વીના ઉપાશ્રયમાં છુપા રાખી શકાય ? જો એવું તમારા શાસ્ત્રમાં હોય તો તેથી તમારા ધર્મનું અધઃપતન થશે અને તમારા સાધુઓ અને સાધ્વીઓ નિંદાશે. લોકો તેમની ટીકા કરશે. ગુરૂ મહારાજ ! રસિકલાલ અશ્વિનીકુમાર અને બાલાભાઈ જેવા સારા ઉદાર ગૃહસ્થો છે એટલે તમારા ઉપર વધારે પગલાં ભરવા માગતા નથી પરંતુ સરકાર તમારા જેવા ગુન્હેગારોને છોડી શકે તેમ નથી, સમજ્યા ?"

આચાર્ય તો સ્તબ્ધ બની ગયા. તેમની વતી કેટલાક અંધશ્રદ્ધાળુ શ્રાવકો હાથ જોડી કરગરવા લાગ્યા અને જતા કરવા વિનંતી કરી.

કલેકટરે પુષ્કળ ઠપકો અને ધમકી આપી. શ્રાવકોની આજીજી ઉપરથી આટલેથી પતાવી કલેકટર ચંદ્રકાંતને તથા તેમની મંડળીને લઈ ત્યાંથી બંગલે ગયો.

આ બનાવથી કેટલાક શ્રાવકો તો સાધુઓને ગાળો દેવા લાગ્યા. બૈરાં વાતો કરવા લાગ્યાં કે "સાધુઓ આવી રીતે સાધ્વીનાં કપડાં પહેરી સાધ્વીના ઉપાશ્રયમાં રહે તે તો ખરેખર જુલમની વાત ? હાય ! હાય ! સાધુથી આવું થતું હશે ? એમાંથી તો કોઇ સાધ્વીની અને કોઈ બાઈડીની આબરૂ જવાનો વખત આવે. આવા આચાર્ય આપણે જોઇએ નહીં. એવા સાધુઓને ઘરમાં પણ પેસવા દેવા જોઇએ નહીં. સ્ત્રીઓ અને સાધ્વીઓને ભ્રષ્ટ કરનારૂં આવું શાસ્ત્ર આચાર્યે ક્યાંથી શોધી કાઢ્યું !" એમ સ્ત્રીવર્ગમાં વાતો થવા લાગી.

કલાવતીના આનંદનો પાર રહ્યો નહીં. તે તો ફરી ફરીને ચંદ્રકાંતનું મોં જોયા કરે. ચંદ્રકાંતને સંસારી કપડાં પહેરાવવામાં આવ્યાં. ચંદ્રવિજય સાધુ મટી સંસારી ચંદ્રકાંતબની ગયો. સંબંધીઓને ચંદ્રકાંત જડયાના સમાચાર તારથી મોકલવામાં આવ્યા. તે દિવસે સાંજે તેઓ કલેકટરને ત્યાંજ જમ્યા. અને આનંદમાં વખત ગાળી રાત્રે ધર્મશાળામાં જઇ સુઇ ગયા.

બીજા દિવસે સવારે સૂર્યવિજય, જેટલા સાધુઓ તેમની સાથે રહ્યા તેટલાને લઇ નર્મદા કિનારે પૂર્વમાં વિહાર કરવા લાગ્યા. તેમનાથી છુટા પડેલાં ઘણાં સાધુઓ તથા સાધ્વીઓ સવારે ધર્મશાળામાં મળવા ગયાં. રસિકલાલે સાધુસંમેલનની વાત કરી તેમને ભદ્રાપુરીમાં ચોમાસું કરવા વિનંતી કરી. આ સાધ્વીઓમાંથી એક સાધ્વી રસિકલાલને કહેવા લાગી "તમે જ્યારે આટલું સાહસ ખેડયું છે તો બીજો એક નાનો સાધુ ચંપકવિજય એક શ્રાવકના ઘરમાં સીક પડેલો છે. તેની દવા ડૉકટરની ચાલે છે. તેને પણ ત્યાંથી છોડાવી ઘેર લાવવા જેવો છે, તેની મરજી હવે ઘર તરફ જવાની થઈ છે. આ હકીકત ડૉકટરને પુછવાથી સમજાશે. ડૉકટર બે માસથી દવા કરે છે. તે જ્યારથી માંદો પડેલો છે અને બચવાની આશા ઓછી જણાઇ છે ત્યારથી ગુરૂએ તેને છોડી દઈ દયાજનક સ્થિતિમાં રાખેલો છે. તેની ચાકરી એક તેની દૂરની બેન સાધ્વી છે તે કરે છે. તેનું નામ કમળશ્રી છે."

આ સાંભળી લલિતા જોડે બેઠી હતી તે બોલી "તે તો બિચારી તેના ગુરૂના તાપથી કંટાળી ગયેલી છે."

સાધ્વી બોલી "હા તે વાત ખરી, પણ સંસારીપણામાં કોણ સંઘરે, ભાઇ માંદો પડયો, તેથી સાધુએ તેને તજી દીધો, કમળશ્રીને દયા આવી તેથી તે કેટલોક વખત ઉપાશ્રયમાં અને કેટલોક વખત ગૃહસ્થના ઘરમાં રહે છે. જોડે તેના જેવી બીજી દુઃખી સાધ્વી કુમુદશ્રી છે એટલે તે એક બીજાની હુંફથી દુઃખમાં દિવસ કાઢે છે. માટે ભેગા ભેગી તેમનો પણ તપાસ કરી તેમનો ઉદ્ધાર કરજો. તમારા શીવાય બીજા કોઇની તાકાદ નથી કે કોઇ સાધુ કે સાધ્વીને એક શબ્દ પણ કહી શકે."આ પ્રમાણે સૂચના આપી સાધુ સાધ્વીઓના જાણવા જોગ હેવાલો કહી ત્યાંથી વિદાય થયાં.

થોડીવાર થઇ કે ડૉકટર ત્યાં આવ્યો, રસિકલાલને પાટો બાંધ્યો. છોકરાની વાત યાદ આવવાથી રસિકલાલે ડૉકટરને કહ્યું "તમે કોઇ નાના સાધુની દવા કરો છો ?"

ડૉકટર—"હા, ઉપાશ્રયમાં એક નાનો તેર ચઉદ વરસનો સાધુ પીડાતો હતો તેને કોઇ ગરીબના ઘેરે રાખેલો છે તેની દવા બે માસથી ચાલે છે, કોઇ તેની દરકાર કરતું નથી. તેથી દરદ મટતું નથી. કોઈ દૂરની સગી બે સાધ્વીઓ છે તે કાંઇક સંભાળ લે છે પણ તે કાંઈ રાંધીને ખવરાવે ?"

રસિકલાલ—"તેનું નામ શું ?"

ડૉકટરે પોતાની ડાયરી બુક કાઢી જણાવ્યું "તેનું નામ ચંપકવિજય. જે માણસને ત્યાં રહે છે તેનું નામ હરજીવનદાસ અનોપચંદ. ઠેકાણું સાધ્વીના ઉપાશ્રયની ખડકી. બિચારાને ઘેર લઇ જાઓ, નહીં તો ટાંટીઆ ઘસી મરણ પામશે. સાધ્વીઓ પણ માંદી સાજી રહે છે. પેલો હરજીવનદાસ તો કોઈ વખત બોલી જાય છે કે મહારાજે વળગાડેલા આ લપમાંથી કયારે છુટું ?"

રસિકલાલ—"તમે પણ આ અમને ઠીક સમાચાર આપ્યા. આ

ચંપકલાલને અમે વરસ દોઢ વરસથી શોધીએ છીએ. ભદ્રાપુરીમાંથી સાધુઓ તેને પાઠશાળામાંથી નસાડી લઈ ગયા છે. રાંડી રાંડનો છોકરો છે. સાત ઘરનો વારસ છે, તેના વિના સાતે ઘરને તાળું વસાઇ ગયું છે. માટે જો તેજ ચંપકલાલ હોય તો વસાઇ ગયેલું તાળું ઉઘડે. તેની માનું નામ સંતોક છે." એમ કહી તેના સંબંધી જાહેરખબરની નકલ કાઢી ડૉકટરને બતાવી.

ડૉકટર—"તમારી ઇચ્છા હોય તો તમારી સાથે આવું. મને કાંઈ તમારા શ્રાવકોનો બીલકુલ ડર નથી. ચાલો મારી મોટરમાં, ફેરા ભેગો ફેરો. આ પણ પૂરા પરમાર્થનું કામ છે."

રસિકલાલ—"ત્યારે તો બહુ સારૂં." એમ કહી રસિકલાલ અને ભોગીલાલ ડૉકટરની મોટરમાં બેઠા, અને માલતી, લલિતા અને મહાશ્વેતા બીજી મોટરમાં બેઠાં અને હરજીવનદાસના ઘેર ગયાં.

ઘર એક સાંકડી ગલીના અંદરના ભાગમાં ઉંડું જીર્ણ થયેલું હતું. ભીનાશ ઘણી હતી, મચ્છરનો પાર નહીં, તડકો તો કદી આવતોજ નહીં. એવા ઘરના એક ઓરડાના ખુણામાં ખાટલા ઉપર સુતેલો એક દરદી જોવામાં આવ્યો. ચાકરી કરવા રાખેલો એક ગરીબ છોકરો તેના પગ પંપાળતો હતો. તેની પાસે તે દરદીની સંસારીપણાની માસીઆઇ બેન કમળશ્રી સાધ્વી તથા બીજી એક સાધ્વી કુમુદશ્રી એમ બે સાધ્વીઓ ઉદાસ મુખે બેઠેલી હતી. ઘરધણી હરજીવનદાસની સ્ત્રી પણ જોડે બેશી જો કે ધીરજ આપતી હતી તો પણ તેના મોં ઉપર કંટાળાનાં ચિન્હ સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. એક બાજુ સાધુનો ડર, બીજી બાજુ ઘરની ગરીબ અવસ્થા, ત્રીજી બાજુ માંદગીનો ખાટલો અને ચોથી બાજુ ધર્મ, એમ ચારે બાજુની મુશ્કેલીથી ઘરધણીને મુંઝવણનો પાર નહોતો. ભોગીલાલે દરદી ચંપકલાલને ઓળખ્યો. કમળશ્રીને પણ ઓળખી. તેના સંસારીપણાના ધણી ચીનુભાઇની સાથે ક્લેશ કરી સાધ્વી થઇ હતી તે સઘળું તેને યાદ આવ્યું. સુખી જીંદગીમાંથી આવી દુ:ખી સ્થિતિમાં જોઇ તેમને ઘણું લાગી આવ્યું.

કમળશ્રી આંસુ લાવી બોલી " ભાઈ ભોગીલાલ ! અમે તો આ દશા ભોગવીએ છીએ. હવે ઘણો પસ્તાવો થાય છે. પ્રથમ કોઈની શીખામણ ધ્યાનમાં ન આવી. દુઃખ ભોગવવાનું હોય તે કોણ મિથ્યા કરે ? ચંપકવિજયને મંદવાડ આવવાથી અમને બે જણને અમારાં સાધ્વીગુરૂએ છોડી દીધાં. સાધુએ આ ચંપકવિજયને આમ તજી દઇ આ ઘરમાં રાખ્યો છે. આ ઘરવાળા ગમે તેમ કરી અમારી બરદાશ રાખે છે, મારા ભાઇની ચાકરી અમે ન કરીએ તો કોણ કરે ? તેથી આચાર વિચાર કોરે મુકયા છે. ઘેર કંકાસ કરાવી નીકળેલી એટલે કોને ફરીઆદ કરૂં ? "

ભોગીલાલ—" ચંપકવિજય ! હવે સાધુપણામાં રહેવું છે કે સંસારી બનવું છે ? "

ચંપકવિજય—" હવે હું કયાં સાધુમાં રહ્યો છું ? માત્ર નામનોજ કપડો ઓઢેલો છે. આ સાધ્વી બેન ન હોત તો મને શરીરે કીડા પડત, કોણ મારી ચાકરી કરત ? સાધુ તો સાજાના સગા."

આ કરૂણાજનક હેવાલ સાંભળી દયા આવી અને તેમને ભદ્રાપુરી લઇ જવાનો નિશ્ચય કર્યો. એટલામાં ઘરધણી આવ્યો. તેણે હકીકત જણાવતાં કહ્યું " મારાથી જે બને છે તે હું કરૂ છું. સાધુઓ આ રીતે દીક્ષા આપે અને માંદા પડે એટલે તેમને રખડતા મુકી નાસી જાય. પછી તેમનું કોણ ધણી ? "

રસિકલાલ—" શેઠ ! અમે તેને લઇ જઇએ તો ? ત્યાં તેને માટે રોકકળ થઇ રહી છે."

ઘરધણી—" તેને જવાની મરજી હોય તો સુખેથી લઇ જાઓ. મારી શા માટે ના હોય ? મેં કાંઇ તેને સંતાડી રાખ્યો નથી. પુછો આ ડૉકટર સાહેબને ? રોજ તેમને ત્યાંથી દવા લઈ આવું છું. "

ચંપકવિજય—" મને હવે અહીંથી મારી મા સંતોક પાસે લઇ જાઓ." એમ કહી રોવા લાગ્યો.

ઘરધણી—" મહારાજ ! તમને મોકલીશું. તમે ચિંતા કરશો નહીં. "

રસિકલાલ—"હમણાં અમે જઈએ છીએ અને કાલે મોટરની સવડ કરી અમો તમને સાથે લઇ જઈશું. આ બંને સાધ્વીઓની ઇચ્છા હશે તો તેમને પણ સાથે લઇશું."

એવી રીતે રસિકલાલ ચંપકવિજયને સમજાવી રહ્યો છે તે દરમીઆન લલિતા પેલી કમળશ્રી તથા કુમુદશ્રીને બાજુમાં લઇ જઇ કહેવા લાગી "જો તમારે સાધ્વીપણામાં રહેવું હોય તો પગે વિહાર કરી ભદ્રાપુરી જાઓ અને જો સંસારીપણામાં આવવા વિચાર હોય તો ચાલો અમારી સાથે, તે પણ સવડ થશે. મારા જેવી હીંમત રાખવી જોઇએ. આવા પરોપકારી માણસો તમને ફરી મળશે નહીં. તમને કેટલું બધું દુઃખ છે તે કાંઈ મારી જાણબહાર નથી. માટે તમે વિચાર કરી જોજો, કાલે સવારે તો ચંપકવિજયને સંસારી કપડાં પહેરાવી લઈ જવાનો છે." એમ સલાહ આપી લલિતા માલતી પાસે આવી કે તે ત્યાંથી ઉઠયાં. ડૉકટર પોતાને ત્યાં ગયો. ધર્મશાળામાં જઇ રસિકલાલે તરતજ તારથી ચંપકલાલ જડયાના સમાચાર તેની મા સંતોકના વકીલ નવનીતરાયને આપી દીધા.

આ પ્રમાણે ચંદ્રકાંત અને ચંપકલાલનો પત્તો લાગવાથી દરેકના મોં ઉપર આનંદ છવાઇ રહેલો હતો. રાત્રે તેઓ કલેકટરને બંગલે જઈ તેમનો ખૂબ ઉપકાર માન્યો અને દોઢ વરસથી ગુમ થયેલા ચંપકલાલનો પત્તો લાગ્યાની વધામણી પણ તેમને આપી.

કલેકટરની સ્ત્રી મશ્કરીમાં કલાવતીને કહેવા લાગી "તમારા સાહેબ ગોર બની તમને પરણાવી ઘેર મોકલે છે. બંને દીર્ઘાયુષી રહો અને આનંદ ભોગવો. મારો મોટરનો અકસ્માત તમને ફળ્યો. નહીં તો અમારે ને તમારે મળવાનો પ્રસંગજ ક્યાંથી બનત? પ્રભુ જે કરે છે તે સારા માટેજ કરે છે." પછી અશ્વિનીકુમારે પોતાની જુની મિત્રતાની વાતો કાઢી. જુદી જુદી વાતો નિકળવાથી અને પોતાને સંતોષ નહીં મળવાથી તેમણે ત્યાંજ સુવાનું નક્કી કર્યું અને બાકીનાં બીજાં ધર્મશાળામાં ગયાં.

બીજા દિવસે ચંપકલાલને કપડાં પહેરાવી મોટરમાં બેસાડી ધર્મ-શાળામાં લાવવામાં આવ્યો. સાથે પેલી બે સાધ્વીઓ પણ જોડાઈ. તેમણે પણ સંસારી કપડાં પહેરી લીધાં. તેઓ તથા બાલાભાઇ વીગેરે માટે બીજી ત્રણ મોટરો ભાડાની કરી સવારે નાસ્તો વાપરી મહુ તરફ ઉપડી ગયાં. અને નીકળવાના સમાચાર લાલભાઇ, ચંદ્રકુમાર વીગેરેને તારથી આપી દીધા. મહુ સ્ટેશનથી ટ્રેનમાં બેશી તેઓ કનકનગર ઉતર્યાં. કનકનગરના સ્ટેશને ચંદ્રકાન્તને લેવા માટે લાલભાઈનું આખું કુટુંબ, ઘણા સ્નેહી સંબંધીઓ અને તેના મિત્રો સામે આવ્યા હતા. તેમની સાથે ભણનાર વિદ્યાર્થીઓએ તેને ફૂલ હારથી વધાવી લીધો અને જાણે સરઘસ નીકળ્યું હોય તે પ્રમાણે મોટર અને ગાડીઓમાં બેશી લાલભાઇને ત્યાં ગયા. એમ જાણ થતાં ઘણાં ઓળખીતાં સ્ત્રીપુરૂષો મળવા આવ્યાં. સર્વે લાલભાઇને અને તેમના કુટુંબી જનોને ઘણો હર્ષ કરાવી સાધુઓ પ્રત્યે તિરસ્કાર બતાવવા લાગ્યાં.

બે દિવસ આનંદમાં કાઢી રસિકલાલ, માલતી, અશ્વિનીકુમાર, મહાશ્વેતા, ભોગીલાલ, લલિતા, વીગેરે ચંપકલાલ, કમળા અને કુમુદને લઇ રાતની ગાડીમાં ભદ્રાપુરી ગયાં.

તારથી ખબર આપેલી હોવાથી વકીલ નવનીતરાય વીગેરે સંતોક ડોશીને સાથે લઇ સ્ટેશન ઉપર સવારે હાજર થયાં હતાં. ચંપકલાલને જોઇ ડોશીને ઘણોજ આનંદ થયો, તેને વળગી પડી. ચંપકને છાતી સાથે ચાંપી ખૂબ વ્હાલ કર્યું. નવનીતરાય પણ તેમનો ઉપકાર માનવા લાગ્યો. ગાડીઓ કરી પરભાર્યાં રસિકલાલને ઘેર આવ્યાં. ચંપકલાલના સમાચાર જાણી લોકો જોવા માટે આવ્યાં. ભોગીલાલ પણ ડોશીને મળી સગપણ તાજું કર્યું. પછી ડોશી ચંપકલાલને લઇ નવનીતરાયની સાથે પોતાના ઘેર ગઇ. ભોગીલાલ અને લલિતા એક દિવસ રહી કુમુદ અને કમળાને લઇ નવાકોટ ગયાં.

આ મંડળની મુસાફરીનું આવું ફત્તેહમંદ પરિણામ આવેલું હોવાથી અને તેના તમામ હેવાલો સવિસ્તર પ્રજાપોકાર પત્રમાં તેમજ કનકનગર

સમાચારમાં પ્રકટ થયેલા હોવાથી ચારે તરફથી પત્રોથી અને જાહેર વર્તમાનપત્રોમાં લેખોથી રસિકલાલ અને અયોગ્યદીક્ષા પ્રતિબંધક મંડળ ઉપર ધન્યવાદની વૃષ્ટિ વરશી રહી. એ રીતે ધાર્યું પરિણામ આવવાથી પ્રભુનો ઉપકાર માનવા તથા ખુશાલી પ્રદર્શિત કરવા પાર્શ્વનાથના દેરે શ્રીનવપદજીની પૂજા ઘણા ભાવપૂર્વક ભણાવવામાં આવી. પૂજા વખતે આખું દેરાસર ચીકાર ભરાઈ ગયું હતું.

---

# પ્રકરણ ૨૧ મું.

---

## ભદ્રાપુરીમાં આચાર્ય શ્રીપદ્મવિજયનું પધારવું, કનકનગરમાં લાલભાઈની સખાવત. દુઃખી અબલાના ઉદ્ધારની હાલચાલ.

* परोपकाराय फलन्ति वृक्षाः । परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय दुहन्ति गावः परोपकारार्थमिदं शरीरम् ॥

આચાર્ય પદ્મવિજયજી ચાતુર્માસ કરવા આર્દ્રાના બે દિવસ અગાઉ જેઠ સુદ પૂનમના દિવસે પધારવાના છે તે વાત ભદ્રાપુરીમાં ઘેર ઘેર ચાલી રહી. જૈનોમાં અપૂર્વ ઉત્સાહ દેખાતો હતો. વિનંતી વખતે જ આચાર્યે અશ્વિનીકુમારને ખાનગીમાં જાહેર કર્યું હતું કે 'મારા સ્વાગત વખતે છત્રીવાજાં વીગેરેની ધમાલ કરશો તો હું છાની રીતે ગામમાં પ્રવેશ કરી ઉપાશ્રયમાં જતો રહીશ.' આવી સૂચનાથી સ્વયંસેવકમંડળે તથા અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજે સામૈયા માટે તમામ વ્યવસ્થા સાદી રાખી હતી. આવવાના દિવસે પરોઢીએ શહેર બહાર ઈશાન કોણમાં એક જૈનધર્મશાળા હતી ત્યાં સ્ત્રીપુરુષો એકઠાં થવા લાગ્યાં.

---

* વૃક્ષો પરોપકારને માટે ફળે છે, નદીઓ પરોપકાર માટે વહે છે, ગાયો પરોપકાર માટે દૂધ આપે છે. આ શરીર પરોપકાર માટે જ છે.

આચાર્યશ્રી એક કલાક પહેલાં ત્યાં આવી ગયા. ઠરાવેલા વખત પ્રમાણે આઠ વાગે સરઘસ નીકળ્યું. આગળ સ્વયંસેવકોની એક નાની ટુકડી મધુર અવાજે બેંડ વગાડતી હતી, તે પછી હાથમાં ધજાપતાકા પકડી બીજી ટુકડીઓ જય જયના ધ્વનિ કરતી હતી. તે પછી આચાર્ય અને મુનિ મહારાજો અને પાછળ સાજનમાં સંખ્યાબંધ જૈનો ચાલતા હતા. તે પછી સાધ્વીઓ અને તેમની પાછળ શ્રાવિકાઓ ગાતી હતી. છેવટે પણ સ્વયંસેવકોની ટુકડી બંદોબસ્ત માટે હાથમાં ધજા ફરકાવતી ધ્યાન ખેંચી રહી હતી. મુખ્ય મુખ્ય લતાઓમાં ફરી સરઘસ મોટા ઉપાશ્રયમાં ઉતર્યું. આચાર્ય પાટે બિરાજમાન થઈ સંઘને મંગલાચરણ સંભળાવ્યું. સંઘ તરફથી બદામોની પ્રભાવના શરૂ થઇ અને મેદની વિસર્જન થઈ.

બપોરે રસિકલાલ, અશ્વિનીકુમાર, વીગેરે ગૃહસ્થો આચાર્યને મળ્યા. સાધુસંમેલનની વાત કરી, પોતાની મુસાફરીનો સવિસ્તર હેવાલ કહ્યા ને પરિસ્થિતિથી વાકેફગાર કર્યા. કનકનગરથી સંમેલનની ઑફીસ ભદ્રાપુરીમાં અઠવાડીઆથી આવી ગઈ હતી અને તે પોતાનું કામ રીતસર કર્યા જ કરતી હતી. બીજા દિવસથી આચાર્યનાં વ્યાખ્યાન શરૂ થયાં.

એક અઠવાડીઉં થયું કે મહત્વનો પત્ર આવવાથી રસિકલાલ, માલતી, અશ્વિનીકુમાર અને મહાશ્વેતા કનકનગર ગયાં. અશ્વિનીકુમારે ભારતીકુમારને ત્યાં અને રસિકલાલે લાલભાઇને ત્યાં મુકામ કર્યો. રસિકલાલ અને માલતીને દેખી લાલભાઇનું કુટુંબ હર્ષઘેલું બની ગયું હોય તેવો ઘડીભર ભાસ થવા લાગ્યો. ભાઇબેન—નવીનચંદ્ર અને કલાવતીના આનંદનું તો પુછશોજ નહીં.

સાંજે લાલભાઈએ રસિકલાલના પ્રસંગનો લાભ લઇ કેટલાક મિત્રોને જમવા માટે આમંત્રણ કર્યું. સ્ત્રીવર્ગે પૂર્ણ ઉલ્લાસથી ભાતભાતની રસોઇ કરાવી. પ્રથમ એક વખત આનંદથી જમવા બેઠાં હતાં તેથી પણ આ પ્રસંગ વધારે આનંદદાયક હોવાથી જમવાના હૉલમાં સ્ત્રીઓએ સુંદર રચના કરી. લાલભાઇ તથા બાલાભાઇનાં ભાણાં બાજુના જોડેના હૉલમાં મુકવામાં આવ્યાં.

સામગ્રી તૈયાર થઇ કે બધી મંડળી પાટલા ઉપર ગોઠવાઇ ગઈ. હરકોરબાઇ, વિદ્યાલક્ષ્મી, સુશીલા, કલાવતી વીગેરે પણ સૌની સાથે જમવા બેઠાં. જમાઇ ચંદ્રકાંત અને નવીનચંદ્ર સાથે બેઠા. જમતાં જમતાં જુદા જુદા વિષય ઉપર વાતો નીકળી. ચંદ્રકાંત પણ ધીમે ધીમે છુટથી વાતમાં ભાગ લેતો હતો. દીક્ષાની વાત ઉપરથી જૈનોની બેકારીનો પ્રશ્ન નીકળ્યો. રસિકલાલે જણાવ્યું " મને તો મારી મુસાફરીના અવલોકન ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે હાલના નવા દીક્ષિત સાધુઓમાં ઘણાખરા તો બેકારીના ઝેરી જંતુથી ખવાઇ ગયેલા જોવામાં આવે છે. હું ઘણાઓના સમાગમમાં આવ્યો છું. તેમની સાથે વાત કરતાં તેમાંના આશરે ૭૦-૭૫ ટકા તેવી સ્થિતિવાળા જણાઇ આવેલા. પોતાના પેટનું પોષણ કરવાનું સાધન નહીં, ત્યાં પછી કુટુંબના પોષણની વાત શી કરવી ? આપણા રીવાજ પ્રમાણે છોકરો સોળ સત્તર વરસનો થયો કે ભલે કમાતો હોય યા ન હોય છતાં મા-બાપ તેનું લગ્ન કરી સ્ત્રીનું લપ વળગાડી દે છે. તે લપ વળગ્યું એટલે ચાર પાંચ વરસમાં બે છોકરાંનો બાપ થાય. (હસાહસ) હવે પાઇની કમાણી નહીં અને આ કુટુંબનું પોષણ કરવું તે કેમ બની શકે ? મોદીની ઉધરાણી ચાલુજ હોય. પરિણામે તે ચિંતાતુર રહે, તાવ આવે અને ડૉકટરની દવાના પૈસા ભરવા પડે.

આ હકીકત કોની નજર બહાર છે ? માટે આ પ્રશ્ન જો મોટા શ્રીમંત ગૃહસ્થો ઉપાડી લે તો ઘણા અંશે બેકારી દૂર કરી શકાય તેમ છે. આ માટે મુદ્દાની બે વસ્તુઓ છે. એક તો તેમના ખરચનો બોજો કમી થાય તેવાં સાધન વસાવવાં જોઇએ અને બીજી તેમને ધંધે લગાડવા જોઇએ. ખરચનો બોજો કમી કરવા થોડા ખરચે કેળવણી મળી શકે તેવી નાની મોટી શાળાઓ સ્થાપવી, જેથી મફત અગર થોડી ફીથી છોકરાઓ પ્રાથમિક ને માધ્યમિક કેળવણી લઇ શકે. નાનાં બાળકો માટે કીન્ડરગાર્ટન શાળાઓ સ્થાપવી. હાલમાં કેટલી બધી ફી વધી ગઈ છે તે સૌ જાણે છે.

ઘણી સ્ત્રીઓ સારી મ્હાવજતના અભાવે પ્રસૂતિ વખતે મરણ પામે છે તે માટે પ્રસૂતિગૃહ સ્થાપવાં અને સારી દાયણો પૂરી પાડવી તેમજ મફત અગર થોડી ફીવાળાં દવાખાનાં ઉઘાડવાં. આવી સંસ્થાઓ સ્થાપવાથી જૈનોના માથેથી કેટલોક અસહ્ય ખરચનો બોજો કમી થશે. કેળવણી અપાશે અને બાળકો તથા સ્ત્રીપુરૂષોનું આરોગ્ય સચવાશે.

હવે ઉદ્યમે લગાડવા માટે મીલમાલીકોએ પોતાની મીલમાં પોતાના ખરચે અગર મીલના ખરચે કલાભવન જેવા શિક્ષણ કલાસ ઉઘાડવા. તેમાં ઠેઠ રૂના પીંજણથી માંડીને તે કાપડ બનીને બહાર નીકળે ત્યાં સુધી તમામ બાબતનું શિક્ષણ આપવું. તેમાં તેમને તૈયાર કરી મીલમાં દાખલ કરી દેવા. એવી રીતે મીલનું શિક્ષણ મળવાથી તે બીજી મીલોમાં પણ રહી શકશે. એકેક મીલમાં બે ત્રણ હજાર માણસો કામ કરે છે તો આપણા પીડાતા જૈનોને ઠેકાણે ન પાડી શકાય ? આ કામ મીલોના એજંટોએ ઉપાડી લેવું જોઈએ."

અશ્વિનીકુમાર—"આ દરખાસ્તને હું ટેકો આપું છું."

માલતી—"હું સૌ સ્ત્રીઓ તરફથી અનુમોદન આપું છું. મેં આવાજ વિચારો ભદ્રાપુરીમાં આ આપણા રા. બ. અશ્વિનીકુમારના પ્રમુખપણા નીચે "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" તરફથી રચનાત્મક કાર્યક્રમ ઘડવા માટે મોટી સભા ગયા વર્ષમાં ફાગણ સુદ ૧ના રોજ મળી હતી અને જે વખતે "ભગિનીસમાજ"નો સ્થાપના થઇ હતી તેજ વખતે મેં જાહેર કર્યા હતા. તે તરફ ધ્યાન નહીં અપાયાથી બેકારીનો પ્રશ્ન ગંભીર સ્વરૂપ પકડતો જાય છે. માટે બેકારી દૂર કરવા શ્રીમંતોએ તે દીશામાં પ્રયત્ન કરવો જ જોઇએ."

પછી લાલભાઇએ જરા મોટા અવાજે જણાવ્યું "તે દરખાસ્તને સર્વાનુમતે વધાવી લેતાં જાહેર કરૂં છું કે એક લાખ રૂપીઆ પ્રસૂતિ ગૃહ માટે અને પચાસ હજાર રૂપીઆ મીલના કામનું શિક્ષણ આપવા કલાભવન ઉઘાડવા તમારા મંડળને સ્વાધીન કરૂં છું." ( લોટાપવાલાનો મધુર ગણગણાટ અવાજ )

અમારા કુટુંબ ઉપર આવેલી હૃદયભેદક ભયંકર આફતનું ઘનઘોર વાદળું અમારા વડીલોના પુણ્યના ઉદયથી વીખરાઇ જઇ તેજસ્વી આનંદનો સૂર્ય ઉગી રહ્યો તે નિમિત્તે મેં દોઢ લાખની રકમ પરોપકારના કામે ખરચ કરવા નિશ્ચય કરેલો તે પ્રસિદ્ધ કરવાનો આજે મને માંગલિક પ્રસંગ પ્રાપ્ત થયો છે તે માટે પરમેશ્વરનો ઉપકાર માનું છું. જો મંડળીનો વિચાર હોય તો આપણે તે બંને કામનો અઠવાડીઆમાં આરંભ કરીએ. પ્રસૂતિગૃહ બાંધવા માટે મારો વંડો તૈયાર છે અને કલાભવન માટે મીલના કૉમ્પાઉંડમાં ઘણી જગો છે. ત્યાં મકાનો બંધાઈ શકે તેમ છે. અને તે માટે ભદ્રાપુરીથી આવેલી મંડળીને રોકાવવું પડશે. વળી જણાવું છું કે અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજને રૂપીઆ વીસ હજારની સરકારી લોન ભેટ તરીકે આપુ છું તે એવી શરતે કે તેના વ્યાજમાંથી અયોગ્ય દીક્ષા અટકાવવાના કામે ખરચ કરવું." ( વંદે વીરમ્ )

રસિકલાલે ખુશી થઈ જણાવ્યું "આવાં પરોપકારી કામો માટે તો એક અઠવાડીઉં તો શું પણ એક માસ રોકી રાખો તો અમે રહેવાને તૈયાર છીએ. અમારા જેવા મ્હેમાનો તો આવા યજમાનોને શોધતાજ ફરે છે અને તેમની સેવા કરવા હમેશાં તત્પર રહે છે."

વિદ્યાલક્ષ્મી, કલાવતી, સુશીલા તેમને રહેવાનું જાણી ઘણાં ખુશી થયાં. એ રીતે આનંદથી જમી રહી હાથ ધોઇ પુરૂષો પુરૂષોના હૉલમાં અને સ્ત્રીઓ સ્ત્રીઓના હૉલમાં પાનસોપારી લેવા બેઠાં.

માલતી—"હરકોરકાકી ! આ વખતે તમે અમારી સાથે બેઠાં તે જોઇ અમને થોડી નવાઇ તો લાગી."

વિદ્યાલક્ષ્મી—"એ યુક્તિ કલાવતી બેનની હતી, સુશીલા અને કલાવતીએ સલાહ મેળવી આ રચના કરી હતી. અમારા સસરાની મર્યાદા રાખવા માટે તેમનો પાટલો જરા જુદા હૉલમાં ગોઠવી દીધો હતો."

માલતી—"એ પણ ખુશી થવા જેવું છે કે મર્યાદામાં રહી મુરબ્બીઓનું મન જાળવી કામ લેતાં એમને ઠીક આવડે છે, હરકોર

કાકી! તમે ભાગ્યશાળી છો કે આવાં ગુણીયલ બૈરાં તમારા ઘરમાં મળ્યાં છે. તમારા ઘરનો સંપ જોઈ મને ઘણોજ હર્ષ થાય છે. કલાવતી પણ ડાહી છે. આ વખતે મુસાફરીમાં અમને તેમનો પરિચય થયો. પદ્મવિજયને વાંદવા માટે અમે તમને બોલાવવાનો વિચાર કરતાં હતાં પણ કેસના કામે અત્રે આવવાનો પત્ર આવવાથી અમે અહીંઆં આવ્યાં. એક વખત તમારે ભદ્રાપુરી આવવું પડશે. ત્યાંના ગૃહસ્થો પણ લાલભાઈ શેઠને હવે બહુ યાદ કરે છે."

કલાવતી—"તમારી સાથે પેલાં લલિતાબેન તથા પેલાં કુમુદ બેન અને કમળાબેન હતાં તે કયાં છે?"

માલતી—"તે તો લલિતા પાસે નવાકોટમાં છે. પેલો ચંપકલાલ ભદ્રાપુરીમાં તેની મા સંતોક પાસે છે. સૌ ખુશીમાં છે."

કલાવતી—"હવે તો તમારે અઠવાડીઉં રહેવાનું ઠર્યું છે એટલે રોજ વાર્તાલાપ કરવાનો વખત મળશે. તમારી પાસેથી અમને સાંભળવાનું અને શીખવાનું ઘણું મળે છે."

આ પછી જમવા આવેલા મ્હેમાનો એકે એકે વિદાય થવા લાગ્યા. રસિકલાલ અને માલતી પણ ભારતીકુમારની સાથે તેમને બંગલે ગયાં. કાંતા અને કેસરને મળ્યાં. ભારતીકુમારની સ્ત્રી કાદંબરી બોલી "મહાશ્વેતાબેન! તમે જ્યારથી કાંતા અને કેસરબેનને મુકી ગયાં છો ત્યારથી તે આનંદ કરે છે. વળી ભાઇ રસિકલાલે ચીઠ્ઠી લખીને આપી હતી તે પ્રમાણે ગોઠવણ પણ કરી દીધી છે."

પછી ભારતીકુમારે, રસિકલાલને અને માલતીને બીજા હૅાલમાં લઇ જઇ જણાવ્યું "કાન્તા અને કેસરને મારે ત્યાં મોકલી આપી તે સારૂં કર્યું. અમારી બોરડીંગમાં ભણી તૈયાર થયેલા બે ગ્રેજ્યુએટ સગા ભાઇઓ છે. મેં તમને આ સંબંધી પ્રથમ વાત કરી હતી. તે બે ભાઈમાં મોટો હાઇસ્કુલમાં સંસ્કૃત શિક્ષક છે. દોઢસોનો પગાર છે, તેમનું નામ સુંદરલાલ છે અને નાનો ભાઇ અત્રે પ્રાઈવેટ હાઈસ્કુલમાં શિક્ષક છે તેનું નામ સુધાકર છે. તેનો પણ તેજ પગાર છે.

બંનેની સલાહ મેળવી કાન્તા જે મોટી છે તેનું સગપણ સુંદરલાલની સાથે અને કેસર જે નાની છે તેનું સગપણ સુધાકર સાથે નક્કી કર્યું છે. સારો દિવસ જોઈ લગ્ન કરવા ઉપર રાખેલું છે. હું બંને ભાઇઓને તમને મળવા માટે લાલભાઇ શેઠને ત્યાં મોકલીશ. તેમના સદ્‌ભાગ્યે જેવું જોઇએ તેવું બંનેને મળી આવ્યું છે. બંને ભાઇઓને સંસ્કૃત સારૂં આવડે છે અને આ બે કુમારિકાઓ પણ સંસ્કૃત ઠીક જાણે છે. પરસ્પર એક બીજાને જોવાના પણ ઘણી વખત પ્રસંગ આવી ગયા છે."

આ હકીકત જાણી રસિકલાલ અને માલતીને સંતોષ થયો. પછી ચા આવી કે સાથે ચા પી રસિકલાલ અને માલતી લાલભાઇને ત્યાં ગયાં.

બીજા દિવસે રસિકલાલ, અશ્વિનીકુમાર અને ભારતીકુમાર બપોરે લાલભાઈની મીલમાં જઇ તેમને મળ્યા. લાલભાઇએ મીલના ઈજનેરને બોલાવી પ્રથમ મીલની પાસેનો સાઇટ કલાભવન માટે પસંદ કરી ખાતમુહૂર્ત કરવાની જગો નક્કી કરી. ત્યાંથી તેમના વંડાવાળી જગો જોવા ગયા, તે જગો પણ અનુકૂળ હોવાથી ત્યાં ખાતમુહૂર્ત કરવાની જગો પસંદ કરી. પાછા મીલમાં આવી પ્લૅન વીગેરેની મોટી મોટી સમજણ આપી એસ્ટીમેટ અને પ્લૅન કરવાનું કામ ઇજનેરને સોંપવામાં આવ્યું. જોશીને બોલાવી અષાડ સુદ એકમ તથા બીજ (રવિ અને સોમ) એમ બે દિવસ કલાભવન તથા પ્રસૂતિગૃહના ખાતમુહૂર્તની ક્રિયા કરવા માટે નક્કી કરવામાં આવ્યા. વચ્ચે માત્ર ચાર પાંચ દિવસ હોવાથી મંડપ બાંધવા માટે કૉન્ટ્રેક્ટ પણ આપી દીધો.

હવે આ ખાતમુહૂર્ત કોના હાથે કરાવવાં તેની વાટાઘાટ ચાલી. છેવટે ઠર્યું કે કનકનગરબૅંકના બાહોશ અને લોકપ્રિય મેનેજર રા. બ. સુરેન્દ્રલાલ બૅંકરના હાથે કલાભુવનનું અને ફીમેલ હૉસ્પીટલનાં સ્ત્રી ડૉક્ટર મીસીસ સરોજીની બેનરજીના હાથે પ્રસૂતિગૃહનું ખાતમુહૂર્ત કરાવવું. આ પ્રમાણે નક્કી કરી તેમનાં બંગલે જઇ તેમની સંમતિ મેળવી આવ્યા અને તે પ્રમાણે આમંત્રણ પત્રિકાઓ છપાવવા આપી દીધી.

બીજા દિવસે તે આમંત્રણ પત્રિકાઓ શહેરમાં પહોંચાડવામાં આવી. ત્રણ દિવસમાં બધું તૈયાર થઈ ગયું. લાલભાઈ રસિકલાલ વીગેરે તમામ વ્યવસ્થા આગલા દિવસે જોઇ આવ્યા અને રાત્રે તેઓ અગાશીમાં વાતો કરવા બેઠા. તેવામાં મીલના વીવીંગ માસ્તર મણીભાઈ અને તેના ભાઇ ચીનુભાઈ ત્યાં આવ્યા. તેમણે તૈયાર કરેલાં ભાષણો વાંચવા માટે લાલભાઇ આગળ મુકયાં. લાલભાઈએ કહ્યું "એ કામ રસિકલાલનું છે, તેમને આપો." રસિકલાલ ભાપણ લઇ નીચે માલતી પાસે ગયો. વીવીંગ માસ્તર તથા તેમના ભાઈ પણ સાથે નીચે ગયા. આ વખતે માલતી કલાવતી વિદ્યાલક્ષ્મી અને સુશીલા બીત્રીક રમતાં હતાં. તેથી તેમની રમતનો ભંગ નહીં પાડતાં રસિકલાલ બાજુના ઓરડામાં બેઠો અને ભાષણ વાંચવા લાગ્યો. પેલા બંને ભાઇ પણ જોડે બેઠા. વાંચી રહ્યા પછી તે તેમની સાથે કેટલીક વાત ચીત કરવા લાગ્યો. વાતના પ્રસંગે મણીભાઇએ પોતાની જ્ઞાતિના ગોળ, કુળ, વીગેરેની વાત કાઢી અને પોતાની આત્મકથા શરૂ કરી.—

"અમો પણ દીક્ષાના યજ્ઞના કુંડમાં હોમાઇ ગયા છીએ. આ ચીનુભાઇ તે મારો નાનો ભાઇ થાય છે. તે પણ મીલમાં નોકર છે. માસિક રૂપીઆ એંશી મળે છે. તે પરણ્યો હતો, સ્ત્રી પણ સારી મળી હતી, પણ તે રોજ ઉપાશ્રયમાં સાધ્વી પાસે જવા લાગી, ઘર ઉપરથી તેનું મન ઉઠી ગયું, સાધ્વી પરગામ જાય તો ત્યાંથી તેના ઉપર ખાનગી કાગળો આવે. વ્હેમ પડવાથી એકવાર કાગળ મેં ફોડયો. વાંચી જોયો. સાધ્વીથી ન લખાય તેવું તેમાં લખેલું. એક વખત તો તે ઘરમાંથી છાની રીતે જોડેના ગામડામાં સાધ્વી પાસે નાસી ગયેલી, માથાનો ચોટલો પણ કાપી નંખાવેલો, ખબર પડતાં અમે ત્યાં જઈ પાછી ઘેર લાવેલા, સાધ્વીઓ સાથે ઘણી તકરાર થયેલી. રોજ ઘરમાં આમ કલેશ થવાથી અમે કંટાળ્યા એટલે થાકીને તેને દીક્ષા લેવા દીધી. તેના હઠવાદ આગળ અમારૂં કાંઇ ચાલી શકયું નહીં. હાલ તે વાતને બે ત્રણ વરસ થવા આવ્યાં. અમારી જ્ઞાતિમાં અમે ભરતીઆ

કહેવાઇએ છીએ, પૈસા ભર્યા શીવાય કન્યા મળે નહીં. પૈસા પણ ઘણા ભરવા પડે. શું કરીએ?

આ પ્રમાણે તે સ્ત્રીના જવાથી ભાઇના સગપણની તજવીજ કરૂં છું એટલામાં ગયા શીયાળામાં મારી પત્ની સુવાવડમાં દેવગત થઇ એટલે ઉપાધિ વધી. અમને ખાવા પીવાનું દુઃખ પડવા લાગ્યું. તેથી હાલમાં ઉતાવળ કરી ભાઇને પરણાવવાની તજવીજ હરકોર કાકી મારફત ચાલે છે. તેમણે કાંઇ ખટપટ કરી ત્રણ હજાર રૂપીઆમાં કન્યા મળે તેવી ગોઠવણ કરાવી છે. હજુ નક્કી થયું નથી પણ થાય તેવો સંભવ છે. હરકોરકાકીની મહેરબાની સારી છે."

આ હકીકત સાંભળી રસિકલાલે પુછ્યું "તમારા ભાઇની સ્ત્રી કે જેણે દીક્ષા લીધી છે તેનું નામ શું?"

મણીભાઇ—"તેનું નામ કમળાલક્ષ્મી હતું. દીક્ષા લીધા પછી કમળશ્રી તરીકે ઓળખાય છે. હતી પણ દેખાવડી અને ભણેલી. પણ તે સાધ્વીની સોબતથી બગડી અને અમારૂં ઘર ભાગ્યું."

રસિકલાલ—"પેલો ભદ્રાપુરીવાળો ચંપકલાલ ગઇ સાલમાં ગુમ થયો હતો અને હમણાં જડી આવ્યો છે તે તે બાઇને કાંઇ સગો થાય?"

મણીભાઈ—"હા, તે તેનો માસીઆઇ ભાઇ થાય છે."

રસિકલાલ—"તે કમળશ્રીને તેમનાં ગુરૂ કદી મારતાં હતાં?"

મણીભાઇ—"તેને ગયા પછી તો અમે તેની દરકારજ કરી નથી. શું દરકાર કરીએ? જો જરા બોલીએ તો અમને લોકો ન્યાત બહાર મુકવા તૈયાર થાય. (પછી ધીમે રહી) આપણા લાલભાઇ જ પહેલાં દીક્ષાઓ અપાવતા હતાજ ને? જ્યારે તેમના તળે આગ લાગી ત્યારે તેમને સમજણ પડી. આવી જ્યાં ન્યાતની અને સમાજની સ્થિતિ છે ત્યાં અમારા જેવા ગરીબનું શું ચાલે?"

રસિકલાલ—"કદાચ ધારો કે તે તમારી કમળાલક્ષ્મી પાછી આવે તો તમે તેને કલેશ કર્યા શીવાય ઘરમાં રાખો?"

મણીભાઇ—" વાહ ! અમે તો તેને વધાવી લઇએ. શા માટે ક્લેશ કરીએ ? રૂપીઆ બચે અને ઘરનું માણસ પાછું આવે, ઘર કામ ઉપાડી લે. ચીનુભાઇ માટે જે કન્યાની વાત ચાલે છે તેને તો હજુ અગીઆર વરસ પૂરાં થયાં નથી. લગ્ન થાય તો પણ ત્રણ ચાર વરસે ઘર મંડાય, માટે જો તે આવે તો અમે રાખી લેવા તૈયાર છીએ. શું તમારી પાસે તેવી વાત કાંઈ જાણવામાં આવી છે ? "

રસિકલાલ—" હા તેવું છે. પણ નક્કી કરી તમને કહું. બીજું તમને પુછવાનું કે ધારો કે કોઇ કુંવારી છોકરીએ દીક્ષા લીધી, દીક્ષા લીધા પછી પસ્તાઇ તેણે દીક્ષા છોડી દઇ સંસારીવેશ ધારણ કર્યો તો તેવી બાઇને તમે પરણો ? "

મણીભાઇ—" શા માટે ન પરણું ? કુંવારી કન્યાને પરણવામાં શો વાંધો ? દીક્ષા છોડી તેથી શું થયું ? તેવું હોય તો કૃપા કરી અમને કહેજો. ખરચના બોજામાંથી બચીએ અને મોટી ઉમર લાયક કન્યા મેળવી શકીએ. "

રસિકલાલ—" મને તમારા વિચારો જાણી ઘણો સંતોષ થયો છે. એટલુંજ નહીં પરંતુ તમારી તરફ મને માનની લાગણી ઉત્પન્ન થઇ છે. તમારા વિચારો તમારા ભાષણમાં ઝળકી ઉઠે છે." એમ અભિપ્રાય દર્શાવી તે બંનેને સાથે રાખી રસિકલાલ માલતીવાળા હૉલમાં જઇ વિદ્યાલક્ષ્મીની સામું જોઈ તેમને કહેવા લાગ્યો " આ ચીનુભાઇની સ્ત્રી કમળાલક્ષ્મી કે જેણે દીક્ષા લીધી છે તેને તમે ઓળખો છો ? "

વિદ્યાલક્ષ્મી—" ના અમે ઓળખતાં નથી. "

રસિકલાલ—" મણીભાઈની વાત ઉપરથી મને અનુમાન થાય છે કે અશોકપુરીમાંથી જે કમળાબેન આપણી સાથે આવેલાં હતાં તે તો નહીં હોય ? ચંપકલાલ વીગેરેની હકીકત મળે છે. "

વિદ્યાલક્ષ્મી—" એજ હશે. કમળા પરણેલી હતી અને કુમુદ કુંવારી હતી. એજ હશે, લલિતાબેન સારી રીતે ઓળખે છે અને હાલ તે નવાકોટમાં તેમને ત્યાંજ છે. "

માલતી—" આપણે અત્યારે ભોગીલાલ ઉપર નવાકોટ તાર મુકી તેમને જણાવો કે લાલભાઇ શેઠને ત્યાં એક ઘણુંજ અગત્યનું કામ છે માટે તમે લલિતા, કમળા અને કુમુદને લઇને પહેલી ટ્રેનમાં કનકનગર જલ્દી આવો. ચિંતા કરશો નહીં."

મણિભાઈ—"રસિકભાઈ! તાર લખી આપો, હું અત્યારે લેટ ફી ખરચી અર્જંટ તાર મુકાવી આવું."

રસિકલાલે તાર લખી આપ્યો અને ચીનુભાઈ તરત મુકાવવા ગયો. પછી રસિકલાલે મણિભાઇનું ભાષણ માલતીના હાથમાં વાંચવા માટે મુકયું.

માલતી—" તમે વાંચી ગયા છો ને ?"

રસિકલાલ—" હા, હું તો વાંચી ગયો છું પણ તું વાંચી જો. ઘણી ઘણી મુદ્દાની વાતો માસ્તરે જણાવી છે."

માલતી ભાષણ વાંચવા લાગી, ઉપર ઉપરથી મુદ્દા જોઇ ગઇ, પછી રસિકલાલે તેને બાજુના હૅાલમાં લઈ જઇ મણીભાઇની વાતથી વાકેફગાર કરી, પછી તે બહાર આવ્યાં. તેમને જોઇ મણીભાઇએ પુછયું "હવે પ્રસૂતિગૃહ સંબંધી ભાષણ કોણ આપનાર છે?"

માલતી—" હું આપનાર છું."

મણીભાઈ—" ભાષણ તૈયાર કર્યું છે ?"

માલતી—" ના, હું તો મોંઢેથી બોલવાની છું."

આ પ્રમાણે તે કામ પૂરૂં થયું કે મણીભાઇ ત્યાંથી ઘેર ગયો. તેના ગયા પછી વિદ્યાલક્ષ્મીએ પુછયું " જો તેજ કમળા હોય તો પછી બીજું જોઇએ શું ? તાર મુકાવ્યો તે ઘણું સારૂં કર્યું. લલિતા બેનને પણ મળાશે. ઘણા ભાગે કાલે સાંજે તેઓ અત્રે આવશે." એ રીતે વાતચીત કરી સૌ સૌને સ્થાને જઈ સુઇ ગયાં.

# પ્રકરણ ૨૨ મું.

## કનકનગરમાં કલાભવનની સ્થાપના.
## "જૈનકોમને લાગેલો બેકારીનો ઝેરી જંતુ."
## કમળા અને ચીનુભાઈનો પુનઃસમાગમ.

* दुःखं दुःखमिति ब्रूयान्मानवो नरकं प्रति ।
दारिद्र्यादधिकं दुःखं न भूतं न भविष्यति ॥

(ઉપજાતિ વૃત્ત)
હેતે કરો પુણ્ય પવિત્ર હાથે, હાથે કર્યું તેજ સદૈવ સાથે,
જરૂર આ જીવન છે જનારૂં, કરો કરો કાંઈક કામ સારૂં.
—કવિ દલપતરામ.

બીજે દિવસે રવિવારે સવારે નવ વાગે કલાભવનના મકાનના પાયાના ખાતમુહૂર્તની ક્રિયા કરવા માટે લાલભાઈ શેઠની મીલના કૅમ્પાઉન્ડમાં મોટી જાહેર સભા મળી.

શરૂઆતમાં લાલભાઈની મીલના વીવીંગ માસ્તર મણીભાઈએ સમારંભનો હેતુ કહી સંભળાવી પ્રમુખની દરખાસ્ત રજુ કરતાં, તેને ટેકો અને અનુમોદન મળતાં કનકનગરની બૅંકના મેનેજર અને નામાંકિત અર્થશાસ્ત્રી રા. બ. સુરેન્દ્રલાલ બૅંકરે તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખપદ લીધું. તેમણે ઘટતા શબ્દોમાં ઉપકાર માની કાર્યનો આરંભ કરવા આજ્ઞા કરી. શેઠ લાલભાઈની વતી તેમના દીકરા બાલાભાઈએ લેખી ટુંક ભાષણ વાંચી સંભળાવી કલાભવનની ખાતક્રિયા કરવા પ્રમુખને વિનંતી કરી. પ્રમુખ ક્રિયા કરવા સ્થળ ઉપર ગયા. જોશી મહારાજે વિધિપૂર્વક ખાતક્રિયા કરાવી. તે વિધિ પૂરી થઈ કે

* "નરક તરફ દુઃખ છે" એમ મનુષ્યો કહે છે પણ દારિદ્ર યાને બેકારી જેવું બીજું દુઃખ થયું નથી અને થશે પણ નહીં.

પ્રમુખે મંડપમાં આવી પ્રમુખ સ્થાનેથી ભાષણ આપતાં બુલંદ અને મધુર અવાજે જણાવ્યું—

શ્રીમાન્ શેઠજી લાલભાઈ, મારા જૈનબંધુઓ, ગૃહસ્થો અને બેનો! જૈનોની બેકારી દૂર કરવા લાલભાઇ શેઠે આજે જે પગલું ભર્યું છે તે સ્તુત્ય છે. તેની ખાતક્રિયા મારા હાથે કરાવી મને જે અપૂર્વ લાભ આપ્યો છે તે માટે હું તેમનો આભારી છું અને મારી જાતને ભાગ્યશાળી માનું છું. હિંદુસ્થાનમાં બેકારીએ કેવો પગપેસારો કર્યો છે તે સંબંધી હું બે શબ્દો આ પ્રસંગે બોલીશ તો તે અસ્થાને નહીં ગણાય.

જૈનકોમની આર્થિક સ્થિતિનો ખ્યાલ આપતા પહેલાં આપણા ભારતવર્ષની અને દુનિયાના અન્ય દેશોની પ્રજાની વાર્ષિક પેદાશ કેટલી છે અને વ્યાપાર ઉદ્યોગ કેવા પ્રકારના છે તે ટુંકમાં જણાવવાની ખાસ જરૂર હોવાથી આપની આગળ રજુ કરવાની રજા લઉં છું.

આપણા હિંદના દાદા મર્હુમ દાદાભાઈ નવરોજીની ગણત્રી પ્રમાણે, અર્થશાસ્ત્રી અને ગણીતશાસ્ત્રી સ્વર્ગસ્થ શ્રી ગોખલેના હિસાબ મુજબ, બંગભંગની પ્રવૃત્તિથી હિંદમાં જાગૃતિ લાવનાર પેલા સ્વર્ગવાસી લૉર્ડ કરઝન સાહેબના રીપોર્ટ પ્રમાણે અને હિંદના શુભેચ્છક પાર્લામેંટના અંગ્રેજ સભાસદ મર્હુમ મી. ડીગ્બીએ લખેલા "Prosperous India?" "આબાદ હિન્દુસ્થાન ?" (કટાક્ષમાં આપેલું નામ અર્થાત્ નિર્ધન હિંદ) એ નામના પુસ્તકમાં જણાવેલા આંકડાના આધારે હિંદમાં દરેક માણસની વાર્ષિક પેદાશ માત્ર રૂપીઆ આશરે વીસથી પચીસ સુધીની છે.

બંને અંગ્રેજોમાંથી લૉર્ડ કરઝને ચાળીસ રૂપીઆ વાર્ષિક પેદાશ મુકી છે તો મી. ડીગ્બીએ એક પાઉન્ડ એટલે પંદર રૂપીઆ મુકી છે. આ ઉપરથી ખ્યાલ આવશે કે આપણી ગરીબાઇનો આંકડો રૂપીઆ પચીસની આસપાસ અંગ્રેજોના હાથેજ અટકળવામાં આવે છે. વરસે પચીસ એટલે દર માસે બે રૂપીઆ થાય, અને દરમાસે બે રૂપીઆ એટલે દરરોજનો એક આનો. આ એક આનામાં એક શેર અનાજ મળી શકે. તે શેર અનાજ ઉપર હિંદમાતાના સંતાનોને જીવવાનું છે.

આવી ગરીબ હાલતમાં પરમેશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે આ શેર અનાજ હિંદની ભૂમિની ખેતીમાંથી કુદરત આપી રહી છે. કુલ વસ્તીનો એંશી ટકા ભાગ ખેડુત વર્ગનો છે, બાકીના વીસ ટકામાં વેપારી અને નોકરવર્ગ છે. પરદેશમાંથી કાંઈ પણ આવકનું સાધન નથી. આટલી કુદરતની દયાથી હિંદના સંતાનોનો જીવ ચામડીથી મઢેલા હાડપિંજરમાં રીબાતી સ્થિતિમાં ટકેલો છે. નહીં તો ક્યારનાં મરણુશરણુ થઇ ગયાં હોત.

આવી હિંદમાતાના સંતાનોની મૃત્યુતુલ્ય અવસ્થા બની રહી છે માટેજ આપણા હિંદના નેતાઓ સત્ય પ્રકાશમાં લાવી આત્મભોગ આપી જેલને મ્હેલ સમાન માની હિંદનો ઉદ્ધાર કરવા તન મન અને ધનથી ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે.

આવી નજીવી વાષક પેદાશવાળો નિર્ધન દેશ બીજા દેશોની ઈર્ષા કેમ ન કરે? તેઓની પેદાશ સાથે આપણી પેદાશ સરખાવીએ છીએ ત્યારે ઉંડો નિશાસો નાખવો પડે છે. અમેરીકાની દર માણસની વાર્ષિક પેદાશ રૂપીઆ ચારસો, જર્મનીની સાડા ત્રણસો, ઈંગ્લૅંડની ત્રણસો, તેમજ બીજા દેશોની બસોથી ત્રણસો સુધીની ગણવામાં આવે છે અને બિચારા હિન્દુસ્થાનની માત્ર પચીસ રૂપીઆ!!!

આ ઉપરથી જણાશે કે તે બધા આપણા કરતાં દસ પંદર ગણી ઉપજ ધરાવે છે. મોટા મોટા આવા શ્રીમંત દેશો બળવાન બની હિંદ જેવા ભુખે મરતા ગરીબ દેશને હોઇઆં કરી જાય તેમાં શી નવાઈ?

તે દેશોની ફ્રી ટ્રેડ પૉલીસી(સ્વતંત્ર વ્યાપારપદ્ધતિ)એ આપણા દેશના ઉદ્યોગની પાયમાલી કરી મુકી. બત્રીસ કરોડની વસ્તીવાળું હિંદુસ્થાન જાણે પરદેશીઓ માટે કમાવાનું ગુજરી જેવું બઝાર હોય તેમ તેમનો માલ ખપાવવા પરસ્પર કૉલ કરારો કરે છે. હિંદના ઉદ્યોગને પાયમાલ કરવા જકાત વીગેરે નાખી તેમના માલનું પોષાણ થાય એ રીતે કરવા રાજનીતિ અખત્યાર કરે છે. પાઉન્ડ અને રૂપીઆના એક્સ્ચેંજનો વટાવ તેમને ફાવે તેમ રાખે છે. હાલના એક્સ્ચેંજથી

તેમનો માલ હાલ દસથી બાર ટકા સસ્તો પડે છે તે સામે સૌ વેપારી મંડળો વાંધો ઉઠાવી રહ્યાં છે, હડહડતો અન્યાય થાય છે છતાં સરકાર તે તરફ બીલકુલ ધ્યાન આપતી નથી. આવા પ્રકારની રાજ્યનીતિ અને પરતંત્રતાથી હિંદમાતા આવી ગરીબ દશામાં આવી પડી છે.

મારા જૈન બંધુઓ ! દરરોજ માત્ર એક શેર અનાજ પેટ પોષવા માટે હિંદનાં બત્રીસ કરોડ સંતોનો મેળવી જેમ તેમ જીવન ગુજારે છે તે સંતાનોમાં પોણાબાર લાખ જૈનોનો પણ સમાવેશ થાય છે, એટલે આપણા પણ તેજ હાલ હવાલ છે, તો આપણી જૈનોની પણ ફરજ છે કે સૌના હીતમાં આપણું હીત સમાયેલું છે તે ધોરણે આપણે પણ સૌની સાથે સામેલ રહેવું જોઇએ.

આ પ્રમાણે સર્વ સામાન્ય હકીકત ખ્યાલમાં રાખી આપણી જૈનકોમની પોણાબાર લાખ માણસની પરિસ્થિતિનો વિચાર કરીએ. જૈનો મૂળથી ક્ષત્રીય પણ તેમનામાંથી લડાયક ગુણ તદન નિર્મૂળ થઇ ગયો અને વૈશ્ય જેવા બની ગયા. તમામ જૈનો વેપારમાં જોડાયા. પ્રાચીન વખતમાં બીજી કોમો કરતાં જૈનો વધારે પૈસા મેળવવા લાગ્યા. લડાયક બળ જતું રહેવાથી માત્ર પૈસાના બળથી બીજાઓની મદદથી તીર્થોના રક્ષણનું કામ અને તેવાં બીજાં કામો સાધવા લાગ્યા. આ પ્રમાણે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વખતમાં એટલે કે જે વખતે તેમણે હિંદમાં પગ પેસારો કરી સત્તા જમાવી હતી તે વખતે જૈનોએ વેપાર દ્વારાએ પૈસો મેળવેલો પરંતુ બરાબર અંગ્રેજ સરકારનું રાજ્ય હિંદમાં જામ્યું ત્યારે વેપાર રોજગાર તણાઇ ગયા અને પરદેશી વેપારીઓ દાખલ થઈ ગયા. "ગુમડું ફુટયા પછી વૈદ્ય વેરી" એવી દશા બની રહી. આમ વેપાર તુટી જવાથી જૈનો ગરીબ સ્થિતિમાં આવી પડયા. તીર્થોના રક્ષણ માટે ખરચાયેલા પૈસા અને મેળવેલી સનદો વીગેરે રદ થયાં. રક્ષણ કરવાવાળા પોતેજ માલીકો થઇ બેઠા. અને જેમ જેમ તેમનું ફાવતું ગયું તેમ તેમ તે પોતાનું સાધતા ગયા, અને દિવસે દિવસે જૈનોમાં ગરીબાઇ વધતી ગઈ. તેમાં વળી

યુરોપના મહાન યુદ્ધે તો ઉજળું એટલું દુધ દેખાડી છાશ પણ પડાવી લીધી. શારીરિક બળ તો પ્રથમ ગુમાવ્યું હતું. પછી પૈસાનું બળ ગુમાવ્યું એટલે હવે લાચાર અવસ્થા પ્રાપ્ત થયેલી જણાય છે.

શ્રીમંત જૈનો સમજતા હશે કે બધા દરરોજ દાળભાત રોટલી શાક વીગેરે બરાબર જમતા હશે પણ પ્રત્યેક જૈનના ઘરના રસોડામાં જઇ કોઇએ તેમનો બારીકાઇથી તપાસ કર્યો ? મારા જૈનબંધુઓ ! ઉંડા ઉતરી તપાસ કરશો તો તમારી આંખો આંસુથી ભીની થશે. એવાં સેંકડો કુટુંબો જોશો કે જે વાર તહેવારે ઘી ખાતાં હશે અને ગળ-પણ ચાખતાં હશે.

શ્રીમંત ગૃહસ્થો ! જૈનકોમને બેકારીનો ઝેરી જંતુ લાગુ પડયો છે. તે ઝેરી જંતુઓનો નાશ કરવા તમારે કર્તવ્યપરાયણ થવું પડશે. વસ્તી ગણત્રીના આંકડા પ્રમાણે આપણે દરસાલ આઠ હજાર કમી થતા જઇએ છીએ. આ પ્રમાણે વસ્તીમાં અને પૈસામાં ઘટીએ છીએ. પ્રાચીન જાહોજલાલીમાં બંધાવેલાં ભવ્ય દેવાલયોને ટકાવી રાખવા જેટલી પણ આપણામાં તાકાદ રહી નથી. જુનાં ખંડેરો તરફ નજર કરતાં હૃદય ભરાઇ જાય છે. એવી રીતે સમય પલટાયેલો હોવાથી સમયને માન આપી ધર્મગુરૂઓ અને ઉપદેશકોએ સમાજનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરવો જોઇએ. પ્રાચીન જાહોજલાલીની તો હવે વાતોજ કરવાની રહી છે. હાલ તો બેકારીના ઝેરી જંતુઓ આપણા જૈન બંધુઓનાં હાડ-માંસ ખોતરી ખાય છે. વેપાર રોજગાર તમામ હાથમાંથી ચાલ્યા ગયા છે. બીજી ન્યાતોની માફક આપણો ન્યાતશાઇ ધંધો પણ નથી કે જેથી તે કામમાં માથું મરાય. લવારકોમ લોઢું ઘડવાનું કામ કરે અને તેમાંથી મોટા કારીગર નીવડે, સુથારકોમ લાકડું ઘડી ઇમારતો બાંધે અને તેમાંથી મોટા કૉન્ટ્રેકટરો થાય, સલાટ, કડીઆ, સથવારા, છવારા, દરજી, મોચી, ચિતારા વીગેરે કારીગરની કોમો પોતપોતાના ધંધા કરી ઘરસંસાર ચલાવે, તેમનો છોકરો દસબાર વરસનો થયો કે તે ચાર છ આના મજુરીના લાવતો થાય અને સોળ અઢાર વરસનો થાય કે તે રોજના

એકથી બે રૂપીઆ લાવે. ધંધાનું શિક્ષણ પણ ઘરમાં શીખે પણ શ્રાવકના છોકરાને ધંધાને માટે ઉભા રહેવાની જગો મળતી નથી. બાપ દાદાના વેપારોમાંથી કસ ઉઠી ગયા એટલે હવે કયાં જવું અને શું કરવું એ સુઝતું નથી. હાલમાં તો મજુરવર્ગનો સમય દૃષ્ટિગોચર થાય છે. ભણેલો હોય તો શ્રાવકના છોકરાની કીંમત ગુમાસ્તા તરીકે અંકાય અને તે પણ માસિક રૂપીઆ વીસ કે પચીસ મળે તો તે સારો પગાર ગણાય. એક કવિ લખે છે કે

" મળે દસ બાર કે પંદર, વીશીનું ખર્ચ પણ અંદર,
રખડવું કોટ ને બંદર, બળી એ નોકરી કરવી. "

મહાન યુદ્ધ પછી આવક જતી રહી, પણ મોંઘવારી તો કમી થઇ નહીં એટલે બમણો મરો થયો. લોકો કેમ જીવનનિર્વાહ ચલાવતા હશે તે તેમનું મન જાણતું હશે. તેમાં વળી છોકરાંનું પાલન કરવું, ભણાવવાં, પરણાવવાં વીગેરે ખરચનો બોજો તો માથે હોયજ. આ બધા ખરચને પહોંચી વળવા આવકનું પૂરતું સાધન નહીં હોવાથી મન ચિંતાગ્રસ્ત રહે છે, ચિંતાથી શરીર ઘસાય અને રોગ પગપેસારો કરે, જેના પરિણામે વૈદ્ય અને ડૉકટરની દવાનાં બીલ ચડે. આ બીલો ચુકાવી આપવાની પણ ચિંતા. એટલે ચિંતાનો રોગ મટવાને બદલે બમણો વધતો જાય છે. કહ્યું છે કે—

ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ઔર જ્ઞાન,
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

એક સંસ્કૃત કવિ ચિંતા અને ચિતાની સરખામણી કરતાં કહે છે કે—

चिंता चितासमाप्युक्ता चिंता च बिन्दुनाधिका ।
चिता दहति निर्जीवं चिंता सा तु सजीवकम्

ચિતા અને ચિંતા એ સરખાં છે, પણ ચિંતામાં માત્ર એક મીંડું વધારે છે. ( તેથી તેમાં કાંઇ અધિકપણું હોવું જોઇએ. એ અધિકપણું એ કે ) ચિતા તો જીવ વગરનાં માણસને જ બાળે છે પણ ચિંતા તો જીવતાં માણસને બાળે છે.

વળી કહ્યું છે કે को वा ज्वरः प्राणभृतां हि।चिंता પ્રાણીમાત્રનો તાવ શું ? તેનો જવાબ ચિંતા. શરીરમાંથી લોહી ચુશી લઇ હાડપિંજર બનાવનાર ચિંતા છે.

છોકરાને માસિક ફી કયાંથી આપવી તેનો વિચાર ચાલતો હોય એટલામાં દાણાવાળો મોદી ઉઘરાણી આવે, દુધવાળો પૈસા માગે, ઘરના ભાડાની ઉઘરાણી ચાલુજ હોય, વીગેરે આર્થિક ઉપાધિથી માણસનું મન અને તેની અક્કલ એવાં બગડી જાય છે કે તેને કાંઈ સુઝતું નથી. સ્ત્રી અને છોકરાંનો આનંદ શોક રૂપ લાગે છે અને બોજા રૂપ માની તેમના પ્રત્યે તિરસ્કારથી જુએ છે. કોઇ કોઈ તો "નબળો પુરૂષ રાંડ ઉપર શૂરો" એ કહેણી પ્રમાણે વર્તન ચલાવે છે; શરીરે સુકાતો જાય છે. પેટની પીડ અને ઘરની ભીડ કોણ જાણે? કોઇને કહેવાય નહીં. છેવટે કોઇ કોઇ તો આર્થિક ચિંતાથી અલ્પ આયુષ ભોગવી મૃત્યુને શરણ થાય છે, તેના આધારે રહેનાર કુટુંબની પણ તેવીજ દુર્દશા થાય છે. સ્ત્રી અને છોકરાં રઝળતાં થાય છે. આવા પ્રકારની બેકારી ધ્યાનમાં લઇ નિરૂદ્યમી જૈનબંધુઓને કયાં ઉદ્યમે લગાડવા તેનો વિચાર કરી કલાભવન જેવી શિક્ષણ આપવાની સંસ્થાની સ્થાપના શેઠ લાલભાઇ જેવા શ્રીમંત ગૃહસ્થે કરી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. (તાળીઓ) મીલ જેવા મોટા કારખાનામાં હજારો માણસો કામ કરે છે અને રોજી મેળવે છે તો નિરૂદ્યમી જૈનો કલાભવનમાં શિક્ષણ લઇ મીલમાં ઉદ્યમે લાગી જઇ સહેલાઇથી જીવન નિર્વાહ કરી શકશે. અભ્યાસ કરનારાઓને યોગ્ય સ્કૉલરશીપ આપવા પણ યોજના કરેલી છે. ૭ માસમાં મકાન તૈયાર થશે, તે દરમીઆન ભાડાના મકાનમાં શિક્ષણ આપવાનો પ્રબંધ કરેલો છે. આશા છે કે બેકાર જૈનો આ સંસ્થાનો લાભ લઇ શેઠ લાલભાઇનો હેતુ બર લાવશે, અને મને સંપૂર્ણ ખાત્રી છે કે બીજા શ્રીમંત ગૃહસ્થો તેમનું અનુકરણ કરશે. (તાળીઓ) શેઠ લાલભાઇના હૃદયમાં પોતાના જૈનબંધુઓને અને બેનોને મદદ કરવા માટે ખરી ધગસ

જાગૃત થઇ છે. આ પ્રસંગે જણાવતાં આનંદ થાય છે કે જેવી રીતે આજે તેમણે કલાભવનનો પાયો નાખ્યો છે તેવી રીતે આવતી કાલે સવારે પ્રસૂતિગૃહનો પાયો નાખવાનો છે. (તાળીઓ) આ માટે આ સભા તરફથી હું તેમને મુબારકબાદી આપું છું અને પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરૂં છુ કે આવાં અનેક પરોપકારી કામો કરવા તે ભાગ્યશાળી થાય. ફરી તેમનો ઉપકારી માની દીર્ઘાયુષ ઇચ્છી બેશી જવાની રજા લઉં છું." (તાળીઓ)

તે પછી શિષ્ટાચાર પ્રમાણે પરસ્પર ઉપકાર મનાયા, અને ફૂલહાર અપાયા બાદ સમારંભ વિસર્જન થયો.

હવે બીજા દિવસના કાર્યક્રમ માટે સાંજે વીવીંગ માસ્તર મણીભાઇ તથા તેના ભાઈ ચીનુભાઈ જોશીમહારાજને સાથે લઇ લાલભાઇને ત્યાં આવ્યા. નીચેના હૉલમાં જ્યાં રસિકલાલ, માલતી, વિદ્યાલક્ષ્મી, કલાવતી વીગેરે બેઠાં હતાં ત્યાં આવીને તે બેઠા. ભાષણોની વાતો ચાલતી હતી તેમાં તે પણ ભાગ લેવા લાગ્યા. માલતી તેમના ભાષણની તારીફ કરવા લાગી. થોડીવાર થઇ કે મોટર ભૂં ભૂં કરતી બંગલા આગળ આવી કે તેમનું ધ્યાન તે તરફ ખેંચાયું. ભોગીલાલ લલિતા કમળા અને કુમુદ મોટરમાંથી ઉતરી અંદર આવ્યાં અને તે ઓરડામાં પ્રવેશ કર્યો. કમળા અચાનક મણીભાઇને અને ચીનુભાઇને બેઠેલા જોઇ ખમચાઇ અને અંદર નહીં આવતાં શરમાઇ જરા લાજ કાઢી બહાર ઉભી રહી. આથી લલિતા બોલી "કમળા! કેમ અંદર આવતી નથી? કોની શરમ આવે છે?"

વિદ્યાલક્ષ્મીએ હશીને જણાવ્યું "એ તો હું સમજી ગઇ, બરાબર સમજી ગઇ, લલિતાબેન! શરમાવવાનું કારણ છે."

લલિતા—"અહીંઆં કોણ એવું છે કે જેથી શરમાવવું પડે?"

વિદ્યાલક્ષ્મી—"જુઓ આ મણીભાઇ તેમના જેઠ થાય, અને આ ચીનુભાઇ તેમના પતિ થાય છે. કહો હવે તે શી રીતે અંદર આવી આપણી જોડે ખુરશી ઉપર બેશી શકે?"

લલિતા—" તે વાત તો સાચી, મને શી ખબર પડે ? મને લાગે છે કે એજ માટે તમે અમને તાર કરી અહીં બોલાવ્યાં છે."

માલતી—" તેજ માટે."

ભોગીલાલ—" તમારો તાર મને આજે સવારે મળ્યો. અમે તો ઘણા ઘણા વિચાર કર્યા કે શું કારણ હશે ? પણ તમે કમળા અને કુમુદને લઇને આવવાનું લખેલું તેથી અમને શંકા હતી કે જરૂર તેમના સગપણ સંબંધી હીલચાલ હશે, અને તેજ શંકા ખરી પડી."

રસિકલાલ—" અમારી પાસે તો એવા મુદ્દાનીજ વાત હોય. ગઇ કાલે આ મણીભાઇ જે લાલભાઈની મીલમાં વીવીંગ મારતર છે તે ભાષણ લઇને આવ્યા, વાતના પ્રસંગે તેમના ગૃહસ્થાશ્રમની વાત નીકળી, તેમાંથી આ તેમના ચીનુભાઈની સ્ત્રી કમળાની દીક્ષા સંબંધી વાત નીકળી, તેમને બધી હકીકત મેં પુછી લીધી. તે ઉપરથી મને આ કમળા યાદ આવી અને આ મંડળીની સલાહ લઈ તમને તાર મુકી બોલાવ્યાં. તમે આવ્યાં અને તે વાત આ ઓરડામાં પગ મુકતાંજ કમળાની લાજ ઉપરથી સ્પષ્ટ સાબીત થઈ." એમ કહી રસિકલાલ ભોગીલાલનો હાથ પકડી જોડેના હૉલમાં ગયો. મણીભાઇ ચીનુભાઇ તથા જોશી પણ તેમની સાથે તે હૉલમાં જઇને બેઠા. તેમના ગયા પછી કમળા અંદર આવી લલિતાની જોડે બેઠી. માલતી તેની પ્રકૃતિ પ્રમાણે છુટથી વાતચીત કરી કમળાની લાજનું ગાઢ વાદળ વીખેરી નાખ્યું. એટલામાં હરકોરબાઇ પણ આવ્યાં, કમળા અને કુમુદને જોઇ ખુશી થયાં. પ્રભુ જે કરે છે તે સારાને માટે. હું તો રૂપીઆ ખરચી ચીનુભાઈ માટે કન્યા લાવવાની તૈયારીમાં હતી પણ કમળાના અને ચીનુભાઇના પુણ્યનો ઉદય જાગવાથી મણીભાઇ મળ્યા, દીક્ષાની વાતો કરી, તેમાંથી ભેદ જાહેર થયો, તાર મુકાવ્યો અને તમે આવ્યાં. સારૂં થવાનું હોય એટલે અનુકૂળ સંયોગો મળી આવે." એમ કહી હરકોરબાઇ, માલતીને અને લલિતાને લઈ રસિકલાલ પાસે ગયાં, લાલભાઇને પણ ત્યાં બોલાવ્યા. લાલભાઇને ભોગીલાલની ઓળખાણ કરાવી

અને સઘળી હકીકત સમજાવી સગપણ સંબંધી સલાહ લેવા લાગ્યા. બાલાભાઈ અને નવીનચંદ્ર પણ આવ્યા.

લાલભાઇ—"એમાં મને પુછવાનું હોય જ નહીં. હું તો આ સમાચાર જાણી ઘણોજ ખુશી થયો છું, જે કામ આજ થતું હોય તે કાલ ઉપર રાખવું નહીં, માટે તમારી ધ્યાન બેસે તે પ્રમાણે નક્કી કરી નાખો. જોશી મહારાજ પણ તૈયાર છે."

હરકોરબાઇ—"લલિતાબેનને વાત કરતાં તમામ રીતે સંતોષ થયો છે. જુઓ કમળા તો ઠેકાણે પડી, તે તો ચીનુભાઇને ઘેર જાય તેટલીજ વાર છે, ચીનુભાઇ તેને વધાવી લે છે. હવે જુઓ મણીભાઈની સ્ત્રી મરી ગઈ છે, તેમની સાથે રસિકલાલે વાતચીત કરી નક્કી કર્યું છે, કુમુદ પરણવાને ખુશી છે. બંને પક્ષવાળા તૈયાર છે. મણીભાઈ પોતે બેઠા છે અને કુમુદ તરફથી ભોગીલાલ અને લલિતા છે. લલિતા કુમુદની સ્થિતિ અને તેની હૃદયભાવનાથી પૂરી વાકેફગાર છે."

બાલાભાઇ—"બા, હવે તમે કંકુ ચોખા લઈ આવો, ચાંલ્લો કરીએ." આ સાંભળી નવીનચંદ્ર પોતે ઉઠી કંકુ ચોખા અને બે રૂપીઆ લેવા ગયો. આ પ્રસંગ ધ્યાનમાં રાખી જોશી મહારાજ પાઘડીમાંથી ટીપણું કાઢી કહેવા લાગ્યા "ઉત્તમ યોગ છે, માટે સગપણ નક્કી કરો અને કાલનો અષાડ સુદ ૨ ને સોમવારનો દિવસ લગ્ન માટે ઘણોજ ઉત્તમ છે, માટે કાલે લગ્ન પણ કરી નાખવું ઉચિત છે."

આ સાંભળી સર્વને સંતોષ થયો. નવીનચંદ્ર કંકુ અને ચોખા લાવી લાલભાઇ આગળ મુક્યા. જોશી મહારાજની આજ્ઞા થતાં ભોગીલાલે મણીભાઇને ચાંલ્લો કરી જાહેર કર્યું કે "કુમુદનું સગપણ મણીભાઇ સાથે કરીએ છીએ." એમ કહી ચોખા ચોડી રૂપીઓ હાથમાં મુક્યો. બીજો રૂપીઓ જોશી મહારાજને આપ્યો અને બીજા દિવસે રાત્રે લગ્ન કરવાનું નક્કી ઠરાવ્યું.

જોશી મહારાજ રજા લઇ ઉઠવા લાગ્યા કે રસિકલાલને વિચાર આવવાથી પુછ્યું "જોશી મહારાજ! કાલનો દિવસ કુમુદબેનના લગ્ન

માટે ચોખ્ખો છે તો કદાચ કઅક્ષરના નામવાળી બીજી કન્યાઓનાં લગ્ન કરવાં હોય તો કાંઇ વાંધો છે ? "

જોશી મહારાજે કહ્યું " બીલકુલ વાંધો નથી. કાલનો દિવસ તો દરેક પ્રકારે ઉત્તમ છે. " એમ અભિપ્રાય આપી જોશી ચાલવા લાગ્યા કે જતાં જતાં લાલભાઇએ કહ્યું " કાલે સવારે આજની માફક ક્રિયા કરવાની છે માટે આપણા વંડામાં મંડપ બાંધ્યો છે ત્યાં હાજર રહેજો અને કાલે સાંજે અત્રે પાછા વહેલા આવજો. લગ્ન કરી નાખીએ. "

જોશી મહારાજે જવાબ આપ્યો " મણીભાઇએ કાલના સવારના કાર્યક્રમની વાત કરી છે. કાલે રાત્રે જરૂર આપના કહ્યા પ્રમાણે આવીશ " એમ કહી વિદાય થયા.

તે પછી બીજા દિવસના સવારના સમારંભની વાત નીકળી. માલતી તે વખતે પોતાનું ભાષણ મોંઢેથી આપવાની હતી એટલે કાંઇ જોવા જેવું નહોતું. તે કામથી પરવારી મણીભાઈ તથા ચીનુભાઈ ઉઠીને ઘેર જતા હતા કે માલતી ખાનગીમાં લલિતા તથા વિદ્યાલક્ષ્મી અને સુશીલાની સલાહ મેળવી મણીભાઇને હસતામુખે કહેવા લાગી "મણીભાઈ! કેમ એમ ને એમ ચાલ્યા ? ભાઇની વહુનું આણું કરવા આવ્યા છો અને આવી રીતે એકલા જાઓ છો ? ઉભા રહો, લલિતાબેન તમારા ચીનુભાઈની સ્ત્રી કમળાને લઇ તમારી સાથે આવે છે, ઉતાવળ કરશો નહીં. "

આ સાંભળી મણીભાઈને હસવું આવ્યું, ચીનુભાઇ જાણી જોઇ ચાલવા લાગ્યો પણ તેને અટકાવી નવીનચંદ્રે મોટર મંગાવી અને થોડીવાર થઇ કે તેમાં મણીભાઇ ચીનુભાઇ લલિતા અને કમળા બેશી મણીભાઇને ત્યાં ગયાં. લલિતા તેમને મુકી પાછી આવી અને સૌ પોતપોતાના હૉલમાં જઇ સુઈ ગયાં.

# પ્રકરણ ૨૩ મું.

## કનકનગરમાં પ્રસૂતિગૃહની સ્થાપના. માલતીનું ભાષણ. લાલભાઇને ત્યાં સાધ્વી મટી સંસારી બનેલી ત્રણ કુમારિકાનાં લગ્ન.

* Not enjoyment and not sorrow
Is our destined end or way.
But to act, that each to-morrow
Find us farther than to-day.
In the world's broad field of battle,
In the bivouac of life,
Be not like dumb, driven cattle,
Be a hero in the strife. —*Longfellow.*

ઠરેલા કાર્યક્રમ પ્રમાણે બીજા દિવસે સોમવારે સવારના નવ વાગે શેઠ લાલભાઇના બંગલાની જોડેના મોટા વંડામાં પ્રસૂતિગૃહના મકાનના પાયાનું ખાતમુહૂર્ત કરવાનો ભવ્ય મેળાવડો મળ્યો. મોટી સંખ્યામાં સ્ત્રીઓએ હાજરી આપી હતી. તે વ્યવસ્થા મહાશ્વેતા અને કાદંબરીએ હાથમાં લીધી હતી. શરૂઆતમાં સભા ભરવાનો ઉદ્દેશ લાલભાઈની વતી કાદંબરીએ સવિસ્તર વિવેચન કરી સમજાવી પ્રમુખની દરખાસ્ત મુકતાં અને તેને મહાશ્વેતાનું અનુમોદન મળતાં ફીમેલ હૉસ્પીટલનાં સ્ત્રીડૉકટર મીસીસ સરોજીની બેનરજી એમ. ડી. પ્રમુખસ્થાને બિરાજમાન થયાં.

---

* આનંદ કે શોક તે આપણી જીંદગીનું ધ્યેય નથી. પરંતુ આજ કરતાં કાલે આગળ વધેલા હોઇએ એવું કર્તવ્ય કરવું જોઇએ, આ દુનિયાના વિશાળ રણસંગ્રામમાં અને જીવનની છાવણીમાં મારથી ચાલતાં મુંગાં ઢોર જેવાં ન થતાં વિગ્રહમાં બહાદુર થાઓ.

પ્રમુખસ્થાન સ્વીકારતાં મીસીસ સરોજીની બેનરજીએ જણાવ્યું "હું અત્રેની સ્થિતિથી પૂરેપૂરી વાકેફગાર નથી માટે મને યોગ્ય લાગે છે કે જૈનસમાજના રીતરીવાજ, તેમની રહેણીકરણી, સ્ત્રીઓની દશા વીગેરેનું જ્ઞાન ધરાવનાર શ્રીમાલતીબેન પોતાના વિચારો જાહેર કરી આ મેળાવડાને પ્રસૂતિગૃહની આવશ્યક્તા સમજાવશે, તે પછી ખાત-ક્રિયાનું કામ હાથમાં લેવામાં આવશે." એમ જણાવી બેશી ગયાં કે માલતીએ પ્રમુખના ટેબલ આગળ આવી ભાષણ શરૂ કર્યું—

"માનવંતાં પ્રમુખશ્રી, ગૃહસ્થો અને મારી બેનો!

આજે આ પ્રસંગે પ્રમુખશ્રીએ મને બોલવાની જે તક આપી છે તે માટે તેમનો આભાર માનું છું. પુરૂષો સ્ત્રીઓને બાહ્ય સ્વરૂપમાં શણગારવા પૈસા ખરચી જેટલી કાળજી કરે છે તેટલી કાળજી તેમનું આરોગ્ય અને તંદુરસ્તી જાળવવા કરતા નથી. સ્ત્રીઓની બધી માંદગીઓના પ્રસંગ કરતાં તેમની સુવાવડનો પ્રસંગ એ એક ભયંકર ઘાત તરીકે ગણાય છે. એક પગ અગ્નિની ચેહમાં અને બીજો પગ ખાટલામાં એમ સ્ત્રીઓ રહેજ વાત કરતાં પણ કહે છે. તેથી એ ઉપરથી ખ્યાલ આવશે કે સુવાવડમાંથી સ્ત્રી ઉઠી એટલે તે બીજા અવતારે આવી.

સુવાવડ એ કુદરતી પ્રસંગ છે, તેથી કુદરતી માર્ગમાં આવો ભય હોયજ નહીં પરંતુ એ કુદરતી માર્ગમાં આપણે પોતાની અજ્ઞા-નતા અને બેદરકારીને લીધે પોતાના હાથેજ એવાં વિઘ્નો નાખીએ છીએ કે તે કુદરતી માર્ગ ભયંકરરૂપ થઇ પડે છે. સુવાવડી સ્ત્રીની મ્હાવજત આપણે કેવી કરીએ છીએ તે કોઈની નજર બહાર નહીં હોય. નકામો અંધારાવાળો ઓરડો, જુનો પુરાણો ખાટલો, ફાટીતુટી ગંધાતી ગોદડી, ખાવા આપવાની રીત પણ જેમ ભીખારીને આપે તેવી. આવી ઉમદા (!) વસ્તુઓ ખાસ તેમને માટે પસંદ કરવામાં આવે છે. (હસાહસ) તેમાં વળી દાયણ સારી મળી તો પ્રભુનો ઉપકાર, નહીં તો તે સગર્ભાબાઇને પ્રસૂતિ વખતે નહીં કરવાની ક્રિયાઓ કરે છે, વિના કારણ તેને મુશ્કેલીમાં ઉતારે છે અને ઘણી વખત તેમના અજ્ઞાનને

લઇને તે બાઈ અગર બાળક અગર બંને જણ રોગના ભોગ થઇ પડે છે અને કેટલીક વખત મરણને શરણ થાય છે. આ હકીકતથી કોણ અજાણ્યું છે? આવાં કારણોથી ઘણી સ્ત્રીઓ લાંબા વખત સુધી સુવારોગથી પીડાય છે. છોકરાંમાં પણ ખોડખાંપણ આવે છે.

આ ઉપરથી જણાશે કે આ તમામ કારણોનું મૂળ આપણી બેદરકારી અને અજ્ઞાનતા શીવાય બીજું કાંઈ નથી. એવા પ્રકારની બેદરકારી અને અજ્ઞાનતા દૂર કરવાની અને તેની ખાસ ન્હાવજત કરવાની જરૂર છે. આવી સુવાવડ વખતે સ્વચ્છ ઓરડાની સ્વચ્છ બિછાનાની, સ્વચ્છ કપડાની, સારી દાયણની અને ખબરદાર અનુભવી મદદ કરનાર સ્ત્રીઓની આવશ્યકતા છે. પણ આ સ્થળે જણાવતાં ઘણોજ ખેદ થાય છે કે અમારા જૈન મુનિમહારાજો અને ખાસ કરી સાધ્વીઓ વચ્ચે વિઘ્નરૂપ થઇ પડે છે. તે અમારાં જૈનબૈરાંને ઉપદેશ કરે છે કે "કોઇની સુવાવડ કરવામાં મોટું પાપ છે, તે બાઇને જરા પણ અડકવુંજ નહીં, તેનું મોં પણ જોવું નહીં, એટલુંજ નહીં પરંતુ તેનો અવાજ પણ કાને પડવા દેવો નહીં." આટલા ઉપદેશથી સંતોષ નહીં પામતાં ખાસ આગ્રહ કરીને બાધા આપે છે કે "તમારે કોઈની પણ સુવાવડ કરવી નહીં અને તેમનું મોં પણ જોવું નહીં. અરે! જે ઘરમાં સુવાવડ હોય તે ઘરમાં પણ રહેવું નહીં." (શરમ શરમ) આ બાબતની ખાત્રી કરવી હોય તો જૈનસ્ત્રીઓને અને ખાસ કરી વિધવાઓને પુછી જુઓ. નાના મોટા દરેક ગામમાં બાધાની આવી રૂઢી ચાલી રહી છે.

આ કારણથી ઘણાં ગરીબ અને વચલા વર્ગનાં કુટુંબો સારવાર કરનાર સ્ત્રીઓની પૂરતી મદદ મેળવી શકતાં નથી. બિચારી કોઇ બાઇને સુવાવડ આવવાની હોય તો તે કોઇ પાડોશીની કે સગાની મદદ માગે ત્યારે તેનો જવાબ મળે છે કે "બા, મારે તો સુવાવડ કરવાની બાધા છે." (હસાહસ) આથી તે બિચારી ધારી મદદ મેળવી શકતી નથી. તેની મા કે બેન કે કોઇ અંતરનું સગું જે તેની ઉપર દયાની

લાગણીથી જોતું હોય તેજ તેની મદદે આવે છે. આવા કારણથી તે બિચારીને સુવાવડ આવતાં પહેલાં ચાર પાંચ માસ અગાઉ તૈયારી કરવી પડે છે અને છેવટે જે મદદ મળે છે તેથી સંતોષ માની ભયંકર પ્રસંગમાંથી પસાર થવું પડે છે. આવી મદદનાં જ્યાં ફાંફાં ત્યાં પછી રીતસર સારવારની આશા તો ક્યાંથી રાખી શકાય?

મારા જૈન બંધુઓ! આપણે જીવાદયાના ઉપાસકો કહેવાઇએ અને સગર્ભા સ્ત્રીઓને સુવાવડ વખતે મદદ કરવાને બદલે જૈનબાઈઓ ઉપર જણાવ્યા પ્રમાણે બાધાઓ લઈ દૂર ખસે એ કેટલું બધું શોચનીય છે? (શરમ) તે શું આપણી દયાને શોભે છે? એક બાજુ સ્ત્રી બિચારી પ્રસૂતિની વેદનાથી પીડાય અને બીજી બાજુ બાધા લેનાર સ્ત્રીઓ તેના રૂદનનો અવાજ રખેને કાને પડશે અને પાપ લાગશે એમ માની દૂર ખસે તે શું જૈનસ્ત્રીઓને શોભે છે? તે શું બાધા આપનાર સાધુ સાધ્વીઓને પણ છાજે છે?

આ પ્રમાણે ગૃહસ્થાશ્રમના પ્રથમ પગથીઆમાંજ સાધુઓ અને સાધ્વીઓ વચ્ચે વિઘ્નરૂપ થઇ પડે તો પછી આગળ બીજા પગથીઆની શી વાત કરવી? અરે કહેતાં ઘણીજ દિલગીરી થાય છે કે કેટલાક મુનિ મહારાજો ગૃહસ્થાશ્રમીઓને છ કાયના કુટામાં ખદબદતા જીવડા સમજે છે. તેમના ઉદ્ધારની વાત કરવી તેમાં તો મોટો પાપનો આરંભ સમાયેલો છે એમ માને છે. જાણે કે ગૃહસ્થાશ્રમ દેખીને તેમને સુગ આવતી હોય એમ વ્યાખ્યાન અને ખાનગી વાત પ્રસંગે ગૃહસ્થાશ્રમને એવો હલકો પાડી દે છે કે તે તો માત્ર પાપનો આશ્રમ છે, એમ કહેવાને અચકાતા નથી, પણ તેમને ખ્યાલ આવતો નથી કે તેમનો ત્યાગમાર્ગ ગૃહસ્થાશ્રમને અવલંબીને રહેલો છે. ગૃહસ્થાશ્રમ હશે તોજ ત્યાગમાર્ગનું પોષણ થઇ શકે તેમ છે. ઘણાજ થોડા મુનિમહારાજો અને સાધ્વીઓ એવાં હશે કે ગૃહસ્થાશ્રમને ઉત્તેજન આપી સુધારો કરવા બોધ આપતાં હશે. એવા મુનિ મહારાજો જ્યારે વધુ પ્રમાણમાં જાગશે ત્યારેજ જૈનોના ઉદ્ધારની આશા છે.

પ્રાચીન કાળમાં કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે પોતાના યોગ-શાસ્ત્રમાં તથા અર્હન્નીતિમાં, મુનિચંદ્રસૂરિએ હરિભદ્રસૂરિના ધર્મબિન્દુની ટીકામાં, શ્રીજીનદત્તસૂરિએ વિવેકવિલાસમાં, શ્રીરત્નશેખરસૂરિએ શ્રાદ્ધ વિધિમાં, એમ પ્રાચીન આચાર્યોએ ગૃહસ્થાશ્રમ શી રીતે ચલાવવો અને ગૃહસ્થોએ કેવી રીતે વર્તવું તે તમામ હકીકતો જાહેર કરી છે. તેમને તો તેમાં પાપ ન જણાયું પણ હાલના કેટલાક આચાર્યો અને મુનિ મહારાજોને પાપ જણાયું એ જાણી ખરેખર નવાઇ લાગે છે.

પૂર્વકાળના આચાર્યોનાં કથન કોરે મુકી આવી સુવાવડી બાઈ-ઓને મદદ અને સારવાર નહીં કરવા હાલના કેટલાક મુનિમહારાજો અને સાધ્વીઓ ઉપદેશ અને પ્રતિજ્ઞાઓ આપે એ કેટલું બધું વિચા-રવા જેવું છે ? એવી બાઇઓને તો ચારે તરફથી મદદ કરવી જોઇએ. આવી મદદ કરવી એ જૈનેતર પ્રજા પુણ્યનું કામ સમજે છે અને ઉલટથી મદદ કરે છે, સુધરેલા દેશોમાં નર્સનું કામ જે પરોપકારનું કામ ગણાય છે, તે કામ કરવા ઘણી સ્ત્રીઓ ઉલટભેર બહાર પડે છે અને પીડાતી સ્ત્રીઓને પૂરી મદદ કરે છે અને એવી સારી સારવાર કરે છે કે મા અને બાળક બંને તંદુરસ્ત અવસ્થા ભોગવે છે.

શું આવા અમુલ્ય સેવાધર્મ ઉપર આપણા જૈનધર્મમાં પડદો નાખેલો છે ? શું તે આપણા મહાવીર સ્વામીના જીવનચરિત્રમાંથી નથી જડી આવતો ? જે વખતે મહાવીર સ્વામી ભગવાન બ્યાશી દિવ-સના ગર્ભરૂપે દેવાનંદા બ્રાહ્મણીની કુખમાં હતા તે વખતે તેમને તે ગર્ભાવાસમાંથી ખસેડી ત્રિશલા માતાની કુખમાં લાવીને મુકનાર દેવ-તાઓ હતા. વળી તેમનો જન્મ થયો ત્યારે તે વખતની તમામ સાર-વાર કરી જન્માભિષેક કરનાર ઇન્દ્ર અને ઈન્દ્રાણીઓ હતી. (વાંચો પારણું– છપ્પન કુંમરી અમરી જળ કળશેં નવરાવીઆ). આ હકીકત બાધા આપનાર સાધુઓ અને સાધ્વીઓ કેમ ભૂલી જાય છે ? આવા પ્રસૂતિના વખતે ઇંદ્ર અને ઈન્દ્રાણીઓએ સેવામાં હાજર રહી સંપૂર્ણ રીતે ઉમંગભેર સેવાધર્મ બજાવ્યો છે તો તેવા ઉત્તમ પ્રકારના સેવા

ધર્મનો નિષેધ કરવામાં આવે અને સ્ત્રીઓને બાધાઓ આપી તેવા સેવાધર્મની ઉત્તમ ભાવનાને નષ્ટ કરી સગર્ભાને નિરાધાર જેવી સ્થિતિમાં મુકવામાં આવે તે સાધુઓ અને સાધ્વીઓ માટે થોડું શરમાવવા જેવું છે? આવા સેવાધર્મને તો પુષ્ટિ આપી તે ભાવના દરેક સ્ત્રીમાં અને પુરૂષમાં જાગૃત કરવી જોઇએ જેથી સગર્ભાની જોઈએ તેવી મ્હાવજત થઇ શકે અને સારી સંતતિ પેદા થાય.

આજનું બાળક તે ભવિષ્યની પ્રજા છે. ભવિષ્યનો વારસ છે. તે બાળક જ્યારે દુનિયામાં પગ મુકે છે ત્યારે તેની અને તેને જન્મ આપનાર માતાની કેટલી બધી મ્હાવજત અને સંભાળ લેવી જોઇએ તેનો મુનિ મહારાજો વિચાર કરે છે? તેજ બાળકો જૈનોની મીલકતના વારસ થવાના છે, તેજ બાળકો તીર્થોનું રક્ષણ કરનાર પાકશે, તેજ બાળકો સાધુ સાધ્વીઓના ઉપાશ્રયો બાંધશે, અને તેજ બાળકો સાધુસમાજનું પોષણ કરી તે સંસ્થાને ટકાવી રાખશે.

મારા જૈન બંધુઓ! આ વાત લક્ષ બહાર કાઢવાની નથી. સ્ત્રીઓને સુવાવડ વખતે ખાસ મદદ કરવાની આવશ્યક્તા છે. આ માટે કેટલીક કોમમાં ખાસ સુવાવડખાનાં ઉઘાડવામાં આવ્યાં છે, જ્યાં એવી સ્ત્રીઓ લાભ લઇ રહી છે. મોટાં શહેરોમાં આવી સવડ હોય છે તેનો લાભ પૈસાપાત્ર કુટુંબો લઈ શકે છે. પરંતુ દરેક કુટુંબને મફત અગર નજીવા ખરચે મદદ મળી શકે, સહેલાઇથી તેનો લાભ લઇ શકે અને પૂરતી સારવાર થઈ શકે તે માટે શ્રીમંતોએ તેવી સંસ્થાઓ સ્થાપવાની જરૂર છે. અત્રે જણાવતાં આનંદ થાય છે કે શેઠ લાલભાઇના આગળ આ હકીકત સાદર કરતાં તેમણે એક લાખ રૂપીઆની રકમ પ્રસૂતિગૃહ બાંધવા માટે કાઢી છે જેનો પાયો નાખવા માટે આજે આપણે અત્રે એકઠાં થયાં છીએ. (તાળીઓ) જૈનોમાં જે સંસ્થાની મોટામાં મોટી ખોટ હતી તે ખોટ તેમણે પૂરી પાડી જૈન સ્ત્રીઓ ઉપર મોટો ઉપકાર કર્યો છે. (તાળીઓ) આ માટે શેઠ લાલભાઇનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

નાના ગામોમાં સારી દાયણો મળી આવતી નથી તેથી સારી દાયણો તૈયાર કરી અગર ભણેલી નર્સો રાખવાની આવશ્યક્તા છે. શું શ્રીમંતો ધારે તો આ કામ ન ઉપાડી શકે? આમાં શું પાપનું કામ છે તે સમજી શકાતું નથી. પણ અફસોસ! જ્યાં કેટલાક મુનિમહારાજો અને આચાર્યોજ આવા કામથી વિરૂદ્ધ હોય અને તેમના કેટલાક શ્રીમંત ભક્તો સારાસારનો વિચાર કર્યા શીવાય તેમની હાએ હા કહેનાર હોય ત્યાં આવા સુધારાની વાતને કયાંથી ટેકો મળે અને સુવાવડી સ્ત્રીઓનો ઉદ્ધાર થાય?

આ હકીકત કાંઇ નવી નથી, ઘણા ડૉકટરની આ બાબત ફરીઆદ છે, નાના મોટા દરેક ગામવાળા જાણે છે. સુધારો થવાની આવશ્યક્તા છે એ પણ સૌ સ્વીકારે છે, પણ મારે કહેવું પડશે કે મુનિ મહારાજો ખોટી રીતે ધર્મને વચ્ચે લાવી સુધારો થવા દેતા નથી અને શ્રીમંતોના પૈસાની કોથળીઓની દોરી આવા કામોમાં છોડવા દેતા નથી. 'છ'રી' પાળતો સંઘ કાઢવા, ઉપધાન કરવા, ઉજમણાં કરવા ઉપદેશો આપશે પણ ગૃહસ્થાશ્રમ સુધારવા આવાં પ્રસૂતિગૃહો ઉઘાડવા અને સુવાવડી સ્ત્રીઓની કેમ સારી સારવાર થાય તે માટે જરા પણ ઉપદેશ આપશે નહીં. જ્યાં આમ કેટલાક ધર્મગુરૂઓની માન્યતા છે ત્યાં ગૃહસ્થાશ્રમના ઉદ્ધારની આશા દૂર ખસતી જાય છે, માટે પૂજ્ય સાધુઓ અને સાધ્વીઓને પ્રાર્થના છે કે આવી બાધાઓ આપવાનો પ્રથા છોડી દો, છતાં બૈરાંએ સુવાવડી બાઇને મદદ મળતી નથી અને પરિણામે મા અને બાળક રોગના ભોગ થઈ પડે છે. પ્રાચીન આચાર્યોની માફક તેમનો સંસાર સુધારવા ઉપદેશ આપો, તુટેલા ખાટલા, ગંદી ગોદડીઓ અને અંધારા ઓરડા છોડાવો. માના ઉદરમાંથી કોઇ એવાં રત્નો બહાર પડશે કે જે જૈનધર્મને દીપાવશે ને ટકાવશે. દેશ અને સમયને માન આપી ઉપદેશ આપો, આટલી તેમને મારી પ્રાર્થના છે.

જૈન બંધુઓ! ભલે આપણે મુનિ મહારાજોને ઉપર પ્રમાણે વીનવીએ પણ તે વાત તેમના ગળે ઉતરશે નહીં. એટલે આપણે સારા-

સારનો વિચાર કરી જનસમાજને કેળવવો જોઈએ અને આપણા વિચારનું બળ વધારવું જોઇએ. સ્ત્રીઓને પણ સમજાવવી જોઇએ કે તેવી બાધાઓ નુકસાનકારક છે. મારી માન્યતા પ્રમાણે ઘણા શ્રીમંતો આવા વિચારના છે. તેઓને મારી વિનંતી છે કે શેઠ લાલભાઈની માફક આ હકીકત ધ્યાનમાં લઈ વ્યવહારૂ પગલાં ભરી સગર્ભા સ્ત્રી-ઓને મદદ કરશો, જે જે સ્થળે સારી દાયણોની ખામી હોય ત્યાં ત્યાં એવી દાયણો પૂરી પાડવી, સુવાવડનાં તમામ સાધનો પૂરાં પાડવાં, અને સ્ત્રીડૉકટરની મદદ પણ આપવા ગોઠવણ કરવી. એ રીતે સુવાવડી સ્ત્રીઓની સંભાળ લેવામાં આવશે તો જરૂર ગૃહસ્થાશ્રમનો સુધારો થશે અને સ્ત્રીઓનો અને ભાવી પ્રજાનો ઉદ્ધાર થશે.

છેવટે લાલભાઈ શેઠનો આવા સ્તુત્ય કામ માટે ફરી આભાર માની, શ્રીમંત ગૃહસ્થો આવાં કામો કરી તેમનું અનુકરણ કરે એવી તેમને વિનંતી કરી, મારૂં ભાષણ પૂરૂં કરૂં છું અને પ્રમુખશ્રીને પ્રસૂતિગૃહના પાયાની ખાતક્રિયા કરવા શેઠ લાલભાઈની વતી હું વિનંતી કરૂં છું.

પ્રમુખશ્રી સરોજીની પાયાવાળી જગાએ ગયાં. જોશી મહારાજે ક્રિયા કરાવી અને ત્યાંથી તે પાછાં ફરી મૂળસ્થાને આવી ઉપસંહા-રનું ભાષણ કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું—

શેઠ લાલભાઈ, ગૃહસ્થો અને બેનો !

તમારી સુવાવડી સ્ત્રીઓની કેવી દુર્દશા થાય છે તેનું ખરેખરૂં ચિત્ર તમને માલતીબેને દોરી બતાવ્યું છે. તેમની સારવારના પરોપકારના કામમાં જૈનસાધુઓ અને સાધ્વીઓ વચ્ચે વિઘ્નરૂપ થઈ પડે છે તે જાણી મને ઘણીજ દિલગીરી થાય છે. મારી માન્યતા પ્રમાણે ધર્મ-ગુરૂઓ તેમ કરી પુણ્ય કરતા નથી પણ પાપ કરે છે. નર્સનું અને સાર-વારનું કામ મોટા પરમાર્થનું અને લોકકલ્યાણનું છે. જૈનકોમમાં આવી સંસ્થાની ખામી હતી તે ખામી દૂર કરવા શેઠ લાલભાઇએ પ્રસૂતિગૃહનો પાયો મારા હાથે નંખાવી મને જે માન આપ્યું છે તે માટે તેમનો આભાર માનું છું, અને આશા છે કે બીજા શ્રીમંત ગૃહસ્થો

આવી ઉદારતા બતાવી, નાના ગામોમાં કેળવાયેલી દાયણો અને નર્સો રાખી સુવાવડી સ્ત્રીઓની સંભાળ લેશે. આટલું કહી બેશી જવાની રજા લઉં છું. (તાળીઓ).

તે પછી પ્રમુખનો ઉપકાર માનવામાં આવ્યો અને ફૂલહાર અપાયા બાદ સભા વિસર્જન થઇ. લાલભાઈ વીગેરે ઘેર આવ્યાં. ભારતીકુમાર અશ્વિનીકુમાર વીગેરે પોતાને ત્યાં ગયાં.

જમ્યા બાદ રસિકલાલ માલતી અને લલિતા ભારતીકુમારને ત્યાં ગયાં. તે પણ જમીને પાનસોપારી ખાતાં હતાં. લલિતાને દેખી મહાશ્વેતાએ મશ્કરી કરતાં કહ્યું "લલિતાબેન! તમે તો કમળાને લાવ્યાં કેટલામાં અને સાસરે મોકલી કેટલામાં? વળી સાસરે જોડે જઈને મુકી આવ્યાં, કુમુદનું સગપણ પણ કર્યું. તમે તો બહુજ જબરાં જણાઓ છો. મને સવારે વિદ્યાલક્ષ્મીએ તે સંબંધી થોડી વાત કરી હતી."

રસિકલાલ—"જે માટે અમે ઉતાવળ કરી એજ મુદ્દાના કામે આવ્યાં છીએ. આજે રાત્રે કુમુદનું લગ્ન કરવાનું છે. અમારી ઈચ્છા એવી છે કે કાન્તાબેન અને કેસરબેનનાં પણ આજે લગ્ન કરી દેવાં. આજનો દિવસ સારો છે. જોશીને પુછી લીધું છે."

ભારતીકુમાર—"મારો વિચાર તો તમે જાણો છો. કરો તૈયારી."

રસિકલાલ—"ત્યારે બોલાવો સુંદરલાલને અને સુધાકરને."

કાદંબરીએ તરતજ સુંદરલાલ અને સુધાકરને બોલાવવા માટે મોટર મોકલી. લલિતા ઉઠીને કાન્તા અને કેસર પાસે ગઈ. તે બંને જણ લલિતાનો ઘણોજ ઉપકાર માનવા લાગ્યાં. તેમનાં થયેલાં સગપણથી તેઓએ ગર્ભિત રીતે સંપૂર્ણ સંતોષ બતાવ્યો. લગ્નને માટે પણ તેવીજ આતૂરતા બતાવી. સુંદરલાલ અને સુધાકર આવ્યા કે લલિતા બહાર આવી. ભારતીકુમારે સુંદરલાલને લગ્ન સંબંધી વાત કરી. સુંદરલાલે જવાબ આપ્યો "અમો તો તૈયાર છીએ, અમારી માતુશ્રી તો જાણીને ખુશી થશે. તમે કહો તેટલા વાગે અમે બંને ભાઈઓ અમારાં સગાં અને મિત્રોને લઇને તમે કહો ત્યાં આવીએ."

રસિકલાલ—" ભાઇ ભારતીકુમાર! મારી ઇચ્છા એવી છે કે લગ્નની ગોઠવણ લાલભાઈના બંગલેજ રાખીએ. બે ઠેકાણે આપણને ફાવશે નહીં. લાલભાઇને ત્યાં કુમુદના લગ્નમાં ગયા વિના ચાલે નહીં અને આપણે અહીંઆં બધી તૈયારી કરવાની. એ કામ નહીં બને."

અશ્વિનીકુમાર—" રસિકલાલની સલાહ બરાબર છે."

ભારતીકુમાર—"પણ મારાથી લાલભાઈને ન કહેવાય કે તમારે ત્યાં લગ્ન રાખો."

રસિકલાલ—" તમારે કહેવાની જરૂર નથી. તે સઘળી ગોઠવણ હું કરીશ. હમણાં ત્યાં જઇને નક્કી કરી આવું છું. આજે તે મીલમાં જવાના નથી. લાલભાઇ તો ઉલટા ખુશી થશે."

લલિતા—" તે વાત તો ખરી છે, તેમના ઘરનાં સઘળાં માણસો ઘણાંજ માયાળુ છે, આ વાત જાણીને તો તેમને ઘણો આનંદ થશે."

રસિકલાલ—"સુંદરલાલ અને સુધાકર છો બેઠા, અમે લાલભાઇને ત્યાં જઇએ છીએ અને ટેલીફોનથી સમાચાર કહેવરાવું છું" એમ કહી રસિકલાલ માલતી અને લલિતા ત્યાંથી ઉઠી લાલભાઈને ત્યાં ગયાં અને હરકોરબાઇ વીગેરેને બોલાવી કાન્તા અને કેસરનાં લગ્ન કરવાની હકીકત જણાવી. તે જાણી ઘણાં પ્રસન્ન થયાં. "એક ચોરી ને બદલે ત્રણ ચોરીઓ બંધાશે, ખૂબ ગાવાની રમુજ આવશે" એમ કહી હર્ષનો ઉભરો બહાર કાઢ્યો. એટલામાં તો નવીનચંદ્ર અને બાલાભાઇ ત્યાં આવ્યા. આમ બધી મંડળીને આનંદ કરતી દેખી લાલભાઈ ત્યાં ગયા. બાલાભાઇએ ત્રણ ચોરીની વાત કરી, લાલભાઇને તેટલું જ જોઈતું હતું. તે સાંભળતાંની સાથેજ તેમણે વધુ પ્રમાણમાં લગ્નની સામગ્રી મંગાવવા હુકમ કર્યો.

તે સાંભળી હરકોરબાઇ ખૂબ આનંદપૂર્વક કહેવા લાગી " મેં તમારા કહ્યા પહેલાં તેવી તૈયારી કરવા માંડી છે."

લલિતા બોલી " રસિકભાઇ! તે પ્રમાણે ભારતીકુમારને ટેલીફોનથી ખબર આપો કે ત્યાં તૈયારી ન કરે."

"ઉભા રહો, હું ટેલીફોન કરૂં છું" એમ કહી લાલભાઇ પોતે ટેલીફોન આગળ જઇ નંબર જોડી ભારતીકુમારને જણાવ્યું "આજે રાત્રે નવ વાગે કાંતા અને કેસરનાં લગ્ન મારે ત્યાં કરવાનાં છે. તમારે તસ્દી લેવાની જરૂર નથી. કુમુદની ચોરી સાથે કાંતા અને કેસરની ચોરી બંધાશે. સુંદરલાલને કહેજો કે રાત્રે આઠ વાગે મારા બંગલે આવે. રાત્રે બરાબર નવ વાગે હસ્તમેળાપનું મુહૂર્ત છે."

એ રીતે લાલભાઇને બંગલે લગ્ન કરવાનું ઠરવાથી ભારતીકુમારે સુંદરલાલને તે પ્રમાણે સૂચના આપી કે સુંદરલાલ અને સુધાકર પોતાને ત્યાં ગયા અને લગ્નની તૈયારી કરવા લાગ્યા.

બપોરે અવકાશ મેળવી રસિકલાલ પોલીસકોર્ટમાં પ્રાણલાલના કેસની તપાસ કરવા ગયો તો તેને ખબર મળી કે મેનકાની સાક્ષીની જરૂર હોવાથી કેસ મુલતવી રહ્યો છે, મેનકા કોઇ કુટણખાનામાં રહેલી છે એવી બાતમી આવી છે. પછી રસિકલાલે કેસના કાગળો વાંચ્યા. તે સાથે કેસરીમલ ઉપર થયેલા કેસના કાગળો ત્યાં આવેલા તે પણ જોઈ લીધા. એમ હકીકતથી વાકેફગાર થઇ રસિકલાલ ઘેર આવ્યો અને એકાંતમાં સઘળી વાત લાલભાઈને જણાવી કહેવા લાગ્યો "લાલભાઇ! હવે તમારે જરા પણ ચિંતા કરવાની જરૂર નથી. પેલા ઉદયચંદ પાસેથી સાત હજાર રૂપીઆ લલિતાને અપાવી નીકાલ કર્યો, ચીમનલાલ શેઠને શીક્ષા થઇ, કાવાદાવા કરવાવાળો જયંતીલાલ મરી ગયો. સરિતાનો પત્તો લાગ્યો. હવે તમારૂં કોઇ નામ દે તેવું નથી. હવે પ્રાણલાલનો કેસ ચાલે અને મારી સાક્ષી થાય એટલે હું પરવાર્યો. મેનકાના લીધે તો સરિતાના મામાનો કેસ પણ અટક્યો છે, સરિતાને વેચ્યા બદલનો કેસ પોલીસે તેના મામા ઉપર કરેલો છે. તે જામીન ઉપર છુટેલો છે. મેનકા જડી આવે એટલે બંને કેસોનો નીકાલ થઇ જાય.

લાલભાઇ શેઠ! હું તો મેનકાનું ચરિત્ર જાણી આશ્ચર્ય સાથે ખેદ પામ્યો છું. પોલીસે સરિતાના કહેવાતા મામા કેસરીમલનો જવાબ લીધો

છે તે મેં ઉપર ઉપરથી વાંચ્યો, તે ઉપરથી જણાય છે કે બક્ષીપુરમાં મેનકા ગુપ્ત રીતે વ્યભિચાર સેવનાર વિધવા માલણ હતી. જરા વાચાળ અને ચાલાક હોવાથી તેને મેનાને બદલે મેનકા કહેતા. માલણ એટલે ફૂલ આપવાના બ્હાને ગામમાં ઘેર ઘેર જવા આવવાવાળી હતી. આ મેનકાને એક જૈન શ્રાવિકા પાઠશાળામાં કામકાજ કરવા તથા છોડીઓને તેડવા જવા માટે રાખેલી હતી. તે પાઠશાળામાંથી કોઇ સાધ્વીની શીખવણીથી બે છોડીઓને ફોસલાવી બીજે ગામ લઈ ગયેલી પણ તે વાત તરતજ પકડાઇ એટલે તેને ત્યાંથી કાઢી મુકેલી. તે પછી તે કંચનશ્રી સાધ્વીની દૂતી બની. સાધ્વીઓના પરિગ્રહનાં પોટકાં ઉપાડવાના તથા તેમનું કામકાજ કરવાના બ્હાને વિહારમાં તેમની જોડે ગામેગામ ફરતી. છોકરીઓને સંતાડી છાની દીક્ષા આપવાનું અને ખરાખોટા છુપા કાગળો તથા સંદેશા લઇ જવાનું કામ તેની મારફત ગુપ્ત રીતે લેવાતું હતું. સરિતાના મામા કેસરીમલે કંચનશ્રી સાધ્વીની ચેલી બનાવવા સરિતાને એક અંધશ્રદ્ધાળુ શ્રીમંત ગૃહસ્થને પાંચ હજાર રૂપીઆમાં વેચેલી. તેને આ મેનકાદૂતી મારફત કંચનશ્રી સાધ્વી પાસે મોકલવા યુક્તિ કરી હતી.

શેઠ લાલભાઇ! આ હકીકત જાણી મને ઘણોજ ખેદ થયો છે. આવી વ્યભિચારી દુષ્ટ મેનકાની મદદથી સાધ્વીઓ કામ લે, સંદેશા મોકલે, પત્રો લખે એ કેટલું બધું ભયંકર!! તેવી દુરાચારી કુલટાઓને તો ઉપાશ્રયના પગથીએ ચડવા દેવી જોઇએ નહીં. જ્યાં સાધ્વીઓનેજ પોતાના આચાર વિચાર કોરે મુકી આવી પ્રપંચ બાજી રચવી હોય ત્યાં આવી દુરાચારી સ્ત્રીઓ શીવાય બીજું કોણ મળી આવે? બિચારી આપણી ભોળી ભલી સ્ત્રીઓ સાધ્વીઓના આવા પ્રપંચ જાણી શકે નહીં. કોઇ કહે તો તે માને પણ નહીં, પણ જ્યારે પ્રપંચનું ભોપાળું પૂરેપૂરૂં પ્રકાશમાં આવે અને નજરે જુએ ત્યારે તેમને ભાન થાય અને પછી પસ્તાય. સ્ત્રીઓને માટે તો આવા બનાવો દીવો લઇને બતાવવા પડે છે. ભોળપણમાં ઘણી સ્ત્રીઓ ફસાય છે. જયંતીલાલ પણ એવો નીકળ્યો. તે બંનેના વ્યભિચારના નીચ ધંધામાં બિચારી ભલી વીરબાળાનો પ્રાણ

ગયો. વીરબાળાની મરતી વખતની જુબાની આપણા હૃદયને પિગળાવી દે છે. હું તો એમ કહું છું કે વીરબાળાએ પોતાનો પ્રાણ ગુમાવી બદમાસોનાં છિદ્રો ઉઘાડાં પાડી ભોળી સ્ત્રીઓને એવા બદમાસોની પ્રપંચજાળમાં નહીં ફસાવવા જબરો બોધ આપ્યો છે. તેની જુબાનીએ અનીતિનાં કૃત્યો ઉપર ઘણું અજવાળું પાડયું છે. જરા વધુ જીવી પૂરી જુબાની આપી હોત તો જયંતીલાલનાં અને મેનકાનાં ઘણાં કુકર્મો બહાર આવત અને દુનિયાને જાણવાનું મળત."

લાલભાઈ—"તમારૂં કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. મને પૂરેપૂરો અનુભવ થયો છે. તેવા લોકોને તો શિક્ષા કરાવવી જોઇએ. આવા બદમાસ જયંતીલાલને પણ સાધુ દીક્ષા આપવા તૈયાર થયા હતા. પણ બાલાભાઇએ અટકાવ્યો. છે કાંઈ પાત્રતાની પરીક્ષા? રસિકલાલ! જયંતીલાલ તો મરી ગયો પણ તેનો સામાન આપણે ત્યાં પડયો છે તેનું કેમ કરવું? મારી ઇચ્છા એવી છે કે તેની પેટીઓ તપાસી જોઇ એક ઠેકાણે તમામ સામાન ચોક્કસ મુકી દઇએ."

રસિકલાલે જણાવ્યું "હા, તેમ કરવાની જરૂર છે, કારણ કે હવે જયંતીલાલ દેવગત થયો છે એટલે તેનો સગો વારસ થઇ આવે ત્યાં સુધી માલ સંભાળીને રાખવો."

એમ કહી બંને નીચે આવી તેની ઓરડી ઉઘાડી પેટીઓ તપાસી જોઇ. એકમાંથી તેનાં તથા તેની સ્ત્રીનાં કપડાં કેટલાક ફોટા તથા કાગળો નીકળ્યા. એક ફોટો ઉપયોગી હોવાથી રસિકલાલે પોતાની પાસે રાખી લીધો, બાકીના કાગળો કપડાં અને દાભડામાં થોડાક નજીવા દાગીના અને રૂપીઆ પચાસની નોટો હતી તેની નોંધ કરી પેટીઓ બરાબર પૅક કરી ઓરડીમાં હતી તેમ મુકી દઈ ઓરડી બંધ કરી તાળુ વાસ્યું.

સાંજના છ વાગ્યા કે કાદંબરી અને મહાશ્વેતા બંને કન્યાઓને—કાન્તા અને કેસરને—લઇને લાલભાઈના બંગલે ગયાં. ત્યાં ત્રણ કન્યાઓ ભેગી થઈ. થોડીવાર થઇ કે ભારતીકુમાર અશ્વિનીકુમાર વીગેરે આવ્યા. લાલભાઇના પાછલા મોટા વંડામાં ત્રણ ચોરી મંડપ બાંધવામાં આવ્યા.

અત્રે લગ્નની તમામ સામગ્રી તૈયાર કરવામાં આવી. વાજીંત્રો વાગવા લાગ્યાં, વિજળીની બત્તીનો પ્રકાશ ફેલાઈ રહ્યો. આઠ થયા કે સુંદરલાલ અને સુધાકર પોતાના સગાં સંબંધીઓ સાથે વાજતે ગાજતે બંગલામાં આવ્યા. વેવાણો રીતસર મર્યાદામાં રહી ગાવા લાગી. એટલામાં મણીભાઇ પણ ચીનુભાઈ અને મિત્રો સહિત આવી સાથે જોડાયા. ગઇ કાલે સાસરે ગયેલી કમળા આજે વેવાણ બની વરપક્ષ તરફથી આવી જેઠ અને જેઠાણી બનનારી કુમુદના લગ્નમાં ભાગ લેવા લાગી. વખત થયો કે ગોર મહારાજે લગ્નવિધિ શરૂ કરી વરકન્યાઓને ચોરી મંડપમાં બેસાડવામાં આવ્યાં. ચારે બાજુથી મંગળાષ્ટકો ગવાઇ રહ્યાં. બરાબર નવ થયા કે હસ્તમેળાપ થયા અને તાળીઓના અને વાજીંત્રના ગડગડાટ થઇ રહ્યા.

એ પ્રમાણે લગ્નવિધિ પૂરી થઇ કે મિત્રો અને સંબંધીઓ વરકન્યાઓને ચોરીમાં ચાંલ્લાની ભેટો આપવા લાગ્યા. પછી લાલભાઇ દરેક કન્યાને ચાર ચાર બંગડીઓ આપી બધાને ચાપાણીથી સત્કાર કરી પાનસોપારી આપી. એમ આનંદપૂર્વક લગ્ન કરી મણીભાઈ કુમુદને લઇ, સુંદરલાલ કાંતાને લઇ અને સુધાકર કેસરને લઇ પોતપોતાને ઘેર ગયા. આ વખતે માલતી, હરકોરબાઇ તથા વિદ્યાલક્ષ્મીને જો કે આનંદ વ્યાપી રહ્યો હતો છતાં ત્રણે કન્યાઓને પોતાનાથી છુટી પડી સાસરે જતી જોઈ મનને લાગણી થઇ આવી. લલિતાને તો વધારે લાગી આવ્યું. ઘરમાં તો ઘણુંજ સુનું સુનું લાગવા માંડયું. રાત ગયેલી હોવાથી વાતમાં થોડો વખત ગાળી સુઇ ગયાં.

બીજા દિવસે લાલભાઇએ આ ત્રણે કન્યાના લગ્નનિમિત્તે ત્રણે જમાઇઓને અને મિત્રમંડળને મીજબાની આપી આનંદ પ્રદર્શિત કર્યો. રસિકલાલ, માલતી, અશ્વિનીકુમાર અને મહાશ્વેતા એ પ્રમાણે લગ્નના કામથી પરવારી તેજ રાત્રે ભદ્રાપુરી ઉપડી ગયાં.



# પ્રકરણ ૨૪ મું.

## સૂર્યવિજય તથા પ્રભાવસાગરની પ્રપંચજાળ. અમૃતકુમારની મનોદશા.

* अहो खलभुजंगस्य विपरीतो वधक्रमः ।
अन्यस्य दशति श्रोत्रमन्यः प्राणैर्वियुज्यते ॥

ઠામઠામ થયેલા ન્યાતોના ઠરાવથી, સાધુસંમેલન મળવાનું નક્કી થયાથી, ધારા સભામાં મૂકાયેલી દરખાસ્તથી, વર્તમાનપત્રોના હેવાલો ઉપરથી, ચંદ્રકાંત સાધ્વીના વેશમાં પકડાયાથી સૂર્યવિજયજી આચાર્યને અસર નહીં થતાં તે ઉલટા મરણીઆ જેવા થયા અને “ વિનાશકાળે વિપરીત બુદ્ધિ” એ કહાણી અનુસાર ઘણાંજ નીચ પગલાં ભરવા લાગ્યા. અશોકપુરીથી વિહાર કરતા કરતા તેમણે ચંદ્રાવતીરાજ્યના ઇસમપુરમાં આવીને પડાવ નાખ્યો. આ શહેર મોટું ચંદ્રાવતી જેવું હતું. ચંદ્રાવતીથી ઇસમપુર સુધી રેલ હતી. ત્યાં એક તેમનો અને પ્રભાવસાગરનો પુરૂષોત્તમદાસ નામનો રાગી ભક્ત હતો. તે જો કે પૈસાવાળો હતો પરંતુ કૃત્યમાં ખૂની કરતાં ચડે તેવો હતો. જુઠું બોલવામાં કે પાપનું કામ કરવામાં તે પાછો હઠે તેવો નહોતો, તડાકા મારવામાં પણ હોંશીઆર હતો. સૂર્યવિજયને લાગ્યું કે હવે એક બાજુ આખો જૈનસમાજ અને સાધુસમાજ પડયો છે માટે હવે થોડાથી જય મેળવી શકાય તેમ નથી. આકાશપાતાળ એક કરવાં પડશે, તેથી તેમણે રસિકલાલનું વેર શી રીતે લેવું તેનો વિચાર કરવા લાગ્યા. આ તમામ તોફાન પેલી સરિતા અને ચંદ્રકાંતને લીધે રસિકલાલે કર્યું અને આપણી ફજેતી કરાવી, તે ન હોત તો ચંદ્રકાંત સાધ્વીઓના સમુદાયમાંથી પકડાત નહીં. માટે સરિતાના ધણીને ગમે તે પ્રકારે ઉપાડી મુંડી

---

* અરે આ દુર્જનરૂપી સર્પની કરડવાની રીત વિચિત્ર છે. તે એક માણસના કાને કરડે છે અને બીજો માણસ મરણ પામે છે.

નાખી સરિતાને વિધવા જેવી ભીખ માગતી બનાવી દેવી, જેથી રસિક-લાલ તેને જોઇ જોઈ જીંદગીભર આંસુ સાર્યાંજ કરે અને ગમે તેમ કેસ ઉભો કરી રસિકલાલને જેલમાં નંખાવવો. આ ઇરાદાથી તેમણે પેલા નિર્દય પુરૂષોત્તમદાસને બોલાવ્યો અને તેની આગળ પોતાની ખાનગી યોજના રજુ કરી.

પુરૂષોત્તમદાસ—"મને આ બાબત પ્રભાવસાગર તરફથી ક્યારની સૂચના મળી ગઈ છે- હું તો કાંઈ ડરૂં તેવો નથી. ધર્મને બ્હાને કોઇને ડફણાવવો હશે તો તે કામ પણ કરવા આ સેવક તૈયાર છે. એવા એક બે કેસ આ સેવકના હાથે થઇ પણ ગયા હશે. પૈસા શા કામના છે ? અમારા રાજ્યમાં પેલી અધર્મી નાસ્તિક ટોળીનું ચાલે તેમ નથી અને જ્યાં હું ઉભો રહ્યો કે કોઇની માએ સવા શેર સુંઠ ખાધી નથી કે તે મારી સામે આવીને ઉભો રહે. અહીંની પોલીસ અને તમામ નાના મોટા અમલદાર મારા મારેલા છે એટલે તે પણ કાંઇ બોલી શકે તેમ નથી, માટે આપ કહો તેમ કરવા તૈયાર છું."

સૂર્યવિજય—"રસિકલાલ હોય તોજ ચંદ્રકાંત પકડાય, નહીં તો લાલભાઈશેઠનું કાંઈ ચાલત નહીં. મારે પેલા રસિકલાલનું વેર લેવું છે. પેલી સરિતાને અહીંથી છોડાવાને ત્યાં તેમણે ગયા માગશર માસમાં પરણાવી છે. માટે તેના પતિ અમૃતકુમારને ગમે તે ઉપાયે ભરમાવી ઉપાડી છાની રીતે દીક્ષા આપી દેવી."

પુરૂષોત્તમદાસ—"એમાં શું ? તેમના શેઠની દુકાન અહીં ઇસ-મપુરમાં છે, હું તો સરિતાના ધણી અમૃતકુમારને, અમૃતકુમારના કાકા કેશવલાલને, તેના શેઠને, મેનેજરને અને તેમના તમામ માણસોને ઓળખું છું, માટે તેના મેનેજરને અવળું સવળું સમજાવી પેલા અમૃતકુમારની બદલી માણેકપુરથી અત્રે કરાવું, અહીં આવે એટલે તમે તેના ઉપર દીક્ષાનું પાણી છાંટો, જરા આપની તરફ વળશે કે તેને અદ્ધર ઉપાડીશું. શા માટે ગભરાઓ છો ? હવે તો યા હોમ કરી મરણીઆ થઇને પડવું. આ વખતે ચોમાસું અહીંઆંજ કરો. અત્રેના

સંઘમાં પણ ફાટફુટ છે છતાં હું આપના પક્ષમાં છું. તેથી સામો કોઇ આવી શકશે નહીં, એવી મારી વીરહાક આ ઇસમપુરમાં આપના પ્રતાપથી વાગી રહી છે."

સૂર્યવિજય—"ત્યારે તે કામ ક્યારથી શરૂ કરશો ? મારે તો હવે જીંદગીનું એજ ધ્યેય છે. આ પાર કે પેલે પાર !"

પુરૂષોત્તમદાસ—"હું તેમના મેનેજરને બોલાવી આ ખાનગી વાત સમજાવું છું. મેનેજર પણ આપણા વળનો છે. આપની ઇચ્છા હોય તો તેને આપની પાસે મળવા મોકલું."

સૂર્યવિજય—"પહેલાં તમે વાત કરો પછી મારી પાસે મોકલજો."

આ પ્રકારે સૂર્યવિજયે પાછી પોતાની પ્રપંચજાળ પાથરવા માટે આવી સોનેરી ટોળીના સભ્યની સહાયતા લીધી. "હાર્યો જુગારી બમણું રમે" તે પ્રમાણે બમણા દાવ ખેલવા લાગ્યા. પુરૂષોત્તમદાસે પેલા મેનેજરને મળી અમૃતકુમારની બદલી કરાવી તેને ઇસમપુર લાવવાની ખટપટ શરૂ કરી. માણેકપુરમાં અમૃતકુમારને દર માસે સો રૂપીઆ મળતા હતા, તેને બદલે ઇસમપુરમાં બસો રૂપીઆ આપવા લાલચ બતાવી.

જેઠ સુદ પૂનમના રોજ માણેકપુરમાં અમૃતકુમારને સો રૂપીઆ પ્રોમોશન મળ્યાના શુભ સમાચાર તેના મેનેજર તરફથી મળ્યા, તે એવી શરતે કે ઇસમપુરની ઑફીસમાં કામ કરવું પડશે.

આ સમાચારથી અમૃતકુમાર તથા તેના કાકા કેશવલાલને આનંદ થયો, પણ પરદેશમાં બદલી થઈ તે પાલવ્યું નહીં. સરિતાના અંતઃકરણમાં આનંદ અને શોકનું મિશ્રણ છવાઇ રહ્યું.

ઑફીસના લખાણ પ્રમાણે અમૃતકુમાર અઠવાડીઆમાં ઇસમપુર જવાને તૈયાર થયો. આ વાત સરિતાને પસંદ પડી નહીં, છુટા પડવું ન ગમ્યું, સાથે લઇ ચાલો એવી માગણી કરવા તેની જીભ ન ઉપડી, પણ તેવું તેનું હૃદય આંસુ દ્વારાએ સ્પષ્ટ જણાઇ આવતું હતું. અમૃતકુમારને પણ સરિતાથી છુટા પડવું આકરૂં લાગ્યું. નોકરી તે નોકરી પણ સોરૂપીઆનું પ્રોમોશન હતું એટલે તેને જતું કરવાથી પોતાના હકને

ભવિષ્યમાં બહુજ નુકસાન થાય, તેથી ચાંલ્લો કરવા આવેલી લક્ષ્મીને પાછી કાઢવા ઇચ્છા થઇ નહીં. અમૃતકુમારે સરિતાને દિલાસો આપી જણાવ્યું "હું ત્યાં જઇ ઘર ભાડે રાખી તને જરૂર પંદર દિવસમાં બોલાવીશ. માટે જરાપણ ચિંતા કરીશ નહીં, કાકા કાકી સારાં છે એટલે તને કોઇ કામમાં હરકત પડશે નહીં. હું પંદર દિવસમાં જરૂર બોલાવીશ. જો ઑફીસનું આ તરફનું કામ હશે તો અત્રે આવી તને તેડી જઈશ." એમ આશ્વાસન આપી ત્યાંથી નીકળી ભુસાવળ થઇ ઇસમપુર ગયો. ઑફીસમાં ઉતર્યો અને પોતાની જગોનો ચાર્જ મેનેજર પાસેથી લીધો.

થોડા દિવસ થયા કે અમૃતકુમાર ઉપર એક નનામો કાગળ આવ્યો, તે હાથમાં લઈ ફોડી વાંચવા લાગ્યો—

**અમૃતકુમાર શાંતિલાલ!**

આ કાગળ વાંચી તમારા હૃદયમાં અગ્નિની જ્વાળાઓ પ્રકટ થશે; પણ મને સત્ય વસ્તુ કહ્યા વિના ચાલતું નથી. તમે તમારી સ્ત્રી સરિતાને પવિત્ર માનતા હો તો તે તમારી મોટી ભૂલ છે, તેની છુપી હકીકત તમે જાણતા નથી. તે ગયા વર્ષના વૈશાખ માસમાં ગુમ થઈ કારતક માસમાં પકડાઈ, આ છ માસમાં તેનાં પરાક્રમો સાંભળ્યાં ન હોય તો હું તમને તમારા હિતની ખાતર સંભળાવું છું—

તેના મામાના ઘેરથી જાત્રાના બ્હાને નીકળી, ત્યાંથી કનકનગરના કુટણખાનાવાળાના દલાલે અદ્ધર ઉપાડી, અને એક કુટણખાનામાં રાખી તેનું નામ મેનકા પાડયું, ત્યાં પાંચ મહીના રહી, તેને એક ડોસા સાથે પરણાવવાનો કુટણખાનાવાળા સાથે કરાર થયો, તે કરાર પ્રમાણે ચંદ્રાવતીમાં લાવેલા, તેમાંથી વાત ફુટી અને સરિતા પકડાઈ. આ તમારી સરિતા કે કુટણખાનાની વેશ્યા? માટે તમારા જેવા ભોળા માણસો સ્ત્રીચરિત્ર ન સમજે. દૂર દેશાવરની વાત ત્યાં તમારા દેશમાં એકદમ ક્યાંથી આવે? જરા બારીક તપાસ કરશો એટલે સમજાશે. હું તો તમારા ભલાની ખાતર લખું છું. માટે ચેતીને ચાલજો, સંસાર અસાર છે. બધી મોહજાળ ફસાવવા માટે છે, સ્ત્રીને કોઈ પહોંચ્યું નથી અને કોઈ પહોંચવાનું નથી.

લી. તમારો હિતેચ્છુ.

આ કાગળ વાંચી અમૃતકુમારનાં રોમેરોમ અગ્નિ પ્રકટ થયો. શાન્તિ નાશ પામી, કામ ઉપરથી ચિત્ત ઉઠી ગયું. "આ મેં શું વાંચ્યું? ખરી વાત કે ખોટી વાત? કોઈએ જાણી જોઇને તો આ ખોટો કાગળ લખ્યો નથી? બીજાને આવો ખોટો કાગળ લખવાનું કારણ શું? મેં કોઇના ઉપર દ્વેષ કર્યો નથી. મારો કોઇ દુસ્મન જણાતો નથી, સરિતા છ માસ ગુમ થયેલી રહી એ વાત તો ખરી, પણ તેને તો ઉપાશ્રયની છુપી જગાએ સંતાડી રાખેલી હતી એમ તે કહેતી હતી, પણ આમાં તો કુટણખાનાની વાત છે. શું તે ખોટું તો બોલતી નહીં હોય? કુટણખાનાવાળા આવીજ રીતે છોકરીને ઉપાડી અનીતિના ધંધામાં ઉતારે છે. આ પત્ર ખરો કે સરિતા ખરી?" એવી અનેક શંકાઓમાં અમૃતકુમારનું મન રોકાઇ ગયું. શંકા તરફ મનની ગતિ વધારે થવા લાગી અને સરિતા તરફનો પ્રેમ કમી થવા લાગ્યો. જે સરિતાના નામથી તેના હૃદયને શાંતિ વળતી તે સરિતાના નામથી હવે તો ક્રોધાગ્નિના તણખા ઉડવા લાગ્યા. આ શંકાનું સમાધાન કેવી રીતે થાય? બસ મુંઝાઇને પડી રહેવા જેવી સ્થિતિ અમૃતકુમારની થઇ પડી અને જાણે જાગૃત અવસ્થામાં જુદા જુદા પ્રકારનાં સ્વપ્નો જોઇ રહ્યો હોય તેવી તેની મનોદશા બની રહી.

આવી રીતે અઠવાડીઉં પસાર થયું, વર્ષાઋતુ શરૂ થઈ. એક દિવસે વિચારમાં ગર્ક થઇ, ઉદાસ મુખે અમૃતકુમાર ખુરશી ઉપર બેઠો હતો તેવામાં મેનેજરે કહ્યું "અમૃતકુમાર! તમે પાંચ સાત દિવસથી બહુજ ઉદાસ દેખાઓ છો. ઘેરથી કાંઈ અશુભ સમાચાર તો નથીને?"

અમૃતકુમાર—"ના ના, તેવું તો કાંઇજ નથી. ઘર છોડી પરદેશમાં આવ્યો છું તેથી મને જરા આવી રીતે અણગમો લાગે એ સ્વાભાવિક છે."

મેનેજર—"સવાર સાંજ જરા ફરવાનું રાખો. વળી અત્રે સૂર્યવિજય આચાર્ય તથા બીજા મુનિમહારાજનો પણ જોગ છે. ઘડીભર ત્યાં જઇ આવો, શાસ્ત્રની વાતો કરશે તેથી મનને શાંતિ વળશે."

એટલામાં પુરૂષોત્તમદાસ ત્યાં આવ્યો, તેને જોઇ મેનેજરે અમૃતકુમારને ઓળખાણુ આપતાં જણાવ્યું "આ શેઠ આપણા શેઠના મિત્ર થાય છે, તે બહુજ લાયક, ખાનદાન અને શ્રીમંત છે, મહારાજના રાગી છે, ન ગમે ત્યારે મહારાજની પાસે જઈ આવવું, વળી ત્યાં બીજા શ્રાવકો પણ આવશે એટલે ઓળખાણ પણ થશે."

પુરૂષોત્તમદાસ—"કેમ શી વાત ચાલે છે?"

મેનેજર—"આ તો પાંચ સાત દિવસથી અમૃતકુમાર ઉદાસ રહે છે તે માટે તેમને કારણ પુછતો હતો. 'ન ગમે તો જરા ફરવા જઇ આવો અને સાધુનો જોગ છે ત્યાં જાઓ એટલે ગમશે' એમ તેમને કહેતો હતો એટલામાં તમે આવ્યા."

પુરૂષોત્તમદાસ—"નવાનવી પરદેશમાં કોઇને ન ગમે, તેથી શરૂઆતમાં એમ લાગે. આજે આપણે સાંજે મહારાજ પાસે જઇશું અને વાતો કરીશું. મહારાજ ઘણાજ આનંદી છે. તેમની પાસે પંદર વીસ ચેલા છે, પરિવાર તો જુઓ, હું તો જરાક દિલગીર થાઉં છું તો ત્યાં જઇ આવું છું એટલે તેમની વાતથી આનંદ થાય છે. ખરેખર તે ઉપાશ્રય નથી પણ આરામભુવન છે. અરે! જરા પેટમાં દુઃખ થાય છે તો મહારાજ પાસે જવાથી તેમની ધર્મની વાતોથી મટી જાય છે. વળી આ આચાર્ય તો વચનસિદ્ધિવાળા છે, વળી તેમની પાસે એક બે ચેલાઓએ એવી અજબ વિદ્યા સાધી છે કે તે છુમંતરમાં પણ પ્રવિણ છે, જુઓને કેટલા બધા સાધુઓ વિરૂદ્ધ પડયા છે છતાં જરા પણ ડગે છે? આખા સંઘે અસહકાર કર્યો છે પણ જરા પાછી પાની કરે છે? તેમનામાં ખરૂં આત્મબળ છે, સંસારને તુચ્છ માને છે, બસ ત્યાગમાર્ગ એજ ખરો માર્ગ છે, તેજ તરવાનો રસ્તો છે, તેજ મુક્તિનો પંથ છે, એમ દરેકને સમજાવે છે. સ્ત્રી તો તેમને દીઠી ગમતીજ નથી, સ્ત્રીને તો નરકનું દ્વાર માને છે, દરેક અવગુણનું સ્થાન માને છે, દેખાવમાં ભોળી પણ અંદરથી પ્રપંચી અને પાખંડી ગણે છે, આવી માન્યતાવાળા આચાર્ય છે. ભલે લોકો સૂર્ય સામે ધૂળ નાખે પણ તે

ધૂળ નાખનારની આંખમાંજ પડવાની છે. એક વખત તેમની પાસે જશો એટલે તમને બીજા દિવસે જવાનું મન થશે. અને પછી તો તમને ત્યાં ગયા વિના ચેન પડશે નહીં. એવી તેમનામાં આકર્ષક શક્તિ છે. વિદ્વાન પણ તેવાજ છે. બધા આચાર્યોને સર્વ રીતે પહોંચી વળે તેવા છે" એમ આચાર્યના ગુણાનુવાદ કરી પુરૂષોત્તમદાસ ત્યાંથી વિદાય થયો.

ઑફીસનું કામ અટપી વાળુ કરી અમૃતકુમાર ખુરશી ઉપર વિચારમાં બેઠો હતો એટલામાં પુરૂષોત્તમદાસ મોટર લઇ અમૃતકુમારને તેડવા આવ્યો. અમૃતકુમાર કપડાં પહેરી તેમની સાથે મોટરમાં ફરવા ગયો. જરાક બાગમાં આંટો મારી આવી આચાર્યના ઉપાશ્રયે તેઓ આવ્યા. અમૃતકુમારે આચાર્યને વંદના કરી. પુરૂષોત્તમદાસે તેની ઓળખાણ કરાવી, અમૃતકુમારને જોઇ બીજા સાધુઓ તેમને જોવા માટે આવ્યા. મુનિમહારાજોને પડિક્કમણાનો વખત થવાથી "હમેશાં આવતા રહેજો" એમ કહી આચાર્ય પડિક્કમણાની તૈયારી કરવા લાગ્યા.

"અમૃતકુમાર બહુ વિનયી, લાયક અને શાંત છે, હમેશાં આપની પાસે આવશે, મેનેજરને કહી તેમને અત્રે આવવાની છુટ અપાવીશ. સવારે વ્યાખ્યાનમાં પણ આવશે." એમ કહી પુરૂષોત્તમદાસ ત્યાંથી ઉઠી અમૃતકુમારને પોતાને ત્યાં લઇ ગયો. ત્યાં પણ અસાર સંસાર ઉપર વાત ચલાવી તેના ચિત્તને ચગડોળે ચડાવ્યું. મંદ મંદ હાસ્ય કરતું અમૃતકુમારનું મુખ બદલાઈ ગયું. સ્મિતને બદલે ગ્લાનિની છાયા છવાઈ રહી. થોડી વાર થઈ કે અમૃતકુમાર ત્યાંથી ઉઠયો, મુકામે પહોંચાડવા પુરૂષોત્તમદાસે સાથે ફાનસ લઇ માણસ મોકલ્યો. અમૃતકુમાર મુકામે આવી સુઇ ગયો, પણ ચેન પડયું નહીં. કોની આગળ વાત કરી હૃદય ખાલી કરે? પેલા નનામા કાગળે તેના મનની સ્થિતિ બગાડી નાખી તેને ભ્રમિત કરી દીધો.

# પ્રકરણ ૨૫ મું

## નિરાશામાં ચીમનલાલને મળેલી મદદ.
## ચંદ્રિકાએ પોતાના પતિ કુમારપાળનું કરેલું હરણ.
## પ્રભાવસાગરે કરાવેલી ખોટી ફરીઆદ.

* तादृशी जायते बुद्धिर्व्यवसायोऽपि तादृशः ।
सहायास्तादृशाचैव यादृशी भवितव्यता ॥

આચાર્ય સૂર્યવિજય એક બાજુ અમૃતકુમારને દીક્ષાની જાળમાં ફસાવવા ઇસમપુરમાં મથી રહ્યા છે ત્યારે બીજી બાજુ પ્રભાવસાગરના માનીતા ચેલા ઉદ્યોતસાગરને સોંપેલા કુમારપાળને ચંદ્રાવતીની પાસે આવેલા કાપીલ નામના ગામમાં અષાડ સુદ ૧૪ પહેલાં દીક્ષા આપવાની પ્રવૃત્તિમાં ગુંથાયા.

"હવે કુમારપાળને નસાડયાની વાત શાંત પડી ગઇ છે, આ દેશમાં ત્યાંના લોકો જાણી શકે તેમ નથી. કદાચ જાણશે તો પણ ચિંતા કરવા જેવું નથી, તે ઉંમર લાયક છે, પોતાની રાજી ખુશીથી દીક્ષા લે છે તે બાબત તેણે જાહેર પત્રિકા છપાવી બહાર પાડેલી છે, પછી આપણને શો વાંધો છે?" એમ મન સાથે નિશ્ચય કરી સૂર્યવિજયે પોતાના ખાસ ચેલા ગુપ્તવિજય આગળ તે વિચાર જાહેર કર્યો અને તરતજ પોતાના બે ચેલા મર્મવિજય અને રહસ્યવિજયને પોતાના પ્રપંચની યુક્તિઓ સમજાવી ઇસમપુરથી ચંદ્રાવતી ઉદ્યોતસાગરને મદદ કરવા મોકલ્યા. પેલો ગુપ્તવિજય આ ચોંકાવનારી હકીકત જાણી દિલગીર થયો અને તેના મનને આઘાત થયો. તેને તો ખ્યાલજ નહોતો કે કુમારપાળ પ્રભાવસાગરના ચેલા ઉદ્યોતસાગરના પાશમાં સપડાયેલો છે. તેને કોઈ પણ રીતે તેમાંથી બચાવવાનો વિચાર તેના મગજમાં ઉત્પન્ન થયો.

---

* જેવું ભાવી બનવાનું હોય તેવી બુદ્ધિ, તેવી વ્યવસાય ને તેવી સહાય મળે છે.

ઉદ્યોતસાગર ચેલાને મારવામાં અવ્વલ દરજ્જો ભોગવતા હતા, ન જુએ ચેલાની શરીરપ્રકૃતિ કે ન જુએ તેનો દોષ કે અપરાધ, બસ હુકમ ન ઉઠાવ્યો કે તેના ઉપર દંડના પ્રહારો, તેજ ઉદ્યોતસાગરનો આખા દિવસનો ઉદ્યોગ હતો. આવા જુલમી સાધુના પંજામાં કુમારપાળને સપડાયેલો જાણી ગુપ્તવિજય ઘણોજ ખિન્ન થયો. તેનાં માબાપને જો ખબર આપવામાં આવે તો તે હમણાં અત્રે આવી પહોંચે અને દીક્ષાના ફંદામાં ફસાતો બચી જાય. પણ કેવી રીતે તેને તાત્કાળિક ખબર આપવી તેના વિચારમાં પડયો.

વિચાર કરતાં એ નિશ્ચય ઉપર આવ્યો કે કાગળથીજ ખબર આપવી. એકાંતનો લાગ સાધી કાગળ લખી દસ્તાના બ્હાને બહાર જઈ ટપાલમાં કાગળ રવાના કર્યો, અને પરિણામની રાહ જોવા લાગ્યો.

ચાર દિવસ થયા કે કુમારપાળના બાપ ચીમનલાલ બે માણસને સાથે રાખી ઇસમપુરમાં આવ્યો, વીશીમાં મુકામ કરી પુછતાં પુછતાં ઉપાશ્રયમાં તેઓ ગયા, અને સૂર્યવિજય આચાર્યને વંદના કરી બેઠા.

સૂર્યવિજય—"કેમ ચીમનલાલ શેઠ! કયાંથી પધાર્યા ?"

ચીમનલાલ—"દેશમાંથી, ભદ્રાપુરીથી."

સૂર્યવિજય—"શા કામે પધારવું થયું છે ?"

ચીમનલાલ—"તમે કયાં જાણતા નથી ?"

સૂર્યવિજય—"મને તમારા કામની શી ખબર પડે ?"

ચીમનલાલ—"સાહેબ! આચાર્ય થઈ શું કરવા જુઠું બોલો છો ? મારો કુમારપાળ ઉપાડી ગયા છો અને મને અજાણ્યા થઇ પુછો છો કે 'શું કરવા આવ્યા છો ?' સાહેબ હવે ઘણું થયું. મહેરબાની કરી છોકરો આપી દો, તેની મા અને બૈરી ઝુરી મરે છે, કાંઇ દયા લાવો દયા. તમારી પાસે ભણવા આવ્યો તેનું આ પરિણામ લાવ્યા ?"

સૂર્યવિજય—"તેમાં મને શું કહો છો ? જેણે ઉપાડયો હોય તેને કહો. હું તો કાંઇ પણ જાણતો નથી. પેલા કલ્યાણનો કેસ થયો અને તમારા જેવા નામર્દા માણસ મળ્યા ત્યારથી દીક્ષા આપવાનું છોડી દીધું

છે. સરકારે તો મારા જામીન લીધા છે તે તમે જાણો છો, પછી મારાથી શી રીતે દીક્ષા અપાય ?"

ચીમનલાલ—"પણ સાહેબ ! મારા ઉપર કૃપા કરો. મારી પાછલી સેવા ઉપર ધ્યાન આપો, મારે ત્યાં છુપી રીતે રાખી સંતાડી છળકપટ કરી કેટલાએ છોકરાઓને દીક્ષાઓ આપી તમારા ચેલા બનાવેલા છે તેનો બદલો આવો હોય ? છેવટે મારોજ કુમારપાળ ઉપાડયો ?"

સૂર્યવિજય—"શેઠ ! તમારી પરીક્ષા કલ્યાણની દીક્ષા વખતે થઈ ગઇ. મોતીનાં પાણી ઉતર્યા તે ઉતર્યા."

ચીમનલાલ—"કલ્યાણ પકડાયો તેમાં મારો શો દોષ હતો ? સરકાર પકડે તેમાં શી નવાઇ ? કલ્યાણ પકડાયો એટલે મારી બધી સેવાઓ ધોવાઇ ગઇ ? ઉલટો મારો પરણેલો છોકરો ઉપાડી જાઓ તે મારાથી શી રીતે ખમાય ? મને ઉડતી ખબર પડી છે કે ચંદ્રાવતી દેશમાં છે તેથી અહીં આવ્યા છીએ માટે મારા છોકરાને આપો."

સૂર્યવિજય—"શેઠ, જુઓ, હું તમને સાફ સંભળાવી દઉં છું કે જો તમારા કુમારપાળની વાત કરવી હોય તો અહીંથી ચાલ્યા જાઓ. તમે લોકો કેવા લુચ્ચા છો તે હું સારી રીતે જાણું છું. પેટીઓનો ભવાડો કરનાર તમે કે બીજા ?"

ચીમનલાલ—"અમે લુચ્ચા અને તમે સાચા ? મહારાજ ! વધારે ન બોલો, છોકરો બતાવો છો કે નહીં, નહીં તો હવે તમને છોડવાના નથી."

આવી બોલાચાલીમાંથી વાત વધી પડી, ઘણા માણસો ભેગા થયા પણ તે સર્વે શેઠને ઠપકો આપવા લાગ્યા. કોઈ કોઇ તો કહેવા લાગ્યા "મહારાજ જાણતા ન હોય તો તે કયાંથી બતાવે ? તેમ છતાં લઇ ગયા હશે તો તેને દીક્ષા આપશે, એમાં શું બગડી જશે ? ધારો કે મરી ગયો હોત તો શું કરત ? તે વખતે આંખો ચોળી કેમ બેશી રહત ? માટે મન વાળી બેશી રહેવું. દીક્ષાથી તેનો ઉદ્ધાર થશે. શેઠ સમતા રાખો. છોકરો જાય તે આકરૂં લાગે પણ સમજીને રહેવું. તેનો જીવ મોક્ષમાં જશે. એવો ક્યાંથી પુણ્યનો ઉદય કે છોકરો દીક્ષા લેવા તૈયાર થાય !

આ તો ઉત્તમ કામ થયું છે તમારૂં અને તમારા પુત્રનું પુણ્ય ઉદય આવ્યું છે. માટે છાનામાના ઘેર જાઓ."

ચીમનલાલ એક અને બોલનાર અનેક, તેથી તે ગળગળા બની ગયા, અને પાછા મુકામે ગયા. કોઇએ દાદ આપી નહીં પણ ચોકસ બાતમી મળવાથી તે બીજા દિવસે ટ્રેનમાં ચંદ્રાવતી ગયા અને સ્ટેશન ઉપર હિંદુલૉજમાં ઉતરી પ્રભાવસાગરના ઉપાશ્રયે ગયા. આચાર્યને વંદના કરી શાતા પુછી.

પ્રભાવસાગર—" કેમ શેઠ ક્યાં રહેવું ? "

ચીમનલાલ—" ભદ્રાપુરીમાં રહેવું. "

પ્રભાવસાગર—" શા કામે આવ્યા છો ? "

ચીમનલાલ—" મારો પરણેલો છોકરો કુમારપાળ ગુમ થયો છે તેનો તપાસ કરવા આવ્યો છું. "

પ્રભાવસાગર—" તમારા કુમારપાળને જેણે સંતાડયો હોય તેને પુછો. તમારા છોકરાને તો મેં જોયોજ નથી. "

ચીમનલાલ—"સાંભળ્યું છે કે તમારી પાસે દીક્ષા લેવા આવ્યો છે."

પ્રભાવસાગર—" અમારી પાસે આવ્યો હોય એમ તમને લાગતું હોય તો જોઇ લો આ આખો ઉપાશ્રય. "

ચીમનલાલ—" સાહેબ ! હું સૂર્યવિજયનો ખાસ ભક્ત છું. "

પ્રભાવસાગર—" તેમના ભક્ત હો તો જાઓ તેમની પાસે."

ચીમનલાલ—" હું તેમની પાસે જઈ આવ્યો પણ મને તો તિરસ્કાર કરી કાઢી મુક્યો. "

પ્રભાવસાગર—" ખોટી રીતે તમે ગળે પડો તો તે કાઢી મુકે તેમાં નવાઈ નથી. તિરસ્કારના ગ્રાહક જણાઓ છે. ચાલ્યા જાઓ છાના માના દેશમાં, નહીં તો પસ્તાવવું પડશે. "

ચીમનલાલ—" મને બાતમી મળી છે કે મારો છોકરો કુમારપાળ તમારા ચેલા ઉદ્યોતસાગર પાસે છે માટે તેને બતાવો તો સારી વાત છે. છોકરો લીધા શીવાય હું જવાનો નથી. "

આમ બોલતાં બોલતાં પરસ્પર ટૂંકારા ઉપર આવી ગયા અને ઝગડો વધી પડયો. લોકો ભેગા થયા. એક ગૃહસ્થે જરા હીંમત લાવી કહ્યું "ભાઇઓ! વીસ બાવીસ વરસનો પરણેલો છોકરો ગુમ થાય તેથી તેનો બાપ તપાસ કરવા આવે તેમાં શું આશ્ચર્ય ? માટે તેની હકીકત સાંભળી રીતસર જવાબ આપો. આમ સૌ ભેગા થઇ તેને લડવા ઉભા થાઓ તે શું સારૂં કહેવાય ?"

વચ્ચે ઉદ્યોતસાગર ક્રોધાયમાન થઈ બોલી ઉઠયા "ભાઈ! તમારી પાસેથી અમારે ન્યાય લેવો નથી. આવી રીતે તે મને ગળે પડે તે કાંઇ સાંખી શકાય ? મારી લાત તેને બહાર કાઢવો જોઇએ."

પેલા ગૃહસ્થે જવાબ આપ્યો "મહારાજ! લાત મારીને કાઢતાં કાઢતાં તો લાતો મારનારને લાત ખાવી ન પડે એ ધ્યાનમાં રાખજો. જોહુકમીનો વખત હવે વહી ગયો. લાલભાઇના જમાઈ ચંદ્રકાંતને વાંકા રહીને કેવો આપવો પડયો હતો તે પુછી આવો પેલા સૂર્યવિજયને! સાધ્વીનાં કપડાં પહેરાવી સાધ્વીના ઉપાશ્રયમાં છુપી ઓરડીમાં રાખ્યો પણ કલેકટરે કેવો પકડયો ? સૂર્યવિજય કાંઇ ફાવી શકયા ? એ તો સારૂં હતું કે તે મંડળ સમજુ હતું તેથી મહારાજને જતા કર્યા. નહીં તો તેમની પણ રેવડી થાત, અને જેલજાત્રાએ જવું પડત, સમજ્યા ? માટે લાત મારવાની વાત કોરે મુકો અને રીતસર આ ચીમનલાલ શેઠને જવાબ આપો."

એ રીતે તે ગૃહસ્થના કડક ભાષામાં ઉદ્ગાર નીકળ્યા કે બીજા તોફાન કરતા અટકયા એટલે સમયસૂચકતા વાપરી ચીમનલાલ ત્યાંથી વિદાય થયો. તેમની પાછળ પેલો ગૃહસ્થ પણ ગયો અને બઝાર આગળ ચીમનલાલને મળ્યો. ત્યાંથી તેઓ વાતો કરતા કરતા લૉજ તરફ ચાલ્યા. લૉજના દ્વાર આગળ આવ્યા કે એક ફેરીઓ "શયતાન કોણ ? શયતાન કોણ ?" એમ બોલતો બોલતો આવી પત્રિકાઓ આપી ચાલતો થયો. લૉજમાં જઇ પોતાની ઓરડીમાં નિરાશ થઇ બેશી ચીમનલાલ પેલી પત્રિકા વાંચવા લાગ્યો—

## શયતાન કોણ ?

હમણાં કેટલાક વખતથી આચાર્ય પ્રભાવસાગર અને સૂર્યવિજયના દામ્ભિક ભકતો અમારા ઉપર ગાળોનો વરસાદ વરસાવી રહ્યા છે. એક અઠવાડીઆ ઉપર તેમના કહેવાતા એક શાસનપ્રેમી અને મોટા બારવ્રતધારી ભક્ત સવારે વ્યાખ્યાન વખતે ઉભા થઈ અમારા યુવક મંડળના સભ્યોને અધર્મી, નાસ્તિક, પાખંડી, તોફાની, બદમાસ શબ્દોથી સંબોધી "એવા શયતાનોથી જૈનજનતાએ સાવધ રહેવાનું છે, સુધારકના વેશમાં શયતાનો છે." એમ વારંવાર શયતાન શબ્દ વાપરી ઉપાશ્રયમાં જૈનોને ઉશ્કેરણી કરતા હતા. તેથી આ જાહેર પત્રિકા અમારા "જૈન યુવક મંડળ" તરફથી પ્રકટ કરવાની અમને ફરજ પડી છે.

જાહેર જનતાને જણાવવાની રજા લઈએ છીએ કે "ઉલટો ચોર કોટવાળને દંડે" એ ન્યાયાનુસાર અયોગ્ય દીક્ષાના ઍડવોકેટ આચાર્ય સૂર્યવિજય, આચાર્ય પ્રભાવસાગર, તેમના કેટલાક શિષ્યો અને ઠગભકતો મનુષ્યહરણ, ચોરી અને સંતાકુકડી જેવી અયોગ્ય દીક્ષાપ્રવૃત્તિ ચલાવી જૈનજનતામાં રોકકળ, કુસંપ, કલેશ અને ઝેરવેર કરાવી રહ્યા છે, છતાં તે પોતાના મનથી મોટા ધર્મી અને મોક્ષનો ઈજારો રાખનાર ધર્માત્મા બની બીજાઓને "શયતાન" તરીકે ઓળખાવે છે તો શયતાન કોણ હતો તેનો નીચે પ્રમાણે ટૂંક હેવાલ આપી શયતાનની ઓળખાણ કરાવવી અમને ઉચિત લાગે છે—

મુસલમાનોમાં એવી માન્યતા છે કે અઝાઝીલ યાને શયતાનની ઉત્પત્તિ અગ્નિથી થયેલી છે અને આજકાલના જે માણસો છે તેમની ઉત્પત્તિ માટીથી થયેલી છે. આ અઝાઝીલ પરમાત્માની બહુજ ભક્તિ કરતા હતા અને ઘણાજ ધર્મચુસ્ત હતા; પરંતુ તે બાબત તેમનામાં અતિશય ગર્વ હતો, સૌ અધર્મી અને પોતે ધર્મી એવી માન્યતા તેમના મગજમાં ઠસી ગઇ હતી. એક સમયે માટીથી ઉત્પન્ન થયેલા માણસો સાથે આ અઝાઝીલ યાને શયતાન ખુદાની ભક્તિમાં લીન થયેલા હતા. તેમના જાણવામાં આવ્યું કે ખુદાએ આકાશમાંથી હવે "લાનતનો તૉક" (ધીટકારનું ચક્ર) મોકલ્યો છે તે જે ખરાબમાં ખરાબ માણસ હશે તેના ગળામાં પડવાનો છે. આ અઝાઝીલના મનમાં એવો તકબ્બુર (અભિમાન) હતો કે "હું બહુ પવિત્ર છું, મારા જેવો કોઈ પવિત્ર નથી, ખુદાની હું ઘણી ભક્તિ કરૂં છું માટે હવે જોઉં કે આ "લાનતનો તૉક" કોના ગળામાં પડે છે."

**આ વખતે તમામ માણસો સજદામાં એટલે કે નમાઝ પઢવાની ક્રિયામાં મસ્તક ઝુકાવી નીચે નમેલા હતા તે વખતે અઝાઝીલે માથું ઉંચું કરી જોયું કે તરતજ તે " લાનતનો તૉક " પોતાના ગળામાંજ પડયો. તે પ્રસંગનું વર્ણન કરતાં એક કવિ કહે છે કે—**

**તકબ્બુર અઝાઝીલરા ખ્વાર કર્દ,**
**બ જીન્દાને લાનત ગિરિફ્તાર કર્દ.**

**અર્થાત્ અભિમાનથી અઝાઝીલ ખુવાર થયો અને ફીટકારના બંધનથી તે કેદી બન્યો. આ ઉપરથી જાહેરજનતા સારી રીતે સમજી શકશે કે શયતાન કોણ ?**

**લી. મણીલાલ હરખચંદ.**
**સેક્રેટરી— ચંદ્રાવતી જૈન યુવકમંડળ.**

આ પત્રિકાથી ચીમનલાલની નિરાશાનું આવરણ કમી થવા લાગ્યું, હિંમત આવી, નવું ચેતન રેડાયું અને ઉત્સાહી બની પેલા ગૃહસ્થને પુછયું " શેઠ ! આ પત્રિકામાં સહી કરનાર મણીલાલ હરખચંદ કયાં રહે છે ? આપણે તેમની પાસે જઈએ તો ? "

તે ગૃહસ્થે જવાબ આપ્યો " ચાલો તેમને ત્યાં, હું તેમને સારી રીતે ઓળખું છું, તેમનું ઘર પણ જોયું છે, તે તમને જરૂર મદદ કરશે. તે હિંમતવાન અને પરોપકારી છે."

તેઓ ત્યાંથી તરતજ મણીલાલને ત્યાં ગયા. મણીલાલને ચીમનલાલે પોતાનો હેવાલ કહ્યો. તે સાંભળી મણીલાલે આશ્વાસન અને હિંમત આપી જણાવ્યું " ફીકર કરશો નહીં, આવા કામમાં ધમાલ કરવાની જરૂર નથી. યુક્તિથી કામ લેવાનું છે. અમારા મંડળ શીવાય અહીંના લોકો તો મહારાજની હા એ હા કહેવાવાળા છે. પત્રિકા ઉપરથી અહીંનું વાતાવરણ સમજી ગયા હશો. જો છોકરાનો પત્તો લગાડવો હોય તો અત્રે એક જર્મની જઇ આવેલા શેઠ જગજીવનદાસ લૉટરીવાળા છે, તે સરકારમાં સારી લાગવગ ધરાવે છે. તે તમને મદદ કરે તો જરૂર છોકરો મળી આવે. પણ તમને શી રીતે ખબર પડી કે તમારા છોકરાને અહીં લાવવામાં આવ્યો છે ? "

"મારા ઉપર કોઇનો વગર નામનો કાગળ આવવાથી હું અહીં આવ્યો છું" એમ કહી ચીમનલાલે કાગળ કાઢી બતાવ્યો. કવર ઉપર ઇસમપુરની છાપ હતી.

મણીલાલ—"તમને કોઈ જાણભેદુએ ખરી બાતમી આપી છે, અત્રે પણ કોઇને છુપી દીક્ષા આપ્યાની વાત ચર્ચાઇ રહી છે. છોકરાને પ્રભાવસાગરે સંતાડયો હશે. ચાલો આપણે જગજીવનદાસને ત્યાં જઈએ" એમ કહી કપડાં પહેરી મણીલાલ તેમને સાથે લઇ જગજીવનદાસને ત્યાં ગયો.

જગજીવનદાસ નીચે ચોક આગળ પાટ ઉપર બેઠા હતા. મણીલાલે ચીમનલાલની ઓળખાણ કરાવી કે ચીમનલાલે પોતાના દુઃખની વાત શરૂ કરી. આ વખતે જગજીવનદાસની માતુશ્રી ઉત્તમલક્ષ્મી બાજુના ઓરડામાં શાંતિપૂર્વક સાંભળતી હતી, તેણે દૂરથી ચીમનલાલ શેઠને ઓળખ્યા હતા, પણ વાત જાણવાની ખાતર બહાર આવી ઓળખાણ આપી નહોતી. વાત પૂરી થઈ કે ઉત્તમલક્ષ્મી બહાર આવી કહેવા લાગી "કેમ ચીમનલાલ શેઠ! ઓળખાણ પડે છે?"

ચીમનલાલ ઘડીભર સામું જોઇ વિચાર કરી કહેવા લાગ્યો "કંચનશ્રી સાધ્વીનાં ચેલી ઉત્તમશ્રી હતાં તે તો નહીં?"

ઉત્તમલક્ષ્મીએ હસીને કહ્યું "હા તેજ હું. સૂર્યવિજય અને કંચનશ્રીના ત્રાસથી કંટાળી દીક્ષા છોડી ઘેર આવી છું. તમે પણ સપડાયા. દીક્ષાની વાત મારા જાણવામાં આવી છે, ગઇ કાલે સૂર્યવિજયના એક સાધુ અમારે ત્યાં વહોરવા આવેલા, તેમને હું સાધ્વીપણામાં સારી રીતે ઓળખતી હતી, તેમની સાથે દીક્ષા સંબંધી વાતચીત થવાથી તે બોલી ગયા કે 'આચાર્યનો તે ધંધો હજુ ચાલુ છે.' ગઇ કાલે તેવી દીક્ષા એક કુમારપાળ નામના છોકરાને આપી તેને એક નાના કાપીલ નામના ગામડામાં રાખેલો છે. તે ગામ અહીંથી ઉત્તર દિશામાં એક બે ગાઉ દૂર આવેલું છે. તમારા કુમારપાળને હું સારી રીતે ઓળખું છું. ઘણી વખત કંચનશ્રી પાસે આવતો હતો. કદાચ તે હોય."

આ હેવાલ સાંભળી ચીમનલાલ તદ્દન નિરાશ થઈ ગયો અને નિશાસા નાખી કહેવા લાગ્યો. "ત્યારે મારા કુમારપાળનેજ દીક્ષા આપી હશે. બીજો કોણ કુમારપાળ હોય ?" એમ કહી રડવા લાગ્યો.

જગજીવનદાસે દિલાસો આપી કહ્યું "હવે રડવાનું કામ નથી. હિંમત રાખો. આપણે યુક્તિથી શાંતિપૂર્વક કામ લેવું જોઇએ. જો સાધુઓ છોકરાને સીધી રીતે આપે તો ભલે, નહીં તો મોટરમાં અદ્ધર ઉપાડી લઈ જાઓ. પછી જોઇ લેવાશે. પરંતુ એમ કરવાને તમે પૂરેપૂરા શક્તિવાન હો તો કામ ઉપાડજો. શ્રાવકો બધા એક તરફી ખટપટ કરે તો તમે માર ખાઈ બેસો."

ઉત્તમલક્ષ્મી—"તે બાબતમાં તો ચીમનલાલ ખબરદાર છે, બીજાના છોકરા ઉપાડી દીક્ષાઓ અપાવતા હતા તો હવે સાધુના ચેલા ઉપાડી ઘેર લાવતાં કેટલી વાર ? ભદ્રાપુરીમાં લોકો તેમને દીક્ષાના અખાડાવાળા અને ચેલાની ફેક્ટરીવાળા કહેતા હતા."

જગજીવનદાસ—"અત્યારે તે વાત સંભારવાની નથી. એ તો પડતા ઉપર પાટુ કહેવાય. અત્યારે તો તેમને મદદ કરવાની છે. ચીમનલાલ ! તમે કેટલાં માણસો સાથે લઈને આવ્યા છો ?"

ચીમનલાલ—"ફક્ત બેજ માણસો લાવ્યો છું. તે લૉજમાં છે. આ તો એક અત્રેના ગૃહસ્થ છે. જો ઉપાશ્રયમાં તે ન હોત તો મારા બાર વાગત. તેમને સાથે લઈ હું આ જૈન યુવકમંડળના સેક્રેટરી મણીલાલને ત્યાં ગયો અને ત્યાંથી અમે અહીં આવ્યા છીએ."

જગજીવનદાસ—"આ કામ બે માણસનું નથી, તેમાં તો તમારૂં પૂરતું બળ જોઇએ, માટે તમારી મદદમાં દેશમાંથી બીજાં માણસો બોલાવો. જો કુમારપાળની સ્ત્રી અને તેની જોડે મદદમાં રહેનાર કોઈ ખબરદાર બાઈને બોલાવો તો ઘણી સારી યુક્તિ સાધી કામ કરી શકીશું. કોઈ જાણે નહીં તેવી રીતે તમારે કામ કરવું જોઈએ."

છોકરાને પાછો મેળવવા જે સાહસ ખેડવું પડે તે ખેડવા ચીમનલાલ તૈયાર હતો. તેણે તે સાહસ ઉપાડવા નિશ્ચય કર્યો. મણીલાલે

પણ તે વાતને ટેકો આપ્યો અને ઉત્તમલક્ષ્મીએ હીંમત આપતાં જણાવ્યું "મારા સાધ્વીપણાના અનુભવ ઉપરથી કહી શકું છું કે જો તમે સાધુને બરાબર દબાવશો તો તેમનું કાંઇ ચાલવાનું નથી. દમથી કામ લેશો તો જરૂર ફાવશો."

નિરાશ થયેલો ચીમનલાલ પાછો સતેજ થયો. ત્યાંથી તેઓ ઉઠયા. ચીમનલાલ લૉજમાં જઇ વીગતવાર કાગળ લખી પોતાના માણસોને દેશમાંથી તેડાવવા માટે મુદ્દામ માણસ મોકલ્યો.

ચાર દિવસ થયા કે કુમારપાળની સ્ત્રી ચંદ્રિકા, ચંદ્રિકાની માસી, તેના બાપ તથા બીજા સગા સંબંધી દસબાર માણસો ચંદ્રાવતી આવ્યાં અને લૉજમાં ઉતર્યાં. આ ચાર દિવસમાં દીક્ષાની વાત ઠંડી પડેલી હતી.

ચીમનલાલ મણીલાલને સાથે લઇ ખાનગી રીતે જગજીવનદાસને મળી માણસો આવ્યા ની હકીકત જણાવી. તે સાંભળી જગજીવનદાસે કહ્યું "મેં પણ તપાસ કરાવ્યો છે, પેલા સાધુને પણ પુછી ખાનગી બાતમી મેળવી છે, માટે તમે પૂરા બંદોબસ્ત સાથે કાપીલ ઉપડો. માણસો તથા મોટરોની ગોઠવણ મેં કરી રાખી છે. મારા માણસને તમે સાથે લઇ જાઓ, તે ગુપ્ત રીતે તમને તમામ ગોઠવણ કરી આપશે. મણીલાલ પણ તમને માણસો આપશે. બરાબર મરદાઇથી કામ લેજો. તમારી મદદમાં અમે તૈયાર છીએ. ગભરાશો નહીં."

ચીમનલાલને કાંઇ વધારે શીખવવા જેવું નહોતું, એવી ખટપટ તો તેમને આવડતીજ હતી. જગજીવનદાસના માણસને લઇ મુકામે આવી ચીમનલાલે તમામ ગોઠવણ કરી દીધી.

બીજા દિવસે સવારે ચીમનલાલ પોતાનો કાફલો લઇ કાપીલ ગામ તરફ ઉપડયો અને ગામમાં પ્રવેશી ઉપાશ્રયના બારણા આગળ મોટરો ઉભી રાખી. આવી ધમાલ દેખી સાધુઓ એકદમ બારણાં બંધ કરવા લાગ્યા પણ હાથ ઉપર ફટકા પડવા માંડયા કે સાધુઓ પાછા હટયા. આ દેખી બે ઝનુની સાધુઓ અંદરથી દંડા લઇ આવી ચીમનલાલના માણસોને ફટકારવા લાગ્યા કે ચીમનલાલના માણસો તેમના

દંડા પડાવી લઈ તેમને જ ફટકારવા લાગ્યા. આ દેખાવ જોઇ એક શાંત સાધુએ દૂર રહી પુછયું "આમ મારામારી કરી તમે શું કરવા માગો છો ?"

એક માણસે જવાબ આપ્યો "તમે કુમારપાળને છાની દીક્ષા આપી અહીં સંતાડયો છે તેથી તેની સ્ત્રી તેને લઇ જવા માટે અત્રે આવી છે. કુમારપાળે પણ તેની સ્ત્રીને ખાનગી સંદેશો કહેવડાવ્યો છે કે 'મને આવીને લઇ જાઓ' આ ઉપરથી તપાસ કરતાં તે અત્રે આવી છે માટે તેને સીધી રીતે કુમારપાળને સોંપી દો. નહીં તો જુઓ આ અમારી સામગ્રી તૈયાર છે."

આ સાંભળી પેલા ઝનુની સાધુએ જવાબ વાળ્યો "જેવાં તમારી પાસે માણસો છે તેવા અમારી પાસે આ સાધુઓ અને શ્રાવકો છે માટે તેવી ધમકીથી અમે કાંઇ ડરવાના નથી."

એમ બોલાચાલી ઉપરથી મોટા ઝગડાના સ્વરૂપનું પ્રદર્શન થવા લાગ્યું. બોલાચાલી વધી. ફરી મારામારી ચાલી રહી કે પેલા શાંત સાધુએ બરાબર લાગ શોધી આપી કુમારપાળ પાસે તેની સ્ત્રી વીગેરે જઇ શકે તેવી યુક્તિ કરી આપી અને હા ના હા ના કરતાં કુમાર-પાળને ખેંચી ઉપાશ્રયના બહાર લાવી મોટરમાં બેસાડયો. જોડે તેની સ્ત્રી ચંદ્રિકા અને તેની માસી બેઠી. સામે બે અંગ રક્ષકો બેઠા. બીજી ત્રણ મોટરમાં તેનો બાપ ચીમનલાલ, સસરા ભુદરભાઈ વીગેરે માણસો ગોઠવાઇ ગયા, અને ચારે મોટરો દોડાવી મુકી. રસ્તામાં તેની સ્ત્રી ચંદ્રિકા અને તેની માસીએ સાધુનાં કપડાં કાઢી નંખાવી કુમારપાળને સંસારી કપડાં પહેરાવી દીધાં અને ખંડવા સ્ટેશને ગયાં. ત્યાંથી ટ્રેનમાં બેશી ચીમનલાલ પોતાનાં માણસો લઈ રતલામ થઇ ભદ્રાપુરી ગયાં. અને બાકીનાં માણસો ચંદ્રાવતી પાછા ગયા.

મોટરો ઉપડી ગયા પછી પેલા શાંત સાધુ કહેવા લાગ્યા." આ તે કેવો જુલમ ? સાધુને આવી રીતે પોતાની સંસારીપણાની સ્ત્રી બળા-ત્કારે ઉપાડી જાય તો પછી શું બાકી રહ્યું ? મને લાગે છે કે ધણી ધણીઆણીનો એવી રીતે આગળથી સંકેત હશે. નહીં તો કુમારસાગર

મોટરમાં બેસવાની જરૂર આનાકાની કરે. માંઢેથી તો ના ના કહેતા હતા પણ તે તો આપણને દેખાડવા માટે. આ તો ' ધણી ધણીઆણી રાજી તો કયા કરે મીયાં કાજી ' એવો કીસ્સો બનેલો જણાય છે. "

" પેલા ઝનુની સાધુએ કહ્યું " તે તો ગયા પણ આપણે સાધુ-ઓએ માર ખાધો તેનું શું ? "

બીજાએ જવાબ આપ્યો " માંડો તેમની ઉપર ફરીઆદ, ચાલો કાલે ચંદ્રાવતી, હવે ચોમાસું બેસવાને વચ્ચે બેજ દિવસ છે, માટે જો અત્રે રોકાઈ ગયા તો પછી નીકળાશે નહીં. જેને માટે રહેવું હતું તેને તો ઉપાડીને તેની બૈરી લઇ ગઇ, હવે રહેવાનું પ્રયોજન નથી. વળી અત્રે દવાનું પણ સાધન નથી. માટે આહાર પાણી વાપરી બપોરે ચંદ્રાવતી જઇએ. "

આ વાત સર્વને ઠીક લાગી. વિહાર કરી તેઓ ચંદ્રાવતી આવી પ્રભાવસાગરને પોતાની આપવીતી કહી સંભળાવી. ડૉકટરને બોલાવી જે જે સાધુઓને વાગ્યું હતું તેમની દવા કરાવી. આ બનાવથી પ્રભાવ-સાગરનો મીજાજ ગયો. પ્રભાવસાગરે ઇસમપુર પત્ર લખી આચાર્ય સૂર્યવિજયની સલાહ માગી. તેમની તથા ભકતોની સલાહ પ્રમાણે વકીલને બોલાવ્યો, લડી શકે એવો એક અમથાલાલ નામનો ફરી-આદી ઉભો કર્યો અને તેમાં ત્રણ સાધુઓની સાક્ષી મુકી. પરંતુ વકીલે દીવાનની કચેરીમાં વકીલ તરીકે ઉભા રહેવાની ના પાડી. ફરીઆદ દાખલ થઇ. ફરીઆદીની માગણી ઉપરથી તે કેસની મુદત ચોમાસા પછી માગશર સુદ ૧૨ ની રાખવામાં આવી. એ રીતે કુમારપાળની દીક્ષાનો વરઘોડો કોરટે ચડયો. પ્રભાવસાગર અને સૂર્યવિજયની ઇચ્છા બર આવી નહીં, કુમારપાળ હાથમાંથી ગયો. તેની બહાદૂર સ્ત્રી ચંદ્રિકાએ તેનું સુભદ્રાહરણ જેવું પતિહરણ કર્યું. "અણી ચુકયો સો વરસ જીવે." ડૉકટરો અને વકીલોને સાધુઓ ગાળો બોલે પણ અણીના વખતે તેમનોજ ભાવ પુછવામાં આવે છે તેનો ખુલાસો આચાર્યો કરશે ?

# પ્રકરણ ૨૬ મું.

## મેનકાનો તપાસ, પોલીસની મદદ. વનિતાવિશ્રામમાં મેનકાને મળેલો આશ્રય, બાગવાન માળીની સાથે કરેલું નાતરૂં યાને પુનર્લગ્ન.

( હરિગીત. )

યુવાનીના ઉભરા મહીં અંકુશ જો શીરે નહીં,
સોબત મળી નબળીજ તો આ જીંદગી બગડે સહી;
સુખમાં કંઇ સુઝે નહીં પણ દુઃખ જ્યારે થાય છે,
અક્કલ સુઝે તેને પછી ને ભૂલ સૌ સમજાય છે.—લેખક

પ્રાણલાલ ઉપર થયેલા કેસમાં મેનકાની સાક્ષીની ખાસ જરૂર હોવાથી પોલીસ તે માટે તપાસ કરવા લાગી. છુપી પોલીસનો એક અમલદાર છુપી રીતે કુટણખાનાના તપાસમાં રોકાયો. પ્રથમ તો તે ગૃહસ્થનો ડોળ કરી બસંતીલાલને ત્યાં જવા આવવા લાગ્યો, ત્યાંથી યુક્તિ પ્રયુક્તિ દ્વારાએ બસંતીલાલ, બકુલ, જયંતીલાલ, વીરબાળા અને મેનકા એમ પાંચેનો ભેગો પડાવેલો ફોટો મેળવ્યો. મેનકાના કપાળમાં અર્ધચંદ્રાકાર જેવા નાજુક છુંદણાની નિશાની હતી. ત્યાંથી મેનકા સંબંધી થોડી ઘણી માહીતી મેળવી મેનકાવાળા કુટણખાનામાં આવ જા કરવા લાગ્યો. એક અઠવાડીએ મેનકાનો પત્તો લાગ્યો. આ વખતે મેનકાની સ્થિતિ નાદુરસ્ત રહેતી હતી. તેથી કુટણખાનાની માલીકબાઇ દુર્ગાની જેવી જોઇએ તેવી મહેરબાની જણાતી નહોતી, સપડાઇ ત્યારથી તે કંટાળી ગઈ હતી અને કુટણખાનામાંથી કોઇ પણ પ્રકારે મુક્ત થવા માગતી હતી. આવી દશામાં પેલો પોલીસ ઑફીસર ગૃહસ્થના વેશમાં મળ્યો. તેણે તે મેનકાજ છે એવી પક્કી ખાત્રી કરી લઇ પુછ્યું "આવી નાદુરસ્ત તબીઅત હોવા છતાં પણ આ કુટણખાનાની માલીકબાઈ દુર્ગા તારી પાસેથી કામ લે છે તે ખરેખર ઘાતકીપણું ગણી શકાય. તું છુટી ન થઇ શકે?"

મેનકા—" શી રીતે છુટી થઇ શકું ? બહાર જવા ન દે, કોઇને મળવા ન દે, માત્ર તેના ગ્રાહકો આવે તેમની સાથેજ અમે મળી શકીએ. તમારા જેવો અમારી તબીઅતના સમાચાર પુછનાર કોણ મળી આવે ?" એ શબ્દોની સાથે મેનકાની આંખો આંસુથી ભીંજાઇ ગઇ.

અમલદાર—" મેનકા ! તને કોઇ છુટી કરનાર મળે તો તું છુટી થવા તૈયાર છે ?"

મેનકા—" તેની તો હું રાહ જોઇ રહી છું. પણ કોણ એવો પરોપકારી પુરૂષ મળે કે મારા જેવી પાપીણીને છોડાવી ઘર ભેગી કરે ?"

અમલદાર—" કોઈ મળે તો તેની સાથે આવવા તૈયાર છે ?"

મેનકા—" મારે હવે કોઈની સાથે જવું નથી. પરંતુ મારે મારા ઘેર જવું છે. સાથે જવામાં તો આ પ્રમાણે ફસાઇ છું."

અમલદાર—" તને તારા ઘેર મોકલવાનીજ વાત કરૂં છું."

મેનકા—" તેમ થાય તો અત્યારે હું અહીંથી નીકળવા ખુશી છું."

અમલદાર—" તું પહેલાં ક્યાં હતી ?"

મેનકા—" હું પહેલાં જયંતીલાલને ત્યાં નોકર તરીકે હતી."

અમલદાર—" તે હાલ ક્યાં છે ?"

મેનકા—" તેની મને ખબર નથી."

અમલદાર—" તે જયંતીલાલ ઉપર કાંઇ કેસ થયો હતો ?"

મેનકા—" હા, કેસ થયો હતો તેથી મને રજા આપી અને દેશમાં જવા માટે મેં અમારા પાડોશી બસંતીલાલને વાત કરી. તેમણે મને જણાવ્યું કે 'સારી સોબત સાથે દેશમાં મોકલીશ.' એમ કહી દુર્ગાબાઇ અને મારૂતીનો સંગાથ કરી આપ્યો. તે મને રેલ્વે સ્ટેશન ઉપર જવાના બ્હાને તેડી ગયાં અને અહીંઆં પૂરી રાખી મારી પાસે અનીતિનો ધંધો કરાવે છે."

અમલદાર—" જે કમાઇ થાય છે તેમાં તારો ભાગ છે ?"

મેનકા—" ના, મને પગાર આપવાની વાત દુર્ગા પ્રથમ કરતી હતી પણ જ્યારે મેં છુટી થવાની માગણી કરી ત્યારે કહે કે ' તને

એ હજારમાં બસંતીલાલ પાસેથી વેચાતી રાખેલી છે, જીવતા સુધી ગુલામગીરી કરવાની છે' એમ ક્રોધ કરી મને મારવા લાગી. તે મારી પાસેથી બળાત્કારે કામ લે છે. એક માસથી તો તાવ આવે છે, મને આ કેદખાનામાંથી છોડાવો" એમ આજીજી કરી નિશ્વાસો નાખી મેનકા રડવા લાગી.

દિલાસો અને આશ્વાસન આપી અમલદારે પુછ્યું "તારો સામાન કોની પાસે છે?"

મેનકા—"તે બધું તેમની પાસેજ રહે છે. કેદખાના કરતાં પણ ઘણી ભુંડી જીંદગી ભોગવું છું."

અમલદાર—"તને જયંતીલાલ શું પગાર આપતા હતા?"

મેનકા—"તેમણે મને પ્રથમ નોકર તરીકે રાખી, પછી મને ઘણા ઘણા પ્રકારની લાલચો આપી મારી પાસેથી કેટલુંક અનીતિનું કામ લેવા લાગ્યા, તેમના મિત્રોને ખુશ કરવા અને તેમની પાસેથી કેટલુંક કામ કઢાવી લેવા મારો ઉપયોગ કરતા હતા. હું લાલચથી આંધળી બની. મૂળે ગરીબ માલણ, નાની ઉમર અને તેમાં વળી બાળ વિધવા તેથી હું પતિત બની. હવે બહુ પસ્તાવો થાય છે."

અમલદાર—"તે જયંતીલાલને સ્ત્રી હતી કે?"

મેનકા—"હા, વીરબાળા નામે સ્ત્રી હતી."

અમલદાર—"તે બાઇ કેવી હતી?"

મેનકા—"તે બાઇ ઘણીજ સારી હતી. તેને બગાડવા માટે પણ પ્રયોગ કરેલો પણ........."

અમલદાર—"પણ કહી કેમ બોલતી અટકી પડી?"

મેનકા—"પણ શું કહું! તેમાં તો તે બિચારીનો પ્રાણ ગયો."

અમલદાર—"પેલી બળીને આપઘાત કરીને મરણ પામી હતી અને તેની છાપામાં વાત આવી હતી તેજ વીરબાળા ને?"

મેનકા—"છાપાની વાત હું જાણતી નથી પણ બળીને મરી ગઈ હતી તેજ."

અમલદાર—" શાથી એ પ્રમાણે બન્યું ? "

મેનકા—" જયંતીલાલનો કોઇ એક પ્રાણુલાલ નામનો સંબંધી હતો તે તેને લાલચમાં નાખી સતાવણી કરતો હતો. એક દિવસે અત્યાચાર થવા જેવો તેને સંભવ જણાયો કે તે તેના ડરથી મરણ પામી. "

અમલદાર—" તે વખતે તું જોડે હતી ?"

મેનકા—" તેણે રસોડામાંથી ચીસ પાડી એટલે મેં બાજુના ઓરડામાંથી આવીને જોયું તો તેનાં કપડાં એકદમ સળગી ઉડેલાં હતાં. ગાસલેટ તથા સ્પીરીટની બાસ મારતી હતી. શું તે વખતનો ત્રાસદાયક દેખાવ ! પ્રભુ સ્વપ્ને પણ તે દેખાવ ન દેખાડે." એમ કહી બહુજ અફસોસ કરવા લાગી.

અમલદાર—" ત્યારે તે બિચારી પ્રાણુલાલના પાપેજ મરણ પામી ?"

મેનકા—" હા. તેના પાપેજ. તે બાઇ બિચારી ભોળી હતી, સામા માણસનો ઇરાદો તે ઝટ લઇને સમજી શકતી નહોતી. જ્યારે તેના ઉપર હુમલો થવા જેવો પ્રસંગ આવે ત્યારે તેને તેનું ભાન થાય. ભાન થતાની સાથે તે ક્રોધાયમાન થઈ સામી થતી. પણ પાછી વાત બદલાતાં તે ભૂલી જતી. "

અમલદાર—" ત્યારે તું જયંતીલાલને ત્યાં કેવી રીતે આવી શકી?"

મેનકા—" મને એક સરિતા નામની છોકરી સાથે બક્ષીપુરથી મોકલવામાં આવી હતી. તે છોકરીને એક સાધ્વીને ત્યાં મોકલવાની હતી પણ અમારા કમનસીબે ભૂલાં પડયાં. તેવામાં મોટરવાળો અમને ફસાવ્યાં અને અહીં બસંતીલાલને ત્યાં મુકી તે લોકો ચાલ્યા ગયા. બસંતીલાલની જોડે જયંતીલાલ હતા તે અમારી પાસે આવ્યા. સરિતા શ્રાવક હતી અને જયંતીલાલ પણ શ્રાવક હોવાથી અમે બંને તેમને ત્યાં ગયાં. હું ત્યાં રહી અને સરિતાને તેના મામાને ત્યાં મુકી આવ્યો છું એમ મને જયંતીલાલ પહેલાં કહેતા હતા પણ પાછળથી તેમણે ભેદ ઉઘાડો પાડી મને કહ્યું કે હું તો સરિતાને કોઇ સાધ્વી પાસે મુકી આવ્યો છું. "

અમલદાર—" પછી તે સરિતાનું શું થયું ?"

મેનકા--" તે પછી મને કશી માહીતી નથી. જયંતીલાલને ત્યાંથી આવ્યા પછી આ જેલખાનામાં પૂરાયેલી છું. કોઈ છોડાવે તો તેનો મોટો ઉપકાર માનું."

અમલદાર—" તારે છુટવું હોય તો હું કહું તેમ તું કરીશ ?"

મેનકા—" તમે જેમ કહો તેમ હું કરવા તૈયાર છું."

અમલદાર—" તું ભણેલી છે ?"

મેનકા—" હા, મને થોડું લખતાં વાંચતાં આવડે છે."

આ સાંભળી અમલદારે ખીસામાંથી કાગળ અને પેન કાઢી તેની પાસે નીચે પ્રમાણે એક અરજી લખાવી—

**મે. પોલીસ સુપરીન્ટેન્ડંટ સાહેબ.**

હું નીચે સહી કરનાર માલણ બાઇ મેનકા આથી અરજ કરૂં છું કે મને દેશમાં લઇ જઈ મારા ઘેર પહોંચાડવાનું કહી કુટણખાનાની માલીક બાઈ દુર્ગા મને કુટણખાનામાં લઇ જઇ અનીતિના ધંધામાં ઉતારી છે અને મને છોડતા નથી. માટે મને છોડાવી દેશમાં મોકલો તો સરકારનો મોટો ઉપકાર થશે.

લી. **મેનકા.**

એમ અરજી લખાવી અમલદારે કહ્યું " મેનકા ! તું ગભરાઈશ નહીં, અહીંઆં પોલીસ તપાસ કરવા આવશે. તે તને જેટલા પ્રશ્નો પુછે તેનો જવાબ આપજે. તને અહીંથી છુટવાનું કહેશે તે વખતે જરા પણ દુર્ગાનો ડર રાખ્યા શીવાય કહેજે કે મારે અહીં રહેવું નથી."

મેનકા—" બહુ સારૂં, પણ તે કયારે આવશે ?"

અમલદાર—" કાલે બપોરે. જરા પણ ડરીશ નહીં. તને જરૂર પોલીસવાળા છોડાવી તારે ગામ મોકલશે." એમ કહી તે ત્યાંથી ઉઠી પોતાનું બીલ દુર્ગાને ચુકાવી વિદાય થયો.

પોલીસ ઈન્સ્પેકટરે બીજા દિવસે ઑાફીસમાં તેના વડા અમલદારને બધી હકીકત કહી તે બાઇને છોડાવી વનિતાવિશ્રામમાં રાખવાનું નક્કી કર્યું. પોલીસ અમલદારે બપોરના પોલીસ પાર્ટી લઇ પેલા

કુટણખાના ઉપર દરોડો પાડયો. તેની માલીકબાઈ દુર્ગાને પુછ્યું "કોઈ મેનકા નામની સ્ત્રી નસાડી લાવીને આ કુટણખાનામાં રાખેલી છે ?"

શરૂઆતમાં તો તે દુર્ગા ના ના કરવા લાગી પણ પોલીસે ધમકી સાથે તપાસ શરૂ કર્યો કે તેણે કબુલ કર્યું. આ વખતે મેનકા એક ઓરડામાં બેઠેલી હતી, તેની આગળ જઇ પોલીસ અમલદારે તેની અરજી વાંચી સંભળાવી કહ્યું "આ અરજી તમારી લખેલી છે ને ?"

મેનકા—"હા સાહેબ! મારી લખેલી છે."

અમલદાર—"અંદર લખેલી હકીકત ખરી છે ને ?"

મેનકા—"હા સાહેબ! ખરી છે."

અમલદાર—"મેનકા! તમારે કયાં રહેવું છે ?"

મેનકા—"સાહેબ હું તો હવે પોલીસના શરણે રહેવા ખુશી છું. હવે આ લોકો મને મારી નાખે."

અમલદાર—"ચાલો ત્યારે મારી સાથે."

મેનકા—"પણ સાહેબ! મારા સામાનની પેટીઓ તેમની પાસે છે તે મને અપાવો."

આ સાંભળી અમલદારે દુર્ગાને હુકમ કર્યો "તેમનો જેટલો સામાન હોય તેટલો તેમને સોંપી દો"

આ હુકમ થતાંજ દુર્ગાએ આનાકાની શીવાય બધો સામાન ચુકતે આપી દીધો. મેનકાએ તે તપાસી લઈ મજુર પાસે ઉપડાવી પોલીસ અમલદારની સાથે ગઈ.

પોલીસે તમામ હકીકત મેનકા પાસેથી મેળવી નોંધ કરી લીધી અને તેને "વનિતાવિશ્રામ"માં રાખી. અહીં તેનો જીવ ઠર્યો અને તબીઅત પણ સુધરી. તેની હકીકત ઉપરથી પોલીસે બસંતીલાલ દુર્ગા અને મારૂતી ઉપર પણ કેસ કરી તેમને પકડી જામીન ઉપર છોડયાં.

આશ્રમના અંગે એક બાગ હતો, તેનો બાગવાન જાતે માળી હતો, તેનું નામ સુખલાલ હતું. સુખામાળી કહી તેને બધા બોલાવતા હતા. ચંદ્રાવતી દેશના ચંદનગીરીનો તે રહીશ હતો. તેની બૈરી મરી

ગયેલી હોવાથી તે નાતરાની સ્ત્રી લાવવાની શોધમાં હતો. મેનકાની સાથે વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો, મેનકાની પણ તેની સાથે નાતરે જવાની ઇચ્છા થઈ. તેથી વનિતાવિશ્રામના કાર્યવાહકોએ તે બંનેનું રીતસર નાતરૂં યાને પુનર્લગ્ન કરાવી બંનેને ઠેકાણે પાડયાં.

પ્રાણુલાલના કેસની મુદતના દિવસે હાજર થવા સરકારી વકીલ વાસુદેવે રસિકલાલ ઉપર તથા રમણિકલાલ ઉપર તાર મુકી ખબર આપી. તે બંને કનકનગર આવ્યા. મુદતના દિવસે રસિકલાલની, મેનકાની, રમણિકલાલની અને લાલભાઈની જુબાનીઓ લેવામાં આવી. મેનકાની જુબાનીએ વીરબાળાના મરણના ભેદ પર વધારે અજવાળું પાડયું. દવાખાનામાં વીરબાળાની મરણ વખતની જુબાનીના પંચ રમણિકલાલની જુબાની વધારે અસરકારક નીવડી અને લાલભાઈ તથા રસિકલાલની જુબાની જયંતીલાલનો ભેદ ખુલ્લો કરનારી હતી પણ તે આરોપી જયંતીલાલ રેલ્વે અકસ્માતમાં મરણ પામ્યો હતો.

સુખલાલ અને મેનકા પોતાના વતનમાં જવાનાં હોવાથી બસંતીલાલ અને દુર્ગાના કેસમાં મેનકાની જુબાની લેવામાં આવી. તેમજ પોલીસને સરિતાના મામા કેસરીમલના કેસમાં મેનકાની જુબાનીની જરૂર હોવાથી તેને અમરાપુર લઈ ગયા, ત્યાં તેની જુબાની થઇ તે સાથે માણેકપુરથી સરિતાને તેડાવી તેની પણ જુબાની લેવામાં આવી. ત્યાંથી સુખલાલ અને મેનકા ભુસાવળ જઈ ત્યાંથી ચંદનગીરી તરફ ગયાં.

રમણિકલાલ અને રસિકલાલ કોરટના કામથી પરવાર્યા કે કનકનગરથી નીકળ્યા. રસિકલાલ ભદ્રાપુરી ઉતર્યો અને રમણિકલાલ સીધો મુંબઇ ગયો. સ્ટેશન ઉપર ઉતરતાંજ નોકરે રસિકલાલને સમાચાર કહ્યા કે ચીમનલાલના કુમારપાળને ગઈ કાલે દીક્ષા મુકાવી ઘેર લાવ્યા છે. ઘેર આવ્યો તો માલતીએ પ્રથમ તેજ વધામણી ખાધી. "પ્રજા પોકાર" હાથમાં લીધું તો "જૈન બાળાની બહાદુરી" એ મથાળાવાળો મોટો હેવાલ વાંચવામાં આવ્યો.

# પ્રકરણ ૨૭ મું.

## કુમારપાળની આપવીતી.
## ભદ્રાપુરીમાં શ્રાવિકા ઉદ્યોગશાળા ખુલ્લી મુકવાની ક્રિયા.
## ગં. સ્વ. લક્ષ્મીબાઇનું ભાષણ.
## સૂર્યવિજય આચાર્યના પરિગ્રહના ભોપાળાનું પ્રદર્શન.

* Pulpit and platform overflowing,
Ready the scheme of things to reverse,
Paint, fight, legislate, theorise,
Nothing is left for man to do.
Maids are clamouring, wives are crowing,
Widows thrill with a wild surmise.

—*W. E. Henley.*

રસિકલાલના આવ્યાની ખબર પડી કે શેઠ ચીમનલાલ કુમારપાળને લઈ રસિકલાલને મળવા આવ્યો અને ઉપકાર માની કહેવા લાગ્યો "તમારા મિત્ર જગજીવનદાસે અમને ઘણીજ મદદ કરી છે. તેમની મદદથીજ આ કુમારપાળને પાછો મેળવી શક્યા છીએ, નહીં તો મોટરો અને પઠાણ જેવા માણસો અમને ક્યાંથી મળી શકે? તેમની લાગવગ પણ વધારે. તેમણે જેમ સલાહ આપી તેમ અમે કરી લીધું. સાંભળ્યું છે કે તેમણે અમારા ઉપર મારામારી બદલ ત્યાંની કોરટમાં ફરીઆદ કરી છે. અગર કરવાના છે."

* સભાના માંચડા અને પુલપીટ ઉપર પુરૂષો ઉભરાઈ જાય છે, સુધારાની યોજનાઓ મુકાય છે, તકરારો થાય છે, કાયદા ઘડાય છે, સિદ્ધાંતો બંધાય છે. એમ પુરૂષ માટે કોઈ પણ ઉપાય બાકી રાખવામાં આવતો નથી. પરંતુ કુમારિકાઓ પોકાર કરે છે, ગૃહિણીઓ બુમો પાડે છે અને વિધવાઓ પોકારો કરી કંપે છે. અર્થાત્ સ્ત્રીઓ માટે પુરૂષો કાંઇ કરતા નથી.

રસિકલાલે કહ્યું "તેની ચિંતા નહીં, તે બાબત પણ જગજીવનદાસ ખટપટ કરશે. હું તેમને કાગળ લખીશ. અમે પણ મદદ આપીશું. જરૂર પડશે તો વકીલ અશ્વિનીકુમાર પણ ત્યાં આવશે. અમે તમારી વતી લડીશું, હવે નિશ્ચિંત રહો. કેમ કુમારપાળ ? થોડા દિવસ સાધુનો સમાગમ કરી આવ્યો ? ચાલો ઠીક થયું કે તમારાં ઘરડાંઓના પુણ્યથી પત્તો લાગ્યો." પણ તારા જેવો ચાલાક યુવક શી રીતે સપડાયો તેનો હેવાલ તો જરા કહે."

કુમારપાળ—"શરૂઆતમાં કોણ જાણે એવું સમજાવે છે કે તેમની વાત શીવાય બીજાની વાત ગમતીજ નથી. લોભ, લાલચો બતાવી તથા સિદ્ધ અને સાધકો મળીને શાસ્ત્રની એવી આડી અવળી ગુંથણી ગુંથે છે કે તેમાં ફસાઈ જવાય છે. એક વખત ફસાઇ ગયા પછી તેઓ ધમકી આપે છે, ડર બતાવે છે અને મારે પણ છે. પહેલાં તો હું સૂર્યવિજયના ચેલાની પાસે હતો, પછી મને ઉદ્યોતસાગરની પાસે મોકલ્યો, હું તેમનાથી કંટાળ્યો, તે તો ખૂની જેવા છે, એક ચેલાને એવો મારેલો કે તેની છાતીમાંથી લોહી પડયું, દરદ વધ્યું તેથી તે મરણ પામ્યો. વાત અદ્ધર ઉડાવી દીધી. ત્યારથી મારૂં મન તેમના ઉપરથી ઉઠી ગયું, પણ શું કરૂં ? ચોમાસું નજીક આવ્યું એટલે મને દીક્ષા આપી દીધી. તે તરફ આપણા દેશનો કોઇ માણસજ મળે નહીં. કાગળ લખવા દે નહીં, આવે તે આપે નહીં, વાત કરવા દે નહીં, ઓરડીમાં પૂરી રાખે. દીક્ષા વખતે એક શાંત સાધુ મારી મદદમાં ઠીક મળ્યો, તેમનું નામ મર્મવિજય હતું, તેમની મદદથી મોટરમાં બેશી શકયો. તે ન મળ્યો હોત તો મુશ્કેલી ઉભી થાત."

"તે પરોપકારી મર્મવિજય સાધુનો ભેદ પછી સમજાશે." એમ કહી રસિકલાલે કુમારપાળની આત્મકથા લખી લીધી. પછી કુમારપાળ અને ચીમનલાલ ત્યાંથી ઉઠી ઘેર ગયા.

આ વખતે ઘણાં સાધુસાધ્વીઓ ભદ્રાપુરીમાં ચોમાસું રહેલાં હતાં. એક દિવસે આચાર્ય પદ્મવિજયજીએ ઉપાશ્રયમાં વિધવાઓની આધુનિક

સ્થિતિ ઉપર ઘણુંજ અસરકારક વ્યાખ્યાન આપ્યું તેથી "શ્રાવિકા ઉદ્યોગ શાળા" સ્થાપવાની હીલચાલ શરૂ થઇ. થોડા દિવસમાં પચાસ હજાર રૂપીઆ એકઠા થયા. એક ગૃહસ્થે પોતાની ખાનગી ધર્મશાળાનું મકાન શ્રાવિકા ઉદ્યોગશાળાના ઉપયોગ માટે વાપરવા આપ્યું. ટુંક મુદ્દતમાં સારૂં મુહૂર્ત શોધી કાઢી તેને ખુલ્લી મુકવાની હીલચાલ શરૂ કરવામાં આવી. સ્ત્રીઓમાં આ વખતે અપૂર્વ ઉત્સાહ જણાતો હતો. ભદ્રાપુરીના સ્વર્ગસ્થ શેઠ ત્રિભુવનદાસ મનમોહનદાસનાં વિધવા પત્ની ગં. સ્વ. લક્ષ્મીબાઈ આવાં પરોપકારી કામોમાં વધારે આગળ પડતો ભાગ લેતાં હતાં તેથી તેમને પ્રમુખ નીમી તેમના શુભ હસ્તે શ્રાવિકા ઉદ્યોગ-શાળા ખુલ્લી મુકવાની ક્રિયા કરવાનું નક્કી ઠરાવવામાં આવ્યું, અને તેમની પાસે જઇ તેમની સંમતિ મેળવવામાં આવી અને તે પ્રમાણે આમંત્રણપત્રિકાઓ છાપવા આપી.

ધર્મશાળામાં મેળાવડો રાખેલો હોવાથી મંડપ બાંધવાની જરૂર પડી નહીં. મકાનને ધજાપતાકાથી શણગારવામાં આવ્યું. આગલા દિવસે આમંત્રણ પત્રિકાઓ વહેંચવામાં આવી અને જેટલી વિધવા સ્ત્રીઓ તેનો લાભ લેવા તૈયાર થઇ રહી હતી તેમના નામની યાદી તૈયાર કરવામાં આવી. સ્ત્રીઓમાં પણ એક બીજાનો વાદ હોવાથી શરૂઆત-માં હીંમત ધરાવી કોઇ નામ નોંધાવતું નહોતું પણ ચાર પાંચ આગળ પડી ભાગ લેનાર સ્ત્રીઓ નીકળી કે તેમની પાછળ બીજી તૈયાર થઇ.

બીજા દિવસે સવારે ૯ વાગે ધર્મશાળામાં ભવ્ય મેળાવડો મળ્યો. આમંત્રણ પત્રિકાઓ છુટથી આપવામાં આવેલી હોવાથી મેળાવડામાં લોકોની અને ખાસ કરી સ્ત્રીઓની હાજરી વધારે ધ્યાન ખેંચતી હતી.

શરૂઆતમાં કાર્યવાહિકા માલતીએ સભા ભરવાનો હેતુ કહી સંભળાવી પ્રમુખની દરખાસ્ત રજુ કરતાં અને તેને ટેકો અને અનુ-મોદન મળતાં ગંગાસ્વરૂપ શ્રી લક્ષ્મીબાઇ પ્રમુખસ્થાને બિરાજમાન થયાં. તે પછી સમગ્ર સ્ત્રીઓ તરફથી મહાશ્વેતાએ કેટલુંક વિવેચન કરી શ્રાવિકા ઉદ્યોગશાળા ખુલ્લી મુકવા પ્રમુખશ્રીને વિનંતી કરી કે પ્રમુખે

બંધ કરેલો પડદો ખુલ્લો કરી ઉદ્યોગશાળા ખુલ્લી મુકયાનું જાહેર કરી તાળીઓના ગડગડાટ વચ્ચે નીચે પ્રમાણે સમયોચિત ભાષણ શરૂ કર્યું—

બેનો અને ભાઇઓ !

આપણા ભદ્રાપુરી શહેરમાં આવી એક "શ્રાવિકા ઉદ્યોગશાળા" ઉઘડે તે જોઇને કોને આનંદ ન થાય ? આ કાર્ય આપણા પરમ પુજ્ય આચાર્ય શ્રી પદ્મવિજયજીના સદુપદેશથી ઉપસ્થિત થયેલું છે તે માટે આપણે તેઓશ્રીનો ઉપકાર માનવો જોઇએ. (તાળીઓ).

આપણા જ્ઞાતિબંધારણના રીતરીવાજો, કાયદાકાનૂનો, ધારાધોરણ રૂઢીબંધનો એવાં બંધાઇ ગયાં છે કે તેમાં સ્ત્રીઓને ઉભા રહેવાનું સ્થાનજ નજરે પડતું નથી. જો કોઇ પણ સ્થાન હોય છે તો તે તેના ધણીની હયાતીમાં જરા જરા અનુભવવામાં આવે છે. વિધવા થઇ એટલે નકામા પ્રાણી જેવી બની રહે છે.

અત્રે નજર કરતાં દિલગીરી થાય છે કે ધોળા સાલ્લા પહેરનાર સ્ત્રીઓ કરતાં સીંદુરી પહેરનાર સ્ત્રીઓની સંખ્યા મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. એવું જોવામાં આવે તેમાં શી નવાઇ ? જ્યાં વિધવાઓની સંખ્યા વધુ પ્રમાણમાં હોય ત્યાં તેજ નજરે આવે. વિધવાની સંખ્યાના આંકડા મેં ઉતાર્યા છે તે જાણી તમને ખેદ ઉત્પન્ન થયા વિના નહીં રહે. તે આંકડા નીચે પ્રમાણે છે—

સન ૧૯૨૧ ની છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે હિન્દુસ્થાનમાં કુલ જૈનોની વસ્તી ૧૧૭૮૫૯૬ છે તેમાં ૬૧૦૨૭૯ પુરૂષો છે અને ૫૬૮૩૧૭ સ્ત્રીઓ છે. એટલે સ્ત્રી અને પુરૂષની સંખ્યા લગભગ સરખા જેવી ગણી શકાય. ત્યાં સુધી કુદરતના નિયમનો ભંગ થયેલો ગણી શકાય નહીં પરંતુ હવે જોવાનું એ છે કે આ સ્ત્રીઓની સંખ્યામાં કેવી અવસ્થા વાળી સ્ત્રીઓ છે તેનું અવલોકન કરીએ.

કુલ ૫૬૮૩૧૭ સ્ત્રીઓમાં ૧૮૫૫૧૪ કુંવારી છે, ૨૩૮૮૦૮ પરણેલી છે અને બાકીની ૧૪૩૯૯૫ વિધવા છે. અર્થાત્ કુલ સ્ત્રી-ઓની સંખ્યાનો ચોથો ભાગ વિધવા અવસ્થા ભોગવે છે. ટકાવારીનું

પ્રમાણ જ્યારે હિન્દુસ્થાનની બીજી કોમો સાથે સરખાવીએ છીએ ત્યારે ખરેખર ખેદ થાય છે. સનાતનમાં ૧૯ ટકા, આર્યસમાજમાં ૧૫ ટકા, બ્રહ્મોસમાજમાં ૧૨।।। ટકા, શીખમાં ૧૩।। ટકા, બૌદ્ધમાં ૧૧।। ટકા અને આપણી જૈનકોમમાં ૨૫।। ટકા. લગભગ બીજી કોમોના કરતાં જૈનકોમમાં દોઢો અને બમણો વધારો જોવામાં આવે છે.

આ ૧૪૩૯૯૫ વિધવાઓની ઉંમરવાર સંખ્યા તપાસતાં ૫૫૭ એકથી દસ વરસ સુધીની નાની બાળાઓ છે, ૧૧૩૨ દસથી પંદર સુધી ઉગતી યુવાનીવાળી છે, ૧૭૮૩૯ પંદરથી ત્રીસ વરસની યુવાન સ્ત્રીઓ છે. ૫૦૩૨૮ ત્રીસથી પીસ્તાળીસ વરસની સામાન્ય વયની છે અને બાકી ૭૪૧૧૯ પીસ્તાળીસ ઉપરાંત વરસની સામાન્ય અને વૃદ્ધ છે.

આ પ્રમાણે ઉંમરવાળી ચોથા ભાગની સ્ત્રીઓ વિધવાવસ્થા ભોગવી રહી છે. કુદરતે તેમના પતિ પડાવી લઇ તેમને વૈધવ્યના દુ:ખમાં મુકી છે. આ સ્થળે મારે કહેવું પડે છે કે આ તેમના દુ:ખમાં સરકારી કાયદા અને ન્યાતના રીતરીવાજો, આશ્વાસન અને સહાય રૂપ નહીં થતાં વિધવાઓની વિટંબણામાં વૃદ્ધિ કરે છે. છોકરાની માફક છોડીને બાપની મીલકતમાંથી ભાગ મળતો નથી. સસરામાં જો મજીઆરો ચાલતો હોય છે તો ધણીના મૃત્યુ પછી મીલકતમાંથી હિસ્સો નહીં મળતાં માત્ર ભરણપોષણ પૂરતું ખરચ મળે છે. ધણીની હયાતીમાં ગમે તેવી મોટી સાહેબી અને શ્રીમંતાઈ ભોગવતી હોય પણ વિધવા થયા પછી તેની લાચાર અવસ્થા બની રહે છે, એવું આપણે ઘણા સ્થળે જોઇએ છીએ. પૂરૂં ખાવાનું અને પહેરવા માટે પૂરતાં કપડાં પણ મળતાં નથી. તેથી તેવી બાઇઓને ન્યાતના શેઠીઆ પાસે ન્યાય મેળવવા જવું પડે છે. આ પ્રસંગે ન્યાતના પંચાતીઆ યાને ન્યાયાધીશો બાઈના પક્ષમાં નહીં રહેતાં બાઈના જેઠ દીયર કે સસરાના પક્ષમાં રહી "બસ રાંડી રાંડને શું જોઇએ ? આપો બાર માસે અઢાર મણ દાણા અને ચાર જોડી લુગડાં, ધણી ગયો એટલે વિધવાને વધારે શું જોઇએ ?" એમ કઠોર નિર્દય ઉદ્‌ગારો કાઢી વિધવાઓ પ્રત્યે

તિરસ્કાર બતાવી તેવો ઠરાવ આપી બાઇને રોતી કકળતી રાખી જાજમ પરથી ઉભા થઈ જાય છે. બાઈ જરા ચાલાક હોય છે તો કોઇ સારા સલાહકારની સલાહ લઇ છેવટે કોરટે જઇ દાવો કરી પોતાનું ખરચ પોતાના ધણીના મોભાને છાજે તેવું તે મેળવી શકે છે.

જ્યાં અન્યાયી શેઠીઆઓ અને પંચાતીઆઓ ન્યાતની જાજમ ઉપર પંચાત કરવા બેસે ત્યાં બિચારી લાચાર વિધવાઓને ક્યાંથી ન્યાય મળે? વિધવા થઈ એટલે ઘરમાં તે વધારાનું માણસ–પ્રાણી–થઇ પડયું. માબાપ ધારે કે "આ તો સાપના ભારા સંભાળવાના," સાસરા પક્ષના કહેશે કે "વહુ ભા ઘરમાં ભેગાં રહેવું હોય તો ચાકરી કરો અને રોટલો ખાઓ. નહીં તો ન્યાતના રીવાજ પ્રમાણે ખરચ લો અને જુદાં રહો." દરેક જણ તેને દબાવે, ધણીની હયાતીમાં તેનો હુકમ ઉઠાવનાર હવે તેના ઉપર ઉલટો હુકમ કરી તેને સતાવે છે. ઘર આગળ લગ્ન કે સારો પ્રસંગ હોય ત્યારે તે અપશૂકની ગણાય છે. રખેને તે આડી આવશે તો અપશૂકન થશે અને વિઘ્ન આવશે. એવા ભયથી તેને ત્યાંથી દૂર કાઢવામાં આવે છે. ઘરમાં સંતાઈ રહેવું પડે છે. જો તેને છોકરો હોય છે તો જરા તેનો ભાવ પુછાય છે અને જો છોડી હોય છે તો તેની પણ તેજ દશા જોવામાં આવે છે. આવી સ્થિતિમાં વિધવાને છતા પૈસે ગરીબાઇ ને ગુલામી ભોગવવાની ફરજ પડે છે.

હવે જેઓની સ્થિતિ સાસરામાં કે પિયરમાં ગરીબ હોય છે તેમની દશા તો ખરેખર દયાજનક હોય છે. પેટનું પોષણ કરવા પૈસો પ્રાપ્ત કરવો, છોકરાં હોય તો તેમને પોષી મોટાં કરવાં, કેળવણી આપવી, ન્યાત જાતના રીવાજમાં રહેવું વીગેરે બાબતોનો બોજો એટલો બધો અસહ્ય થઈ પડે છે કે તે જીવવા કરતાં આપઘાત કરી મરવું વધારે પસંદ કરે છે. જો વૃદ્ધાવસ્થાવાળી વિધવા હોય છે તો તે જરા સંતોષ માને છે કે "બહોત ગઇ થોડી રહી; ગમે તેમ કરી પેટ ભરી આયુષ પૂરૂં કરીશું" પરંતુ સીત્તેર હજાર જેટલી યુવાન વિધવાઓએ પોતાનું આયુષ ગરીબાઇમાં શી રીતે પસાર કરવું? પૈસાની આવક વગર સવા-

રથી સાંજ વેગળી હોય છે, કાલે ચૂલા ઉપર શું ચડાવીશું તેની ચિંતાથી હૃદય ભેદાય છે તો પછી આખી જીંદગી શી રીતે કાઢવી ?

ગૃહસ્થો ! આપણે પાંજરાપોળો ઉઘાડી નિરાધાર લુલાં લંગડાં વૃદ્ધ મુંગાં પ્રાણીઓની જીવદયા ચિંતવી તેમનું પોષણ કરી સંતોષ માની બેશી રહીએ અને આપણી નિરાધાર બેનોની વ્હારે ધાવામાં માત્ર શબ્દમાંજ જીવદયા ચિંતવીએ અને કાંઇ પણ વ્યવહારૂ પગલાં ન ભરીએ તો એ ખરેખર આપણી ફરજમાંથી પાછા હઠવા બરાબર છે અને આપણી દયાને કલંકિત કરે છે. મને જણાવતાં આનંદ થાય છે કે આપણી આંખો આચાર્યશ્રી પદ્મવિજયજીએ ઉઘાડી અને આપણી જીવદયાને લાગેલું કલંક ભુશી નાખવા શ્રાવિકા ઉદ્યોગશાળાની સ્થાપના કરાવવા ઉપદેશ કર્યો, તે ઉપદેશ તમે ભાઇઓએ ઉપાડી લીધો, ફંડ એકઠું કર્યું, તેની સ્થાપના કરી અને તે આજે મારા હાથે ખુલ્લી મુકાયેલી હોવાથી હું મારી જાતને ભાગ્યશાળી માનું છું.

આ ફંડમાં ઉદાર શ્રીમંત ગૃહસ્થોએ ઘણી સારી રકમની મદદ કરી પોતાની ફરજ બજાવી છે તે માટે હું તેમને ધન્યવાદ આપું છું.

शतेषु जायते शूरः सहस्रेषु च पंडितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा ।
इन्द्रियाणां जये शूरो धर्मं चरति पंडितः ।
सत्यवादी भवेद्वक्ता दाता लोकहिते रतः ॥

અર્થાત્ સેંકડોમાં એક શૂરવીર, હજારોમાં એક પંડિત, દસ હજારોમાં એક વકતા અને દાતાર તો ઉત્પન્ન થાય કે ન થાય. શૂર તે ઇન્દ્રિઓ જીતવામાં, પંડિત તે ધર્મ આચરવામાં, વકતા સત્યવાદી થાય તે, અને દાતા લોકહિતને માટે દાન કરે તે.

એમ મહાભારતમાં પણ દાતારની પ્રશંસા કરેલી છે. શ્રીમંતો ઉદાર બની ઉદારતાનો પ્રવાહ વહેવડાવે તો જરૂર આપણાં દુઃખો કમી થાય.

ગૃહસ્થો ! આ સ્થળે મારે કહેવું પડે છે કે આર્યસમાજી અને સંસાર સુધારકો કે જે યોગ્ય વિધવાઓનાં પુનર્લગ્ન કરાવવા માટે

ઠામ ઠામ ઉપદેશ કરી રહ્યા છે તે લોકો સમય સૂચકતા વાપરી દુઃખી વિધવાઓની ગુલામીનો, બેકારીનો અને લાચારીનો, અને સાથે સાથે સ્ત્રીઓ પ્રત્યે આપણી હડહડતી બેદરકારીનો લાભ લઈ આપણા રીવાજો ઉપર ખુલ્લી રીતે પ્રહાર કરી રહ્યા છે એટલું જ નહીં પરંતુ છુપી રીતે સેવાતા દુરાચારોના દાખલાઓ આપણા ચરણમાં ભેટ કરી આપણને વગોવી ધરતી ખોતરતા બનાવી રહ્યા છે તે શું આપણી જાણ બહાર છે ? આ રીતે વિધવાઓને દુઃખમાં સડવા દઈ તેમના ગુજરાનનું સાધન નહીં કરી આપીએ તો પછી કુદરત પોતાનો રસ્તો આપો આપ કરી લે તેમાં શી નવાઇ ?

મારા જૈન બંધુઓ ! જો આપણા ધર્મનું બરાબર પરિપાલન કરવું હોય અને આપણે જીવદયાના ઉપાસકો છીએ એવું કૃત્યથી સાબીત કરી બતાવવું હોય તો નિરાધાર સ્ત્રીઓને ઉદ્યમે લગાડી તેમનો ઉદ્ધાર કરવો જોઇએ. તેમાંજ ખરી દયા, પુણ્ય અને સાચો ધર્મ સમાયેલાં છે, આપણી બેનોની સંભાળ લેવા કટિબદ્ધ થવું જોઇએ. બેકારીનો લાગેલો ઝેરી જંતુ દૂર કર્યા વિના છુટકો નથી. એ માટે આપ ભાઇઓએ જે આ પગલું ભર્યું છે તે માટે આપ સૌ ભાઇઓનો બધી સ્ત્રીઓ તરફથી હું ઉપકાર માનું છું અને ફૂલ નહીં તો ફૂલની પાંખડી સમાન હું આ ઉદ્યોગશાળાને રૂપીઆ એક હજારની ભેટ આપું છું (તાળીઓ).

મારા જૈન બંધુઓ ! મારા બોલવામાં જરા મર્યાદાનું ઉલ્લંઘન થયું હોય ( ના, ના, ) તો મને ક્ષમા કરશો. જે મેં કહ્યું છે તે માત્ર સ્ત્રીઓની પરિસ્થિતિનું ચિત્ર તમારા આગળ ખડું કર્યું છે. ફરી તમામ ભાઈ બેનોનો ઉપકાર માની બેશી જવાની રજા લઉં છું. (તાળીઓ)

તે પછી માલતીએ અને મહાશ્વેતાએ સમયોચિત વિવેચન કરી સખાવત કરનાર ગૃહસ્થોનો ઉપકાર માન્યો અને છેવટે પ્રમુખનો આભાર મનાયા બાદ ફૂલ હાર અપાયા પછી સભા વિસર્જન થઇ.

બીજા દિવસે સવારે પોસ્ટમૅન કાગળ આપી ગયો કે તે વાંચી તરત-જ ચંદ્રકુમાર રસિકલાલને ત્યાં ગયો અને અમરાપુરથી તેના પિતાશ્રી

અવંતીલાલનો આવેલો કાગળ વાંચવા લાગ્યો—

"સરિતાના કહેવાતા પેલા નીચ મામા કેસરીમલને એક વર્ષની સખ્ત મજુરી સાથે કેદની અને પાંચસો રૂપીઆના દંડની શિક્ષા અત્રેની કોર્ટમાં કરવામાં આવી છે, રૂપીઆ ન ભરે તો બીજા ૭ માસની શિક્ષા. આ પ્રમાણે ઠરાવ ગઈ કાલે બહાર પડયો છે. થોડા દિવસ ઉપર તે કેસમાં સરિતાની જુબાની હોવાથી હું તેને માણેકપુરથી જાતે તેડી આવ્યો હતો અને કોરટમાં જુબાની આપવા લઇ ગયો હતો. બે દિવસ સરિતાને રાખી તેને પાછી સાસરે મુકી આવ્યો હતો. મેનકાની જુબાની તેના પહેલાં થઈ ગઇ હતી. અમૃતકુમારની બદલી ચંદ્રાવતી રાજ્યના ઈસમપુરમાં થવાથી ત્યાં ગયેલા છે. સો રૂપીઆનું સારૂં પ્રોમોશન મળેલું છે. ઠરાવ તથા જુબાનીઓની નકલો કોરટમાંથી મંગાવી છે તે આવેથી મોકલી આપીશ. સરિતાના દુષ્ટ મામાને તેના પાપનો બદલો મળ્યો છે, ભાઇ રસિકલાલને સમાચાર કહેજો."

આ સાંભળી રસિકલાલે કહ્યું "ચાલો તે કેસનો પણ ફેંસલો આવી ગયો. આજકાલ પ્રાણલાલના કેસનો પણ ઠરાવ બહાર પડવો જોઇએ. શેઠ લાલભાઇને મેં કહ્યું છે કે ઠરાવ બહાર પડે કે તરતજ મને સમાચાર લખજો અને ઠરાવની તથા જુબાનીઓની નકલો કોરટમાંથી લઇને મોકલાવશો."

આમ વાતચીત ચાલી રહી છે એટલામાં તો પોસ્ટમૅન આવીને ટપાલ આપી ગયો. કનકનગરથી આવેલો લાલભાઇનો કાગળ દેખી પ્રથમ તે ફોડયો તો તેમાંથી તેજ સમાચાર નીકળ્યા કે રસિકલાલ ચંદ્રકુમાર આગળ તે કાગળ વાંચવા લાગ્યો—

"પ્રાણલાલને ત્રણ વરસની સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા ઠોકી દીધી છે. અને જયંતીલાલ મરી ગયેલો હોવાથી તથા હૃદયચંદ અને લલિતાના કેસની માંડવાળ થયેલી હોવાથી કેસમાં ઉંડા નહીં ઉતરતાં તમારે ત્યાં વીરબાળાએ મુકેલા દાગીના દવાખાનામાં આપી દેવાનો તથા વીરબાળાએ જણાવેલી ઇચ્છા પ્રમાણે દવાખાનામાં ધર્માદા ખરચ કરવાનો તથા સરિતાના કાકાજી કેશવલાલના દાગીના પણ તેમને સોંપી દેવાનો હુકમ કરવામાં આવ્યો છે. વળી કુટણખાનાવાળી દુર્ગાને એક વરસની અને મારૂતીને બે માસની સખ્ત મજુરી સાથે શિક્ષા થઈ છે. એમ તમામ બાબતના નિકાલ કરી દેવામાં

આવ્યા છે. જયંતીલાલ જીવતો હોત તો આ કેસમાંથી બીજો લાંબો કેસ ઉભો થાત અને ઘણી મુશ્કેલીઓ ઉભી થાત એમ સરકારી વકીલ કહેતા હતા. બધું મોંઘમ પતી ગયું તે ઠીક થયું."

તે સાંભળી ચંદ્રકુમારે કહ્યું "હવે ઉપાધિ મટી. મેનકાનો પત્તો લાગ્યો એટલે તે કેસોના નિકાલ થઈ ગયા. નહીં તો હજુ વધારે લંબાત."

એટલામાં એક પોલીસના માણસે સલામ કરી રસિકલાલને ચીઠ્ઠી આપી. રસિકલાલ ચીઠ્ઠી વાંચવા લાગ્યો—

**રા. રા. રસિકલાલ.**

"ચંદ્રાવતીથી કેટલાક દાગીનાવાળી પેટીઓ મુદ્દામ ત્યાંના અમલદાર સાથે અત્રે આવી છે માટે તમે જે જે માણસોની યાદી આપી છે તે તે માણસોને, મળે તેટલા પૂરાવા સાથે લઈને અમારી કચેરીમાં બપોરે બે વાગે જરૂર આવશો જેથી તે દાગીના સૌ સૌને સોંપી દેવામાં આવે."

લી. કારલેકર- (સાહેબના હુકમથી).

માલતી બોલી "આ ઠીક થયું. જુઓ હવે આચાર્ય સૂર્યવિજયની છુપી પેટીઓનો ભવાડો. બોલાવો હવે પેલા ચીમનલાલ શેઠને. તે જેવા જોઇશે તેવા પૂરાવા આપશે."

રસિકલાલે તરતજ ચીમનલાલને બોલાવવા માણસ મોકલ્યો અને પેલા પોલીસના માણસને હકારમાં જવાબ લખી આપી વિદાય કર્યો.

થોડીવાર થઈ કે ચીમનલાલ આવ્યા. રસિકલાલે પેલી ચીઠ્ઠી વંચાવી. તે સાંભળી તે તો ઘણાજ ખુશી થયા, સાધુનો જેટલો પક્ષ તે ખેંચતા હતા તેટલાજ તે વિરૂદ્ધ થયા, વેરની વસુલાતનો કિસ્સો હાથમાં આવ્યો અને ખૂબ આનંદના આવેશમાં આવી શેઠ બાંયો ચડાવી કહેવા લાગ્યા "મારી પાસે દીવા જેવા પૂરાવા છે. હું તે બધા લોકોને ઘેર જઈ તેડી આવીશ અને દાગીનાની યાદીઓ પૂરી પાડીશ. ઠીક વેર વાળવાનો પ્રસંગ આવ્યો છે. હું તમારે ત્યાં ચોપડા લઈ એક વાગે આવીશ. માલવાળાઓને દોઢ વાગે કોરટમાં જવાનું કહીશ. આપણે અહીંથી સાથે જઇશું." એમ કહી તે ઉઠયા, ચંદ્રકુમાર પણ ગયો.

ચીમનલાલની પાસે પેટીઓની વાત આવી એટલે તે તો જે મળે તેને સમાચાર કહેતા કહેતા ઘેર ગયા. વાત ગામમાં વીજળીની માફક ફેલાઇ ગઇ.

એક વાગે ચોપડા અને બીજા પૂરાવા લઇ ચીમનલાલ રસિકલાલને ત્યાં આવ્યા. રીતસર યાદી અને પૂરાવા તૈયાર કરી કોરટમાં બે વાગે ગયા, દાગીનાવાળાં સ્ત્રી પુરૂષો ત્યાં આવીને બેઠાં હતાં. વગર મહેનતે ગુમ થયેલો માલ આવે તે કોને લેવો ન ગમે?

કોરટમાં જોવા માટે પણ ઘણાં માણસો એકઠાં થયાં. પછી પોલીસ ઇન્સ્પેક્ટરે મામલતદારની રૂબરૂ તમામ હકીકત લોકોને જાહેર કરી અને ચંદ્રાવતીના દીવાન સાહેબના હુકમ પ્રમાણે અમલ કરવા ત્યાંથી આવેલા અમલદારે સૂચના કરી. યાદીઓ અને પૂરાવા જોઇ પાવતી લઇ દાગીના આપવાની વિધિ શરૂ થઈ. આ વખતનો દેખાવ જોવા જેવો બની રહ્યો. રાંડી રાંડો તો માલ લઇ હરખાતી હરખાતી ને સૂર્યવિજયને ગાળો દેતી ઘેર ચાલી, પંચમાં ખરચ કરવાના રૂપીઆના દાભડા પણ મળ્યા. ઘર ફુટે ઘર જાય ત્યાં પછી પૂરાવો મેળવતાં શી વાર? જે ચીમનલાલ છુપી રીતે મહારાજની વતી સંગ્રહ કરનાર તે ચીમનલાલ પોતે દાગીના બતાવવા નીકળે તો પછી છુપી વાત ક્યાં રહે? છ વાગ્યા સુધીમાં તમામ કામ અટપાઈ ગયું અને બધા ઘેર વેરાઇ ગયા.

બીજે દિવસે સાંજે તે હેવાલ "પ્રજાપોકાર" પત્રમાં વીગતવાર પ્રકટ થયો. "સૂર્યવિજય આચાર્યના પરિગ્રહની પેટીઓના ભોપાળાનું કોરટમાં પ્રદર્શન. ચીમનલાલે કરેલી વેરની વસુલાત. ચંદ્રાવતીના દીવાનને ધન્યવાદ." એવા જુદા જુદા મથાળાવાળા લેખો પ્રસિદ્ધ થયા. અને સૂર્યવિજય તરફ લોકોનો ઘણોજ તિરસ્કાર જાગૃત થયો. 'તેવા આચાર્યોને પદભ્રષ્ટ કરવા જોઇએ,' એવા ઉદ્ગારો નીકળવા લાગ્યા.

# પ્રકરણ ૨૮ મું.

## અમૃતકુમારને સપડાવવાનું તંત્રાલય.
## સૂર્યવિજયનો વૈરાગ્ય ઉપદેશ.

* दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितस्सर्पः किमसौ न भयंकरः ॥

એવકા દુનિયામેં કીસ કીસકા ભરોંસા કીજીએ ?
દોસ્ત દુશ્મન બનકે સર કાટે તો ફીર કયા કીજીએ ?

ન કર કત્લ નાહક સીતમગર કીસીકા,
ન લે ખૂન અપને તુ સર પર કીસીકા,
પડે અબ્ર ઝાલીમ ન તુજ પર કીસીકા,
નહીં દિલ દુખાના હય બહેતર કીસીકા.

અમૃતકુમાર ઉપર એક નનામો કાગળ આવ્યાને દસ દિવસ થયા કે બીજો નનામો કાગળ આવીને ઉભો રહ્યો. ફોડીને ધડકતા હૃદયે અમૃતકુમાર વાંચવા લાગ્યો—

**ભોળા અમૃતકુમાર.** મુકામ ઈસમપુર– રાજ્ય ચંદ્રાવતી

માણેકપુરથી લી. તમારા શુભેચ્છકના પ્રણામ વાંચશો. ભોળા માણસો બીજાને પોતાના જેવા ભોળા સમજી તેમની કપટજાળમાં ફસાય છે. તમે પેલા ચંદ્રકુમારને તમારા સાળા જેવા સમજી માનની અને પ્રેમની લાગણીથી જુઓ છો પણ તે કોણ છે તે તમે જાણો છો ? સરિતાને પોતાને ત્યાં શા માટે રાખી હતી તે તમારા સમજવામાં છે ? તેના બાપ અવંતીલાલ અને તેની મા તો ઈશ્વરના ઘરનાં પવિત્ર માણસ છે પણ ચંદ્રકુમારનાં મૂળ તો ઠેઠ પાતાળે છે, સરિતાની મા મરી ગયા પછી એવડી મોટી પંદર વરસની છોડીને ચંદ્રકુમાર પોતાને ત્યાં ભદ્રાપુરીમાં લઈ જઇને રાખતો હતો તે દીવા જેવી

* દુર્જન પુરૂષ પછી ભલેને તે વિદ્યાથી અલંકૃત થયેલો હોય તો પણ તે ત્યાગ કરવા લાયક છે. જેમ કે સર્પ પોતાના માથા ઉપરના મણિથી વિભૂષિત થયેલો હોય છતાં શું તે ભયંકર નથી લાગતો ?

વાત તમને નથી સમજાતી ? તેને એટલી બધી શી પડી હતી કે તેણે આટલો બધો પરિશ્રમ ઉઠાવી સરિતાને શોધી કાઢી ? નથી તે તેની બેન કે નથી કાંઈ સગી. માટે તમારી સરિતા તો શીંગમાંથી સળેલી છે. વિશ્વાસ કરતાં સંભાળજો. થોડું લખ્યું ઘણું કરીને માનજો. દા. પોતે.

ઉપર પ્રમાણે કાગળના શબ્દોએ તેના ક્રોધને વધારે સતેજ કર્યો. હૃદયમાં સરિતાની શંકા તો ચાલતીજ હતી તેમાં વળી ચંદ્રકુમારની શંકા ઉભી થઈ, તેથી સરિતા પ્રત્યેની શંકાને વધુ પુષ્ટિ મળી. બળતામાં ઘી હોમાયું. કાગળ વાંચી ખીસામાં મુકી દીધો પણ આ વખતે ઑફીસનું કામ છોડી દઈ સ્તબ્ધ નહીં બનતાં તે કામમાં રોકાયેલો રહ્યો.

કાગળની અસર કેવી થાય છે તે જાણવાના ઇરાદાથી પુરૂષોત્તમદાસ જાણી જોઇને અમૃતકુમારની ઑફીસમાં મળવાના બ્હાને ગયો. પરંતુ આ વખતે અમૃતકુમાર એટલો બધો બદલાયેલો જણાયો નહીં. વાતો કરી રહ્યા પછી પુરૂષોત્તમદાસ તેને સૂર્યવિજયની પાસે લઈ ગયો. સૂર્યવિજયે પોતાના ત્યાગમાર્ગનો ઉપદેશ શરૂ કર્યો—

"આ સંસાર અસાર છે. સ્ત્રીઓ તો નરકની ખાણ છે. ભલે પદ્મિની જેવી સ્ત્રી હોય તો પણ તે કપટની પૂતળી સમાન છે. તેનાં મૂળ ઘણાં જ ઉંડાં હોય છે. આ બાબત રાજા ભર્તૃહરિને ઘણો અનુભવ થયો હતો, તેના અનુભવનાં કથન સંભળાવું તે સાંભળો—

यां चिन्तयामि सततं मयि सा विरक्ता ।
साप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या ।
धिक् तां च तं च मदनं च इमां च मां च ॥

જે સ્ત્રીનું હું અહોરાત્રી હૃદયમાં સ્મરણ કરૂં છું, તે મારી સ્ત્રી મારા ઉપર અભાવ રાખે છે એટલુંજ નહીં પરંતુ બીજા પુરૂષને ચહાય છે, તે પુરૂષ બીજી સ્ત્રી ઉપર આસક્ત છે, અને તે સ્ત્રી મારા ઉપર આસક્ત છે, માટે જે સ્ત્રી મારા ઉપર પ્રેમ ધરાવે છે તેને, તથા તે સ્ત્રી ઉપર જે પુરૂષ આસક્ત છે તેને, તથા તે પુરૂષ ઉપર જે

મારી સ્ત્રી આસક્ત છે તેને, તથા મને તથા આ સઘળી આસક્તિને પેદા કરનાર કામદેવને ધિક્કાર છે. (વસંતતિલકા વૃત્ત)

જોયું આ કામદેવનું તોફાન અને જોયું સ્ત્રીચરિત્ર ? માટે સૌથી ઉત્તમમાં ઉત્તમ ત્યાગમાર્ગ છે. તે શીવાય આ સંસારની મોહજાળ છુટતી નથી. ત્યાગમાર્ગથીજ મોક્ષ મળી શકે છે. તે શીવાય બધા રસ્તા નકામા છે. છે અમારા જેવા જોગી લોકોને કાંઈ ઉજાગરો કે ચિંતા ? વળી ભર્તૃહરિ કહે છે કે—

> मही रम्या शय्या विपुलमुपधानं भुजलता ।
> वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ।
> स्फुरद्दीपश्चन्द्रो विरतिवनिता संगमुदितः ।
> सुखे शान्तः शेते मुनिरतनु भूतिर्नृप इव ॥

ભૂમિ એજ સુંદર બિછાનું, હાથ એજ મોટું ઓશીંકુ, આકાશ એજ ચંદરવો, અનુકૂળ પવન એજ વીંજણો, ચંદ્ર તેજ પ્રકાશિત દીવો, અને વૈરાગ્યરૂપ સ્ત્રીના સંગથી પ્રસન્ન થયેલો યોગી મોટા વૈભવવાળા રાજાની માફક સુખ અને શાંતિથી સુઇ રહે છે. (શિખરિણી)

સમજ્યા અમૃતકુમાર ? બધું ખોટું છે, વૈરાગ્ય એજ સાચો માર્ગ છે, માટે મોક્ષની ઇચ્છા રાખનાર પુરૂષે તો જરા પણ વિલંબ કર્યા શીવાય દીક્ષા ગ્રહણ કરવી જોઇએ.

અમૃતકુમાર ! સ્ત્રીઓને તમે કેવી સમજો છો ? અબલા નથી પણ સબલા છે. જાત અનુભવ મેળવનાર ભર્તૃહરિ શું કહે છે ?—

> नूनं हि ते कविवरा विपरीतबोधा ।
> ये नित्यमाहुरबला इति कामिनीनाम् ।
> याभिर्विलोल तरतारक दृष्टिपातै ।
> शक्रादयोऽपि विजिता अबला कथं ताः ?

નિરંતર જે મોટા કવિઓ સ્ત્રીઓને અબલા કહે છે તે બેશક સ્ત્રીવિષયમાં અજ્ઞાન છે, કારણ કે સ્ત્રીઓએ ચંચળ કીકીવાળા

નેત્રના કટાક્ષથી ઇંદ્ર વીગેરેને પણ જીતી લીધા છે ત્યારે તે કેમ અબલા કહેવાય ? અર્થાત્ સ્ત્રીઓ અબલા નથી પરંતુ સબલા છે. (શિખરિણી)

હું તો આગળ વધીને કહું છું કે તે તો સબલા છે એટલુંજ નહીં પરંતુ રાક્ષસીરૂપ છે. કહ્યું છે કે—

दर्शनाद् हरते चित्त स्पर्षनाद् हरते धनं।
संयोगाद् हरते वित्तं नारीप्रत्यक्षराक्षसी ॥

સ્ત્રી દર્શનથી ચિત્ત હરે છે, સ્પર્ષથી ધન હરે છે અને સંયોગથી વિત્ત હરે છે. માટે સ્ત્રી ખરેખર રાક્ષસી છે તેથી ભર્તૃહરિ કહે છે કે—

हरति वपुषः कान्तिं पुंसः करोति बलक्षतिं।
जनयति भृशं भ्रान्तिं नारी सुखाय निषेविता।
विरतिविरसा भुक्ता यस्मात्ततो न विवेकिभि-।
र्विषयविमुखैः सेव्या मायासमाश्रितविग्रहा ॥

અર્થાત્ પુરૂષ સુખ મેળવવાની આશાથી સ્ત્રીનું સેવન કરે છે પરંતુ તે સેવન કરનારા પુરૂષના શરીરની કાંતિનો નાશ કરે છે, બળને હરે છે, વિશેષ ભ્રાંતિ ઉત્પન્ન કરે છે અને ભોગ પછી પરિણામે નીરસ થઇ પડે છે માટે વિવેકી પુરૂષોએ વિષયોથી દૂર રહેવું અને માયાવી શરીરને ધારણ કરનારી સ્ત્રીને સેવવી નહીં. (હરિણી વૃત્ત)

કેવળ કામાંધ કવિઓજ સ્ત્રીઓનાં અંગો વખાણી તેમને સ્વર્ગમાં ચડાવે છે. શૃંગારરસ લખનાર કવિ ભર્તૃહરિ પોતેજ શૃંગારથી થયેલા કડવા અનુભવ ઉપરથી પૂરેપૂરા પસ્તાઇ છેવટે લખે છે કે—

स्तनौ मांसग्रन्थी कनककलशावित्युपमितौ।
मुखं श्लेष्मागारं तदपि च शशांकेन तुलितम्।
स्रवन्मूत्रक्लिन्नं करिवरकरस्पर्धि जघन-।
महो निन्द्यं रूपं कविजनविशेषैर्गुरु कृतम् ॥

સ્ત્રીઓનાં સ્તન જે માંસના લોચા છે તેને સુવર્ણના કલશની ઉપમા અપાયેલી છે, મુખ જે શ્લેષ્મનું-લીંટ લાળ વીગેરેનું-સ્થાન છે તેને ચંદ્રની સાથે સરખાવેલું છે, અને મૂત્રસ્રાવથી ભીની રહેતી જંઘાને

હસ્તિરાજની સૂંઢની સ્પર્ધા કરાવી છે, તો એવા નિંદાપાત્ર રૂપને કવિ-જનોએ વખાણી વખાણીને મોટું કરેલું છે (શિખરિણી). તે કહે છે કે—

कमलवदना पीनोत्तुंगं घटाकृति बिभ्रती ।
स्तनयुगमियं तन्वीश्यामा विशालदृगंचला ।
विशददशना मध्ये क्षामा वृथेति जनाः श्रमं ।
विदधति मुधा रागादुच्चैरनीदृशवर्णने ॥

સ્ત્રીનું મુખ કમળના જેવું છે, તેનાં સ્તન ઉન્નત, ભરાઉ અને કુંભના જેવાં ગોળાકારનાં છે, તેનું અંગ પાતળું અને સૂક્ષ્મ છે, ભર યુવાનીવાળી સોળ વરસની છે, તેની આંખના છેડા વિશાળ છે, તેના દાંત મોતીની પંક્તિ જેવા સ્વચ્છ છે અને કટિનો ભાગ પતળો છે, આ રીતે સ્ત્રીના ઉપર અત્યંત પ્રેમને લીધે આસક્ત થયેલા કામી પુરૂષો સ્ત્રીઓનું વર્ણન કરવામાં ફોકટ પરિશ્રમ કરે છે. (હરિણી)

આ પ્રકારે પુરૂષો કામાન્ધ બની તેમના રૂપનાં વખાણ કરે તો પણ સ્ત્રી તેમને ગણકારતીજ નથી. તે તો કોઈની સગી થતીજ નથી. તેજ કવિ લખે છે કે—

जल्पन्ति सार्धमन्येन पश्यत्न्यन्यं संविभ्रमाः ।
हृदये चिन्तयन्त्यन्यं प्रियः को नाम योषिताम् ॥

વિલાસવાળી સ્ત્રીઓ એક પુરૂષને જુએ છે, બીજાની સાથે વાત કરે અને ત્રીજાનું હૃદયમાં ધ્યાન ધરે છે, માટે સ્ત્રીઓને કોણ પ્રિય છે? અર્થાત્ સ્ત્રી કોઇની થતીજ નથી. માટેજ મણિરત્નમાળામાં કહ્યું છે કે द्वारं किमेकं नरकस्य नारी હે ગુરૂ! નરકનું બારણું શું? તો ગુરૂ જવાબ આપે છે કે નરકનું બારણું સ્ત્રી છે. किमत्रहेयं कनकं च कांता સંસારમાં ત્યાગ કરવા જેવું શું છે? સોનું અને સ્ત્રી. એવા પ્રકારની સ્ત્રીજાતિ છે. તેના મનની પરીક્ષા કોઈ પણ કરી શકતું નથી. તે સબંધી કહ્યું છે કે त्रियश्चरित्रं पुरुषस्य भाग्यम् । देवो न जानाति कुतो मनुष्यः ॥ અર્થાત્ સ્ત્રીઓનાં ચરિત્રને અને પુરૂષના ભાગ્યને સાક્ષાત્ પરમેશ્વર પણ જાણી શકતો નથી. તો મનુષ્ય શું જાણી શકે? ભાઇ

અમૃતકુમાર! એવી અધમ નીચ અને કપટી સ્ત્રીજાતિ છે, માટેજ ઉત્તમમાં ઉત્તમ ત્યાગમાર્ગ છે. તે શીવાય આ અસાર સંસારમાં દુઃખ દુઃખ અને દુઃખ દૃષ્ટિગોચર થાય છે. સંસારના તમામ વૈભવમાં ભય રહેલો છે, માત્ર ત્યાગમાર્ગજ નિર્ભય છે. સાંભળો અમૃતકુમાર—

> भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं ।
> मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयं ।
> शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं ।
> सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥

ભોગમાં રોગનો ભય, કુલિનતામાં કલંકનો ભય, લક્ષ્મી હોય તો રાજાનો ભય, મૌનમાં દીનતાનો ભય, બળમાં શત્રુનો ભય, રૂપમાં ઘડપણનો ભય, શાસ્ત્રજ્ઞ થવામાં વાદનો ભય, ગુણમાં દુષ્ટનો ભય, અને શરીરને કાળનો ભય, આ પ્રમાણે જગતમાં સઘળી વસ્તુઓ માટે માણસોને ભય રાખવો પડે છે, માત્ર વૈરાગ્ય છે તેને કોઇનો ભય નથી. નિર્ભયમાં નિર્ભય વસ્તુ કેવળ વૈરાગ્ય છે. ( શાર્દૂલવિક્રીડિત )

ભાઇ અમૃતકુમાર! આવા ઉત્તમ પ્રકારના વૈરાગ્ય પ્રત્યે તિરસ્કાર બતાવી જે પુરૂષો વિષયવાસનામાં રચ્યા પચ્યા રહે છે તેમને તો વિષયવાસના હોઇઆં કરી જાય છે અને છેવટે ટાંટીઆ ઘસી મરણ પામે છે. તે સાંભળો—

> भोगा न भुक्ता वयमेव भुक्तास्तपो न तप्तं वयमेव तप्ताः
> कालो न यातो वयमेव यातास्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः

ભોગ તો ભોગવાયા નહીં, પણ અમે કાળથી ભોગવાઇ ગયા, તપ તપાયું નહીં પણ અમેજ દુઃખથી તવાઇ ગયા, કાળ તો ન ગયો પણ અમે તો ઘરડા થયા, અને તૃષ્ણા તો જીર્ણ ન થઇ પણ અમેજ જીર્ણ થઇ ગયા. ( ઉપજાતિ )

રાજપાટ ભોગવનાર રાજા ભર્તૃહરિએ પોતાના થયેલા અનુભવનો ઉપદેશ આપી અસાર સંસારને છોડી ત્યાગમાર્ગનો રસ્તો પકડવા દુનિયાની આંખો ઉઘાડી છે. ભાઇ અમૃતકુમાર! જેટલો વખત

સંસારમાં ગાળો છો તેટલું નુકસાન ભોગવી રહ્યા છો, ગુમાવેલો વખત ફરી આવતો નથી. धर्मस्य त्वरिता गतिः ધર્મની ગતિ ઉતાવળી છે. का हानिः समयच्युतिः ? સમય ગુમાવ્યો તો પછી તેથી બીજી મોટી હાનિ શી થવાની છે ? માટે આવેલી તક ગુમાવવી નહીં. વૈરાગ્ય એજ મોક્ષનો ખરો માર્ગ છે.

આવો ઉપદેશ સાંભળી પુરૂષોત્તમદાસે કહ્યું " મહારાજ સાહેબ ! આ અમૃતકુમાર ત્યાગમાર્ગ ગ્રહણ કરે તેવા છે, તેમને કાંઇ આગળ પાછળનો એટલો બધો ઉજાગરો નથી, તેમણે શાસ્ત્રનો પણ થોડો ઘણો અભ્યાસ છે. વળી તમારી પાસે આવી આવો અમુલ્ય ઉપદેશ સાંભળવાથી વૈરાગ્ય તરફ તેમનું દિલ દોરાયું છે."

તેવામાં જોડે બેઠેલા એક સાધુએ કહ્યું " પણ સાંભળવા પ્રમાણે તે તો હમણાં પરણેલા છે એટલે તેટલી ઉપાધિ ખરી ને ?"

પુરૂષોત્તમદાસ—" તે ઉપાધિ ન કહેવાય. બૈરી સ્વાર્થની સગી, પૈસાની લાલચુ, તેને કદાચ પોતાના નિર્વાહનું સાધન ન હોય તો મારા જેવા પાંચ હજાર રૂપીઆ તેને આપે એટલે ઘેર બેઠાં વ્યાજ આવે તેમાંથી નીરાંતે ખાય. પછી તેને શું જોઇએ ? આવી તો કેટલીએ દીક્ષાઓ મહારાજ સાહેબે આપી દીધી. બૈરીઓ વ્યાજ ખાય છે અને મજા કરે છે. ધણીને સંભારતીએ નથી. સ્ત્રીચરિત્ર તો અમે સારી રીતે જાણીએ."

સૂર્યવિજય—" પુરૂષોત્તમદાસની વાત ખરી છે, એવા ઘણા પ્રસંગ આવેલા, તે આવી રીતેજ પૈસા આપી પસાર કરેલા. સાધારણ બુદ્ધિવાળો માણસ એટલો તો વિચાર કરે કે પારકાના ભલાની ખાતર પોતાનો ભવ કેમ ખરાબ કરે ? સ્ત્રીને સંતોષવાની ખાતર ધણી સંસારમાં રહી મુક્તિના માર્ગને લાત મારશે ? આ વાત સાવ સહેલી છે, નાનું બાળક પણ સમજી શકે તેમ છે. તો પછી આ ભાઇ કેમ ન સમજી શકે ? ત્યાગમાર્ગનું સ્વરૂપ બરાબર તેમને સમજાવવું જોઇએ. મારી પાસે આટલા બધા ચેલા છે પણ આ ભાઈ જેવો શાંત સ્વભા-

વનો હજુ એક પણ ચેલો મારી પાસે નથી. જે શાંત સ્વભાવના હોય છે તેજ ત્યાગમાર્ગ તરફ વળી શકે છે અને મોક્ષ મેળવી શકે છે."

પુરૂષોત્તમદાસ—" પણ હમણાં કેમ પેલા આપના ખાસ ગુપ્તવિજય વીગેરે સાધુઓ જણાતા નથી ?"

સૂર્યવિજય—" પેલા તોફાની લોકો કાપીલ ગામના ઉપાશ્રયમાં મારામારી કરી બિચારા નવદીક્ષિત કુમારસાગર સાધુને પરાણે મોટરમાં બેસાડી ઘેર લઇ ગયા. તેમાં સાધુઓને માર પડયો છે, તે બધા ચંદ્રાવતીમાં આવ્યા છે, તેમની સારવાર કરવા માટે તથા જે કેસ માંડયો છે તેમાં મૂળથી સલાહ આપવા તેમને તેડાવ્યા એટલે મોકલી દીધા છે, ગુપ્તવિજય કોરટના કામથી ઠીક વાકેફગાર છે. અષાડ સુદ ૧૩ ના દિવસે ગયા છે. હવે તો તે ત્યાંજ રોકાઇ ગયા. ચોમાસું ત્યાં કરશે. મારી પાસે બીજા એવા સાધુઓ છે એટલે ચાલે છે. અમારે સાધુને શું વધારે જોઇએ ? અમારે તો ધર્મનો ઉપદેશ દેવાનું કામ."

અમૃતકુમારે આચાર્યનો બોધ સાંભળી તેજ સાંજે આચાર્યની સાથે પ્રતિક્રમણ કરવાની શરૂઆત કરી. પુરૂષોત્તમદાસ ફરવા ઉપડી ગયો. પ્રતિક્રમણ પૂરૂં થયું એટલામાં તો પુરૂષોત્તમદાસ પાછો આવી પહોંચ્યો અને અમૃતકુમારને સાથે લઈ પોતાના મુકામે ગયો, તેને દેખી સોનેરી ટોળીના ગૃહસ્થો એકઠા થયા અને ધર્મનો આડંબર કરી વૈરાગ્યની વાતો કરી દીક્ષાનું પાણી છાંટવા લાગ્યા. થોડી વાર થઇ કે પુરૂષોત્તમદાસના માણસ સાથે અમૃતકુમાર પોતાને ત્યાં આવ્યો. આવીને તરત સુઇ ગયો, પણ હૃદયને કળ વળી નહીં. બીજો નનામો આવેલો કાગળ નજર આગળ ખડો થયો. ચંદ્રકુમાર પ્રત્યેના પ્રેમની લાગણી ઉડી ગઇ. રૂંવાટે રૂંવાટે તેના પ્રત્યે તિરસ્કાર વ્યાપી રહ્યો. એક કાગળની વાતને બીજા કાગળે પુષ્ટિ આપી. આવી વ્યગ્ર મનોદશામાં તે નિદ્રાવશ થયો.

---

# પ્રકરણ ૨૯ મું

## અમૃતકુમારનું શંકિત હૃદય અને તેની વ્યગ્ર મનોદશા. નદીકિનારે બેઠેલા યુવાન યુગલનો ખાનગી વાર્તાલાપ.

(હરિગીત.)

કકડા બદનના થાય તો તે યુક્તિથી જોડાય છે,
કકડા જીગરના થાય તો તેનો નહીં ઉપાય છે.
વ્યાધિ દવાથી જાય છે તનમાં મહા સુખ થાય છે,
પણ વ્હેમ જો મનમાં વસ્યો તેનો નહીં ઉપાય છે.—લેખક.

यद् भावि तद् भवति-(જે થવાનું તે થાય છે.)

બીજા દિવસે અમૃતકુમાર ઑફીસમાં લખતો હતો તેવામાં ટપાલમાં પત્ર આવ્યો. કવર ઉપરના અક્ષરોથી તે ઓળખી શક્યો કે પત્ર સરિતાનો છે. લખવાનું કામ પડતું મુકી કાગળ વાંચવા લાગ્યો—

**મારા વ્હાલા અમૃતકુમાર.**

હાલમાં તમારો પત્ર નથી માટે મને ચિંતા થાય છે. તમે કહેતા હતા કે ત્યાં મકાનની સવડ કરી તને બોલાવીશ માટે મકાનની સવડ કરી કે શી રીતે તે જરૂર લખશો. ઘણા દિવસથી હું રોજ તમારા પત્રની રાહ વરસાદની માફક જોયા કરૂં છું. પણ પત્ર નહીં મળવાથી નિરાશ થાઉં છું. તમારો પત્ર રોજ મારા ઉપર આવે તો મને કેવું સારૂં લાગે?

**લી. તમારી સદાની સરિતા. માણેકપુર.**

આ પ્રમાણે સરિતાના પત્રથી હૃદયના વિચારો ડહોળાઇ ગયા. "આ પત્ર તે સરિતાના હૃદયનો પ્રેમ છે કે પાપી હૃદયનું પાપ છે? વ્યભિચારિણી સ્ત્રીઓને આવો પત્ર ક્યાં નથી લખતાં આવડતો? તે તો વળી આથી પણ વધારે પ્રેમ ભરેલા પત્રો લખે છે. અરે! પણ તેની સાથેના ૭ માસના સહવાસમાં આ નનામા કાગળોમાં જણાવેલી

હકીકત સંબંધી જરા પણ શંકા લાવવાને કારણ મળ્યું નથી. વાત-ચીતમાં ને દરેક કામકાજમાં તેનું મન શુદ્ધ લાગતું હતું. કુટણખાનામાં જઇ આવેલી સ્ત્રીનાં લક્ષણ એવાં ન હોય, તે તો તદ્દન નિર્લજ જેવી બની ગઇ હોય. પણ આવા નનામા કાગળો મારા ઉપર કોઇને લખવાનું કારણ શું? મારો કોઇ એવો વેરી નથી કે દ્વેષને લઇને તેણે આમ કર્યું હોય?" એમ વિચારની સાથે નનામા કાગળો ખીસામાંથી કાઢી ફરી વાંચવા લાગ્યો. 'ભોળા માણસો સ્ત્રીચરિત્ર ન સમજે' એ શબ્દો વાંચી નરમ પડેલો ક્રોધ જાગૃત થયો. સરિતાના પત્રથી થયેલી અસર ભુસાઇ ગઈ, પત્રમાં બતાવેલા પ્રેમને કપટમાં લપટાવી દીધો, "બસ એ રાંડ જરૂર વંઠી ગઇ હશે." એવા મનના તર્કવિતર્ક સાથે કાગળો પાછા ખીસામાં મુકી દીધા. અને ઑફીસના કામે વળગ્યો.

સાંજ પડી કે પાછો પુરૂષોત્તમદાસ ખડો થયો. અમૃતકુમારને ઉપાશ્રયે લઇ ગયો. મહારાજે રોજની માફક દીક્ષાનું પાણી છાંટવા માંડયું.

આ પ્રમાણે અમૃતકુમાર રોજ સાધુની પાસે જવા લાગ્યો અને રાત્રે ત્યાં પ્રતિક્રમણ કરી મોડી રાત સુધી મહારાજની સાથે વાતચીત કરતો. બપોરે પણ વખત મળે સામાયિક કરવા જતો. એ રીતે પુરૂષોત્તમદાસે તેને સાધુના સમાગમમાં વિશેષ લાવી મુકયો. અઠવાડીઉં થયું કે સરિતાનો પાછો કાગળ આવ્યો. ફોડીને વાંચવા લાગ્યો—

**મારા વ્હાલા અમૃતકુમાર.**

એવો તે મેં શો અપરાધ કર્યો છે કે મારા ઉપર ઘણા દિવસથી તમારો બીલકુલ પત્ર નથી. મને વિસરી ગયા છો કે કેમ? રોજ ટપાલની રાહ જોયા કરૂં છું, પત્ર નથી એવું સાંભળતાં હવે તો હૃદયને આઘાત થાય છે, તમારા વિચારમાંજ આખી રાત પસાર થાય છે. બીલકુલ ગમતું નથી, ચોપડી વાંચું છું પણ તેમાં ચિત્ત ચોંટતું નથી. ઘરકામ પણ સુઝતું નથી. કાકીજી સારાં છે કે તે મને મારી કસુર માટે લડતાં નથી, તમારા કાકા ઉપર બે દિવસ ઉપર તમારા આવેલા કાગળથી જાણ્યું છે કે તમે ખુશીમાં છો. આથી મારા જીવને સંતોષ થયો છે પણ તમે મને કેમ ભૂલી ગયા છો તે મને સમજાતું

નથી. તમારા વિના તો સઘળું મને શૂન્ય લાગે છે. અત્યાર સુધી કાવ્યસરિતામાં જે કાવ્યો વાંચતી હતી તે કાવ્યોનું ભાન હવે ખરેખર થઈ આવ્યું છે.

દેખી ચંદ્ર ! તને અતિ તન તપે આ વિરહી નારીનું,
રે આ ચંદ્ર દિસે બહુ શીતળ કે છે બિમ્બ શું અગ્નિનું ?
ઉંચે વાદળ કે શું એ અગનના ઉડે ધુમાડા તહીં ?
કૌમુદિ પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ?

જે ચંદ્ર શીતળ પ્રકાશ આપી મનને શાંતિ ઉપજાવે તે કેમ દુઃખદાયી લાગતો હશે તે હવે મને બરાબર સમજાયું. પતિનો વિયોગ તમામ સુખ પડાવી લે છે.

" તનખા ઉડે જો આગના પાણી થકી બુઝાય છે,
પણ વિરહઅગ્નિ જો ઉડે તેનો નહીં ઉપાય છે." (લેખક)

આ લીટીઓના ભાવનું ખરેખરૂં ભાન હવે મને થાય છે. મારા વ્હાલા અમૃતકુમાર ! મને આમ ન તરછોડો. પત્રનો જવાબ લખી સંતોષ આપો.

લી. તમારી સદાની સરિતા.

આ પત્રથી અમૃતકુમારના હૃદયમાં બે પ્રકારના વિચારોનું યુદ્ધ ચાલી રહ્યું. એક બાજુ નનામા પત્રોથી જાગૃત થયેલા ક્રોધના વિચારો અને બીજી બાજુ સરિતાના પત્રથી ઉદ્ભવેલા પ્રેમના વિચારો. તેમાં છેવટે નનામા પત્રોનોજ વિજય થયો. નનામા પત્રના વ્હેમનો સંહાર કરી ભસ્મિભૂત કરી નાખે એવું એક પણ હથીઆર સરિતાના પત્રમાંથી મળી આવતું નહોતું. જે કાંઇપણ બચાવ કરી શકે તે તેનું નિર્મળ હૃદય હતું, પણ તેવા નિર્મળ હૃદયને તો અમૃતકુમાર કપટની જાળ સમજતો હતો. વાંચેલા પુસ્તકના ઉતારાનો ભાવ તો સ્ત્રીચરિત્રની ભાવનામાં ભળી ગયો તેથી આચાર્યના ત્યાગમાર્ગના બોધના શબ્દો વધારે અસરકારક થઇ પડયા. અમૃતકુમારે તિરસ્કારની સાથે તે કાગળ ખીસામાં મુકી દીધો અને પોતાના ઑફીસના કામમાં ગુંથાયો. પણ તેમાં તેનું ચિત્ત લાગ્યું નહીં. જો પત્રનો જવાબ નહીં આપું તો આવા બીજા પત્રો આવશે માટે કાંઇ જવાબ લખવો એમ ધારી કાગળ હાથમાં લઇ નીચે પ્રમાણે લખવા લાગ્યો—

સરિતા !

તારા પત્રો મળ્યા છે. હાલમાં ઑફીસમાં એટલું બધું કામ છે કે જરા પણ ફુરસદ મળતી નથી. તેથી પત્રનો જવાબ લખી શકાયો નથી. મકાનની પણ હજુ સવડ થઈ નથી અને હમણાં ચોમાસામાં થાય તેમ પણ નથી. હું ખુશીમાં છું.

લી. અમૃતકુમાર.

ઉપર પ્રમાણે પત્ર લખી ટપાલમાં નંખાવી દીધો. સાંજ પડી એટલે ઑફીસના એક કલાર્ક સાથે વરસાદ ઉઘડી ગયેલો હોવાથી બહાર ફરવા ગયો. ગામબહાર એક નાની નદી હતી. માત્ર ચોમાસામાં જ તેમાં પાણી આવતું હતું. કિનારે સુંદર ઝાડો પવનલહરીમાં કેલિ કરતાં હતાં, વરસાદ વરસીને રહી ગયેલો હોવાથી તેનાં સ્વચ્છ લીલાં પાંદડાં દૃષ્ટિને આનંદ પમાડતાં હતાં. પત્થરવાળી જમીન હોવાથી રસ્તાની બાજુમાં કોઇ મોટા મોટા પત્થરોની કુદરતી રચના બેઠકોની ગરજ સારતી હતી. તેવા એક મોટા પત્થર ઉપર એક યુવાન યુગલ બેઠેલું હતું. તેમની આગળ થઇ આ અમૃતકુમાર અને કલાર્ક ચાલતા હતા, તેવામાં પેલા બેઠેલા યુવકે પેલા કલાર્કને કહ્યું "ક્યાંથી ફરવાની ફુરસદ મળી છે ?"

કલાર્ક—"આજે કામથી કંટાળો આવ્યો હતો અને વરસાદ ઉઘડી ગયો હતો, આ અમારા મિત્ર અમૃતકુમારની મરજી ફરવાની થઇ તેથી વિચાર થયો કે જરા નદીકિનારે ફરવા જઇએ" એમ હસતા મુખે જવાબ આપી તે આગળ ચાલ્યો.

તેઓ જરા દૂર ગયા કે પેલા યુવકે તેની સ્ત્રીને કહ્યું "પેલા અમૃતકુમારને જોયા ને ?" સ્ત્રી બોલી "પેલા જોડે હતા તે ને ?"

યુવક—"હા તેજ, બરાબર ધારીને જોયા ? યાદ રાખવાની જરૂર છે."

સ્ત્રી—"બરાબર જોયા છે પણ યાદ રાખવા જેવું શું કારણ છે ?"

યુવક—"થોડા વખતમાં તે સાધુ બની જશે."

સ્ત્રી—"તમને શી ખબર ?"

યુવક—"મારા શેઠે અને સાધુએ યુક્તિ રચી છે, ચોમાસું જાય એટલે તું જોજે કે તે શી રીતે સાધુ થાય છે."

સ્ત્રી—" તે ક્યાંના રહીશ છે ? "

યુવક—" રહીશ તો માણેકપુરના છે પણ તેમની બદલી અત્રે અમારા શેઠે કરાવી છે. એકલા આવ્યા છે."

સ્ત્રી—" પરણેલા છે કે કુંવારા ? "

યુવક—" હમણાં ગયા શીયાળામાંજ પરણ્યા છે."

સ્ત્રી—" પરણેલા છે તો તેની સ્ત્રી સાધુ કેમ થવા દેશે ? "

યુવક—" તેને ભરમાવવા અમારા શેઠ યુક્તિ કરે છે. "

સ્ત્રી—" તેની સ્ત્રીનું નામ શું ? "

યુવક—" સરિતા. "

સ્ત્રી—" તે સાધુ થશે તો સરિતાની શી વલે ? "

યુવક—" તે સંબંધી કપટજાળ ગુંથાય છે, જાળ પૂરેપૂરી ગુંથાઈ જશે એટલે તને પછી તે ભેદની વાત સમજાવીશ."

સ્ત્રી—" ત્યારે તો તમે બધું જાણતા જ હશો ? "

યુવક—" શેઠને મારા ઉપર એટલો બધો વિશ્વાસ છે કે તે તમામ કામ મારી મારફત જ લે છે. આ વાત મનમાં રાખજે. "

એ એમ ગુપ્ત રીતે વાતો કરે છે એટલામાં તે બંને મિત્રો પાછા ફરીને તે રસ્તે થઈ જતા હતા, તેમને જોઇ યુવકે કહ્યું " કેમ ફરી આવ્યા ? " ક્લાર્કે જવાબ આપ્યો " હા જરા ફરી આવ્યા " એમ કહી ચાલતા જ થયા. આ વખતે પેલી સ્ત્રી થયેલી વાત ઉપરથી અમૃતકુમારને ધારીને જોઇ રહી. તે બંને થોડા દૂર ગયા કે સ્ત્રી બોલી "હવે અમૃતકુમારને બરાબર ધારીને જોયા. પણ આવા યુવકને તમારા શેઠ સાધુ બનાવવાની યુક્તિ રચે તે નવાઇ જેવી વાત છે. નવી પરણેલી સ્ત્રીને છોડાવી દીક્ષા અપાવવી એ યુક્તિ પણ ભારે કહેવાય. હું હમણાં મારા પિયર ચંદ્રાવતી ગઇ હતી ત્યાં બાજુના ગામડામાં એક આવી દીક્ષા અપાઈ હતી તેમાંથી ભારે તોફાન થયું હતું. તેની સ્ત્રી ધણીને ઉપાડી મોટરમાં બેસાડી જાહેર રીતે લઇ ગઇ. "

યુવક—"તેટલા માટે યુક્તિ ભારે રચવા માંડી છે, માણસ પોતાનું કામ સાધવા કેવી યુક્તિ કરે છે તે આ ઉપરથી તને શીખવાનું મળશે. દુનિયાનો તને ખરો અનુભવ થશે. સીધા રસ્તે જવાથી દુનિયાનો ખ્યાલ નથી આવતો. આ માટે મારે કહેવું પડશે કે મારા શેઠ ઘણાજ કાબેલ છે. તેની બરાબરી કોઇ પણ કરી શકે તેમ નથી. આ અમૃતકુમારનું મન બદલાવવા મારી મદદથી સાધુ કેવી પ્રપંચજાળ પાથરે છે અને કેવા ઝેરી બૉમ્બ છોડે છે તે તું જ્યારે જાણીશ ત્યારે આશ્ચર્યચકિત થઇશ. બે બૉમ્બ તો છુટયા છે અને ત્રીજો બૉમ્બ છુટવાનો છે. આ તો વગર દારૂ ગોળાના માત્ર ચાર પૈસાની કીંમતના જ બૉમ્બ છે." એમ તે યુવક પોતાની પત્ની સાથે પોતાનાં અને પોતાના શેઠનાં પરાક્રમોની અને બુદ્ધિની વાતો કરતો કરતો ઘેર ગયો.

અમૃતકુમાર ઑફીસના કામે પંદર દિવસ નાગપુર વીગેરે સ્થળે ફરી આવ્યો અને પોતાની લેટર બૉકસ ઉઘાડીને જુએ છે તો તેમાંથી કેટલાક કાગળો આવીને પડેલા હતા. સરનામાના અક્ષર ઓળખી પ્રથમ સરિતાનો કાગળ ફોડી વાંચવા લાગ્યો—

**વ્હાલા અમૃતકુમાર.**

ઘણા દિવસે તમારો પત્ર વાંચી જો કે મને આનંદ થયો પરંતુ જેવો જવાબ હું ધારતી હતી તેવો નહીં આવતાં ઉલટ જુદાજ ભાવનો હોવાથી મને અસંતોષ થયો છે. ફરીને વાંચતાં મને જણાયું કે પત્ર લખનાર મારા અમૃતકુમાર ન હોય, તેમના લખાણમાં આવી કઠોરતા ન હોય, પ્રથમના તેમના પત્રના શબ્દો વાંચતાં તેમાંથી જે મધુર અમૃતરસ ઉત્પન્ન થતો હતો અને તે અમૃતરસમાં અમૃતકુમારનું પ્રતિબિંબ જોઈ ઘણો આનંદ અને સંતોષ પામતી તેને બદલે સુનકારનો ભાસ થાય છે. કારણ સમજાતું નથી. ખુલાસો કરો તો મારૂં હ્રદય શાંત થાય. જરા પણ મારા મનને આરામ નથી.

લી. **તમારી સરિતા.**

કાગળ વાંચી ઉકળતા હ્રદયે ચંદ્રકુમારે ખીસામાં મુકી દીધો. આ પછી બીજો કાગળ ફોડી વાંચવા લાગ્યો—

**બ્રહ્મ સ્વરૂપ ભલા ભાઇ અમૃતકુમાર!**

તમારા જેવી આખી દુનિયા સાફ દિલની ભલી અને ભોળી હોય તો જરૂર મોક્ષમાં એક પરમાણું મુકવાની પણ જગો રહે નહીં. આવી ભલમનસાઈ ઘર ઘાલે છે તે તમારા સમજવામાં નથી આવતું? તમારા કાકા કેશવલાલ કોણ છે તે જાણો છો? તે તમારા મુરબ્બી નથી પણ તમારી સરિતાના આશક છે. તમારી કાકી દ્વારાએ તે ગોટાળો ચાલે છે. સરિતાની પાછળ ઘેલા થશો નહીં, નહીં તો જાન ગુમાવશો. એવી પરિસ્થિતિ બની ગયેલી છે. હું તો તમારા ભલાની ખાતર લખું છું. માનવું ન માનવું એ તમારી મરજીની વાત છે.

લી. જાણભેદુ.

આ પત્ર વાંચી અમૃતકુમાર લાલ પીળો બની ગયો. પત્ર ખીસામાં મુકી દીધો અને બીજા પત્રો વાંચવા લાગ્યો. તેમાં તેના કાકા કેશવલાલનો પત્ર પણ હતો. તે પણ પત્રની આળસ માટે ઠપકો લખતા હતા. ઑફીસનું કામ હાથમાં નહીં લેતાં અમૃતકુમારે પત્રોના જવાબ લખવાનું કામ હાથમાં લીધું. પ્રથમ પત્ર સરિતા ઉપર લખવો શરૂ કર્યો—

**સરિતા!**

હું પખવાડીઉં બહારગામ ઑફીસના કામે જઈ આવ્યો તેથી તને પત્ર લખાયો નથી. મારા પત્રો ફરીને વાંચતાં તને જેમ જણાયું કે હું લખનાર અમૃતકુમાર નથી તેમ તારો પત્ર ફરીને વાંચતાં મને જણાયું કે તું લખનાર સરિતા નથી. વળી જેમ મારા પત્રથી તને સુનકાર સ્થિતિનું ભાન થાય છે તેમ તારા પત્રથી મને સુનકારનો ભાસ થાય છે, માટે હવે ખુલાસો કરવાની જરૂર નથી. આ પત્ર તેજ મારો ખુલાસો સમજી લેવો. પાછો હું બહારગામ ફરવા જવાનો હોવાથી મારાથી પત્ર લખી શકાશે નહીં, તેમજ મને પત્ર લખીશ તો તે મને નહીં મળતાં કદાચ મારી ગેરહાજરીમાં બીજા કોઇના હાથમાં જશે.

લી. અમૃતકુમાર.

બીજો પત્ર તેના કાકા કેશવલાલને લખ્યો તેમાં જણાવ્યું કે "હું હમણાં બહારગામ ગયેલો તેથી પત્ર લખાયો નથી, તેમ હવેથી પાછો બહારગામ જવાનો છું તેથી કદાચ પત્ર લખી શકાશે નહીં. માટે પત્ર ન આવે તો ફીકર કરશો નહીં." આવી મતલબનું કાર્ડ

લખી દીધું. ઉપર પ્રમાણે બંને પત્રો સરનામું કરી ટપાલમાં નંખાવી દીધા અને ઑફીસના કામમાં રોકાયો.

સાંજે શેઠ પુરષોત્તમદાસ મોટર લઇને આવ્યો અને અમૃતકુમારને લઇને ઉપાશ્રયે ચાલ્યો. ત્યાં તેમની ખાનગી કાઉન્સીલ મળી. અને અમૃતકુમારને કેવી રીતે દીક્ષા આપવી તેની ગોઠવણ થવા માંડી. અમૃતકુમાર પણ તેમનીજ આંખે દેખવા લાગ્યો. કેશવલાલ, ચંદ્રકુમાર તથા સરિતા તરફ તિરસ્કારની લાગણી હૃદયમાં વ્યાપી રહી. તેમનું મોં જોવાનો પણ વખત ન આવે તેવું ઇચ્છવા લાગ્યો. આવી સ્થિતિમાં ઑફીસના મેનેજરે દીક્ષાનું પાણી છાંટવા અને તેની હીલચાલની ખબર આપવા અમૃતકુમારની મદદમાં એક વધુ કલાર્ક આપ્યો. તે તેના સોબતી તરીકે રહેવા લાગ્યો, બંને સાથે સાધુ પાસે પડિક્કમણું કરવા જવા લાગ્યા. થોડા દિવસ ગયા કે અમૃતકુમારને તે કલાર્ક સાથે દોઢ માસ સુધી ખંડવા મોકલવામાં આવ્યો. ત્યાં પણ પેલો સોબતી દીક્ષાની, સાધુની અને ઉપાશ્રયની વાતોમાંજ આખો વખત કાઢતો. ખંડવાથી કેશવલાલ ઉપર દર અઠવાડીએ અમૃતકુમાર ખુશીના કાગળ લખતો જેથી તેમને શંકા પડે નહીં. પર્યુષણ પર્વ ખંડવામાં કરી થોડા દિવસ પછી તે બંનેને પાછા ઇસમપુર બોલાવવામાં આવ્યા. અમૃતકુમાર તો ખરેખર સાધુનો ભક્ત બની ગયો, પુરૂષોત્તમદાસ અને આચાર્ય કહે તેમ તે કરતો. મેનેજર ફુટમાં હોવાથી પુરૂષોત્તમદાસને પોતાની ધારણા બર લાવવામાં સારી સવડ મળી આવી. જ્યાં ફેરવવો ઘટતો હતો ત્યાં તેને તે ફેરવી શકયા. આસોમાસ થયો કે તેને પેલા સોબતી સાથે ભુસાવળની ઑફીસમાં મોકલવામાં આવ્યો. દીવાળી થઇ કે આચાર્ય સૂર્યવિજયનો તેના ઉપર પત્ર આવ્યો. તેજ દિવસે કેશવલાલનો પત્ર પણ મળ્યો. આ બંને પત્રોના જવાબ લખી કવરમાં બીડી દીધા અને ટીકેટ ચોડી સરનામું કરી પેલા તેના સોબતીને ટપાલમાં નાખવા માટે પટાવાળાને આપવા કહ્યું અને પોતે ઑફીસના કામમાં ગુંથાયો. પેલો સોબતી ખાનગી ઓરડામાં જઇ બંને કાગળો ધીમે રહી

ઉખેડયા. તાજા બીડેલા હતા એટલે ઝટ લઇને ઉખડયા, બંને પત્રો ઉતાવળા ઉતાવળા વાંચી લઇ તાકીદથી પાછા કવરમાં બીડી, હતા તેવા ચોડી દઇ ટપાલમાં નાખવા પટાવાળાને આપી દીધા.

---

# પ્રકરણ ૩૦ મું.

---

## ભેદી પત્ર પરથી અમૃતકુમારનો તપાસ. ચંદનગિરિની યાત્રા. દેવદર્શને દર્શાવેલો માર્ગ. કાવ્યનો ચમત્કાર. સાધુવેશમાં અમૃતકુમારનો દેખાવ.

(દોહરો)

આંચ ન આવે સાચને, બળે અદેખો આપ,
નિશ્ચે કોઈ સમે નડે, તેને તેનું પાપ.
પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય?
પથરા ફેંકે પાપી પણ, ફૂલ થઇ ફેલાય.—દલપતરામ.

માણેકપુરમાં કેશવલાલ પોતાના ઘરમાં નીચે હીંચકા ઉપર બેઠો હતો તેવામાં ટપાલવાળો કાગળ આપી ગયો. કેશવલાલ સરનામું વાંચી અક્ષર ઓળખી બોલ્યો "ભાઈ અમૃતકુમારનો કાગળ જણાય છે." આ સાંભળતાં સરિતાનું ધ્યાન તે તરફ ખેંચાયું. કેશવલાલ કાગળ ફોડી વાંચવા લાગ્યો તો મથાળુ વાંચતાંજ તે આશ્ચર્યચકિત થયો. ફરી કવર ઉપરનું સરનામું જોયું તો સરનામું બરાબર પોતાનુંજ હતું. "આ કાગળ તો મારા ઉપરનો ન હોય, ભૂલથી સૂર્યવિજયનો કાગળ મારા ઉપર બીડેલો જણાય છે." એમ કહી કેશવલાલ પોતાની સ્ત્રીને બોલાવી પત્ર વાંચવા લાગ્યો. સરિતા પણ તેની કાકીજી જોડે આવીને બેઠી અને સાંભળવા લાગી—

**પરમપૂજ્ય મોક્ષમાર્ગદર્શક મહોપકારી આચાર્ય મહારાજ શ્રીસૂર્યવિજયજીની સેવામાં. મુકામ ઈસમપુર.**

ભુસાવળથી લી. દીક્ષાભિલાષી આપના સેવાધીન નમ્ર સેવક અમૃતકુમારની વંદના અવધારશોજી. આપના પત્રના જવાબમાં જણાવવાનું કે હું હવે દીક્ષા લેવા તૈયાર થયો છું. કારતક સુદ ૧૫ ની રાહ જોઈ રહ્યો છું. મારા પેલા કહેવાતા દાંમ્ભિક અને બદમાસ સાળા ચંદ્રકુમારને પણ મેં ઓળખ્યો, બીજા તેના જેવા મારા કાકા કેશવલાલને પણ જાણ્યા અને મેનકા નામ ધારણ કરી કુટણખાનામાં જઈ આવી ભ્રષ્ટ થયેલી મારી સ્ત્રીનું ચરિત્ર પણ જોયું. એમ ત્રણે જણ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો છે. ત્રણે પ્રપંચી, પાખંડી અને વ્યભિચારી છે. મેં હજુ સુધી દીક્ષા લેવાનો મારો વિચાર તેમને જણાવ્યો નથી. હવે હું મારા નિશ્ચયથી ડગવાનો નથી. મને ત્રણેની વાતો સાંભળી સંસાર તરફ તિરસ્કાર છુટયો છે. હવે તો નોકરી પણ છોડી દેવાનો નિશ્ચય કર્યો છે કારણકે નોકરીને લીધે મારે ઑફીસના કામે બહાર જવું આવવું થાય છે તેથી આપના સહવાસમાં રેહેવાનું બની શકતું નથી. આપની ઈચ્છા છાની રીતે મને દીક્ષા આપવાની છે તો હું ગુપ્ત રીતે આપ કહેશો તે ઠેકાણે દીક્ષા લઈશ. આપ લખો તો અહીંથી છાની રીતે આપની પાસે ઈસમપુર આવું અગર આપ કહો ત્યાં હું જાઉં. આપને મારી સ્ત્રી તથા કાકા માટે દરકાર કરવાની નથી. ભલે તે લુચ્ચા લોકો બુમો પાડી ધમપછાડા કરે, પણ હું મારા નિશ્ચયથી જરા પણ ડગવાનો નથી. હાલમાં હું તેમને દીક્ષા સંબંધી કાંઈ લખતો નથી. માત્ર રાજીખુશીનાજ સમાચાર લખું છું. જેથી તેમને વ્હેમ ન પડે. દીક્ષા લીધા પછી સૌ સારાં વાનાં થશે.

**ભુસાવળ.** કારતક સુદ ૩ } **લી. સેવક દીક્ષાભિલાષી અમૃતકુમાર.**

ઉપરનો કાગળ વાંચી કેશવલાલ બહુ દિલગીર થયો. તેની સ્ત્રીના આંખમાં આંસુ આવ્યાં. સરિતાના હોશ ઉડી ગયા. તે તો મોં મુકી રડવા લાગી. કેશવલાલે બંનેને ધીરજ અને દિલાસો આપી જણાવ્યું "આપણા ઉપર હમણાં બરાબર તેના કાગળો આવતા નથી તેનું કારણ હવે સમજાયું. તેણે સૂર્યવિજય ઉપર લખેલો કાગળ ભૂલથી આપણા ઉપર બીડાઈ ગયેલો છે. તે કાગળમાં તેનું બધું હૃદય જણાઇ

આવે છે. આ વાત કોઈની આગળ બહાર પાડશો નહીં. સારૂં થયું કે આ તેમની ભૂલ થઈ, તેથી આપણને શોધખોળ કરવી ફાવી શકશે. કુદરતે જ તેમને ભૂલ કરાવી છે, આ કાગળ ઉપરથી મારૂં હૃદય કહે છે કે આપણે અમૃતકુમારને શોધી કાઢીશું. જો આ પત્ર ન આવ્યો હોત તો આપણે અંધારામાં કુટાત. પૂનમ પહેલાં દીક્ષા અપાય નહીં. હવે હીંમત રાખો. સરિતાને મુંઝાવવા દેશો નહીં. હું આ કાગળ લઇ ભદ્રાપુરી જઇ ચંદ્રકુમાર અને રસિકલાલને મળું અને તે કહે તે પ્રમાણે પગલા ભરીએ."

સરિતા ધીમે રહી બોલી " કાકીજી ! આપણે પણ કાકાજીની સાથે ભદ્રાપુરી જઇએ તો શું ખોટું ? ત્યાં આપણા ઘર જેવું છે. કદાચ ત્યાંથી બીજે જવાનું થાય તો આપણે સાથે જઇએ. ચંદ્રિકા કુમારપાળને લાવી તે પ્રમાણે કદાચ કરવાનો પ્રસંગ પણ આવે માટે કાકાજીની સાથે આપણે પણ જઇએ."

સ્ત્રીએ સંમતિ આપી જણાવ્યું " સરિતાનું કહેવું બરાબર છે, અમારો જીવ તમારી તરફ ખેંચાય અને તમારો જીવ અમારી તરફ ખેંચાય માટે આપણે સાથે જઈએ તો ઠીક."

કેશવલાલે હૃદયપૂર્વક કહ્યું " ચાલો ત્યારે આપણે બધાં સાથે." એમ નિર્ણય ઉપર આવી બપોરની ગાડીમાં તેઓ ભદ્રાપુરી ગયાં. બે કલાકમાં પહોંચ્યાં. રવિવાર હોવાથી ચંદ્રકુમાર ઘેર હતો. કેશવલાલે હકીકત કહી પેલો કાગળ ચંદ્રકુમારના હાથમાં મુક્યો. ચંદ્રકુમાર ઘણો જ દિલગીર થયો. તરતજ રસિકલાલ અને માલતીને બોલાવવા મોકલ્યાં, અશ્વિનીકુમાર તથા મહાશ્વેતાને પણ બોલાવ્યાં. એક કલાકમાં મિત્રમંડળ એકઠું થયું અને શું ઉપાયો લેવા તેને માટે ખાનગી મસલત ચલાવી એક નિશ્ચય ઉપર આવી ચંદ્રાવતી જગજીવનદાસ ઉપર તાર મુકી જણાવ્યું કે 'અમે આવતી કાલે ભુસાવળના રસ્તે તમારી તરફ આવીએ છીએ' આ પ્રમાણે તાર કરી બીજા દિવસે તે મંડળ ચંદ્રાવતી તરફ ઉપડી ગયું. ચંદ્રકુમાર અને રસિકલાલ મદદમાં માણસ રાખી ભુસાવળ ઉતર્યા અને બાકીની મંડળી ચંદ્રાવતી તરફ ગઇ. જગ-

જીવનદાસ ઉત્તમલક્ષ્મી અને ચંદનબાલા સ્ટેશન ઉપર લેવા માટે આવ્યાં હતાં. તે મંડળી ઉતરી કે તેઓ તેમને પોતાને ત્યાં લઇ ગયાં.

ચંદ્રકુમાર અને રસિકલાલ ભુસાવળમાં અમૃતકુમારની ઑફીસમાં જઇ આવી તપાસ કર્યો તો ત્યાંથી જવાબ મળ્યો કે "અમૃતકુમાર રાજીનામું આપી દેશમાં ચાલ્યા ગયા છે." આથી તેઓ ચંદ્રાવતી ગયા અને જગજીવનદાસ તથા મંડળીને હકીકત કહી. ચંદ્રાવતીની ઑફીસમાં પણ ગુપ્ત રીતે તપાસ કરાવ્યો તો ત્યાંથી પણ એજ જવાબ મળ્યો કે "તે રાજીનામુ આપી દેશમાં ગયા છે." ઉપાશ્રયમાં પણ તપાસ કરાવ્યો છતાં કાંઈ સમાચાર મળ્યા નહીં. તેથી તે વિચારમાં પડયા; બીજા દિવસે ઇસમપુર ચિત્રાણી વીગેરે સ્થળે માણસો મોકલી શોધખોળ કરાવી પણ અમૃતકુમારનો પત્તો લાગ્યો નહીં. આમ શોધખોળમાં અઠવાડીઉં વહી ગયું.

કારતક સુદ ૧૫ ના રોજ પાટવીકુંવરનો જન્મદિવસ હોવાથી ચંદ્રાવતીના મહારાજા તરફથી પ્રજાના આગેવાનોને મોટી ગાર્ડન પાર્ટી આપવામાં આવી. આ પ્રસંગે જગજીવનદાસના સંબંધને લઇને અશ્વિનીકુમાર મહાશ્વેતા રસિકલાલ અને માલતીને આમંત્રણ મળ્યાં હતાં તેથી ગાર્ડન પાર્ટીમાં ભાગ લેવાની તક તેમને મળી આવી. એક ટેબલ આગળ દીવાન, જગજીવનદાસ અને અશ્વિનીકુમાર વાતો કરતા હતા એવામાં મહારાજા ત્યાં ફરતા ફરતા આવ્યા. દીવાન સાહેબે તેમની ઓળખાણ કરાવી અને ત્યાંથી અશ્વિનીકુમાર અને મહાશ્વેતા મહારાજાની સાથે જોડાયાં. તેઓ ફરતાં ફરતાં મહારાજાની મંડળી માટે ખાસ ગોઠવેલા ટેબલ આગળ આવ્યાં. મહારાજા ખુરશી ઉપર બિરાજમાન થયા કે તેમની સામેની ખુરશીઓ ઉપર દીવાન, અશ્વિનીકુમાર મહાશ્વેતા અને જગજીવનદાસ બેઠા.

આ પ્રસંગ તો વાર્તાલાપ અને વાદવિનોદનો હોય છે. ફળ, મેવો, ચા દુધ મીઠાઈ વીગેરેને ઇનસાફ અપાતો હતો, તે દરમીઆન જુદા જુદા વિષયની વાતો ચાલી રહી હતી, એક બાજુ બેંડ પણ તેના

મધુર સુરથી હૃદયને આનંદ પમાડતું હતું.

દીવાનની ખાનગી સૂચનાથી આ પ્રસંગનો લાભ લઇ અશ્વિનીકુમારે ઉભા થઇ સમયાનુસાર બુલંદ અવાજે દસ મીનીટ ભાષણ આપ્યું. મહારાજા તેમના ભાષણથી ઘણાજ આકર્ષાયા. થોડાક વખત પછી પાર્ટીની પૂર્ણાહૂતિ થઇ. આ દિવસથી અશ્વિનીકુમારનો મહારાજા સાથે સંબંધ જોડાયો.

કારતક વદ પાંચમ થઇ પણ અમૃતકુમારનો પત્તો નહીં લાગવાથી સૌ નિરાશ થયાં. તેથી તે કામ જગજીવનદાસને ભળાવી દેશમાં જવાનો ચંદ્રકુમારે વિચાર કર્યો.

આ વિચાર જાણી જગજીવનદાસે કહ્યું "ભલે તમારે જવાની ઇચ્છા હોય તો જાઓ, અમે તે બાબતનો બારીક તપાસ કરતા રહીશું. એકે એક ગામ જાતે ફરી આવીશું અને અમૃતકુમારને ગમે ત્યાંથી શોધી કાઢીશું. પણ મારી એવી ઇચ્છા છે કે અત્રે ચંદનગિરિની યાત્રા કરવા જેવી છે માટે આપણે ત્યાં જઇ યાત્રા કરી આવીએ. એક અઠવાડીઉં લાગશે. ચંદનગિરિનો ડુંગર તળાજાના જેવો રમણીય અને સુંદર છે. ચોમુખજીનું ભવ્ય દેવાલય છે, તમારાથી ફરી કાંઈ આ તરફ અવાતું નથી. વળી એક પંથ અને બે કાજ જેવું છે. તે તરફ તપાસ કરાશે અને યાત્રા પણ થશે."

તેમની મા ઉત્તમલક્ષ્મીએ પણ તે વાતને ટેકો આપતાં જણાવ્યું "આટલે સુધી આવ્યાં છો તો જઇ આવો." અશ્વિનીકુમારે કહ્યું "અમે અત્રે રોકાઇએ છીએ અને રસિકલાલ માલતી અને સરિતાને જાત્રાએ જવા દો. આપણામાંથી અત્રે કોઈને રહેવું જોઇએ. કારણકે હજુ આપણો તપાસ તો આ તરફ ચાલુ છે.'' આ વાત સૌએ સ્વીકારી અને બીજા દિવસે કારતક વદ ૬ ના સવારે જગજીવનદાસ, ચંદનબાલા, રસિકલાલ, માલતી અને સરિતા, રસોઇઓ નોકર વીગેરે માણસો લઇને ચંદનગિરિ તરફ મોટરમાં ઉપડયાં. નવ વાગ્યાના શુમારે તે ત્યાં પહોચ્યાં અને ધર્મશાળામાં મુકામ કર્યો.

ચંદનગિરિની રચના અને દેખાવ એવો રમણીય હતો કે જોતાંજ તમામના હૃદયને આનંદ થયો. પરંતુ અમૃતકુમારનો પત્તો નહીં લાગવાથી ઉદ્દભવેલી નિરાશાથી આ આનંદ ઉપર શોકનું આવરણ છવાઈ રહ્યું. તેથી દરેકના મુખ ઉપર ઘડીમાં આનંદ અને ઘડીમાં દિલગીરીની નિશાની દૃષ્ટિગોચર થતી હતી. બિચારી સરિતા તો જવલ્લેજ આનંદનો અનુભવ લેતી હતી.

તેઓ કપડાં બદલી નાના સુંદર ડુંગર ઉપર ચડયાં અને ઉપર ન્હાઈ પૂજા કરવા દેરાસરમાં ગયાં, આ વખતે પૂજારી આંગી ઉતારતો હતો. સરિતા પ્રતિમાના અંગ ઉપર કેસરના પાડેલા બુટ્ટા જોઇ વિસ્મય પામી. ગભારામાં દાખલ થઇ, ધારીને જોવા લાગી અને પ્રદક્ષિણા ફરી ચારે પ્રતિમાનાં દર્શન કર્યાં. ત્રણ વખત પ્રદક્ષિણા ફરી. આથી માલતીને વિચાર થવાથી તે સરિતાની પાસે જઈ કહેવા લાગી "સરિતા! શું ધારીને જુએ છે?"

સરિતા બોલી "આ કેસરના બુટ્ટા અને વેલ તેમના (અમૃતકુમારના) હાથના જેવાંજ જણાય છે. માણેકપુરમાં તે રોજ પૂજા કરતી વખતે આવા જુદા જુદા પ્રકારના બુટ્ટા પાડતા હતા, પગે આવી જુદી જુદી વેલ આંગળી વતી ચિતરતા હતા. તેથી ફરી ફરી આજે હું ચારે ભગવાનના અંગે જોઇ રહી છું. ધારીને જોતાં મને ખાત્રી થાય છે કે આ તેમણેજ પૂજા કરેલી જણાય છે. તે અહીંજ હોવા જોઇએ."

આવી સરિતાની શંકા ઉપરથી માલતીએ પૂજારીને પુછ્યું "પૂજારી! તમારૂં નામ શું?"

પૂજારી—"મારૂં નામ સુખલાલ માળી."

માલતી—"સુખલાલ! આ કેસરના બુટ્ટા કોણે પાડયા છે?"

પૂજારીએ જવાબ આપ્યો "કાલે એક ભાઈ આવ્યા હતા તેમણે મારી પાસે લાલ કેસર ઉતરાવી આ પ્રમાણે બુટ્ટા અને વેલ ચિતરેલાં છે, ફૂલ વીગેરે તેમણે ચડાવી આંગી રચી હતી."

માલતી—"તે ભાઈનું નામ તમને આવડે છે?"

પૂજારી—" નામની મને ખબર નથી. પણ આશરે વીસ બાવીસ વરસની ઉંમરના હતા. આંગી કરવા તમામ ફૂલ પણ અમારી પાસેથી લીધાં હતાં, માટે બહાર માલણ બેઠી છે તેને પુછવાથી કદાચ નામ મળી આવશે. તે મારી ઘરવાળી છે."

માલતી અને સરિતા ગભારામાંથી નીકળી માલણ બેઠી હતી ત્યાં આવ્યાં. તેમને દેખી "બેનો ફૂલ લો" એમ કહી હાર અને ગુલાબનાં ફૂલની છાબ માલણે તેમના આગળ ધરી.

સરિતા અને માલણની દૃષ્ટિ એક થવાથી જાણે તે એકબીજાને ઓળખતાં હોય તેમ વારંવાર દૃષ્ટિ મેળવવા લાગ્યાં.

માલતી તે માલણને કહેવા લાગી " ગઇ કાલે તારી પાસેથી કોઇ ભાઇએ ફૂલ લીધાં હતાં ? "

માલણ—" હા, હમણાં જાત્રાળુ ઘણાં થોડાં આવવાથી ફૂલ ખપતાં નથી. તેથી મેં એક ભાઇને તમામ ફૂલો ચાર રૂપીઆમાં આપી દીધાં હતાં."

માલતી—" તેમનું નામ તું જાણે છે ? "

માલણ—" નામ જાણતી નથી. રોકડા રૂપીઆ આપી ગયા હતા."

સરિતા—" માલણ ! તું ક્યાંની રહીશ છે ? તને મેં જોયેલી હોય એમ મને તારા ચહેરા ઉપરથી યાદ આવે છે. "

માલણ—" બેન ! મને પણ લાગે છે કે આપણે બંને મળેલાં છીએ. હું બક્ષીપુરની રહીશ છું. "

સરિતા—' ત્યારે આપણે કુંદનગામના મેળામાં ભૂલાં પડયાં હતાં તે યાદ આવે છે ? "

માલણ—" હા હા, ત્યારે તમે તો સરિતાબેન ! "

સરિતા—" ત્યારે તારૂં નામ મેનકા ને ? "

માલણ—" હા એજ હું મેનકા. બક્ષીપુર ગામમાં મને મેના માલણ કહેતા હતા તે. પણ સરિતાબેન ! તમે અહીં ક્યાંથી ? "

સરિતા—" હું મારા સંબંધીઓની સાથે અહીં જાત્રા કરવા આવી છું, પણ મેનકા ! તું અહીં ક્યાંથી ? "

મેનકા—"મારી વાત તો મોટી લાંબી છે. આખરે પરતાઇ ઠામ બેઠેલી છું. તે પૂજારી છે અને હું વાડીનાં ફૂલ વેચું છું."

આ બંનેની વાત સાંભળી માલતી બોલી "સરિતા! ક્યાંથી તારે અને તેને ઓળખાણ?"

સરિતા—"મારા મામાએ આ મેનકાને મારી સાથે બક્ષીપુરથી મોકલેલી. કનકનગરવાળા પ્રાણલાલના કેસમાં જે મેનકાનું નામ આવે છે તે આજ મેનકા. બક્ષીપુરમાં તેને બધા મેના કહી બોલાવતા."

માલતી—"ત્યારે તો તે આપણને ઘણીજ ઉપયોગી થઇ પડશે."

સરિતા—"હું પણ એમજ માનું છું. જો તેમનો (અમૃતકુમારનો) હમણાં પત્તો લાગે તો મેનકાની પાસે તમામ ખુલાસો કરાવીએ અને તેમના મનની મારા સંબંધી ભ્રાંતિ દૂર કરાવીએ."

એમ ત્રણે વાતો કરે છે એટલામાં પખાળની તૈયારી થવાથી રસિકલાલ નવકારવાળી પૂરી કરી બહાર આવી કહેવા લાગ્યો "ચાલો હવે પખાળ કરવા."

માલતી—"તમે તો આ મેનકાને સારી રીતે ઓળખતા હશો."

રસિકલાલ મેનકાની સામું જોઈ હશીને બોલ્યો "અરે હા, તેને તો મેં કનકનગરની કોરટમાં જોઇ છે. તેને વનિતાવિશ્રામમાં રાખી સુખલાલ માળી સાથે ઠામ બેસાડી હતી તે. ત્યારે તો આ પૂજારી પંડે સુખલાલ. મેનકા! તું પણ ઠીક અચાનક મળી આવી. નહીં તો તને શોધવા માટે મારે ફરવું પડત. અમે પૂજા કરી તને મળીશું."

"મેનકા! તારાં આ બધાં ફૂલ લઈ અંદર ચાલ, તું કહીશ તે તને આપીશું." એમ સૂચવી માલતી અંદર ગઇ, અને તે પખાળ કરવા લાગ્યાં. પખાળ કરી બહાર આવ્યાં કે માલતીએ રસિકલાલને જણાવ્યું "અમૃતકુમાર ગઇ કાલે અત્રે આવીને પૂજા કરી ગયા છે એવી સરિતાને ખાત્રી થાય છે કારણ કે ભગવાનના અંગ ઉપર જે કેસરના બુટ્ટા વીગેરે હતું તે અમૃતકુમારના હાથનીજ રચના હતી. પૂજારીના કહેવાથી પણ ટેકો મળે છે."

આ હકીકત સાંભળી રસિકલાલને આનંદ થયો અને તપાસ કરવાનો ઉત્સાહ જાગૃત થયો. અંગલુગડાં થયા પછી પૂજાનો ચડાવો શરૂ થયો. આ વખતે બીજા કોઇ યાત્રાળુઓ નહીં હોવાથી રસિકલાલે ચડાવો લઇ સરિતાને પહેલી પૂજા કરાવી.

જગજીવનદાસ અને ચંદનબાલા પણ ન્હાઇને આવી પહોંચ્યાં અને પૂજા કરી, ચૈત્યવંદન કરી પૂજાની વિધિમાંથી પરવારી કપડાં પહેરી પૂજારી અને તેની સ્ત્રી મેનકાની સાથે કેટલીક વાતચીત કરી સૌ મુકામે ગયાં અને અમૃતકુમારના તપાસની પ્રવૃત્તિનો આરંભ કર્યો.

ત્રણ દિવસ સુધી તેઓએ આજુબાજુના કેટલાક ગામડાંઓમાં તપાસ કર્યો પણ પત્તો લાગ્યો નહીં તેથી તેમણે ત્યાંથી નીકળવાનો વિચાર કર્યો અને કારખાનામાં પૈસા ચુકાવી આપવા મુનીમની પાસે રસિકલાલ અને જગજીવનદાસ ગયા. મુનીમે પૂજાઆરતી વીગેરેના ચડાવાના, તથા વાસણ ગોદડાંના પૈસા ભરી ભંડાર સાધારણ જીવદયા ધર્મશાળા વીગેરેમાં પૈસા ભરવા પાવતી બુક જગજીવનદાસના હાથમાં મુકી. જગજીવનદાસે જુદાં જુદાં પાનાં જોયાં અને છેલ્લી પાંચસાત પાવતીઓ જોતાં તેમાં એક પાવતી અમૃતકુમાર શાંતિલાલના નામની જોવામાં આવી. નામની પાવતી જોતાંજ તે તેણે રસિકલાલને બતાવી. તેમાં કારતક વદ ૫ ની મિતિ ભરેલી હતી. ભંડાર સાધારણ આંગી વીગેરે ખાતાઓમાં રકમ ભરેલી હતી અને રૂપીઆ પચીસની પાવતી હતી. રસિકલાલે પાવતી નંબર મિતિ વીગેરે જોઇતી હકીકતનો ઉતારો કરી લીધો. પાવતીની સ્થળ પ્રતમાં પૈસા આપનારની સહી તરીકે અમૃતકુમારની સહી હતી.

આ ઉપરથી જગજીવનદાસે મુનીમને પુછયું " આ પાવતીવાળા અમૃતકુમારને ઓળખો છો ? "

મુનીમ—" ના, એમને ઓળખતો નથી, પણ તમારી ઉમરના દેખાવડા યુવક હતા. તેમની સાથે ત્રણ ચાર સાધુઓ હતા."

રસિકલાલ—" તે ક્યારે અહીં આવ્યા હતા ? "

મુનીમ—"પાવતીમાં લખેલી તારીખે અહીં આવી પૂજા કરી આંગી રચી પૈસા ચુકાવી આપી તરતજ વિદાય થયા હતા. અહીં ઘણા ભાગે રાતવાસો રહેલા નથી."

રસિકલાલ—"તે અહીંથી ક્યાં ગયા તે તમારા જાણવામાં છે ?"

મુનીમ—"બરાબર જાણવામાં નથી પરંતુ સાધુઓ શાલીનીગામે જવાનું કહેતા હતા અને કાંઈક દીક્ષાની વાતો છાની રીતે કરતા હતા."

જગજીવનદાસ—"શાલીની ગામ ક્યાં આવ્યું ?"

મુનીમ—"અહીંથી ઉત્તર દિશામાં ગાઉ બે ગાઉ થતું હશે, હું ગયો નથી. ત્યાંથી મજુરો આવે છે તે ઉપરથી જાણું છું. નાનું ગામડું છે."

જગજીવનદાસ—"ત્યાં સાધુનો ઉપાશ્રય છે ?"

મુનીમ—"તેની મને ખબર નથી પણ ત્યાં બેચાર શ્રાવકનાં ઘર છે એમ મજુરો વાત કરે છે."

આ પ્રમાણે હકીકત સાંભળી પાવતી બુકમાં ભંડાર સાધારણ વીગેરે ખાતામાં રકમ લખી પૈસા ચુકાવી આપી સહી કરી ત્યાંથી જગજીવનદાસ અને રસિકલાલ ઉઠયા. જેવા તે ઉઠયા કે જોડે બેઠેલા પટાવાળાએ મુનીમને કહ્યું "તે સાધુઓની જોડે જે ભાઈ હતા તે આ ચોપડી ભૂલી ગયા છે માટે જો તે શાલીની ગામે જતા હોય તો તેમને આપો એટલે તે તેમને આપી દેશે."

મુનીમ—"શેઠ સાહેબ ! તમે આ ચોપડી લઇ જાઓ. મળે તો તેમને આપજો, નહીં તો કોઈ માણસ આવતું હોય તો તેમની સાથે પાછી મોકલજો" એમ કહી મુનીમે ચોપડી તેમને આપી. તે ચોપડી લઈ મુકામે આવ્યા અને તમામ હકીકત માલતી વીગેરેને કહી પેલા પૂજારી સુખલાલને અને મેનકાને બોલાવ્યાં." તરતજ તે આવ્યાં, તેમની સાથે વાતચીત કરી તમામ બાબતનો ખુલાસો કર્યો અને તેમણે જ્યારે બોલાવશો ત્યારે આવવા ખાત્રી આપી.

પેલી ચોપડીમાં એક કાગળ હતો તેમાં કેટલાંક કાવ્યો લખેલાં હતાં તે રસિકલાલે વાંચ્યાં પણ તેથી કાંઇ વિશેષ અજવાળું પડયું.

નહીં. સરિતાએ તે ચોપડી લીધી અને પેલાં કાવ્યો વાંચવા લાગી. તે તે કાવ્યોથી વાકેફગાર હતી તેથી તેને વાંચવાથી રસ ઉત્પન્ન થયો. શાલીની એકદમ જવાનું હોવાથી તેઓએ જલ્દી જમી લીધું અને ચાર વાગે શાલીની તરફ મોટરમાં ઉપડયાં. તે ગામમાં મહાદેવના દેરાની જોડે એક નાની ધર્મશાળા હતી ત્યાં મુકામ કર્યો. રસિકલાલ ગામમાં છુપી રીતે તપાસ કરવા નીકળ્યો. ઉપાશ્રય કે દેવાલય જોવામાં આવ્યું નહીં અને કોઈ સ્થળેથી બાતમી પણ મળી નહીં. રાત પડી જવાથી તે ધર્મશાળાના પાછલા ભાગમાં મેડો હતો ત્યાં બિસ્તરા પાથરી સુઈ ગયાં.

પ્રભાત થયું કે પછીતની એક બારી ઉઘાડીને જોયું તો સામી બાજુએ પણ તેવા મેડાની પછીતની બંધ બારીઓ જોવામાં આવી. વચ્ચે સાંકડો રસ્તો હતો. સરિતાએ પેલી ચોપડીમાંથી અમૃતકુમારના હાથની લખેલી કવિતાનો કાગળ કાઢયો અને તે કવિતા ધીમે ધીમે ગાવા લાગી, આ સાંભળી માલતી અને ચંદનબાલાને તે ગાવાનું મન થયું તેથી ત્રણે સાથે મળી મધુર સાદે ગાવા લાગ્યાં—

( પ્રભાતીયું– જળકમળ છોડી જા તું બાળા—એ રાહ. )

ઉઠ જાગને ઉઠ જાગને, પાયે પ્રભુને લાગ ને,
એ હાથ જોડી લાગ ને,
સંભારીને આભારને માફી પ્રભુની માગ ને, ઉઠ જાગ ને—એ ટેક.
જોને દશા તુજ શયનમાં, નિદ્રા ભરી છે નયનમાં,
છે ભાન ક્યાં તુજ બદનમાં, નિદ્રા અરે સૌ ત્યાગ ને. ઉઠ જાગ ને૦ ૧
જો જો રવિકિરણ સરે, પંખી ઉડી કેલી કરે,
પદ્મો વિકાસે સરવરે, પુષ્પો ખિલ્લે જો બાગને. ઉઠ જાગ ને૦ ૨
પંખી મુખે અમૃત ઝરે, અમૃત સરિતા જો સરે,
ઉર્મિ તરંગે શી તરે! સાંભળ મધુરા રાગને. ઉઠ જાગ ને૦ ૩
આનંદદાયક સમયને જાવા તું દે છે શીદ ને?
ઉઠી મહાસુખ પામ ને, ચેતન અરે ઉઠ જાગ ને! ઉઠ જાગ ને૦ ૪

આ પ્રભાતીઆનો ધ્વનિ પ્રભાતના શાંત વાતાવરણમાં એવો ફેલાઈ ગયો કે રસિકલાલ અને જગજીવનદાસ પણ બીજી બારીઓ ઉઘાડી બારી આગળ સાંભળવા બેઠા. પ્રભાતીઉ પૂરૂં થવા આવ્યું કે સામી પછીતની બારીનાં કમાડ ખખડયાં તેથી દરેકની નજર તે તરફ ગઈ. એટલામાં તો તે બારી ઉઘડી તો ખુદ અમૃતકુમાર સાધુના વેશમાં જણાઈ આવ્યો. અમૃતકુમાર તે બધાંને ઓળખી ગયો અને આ બધાંએ પણ તેને સારી રીતે ઓળખ્યો. આથી અમૃતકુમારે તરતજ બારી બંધ કરી દીધી.

કાવ્ય ગાવું પડતું મુકી તે મંડળી ત્યાંથી નીચે ઉતરી ધર્મશાળાના માણસને સાથે લઇ પછીતવાળા મકાને જવાને નીકળી. કેટલોક રસ્તો વટાવ્યા પછી તેઓ તે મકાનના બારણા આગળ આવ્યાં, તેમની સાથે સામે રસ્તેથી અચાનક મર્મવિજય સાધુ મળી આવ્યા. આ મકાનનું બારણું અંદરથી બંધ કરેલું હતું. કમાડ ખૂબ ખખડાવ્યાં પણ કોઇએ ઉઘાડયાં નહીં. તેથી મર્મવિજયે રસિકલાલ વીગેરેને સંજ્ઞા કરી બાજુમાં ન દેખાય તેવી રીતે એક ખાંચામાં ઉભા રાખી બૂમ પાડી તો અંદરથી એક સાધુએ આવી કમાડ ઉઘાડયાં, કમાડ ઉઘડયાં કે રસિકલાલ વીગેરે બાજુમાંથી એકદમ આવી મર્મવિજયની સાથે મકાનમાં દાખલ થયાં, તેમાં બીજા ચાર સાધુઓ નીચે જોવામાં આવ્યા. તેમને જોઈ રસિકલાલે પુછયું "પેલા અમૃતકુમાર સાધુ બનેલા છે તે કયાં છે?" પ્રથમ તો કોઇએ જવાબ આપ્યો નહીં પણ પેલા મર્મવિજયે કહ્યું "કેમ કોઇ જવાબ આપતું નથી? જે હોય તે કહી દોને!" દીક્ષા આપનાર સાધુએ આ બધો મામલો જોઈ, અને કુમારપાળનો તાજો દાખલો ધ્યાનમાં હોવાથી જવાબ આપ્યો "તે અમૃતસાગર ઉપર છે."

રસિકલાલે કહ્યું "બોલાવો તેમને ઉપરથી, અમારે કામ છે."

દીક્ષા આપનાર સાધુએ ઉપર જઇ અમૃતસાગરને વાત કરી. અમૃતસાગરે જ્યારથી બારી ઉઘાડી જોયું હતું ત્યારથીજ તે સમજી ગયો હતો કે જરૂર ધમાલ થશે તેથી તેણે જવાબ આપ્યો "તે લોકો મને

લઈ જવાને આવ્યા છે, તેઓ પાછલી ધર્મશાળામાં ઉતરેલા જણાય છે. મેં બારી ઉઘાડીને બહાર નજર કરી કે તે લોકો મને દેખી ગયા તેથી શોધતા શોધતા અત્રે આવેલા છે. હવે મામલો ગંભીર થશે એમ લાગે છે." સાધુએ કહ્યું "જે બને તે ખરૂં, તું મક્કમ રહેજે એટલે તે લોકો શું કરવાના છે?" એમ શીખામણ આપી તે સાધુ અમૃતસાગરને લઇ નીચે આવ્યા. અમૃતસાગરને દેખી સરિતાની આંખમાં એકદમ હર્ષનાં આંસુ ભરાઈ આવ્યાં.

મર્મવિજયે ઠપકો આપતાં જણાવ્યું "અરે! અમૃતસાગર! હું તમારાથી પાંચ દિવસ છુટો પડ્યો એટલામાં તમે ઉતાવળ કરી દીક્ષા લઈ લીધી, પંદર દિવસ રાહ જોવા માટે મેં તમને જણાવ્યું હતું છતાં ઉતાવળ કરી દીક્ષા લીધી તે મને પસંદ પડયું નથી. એટલામાં તમે કયાંથી મુહૂર્ત શોધી કાઢયું? તમેજ મને કહેતા હતા કે દસ પંદર દિવસ સુધી તો કમુર્તા છે, આ જે કૃત્ય તમે કર્યું છે તે તો મને તમારી ગંભીર ભૂલ લાગે છે."

અમૃતસાગર—"મહારાજ! તમારી વાત ખરી છે પણ હું કોમળ હૃદયનો હોવાથી કોઈપણ ભોળવવા માગે તો ભોળવાઈ જઈ દીક્ષાનો વિચાર છોડી દેવા મને મન થઈ આવે માટે "ધર્મના કામમાં ઢીલ નહીં" એમ સમજી કમૂર્તા હોવા છતાં પણ "મુલતવી રાખવાનાં માઠાં ફળ" એ કહાણી અનુસાર દીક્ષા અંગીકાર કરી છે. સારા કામમાં રાહ જોવાથી ઘણાં વિઘ્ન આવે છે માટે મેં પાંચ દિવસની રાહ જોઇ નહીં."

મર્મવિજય—"પણ અમૃતસાગર! તમે હજુ એકજ બાજુનો વિચાર કરી કામ કરેલું છે. ધારો કે તમારી શંકાઓ ખોટી પડે તો તમે કેટલા બધા પાપી ઠરશો તેનો તમને ખ્યાલ આવે છે?"

અમૃતસાગર—"જો વાત ખોટી ઠરે તો બેશક હું પાપી. પણ મને ખાત્રી થઇ છે કે મારી શંકાઓ ખરી છે."

મર્મવિજય—"પણ તમે શી ખાત્રી કરી? તમે તમારી ગુપ્ત વાત જેટલી મને કરી છે તે ઉપરથી હું કહી શકું છું કે માત્ર તમે

નનામા કાગળ વાંચીનેજ ભ્રમિત થયા છો. હું તો તમારા નનામા પત્રો સંબંધી તપાસ કરી રહ્યો છું. હું એમ માનતો હતો કે હજુ પંદર દિવસની વાર છે એટલે તે દરમીઆન જરૂર મારી પાસે પૂરતો પૂરાવો આવી જાત અને તમારી શંકાઓનું સમાધાન કરી શકત. પણ તમે તો એકદમ નીકળી મારાથી છુટા પડી દીક્ષા પણ લઇ લીધી."

અમૃતસાગર—"તમે ગમે તેટલો તપાસ કરો પણ તેજ હકીકત નીકળવાની છે. તેથી મારે પસ્તાવો કરવાનું કારણ ઉભું થવાનો સંભવ જણાતો નથી."

મર્મવિજય—"તમે જાણો છો કે કોઇ કોઈ વખત જોયેલી બીના પણ ખોટી પડે છે તો આ તો બધા પાયા વગરના હવાઇ કીલ્લાઓ ચણેલા છે. અત્યાર સુધી મને મળેલા પૂરાવા ઉપરથી ખાત્રી થાય છે કે તમારા વ્હેમ ખોટા પડવાના છે. વળી જો તમને યાદ હોય તો ઇસમપુરમાં શરૂઆતમાં એક રાત્રે પ્રતિક્રમણ કર્યા પછી વાતોના પ્રસંગે તમે પેલા પુરૂષોત્તમદાસ શેઠના દેખતાં જણાવ્યું હતું કે જો ભૂલ થઈ હોય તો તે કબુલ કરી લેવી જોઇએ અને પોતાનો આગ્રહ છોડી દેવો જોઇએ."

અમૃતસાગર—"હા તે વાત સાચી છે. હજુ પણ હું તેજ સિદ્ધાંતનો છું અને તે મારો સિદ્ધાંત ફેરવવા પણ માગતો નથી."

મર્મવિજય—"ત્યારે ધારો કે તમારો વ્હેમ ખોટો પડયો તો પછી?"

અમૃતસાગર—"તો પછી તે માટે પશ્ચાત્તાપ."

મર્મવિજય—"પણ તેમાં તમારી સ્ત્રી સરિતાનું શું વળ્યું? તેને રંડાયા જેવી સ્થિતિમાં મૂકી તેનું કેમ?"

અમૃતસાગર આ શબ્દો સાંભળી નિરૂત્તર શાંત ઉભા રહ્યા.

મર્મવિજય—"અમૃતસાગર! કેમ જવાબ આપતા નથી?"

અમૃતસાગર—"શંકાનું સમાધાન થઇ રહેશે ત્યારે જોઈ લેવાશે. અત્યારે તેનો શા માટે વિચાર કરવો?"

મર્મવિજય—"વાહ! એમ શું કરવા બોલો છો? સારા માણસે તો તમામ બાબતોનો આગળ પાછળનો વિચાર કરવો જોઈએ."

અમૃતસાગર—"તમારી વાત ખરી છે, શંકાઓ દૂર થાય તો મારે દીક્ષા છોડી દઇ માફી માગી લેવી જોઇએ. પણ મને સોએ સો ટકા ખાત્રી થઇ છે, તેથીજ મેં ઉતાવળ કરી દીક્ષા લીધી છે."

મર્મવિજય—"ઠીક છે, શંકાઓ દૂર થાય તો માફી માગી લેવી તે વાત કાયમ રાખજો, બોલેલા તે શબ્દો ફેરવશો નહીં. પ્રસંગ આવે ખાત્રી કરાવીશ. કેમ કબુલ છે ને ?"

અમૃતસાગર—"હા તે મારે કબુલ છે."

આ પ્રમાણે બંને સાધુના વચ્ચે ચાલતા સંવાદ દરમીઆન રસિકલાલ વીગેરે શાંત ઉભા રહ્યા હતા. એ રીતે કબુલાત થવાથી ધીમે રહી રસિકલાલે પુછયું "અમૃતસાગર ! તમારા જેવા ડાહ્યા અને સંસ્કારી માણસને આમ સાહસ ખેડી ઘરનાં માણસોને ક્લેશ કરાવવો એ ઠીક લાગે છે ? કોઇના ભરમાવ્યાથી એક રસ્તે દોરવાઇ જઈ તપાસ કર્યા શીવાય આ તમારી સ્ત્રી સરિતાનો ભવ બગાડવો તે તમને શોભે છે ?"

અમૃતસાગર—"મને યોગ્ય લાગે તે મેં કર્યું છે. મેં કારતક વદ ૭ ના દિવસે દીક્ષા લીધી છે અને પ્રભાવસાગરનો શિષ્ય થયો છું."

રસિકલાલ—"દીક્ષા લેવી હતી તો બરાબર લેવી હતી. આમ છુપી રીતે લેવાનું કારણ શું ? એક બીજાનું હૃદય પરસ્પર ખાલી કરીને જે કરવું ઘટતું હતું તે કરવું હતું. બોલો હવે શો વિચાર છે ?"

અમૃતસાગર—"હવે તો દીક્ષા લીધી તે પાર પાડવી, બીજો શો વિચાર ? મેં મારી રાજીખુશીથી દીક્ષા લીધી છે તેમાં કોઈનો દોષ નથી."

રસિકલાલ—"કોઇનો દોષ નીકળે તો પછી ?"

અમૃતસાગર–"જો કોઇનો દોષ નીકળે તો પછી મારા કર્મનો દોષ."

રસિકલાલ—"અમૃતસાગર ! તમને ખ્યાલ આવે છે કે કુદરત તમારી વિરૂદ્ધ છે ? અમે તો અત્યાર સુધી ઉંઘમાં જ હોત અને તપાસ કરવા માટે આ દેશમાં આવ્યા જ ન હોત. પરંતુ તમે તમારા આચાર્ય સૂર્યવિજય ઉપર લખેલો કાગળ ભૂલથી માણેકપુર કેશવલાલ ઉપર આવ્યો

તેથી તમારા વિચારો માલમ પડી આવ્યા. તે ઉપરથી અમે આ તરફ તપાસ માટે આવેલાં છીએ."

આ કાગળની વાત સાંભળી આશ્ચર્યચકિત થઈ અમૃતસાગરે પુછ્યું "તે કાગળ તમારી પાસે છે ?"

"હા મારી પાસે છે" એમ કહી જૅકેટના ખીસામાંથી મુદ્દાના કાગળનું ચામડાનું પાકીટ કાઢી તેમાંથી તે કાગળ કાઢી રસિકલાલે દૂરથી અમૃતસાગરને તે કાગળ બતાવ્યો. આ કાગળ જોઈ અમૃતસાગર વિચારમાં પડયો. આમ અમૃતસાગરને વિચારમાં પડેલો જોઇ રસિકલાલે પુછ્યું "કેમ મહારાજ વિચારમાં પડયા ? જો આ કાગળ અમારી પાસે ન આવ્યો હોત તો આ પવિત્ર નિર્મળ સરિતા ઉપર જે જે આક્ષેપો મુકયા છે તેનો બચાવ કરવો અમને કયાંથી સુઝી આવત ? અમે તો તે માટે એટલા બધા સબળ પૂરાવા એકઠા કરી રાખ્યા છે કે તે જોતાં જ તમને ખાત્રી થશે કે દીક્ષા લેવામાં ભૂલ કરી છે. એટલું જ નહીં પરંતુ તમને તમારા આચાર્ય સૂર્યવિજય ઉપર તિરસ્કાર છુટશે. બોલો, કપડાં ઉતારીને શંકાનું નિવારણ કરવું છે કે શંકાનું નિવારણ થયા પછી કપડાં બદલવાં છે ? બંને રીતે અમે કામ લેવા તૈયાર છીએ. બાકી તમે આવાં ખોટાં આળ મુકી સાધુ બની માબાપ વિનાની નિરાધાર સરિતાને રઝળતી કરો તે કદી બનવાનું નથી. જો શંકાનું સમાધાન પછી કરવું હોય તો કપડાં પહેરી સંસારી બની ચાલો સરિતાની સાથે હાલ મોટરમાં, સર્વ સામગ્રી તૈયાર છે. અમે તમને તમારા આચાર્ય પાસે લઇ જઇ તમારા આચાર્યની શંકાઓનું પણ સમાધાન કરી તમને ઘેર લઇ જઇશું. ત્યાં સુધી ચંદ્રાવતીમાં જ રહીશું. અમૃતસાગર ! તમને નથી સમજાતું કે કુદરત તમારી વિરૂદ્ધ કામ કરી રહી છે ? એક તો કાગળ બીડવામાં ગફલત ખાધી, તેવી બીજી ભૂલ ( સરિતા પાસેથી ચોપડી લઇ ) જુઓ આ તમારી ચોપડીએ તમને ખવરાવી. ચોપડીમાંથી તમારાં રચેલાં કાવ્યનો કાગળ મળી આવ્યો. સવારે બારી આગળ સરિતા તે કાવ્ય ગાવા લાગી,

સાથે બીજાં ગાવામાં જોડાયાં, તેથી તમે આકર્ષાંઇ બારી ઉઘાડી અને આપણે એકબીજાને અચાનક જોઇ ગયા. કહો આ વાત તો સાચી છે ને ? જો તમે ચોપડી ચંદનગિરિમાં ન ભૂલી ગયા હોત તો સરિતાને તે કાવ્ય ગાવાનો પ્રસંગ મળત અને તમે બારી ઉઘાડત ? આવું કાંઈ ન બન્યું હોત તો અમે થોડો તપાસ કરી ચાલ્યા જાત. આ ઉપરથી તમને નથી સમજાતું કે કુદરત તમને જાણી જોઇને ભૂલો કરાવે છે ?"

અમૃતસાગર—" એ ચોપડી કોણે આપી ? "

રસિકલાલ—" જ્યાં તમે ભૂલી ગયેલા ત્યાંના માણસે આપી."

અમૃતસાગર—" પણ તમે અહીંઆં શી રીતે આવી શક્યા ?"

રસિકલાલ—" તે હેવાલ જાણવો હોય તો તમારી સ્ત્રી સરિતાને પુછી જુઓ. તે બધી વાત સારી રીતે જાણે છે. તેની વાત ઉપરથી અમે અત્રે શાલીની આવી પહોંચ્યાં છીએ."

માલતી—" આ બિચારી પવિત્ર સરિતા ઉપર જેટલી શંકાઓ કરશો તેટલી જ તમારી ભૂલો થવાની છે. હજુ તો તમારી ભૂલોના પ્રદર્શનની આ શરૂઆત છે. તમારી ભૂલો જ તમારો વ્હેમ દૂર કરશે. પણ અમે તો તમારી ભૂલો માટે પરમેશ્વરનો ઉપકાર માનીએ છીએ. તમારી ભૂલો તમને દુશ્મન રૂપ લાગતી હશે પણ તે તમને છેવટે આશીર્વાદ રૂપ નીવડશે. ચંદ્રાવતીથી ચંદનગિરિ જાત્રાને બ્હાને આવ્યાં. તરતજ ચોમુખજીનાં દર્શન કર્યાં. સાક્ષાત્ ભગવાને તમારી પવિત્ર સરિતાને પ્રેરણા કરી કે 'તારો પતિ અહીં જ છે' તે ઉપરથી અમે તમારો તપાસ કરવા લાગ્યાં. ભગવાને કરાવેલી તે પ્રેરણા ખરી પડી.

અમૃતસાગર—" તે વાત હું કેવી રીતે માનું ? "

માલતી—" કારતક વદ ૫ ના રોજ તમે ચંદનગિરિ ગયા, ત્યાં સેવા કરી, લાલ કેસર ઉતરાવી ચારે ભગવાનને તમારી કારીગરી પ્રમાણે બુટ્ટા પાડયા. ચાર રૂપીઆનાં ફૂલ ચડાવી આંગી કરી. આ તમારી રચેલી આંગીનાં દર્શન બીજા દિવસે સવારે સરિતાએ કર્યાં. દર્શન કરતાં જ

ભગવાનના અંગે પાડેલા મુદ્રા અને વેલથી સરિતાને ખાત્રી થઇ કે 'આ આંગીની કૃતિ મારા પતિ અમૃતકુમાર શીવાય બીજા કોઈની હોયજ નહીં.' કહો અમૃતસાગર ! હવે માનશો ને ? તમારા મનથી તો છુપું કામ કરવા પ્રયત્ન કરો છો પણ સાક્ષાત્ ચારે ભગવાનની મૂર્તિઓએ તમારા મુદ્રાની રચના સરિતાને જાહેર રીતે બતાવી આપી તમારા ગુપ્ત ભેદને ખુલ્લો કર્યો છે. કહો આ પ્રેરણા કોણે કરાવી ? ભગવાન નિરાધાર નિર્દોષ સરિતાના પક્ષમાં છે કે તમારા પક્ષમાં ? તેનો પવિત્ર આત્મા, તેનો નિર્મળ પ્રેમ, તેની શુદ્ધ શ્રદ્ધા, તેનું આત્મબળ, ભગવાન પ્રત્યે તેની ભક્તિ, આંગીના દર્શનની ભાવના ઇત્યાદિ મહાન ઉત્તમ પ્રકારના તમારી સ્નેહભરી સરિતાના સદ્‌ગુણોથી આકર્ષાઈ–અરે તેના આત્મબળથી ખેંચાઈ–એ પાર્શ્વનાથ ભગવાનની ચારે પ્રતિમાજીએ તેના હૃદયમાં વશી તમને તેડી જવા માટે તમારી આગળ ખડી કરી છે, માટે સરિતાને સત્વર સ્વીકારી ઘેર પધારો."

આ શબ્દોથી અમૃતસાગર ઘણોજ વિસ્મય પામ્યો, ઉંડા વિચારમાં ઉતરી ગયો. અક્ષરે અક્ષર સત્ય જણાયું, લાગ્યું કે કુદરત જરૂર વિરૂદ્ધ છે. તેમને વિચારમાં પડેલા જોઇ માલતી બોલી "અમૃતસાગર ! કેમ વિચારમાં ગર્ક થઇ ગયા ?"

અમૃતસાગર—"તમારી વાત જરા પણ ખોટી નથી. કુદરત કેવી રીતે કામ કરે છે તેનો વિચાર કરૂં છું."

માલતી—"હજુ કાંઈ બગડી ગયું નથી, આ તો કાંઇ તમારી દીક્ષા ન કહેવાય, ખરી દીક્ષા તો વડી દીક્ષા છે. વળી આ તો ગુપ્ત દીક્ષા એટલે તેની કીંમત જ નથી, માટે આ કપડાં બદલી તમારી સરિતા સાથે મોટરમાં ચંદ્રાવતી પધારો, ત્યાં તમારા તમામ વ્હેમ દૂર કરીશું."

અમૃતસાગર માલતીને કાંઈ જવાબ નહીં આપતાં પેલા મર્મવિજય સાધુની સામે જોઇ કહેવા લાગ્યા "વાત ખરી છે કે મને કુદરત ભૂલથાપ ખવરાવે છે. પુસ્તક ગુમ થયાનું સ્મરણ મને હવેજ થાય છે."

મર્મવિજય—" કુદરત તમને ભૂલથાપ ખવરાવે છે એટલું સમજો છો એટલે બસ છે. આ વેશ લેવામાં પણ તેમજ થયું છે, અમૃતસાગર ! ચાલો મારી સાથે, મારા ઉપર જેવો વિશ્વાસ રાખ્યો છે તેવો રાખી જાણો." એમ સલાહ આપી આગ્રહ કરી અમૃતસાગરને સાથે લઇ મર્મવિજય તે ઘરની બહાર નીકળ્યા. અમૃતસાગર બહાર ઓટલા સુધી આવી કહેવા લાગ્યા " મર્મવિજય ! કેમ શું કરવા ધારો છો ? "

મર્મવિજય—" તમને મોટરમાં બેસાડી ચંદ્રાવતી તેમની સાથે મોકલવા માગું છું."

અમૃતસાગર—" ના ના એમ તો નહીં. પરંતુ જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે તો હું ચંદ્રાવતી પગે ચાલી તમારી સાથે આવું છું. આચાર્ય સૂર્યવિજયની રૂબરૂ મારી શંકાઓનું સમાધાન કરો. મને ખાત્રી થશે તો તેજ વખતે હું મારો સાધુવેશ ઉતારી, હતો તેવો સંસારી બની કહેશો તે પ્રમાણે પ્રાયશ્ચિત કરીશ."

આ પ્રમાણે અમૃતસાગરની હકીકત સાંભળી સર્વે વિચાર કરી અમૃતસાગરની ઇચ્છાને માન આપ્યું. અમૃતસાગરની સાથે મર્મવિજય જોડાયા. એક મોટરમાં સ્ત્રીઓને ચંદ્રાવતી મોકલી દીધી અને આ લોકો ત્રણે દિવસે ચંદ્રાવતીમાં આવી પહોંચ્યા.

આ વખતે સૂર્યવિજય આચાર્ય ચંદ્રાવતીમાં આવી પહોંચ્યા હતા. સરિતાની અરજી ઉપરથી અમૃતસાગરને અને મર્મવિજયને સરકારી પ્હેરા નીચે એક ખાસ મકાનમાં રાખવામાં આવ્યા.

સરિતાની અરજી વિરૂદ્ધ શેઠ પુરૂષોત્તમદાસ અને તેમનું મંડળ પ્રભાવસાગર અને સૂર્યવિજયની પક્ષમાં રહી ઇસમપુરથી આવી સામે લડવા તૈયાર થયું. અમૃતકુમારનો પત્તો લાગ્યાની અને તે સંબંધી તપાસ ચાલવાની વાત દરેક સ્થળે જાહેર થઈ ગઈ. દીવાને આ કેસનો તપાસ પોતાના હાથમાં લીધો. અને બંને પક્ષકારોને પોતાના પૂરાવા વીગેરે સાથે માગશર સુદ પૂનમે હાજર રહેવા સૂચના કરવામાં આવી.

# પ્રકરણ ૩૧ મું.

## ભદ્રાપુરીમાં સાધુસંમેલન.
## આચાર્યશ્રી પદ્મવિજયનું મનનીય ભાષણ.
## શાસ્ત્રીય પ્રમાણો અને થયેલા ઠરાવો.

( હરિગીત. )

નિરોગી રહેવા જો ચહો તો ઉગતાને છેદજો.
મૂળ શોધી કાઢી રોગનું, તે બીજને સંહારજો.
સડી આંગળી તો કાપવી હીંમત ધરીને અંતરે,
નહિં તો સડો આગળ વધીને જીવ લે છે આખરે. --લેખક.

આગળથી પ્રસિદ્ધ થયેલા કાર્યક્રમ પ્રમાણે માગસર સુદ ૭ ના દિવસે સવારે ભદ્રાપુરી શહેરમાં મોટા ઉપાશ્રયમાં સાધુસંમેલન મળવાનું હોવાથી આગળથી તમામ તૈયારીઓ અશ્વિનીકુમારની ગેરહાજરીમાં ભારતીકુમારની આગેવાની નીચે યુવકસંઘ અને તેમના સ્વયંસેવકો તરફથી કરવામાં આવી હતી. ઉપાશ્રયને સાદી રીતે ધજાપતાકાથી શણગારવામાં આવ્યો હતો. પ્રમુખ આચાર્ય માટે બીજા આચાર્યોની સંમતિથી મધ્યમાં જરા ઉંચી પાટ અને તેમની બાજુમાં નાના મોટાનો ભેદ રાખ્યા શીવાય એક સરખી પાટો ગોઠવી દેવામાં આવી હતી.

સવારના સાત થયા કે શાંતિસાગર, વિવેકવિજય, પુષ્પવિજય આદિ મુનિમહારાજો અને આચાર્યો આવવા લાગ્યા. પાટો ચિકાર ભરાઇ ગઈ. આશરે બસો જેટલી સંખ્યા અટકળાતી હતી. પ્રમુખ આચાર્યશ્રી પદ્મવિજયજી આવ્યા કે આઠ વાગે સંમેલનની બેઠકનું કામ શરૂ થયું. સંમેલનના કામકાજ માટે યુવક સંઘના ગૃહસ્થો અને સ્વયંસેવકો હાજર હતા. આ વખતે રસિકલાલે ખાસ ચંદ્રાવતીથી આવી સંમેલનમાં હાજરી આપી હતી. કનકનગરથી લાલભાઇશેઠ વીગેરે ગૃહસ્થો પ્રેક્ષક તરીકે સંમેલનમાં આવ્યા હતા. વર્તમાનપત્રોના રીપોર્ટરોને પણ સારી સવડ આપવામાં આવી હતી.

શરૂઆતમાં પન્યાસ ચિંતામણીસાગર કે જે સાધુસંસ્થાના સુધારણાર્થે ઘણાજ ઉત્સાહી હતા તેમણે સાધુસંમેલન ભરવાનો હેતુ કહી સંભળાવતાં બુલંદ અવાજે જણાવ્યું " પૂજ્ય આચાર્યો અને મુનિમહારાજો ! થોડાંક વર્ષથી સાધુસંસ્થાની નિર્નાયક જેવી સ્થિતિ બની ગઇ છે. આ અવદશા પાંચ સો સુભટોના સમયનું ભાન કરાવે છે. આચાર વિચારમાં ભિન્નતા પડી ગઇ છે, કલેશ અને વેરભાવ વધી પડયો છે. ગમે તેવી રીતે, ગમે તેવા ચેલા મુંડી પરિવાર વધારવાની પ્રવૃત્તિ પૂર જોશથી ચાલી રહી છે. તેથી ગમે તેવા માણસો સાધુ બની મનસ્વી વર્તન ચલાવે છે. પાત્રતા કે અપાત્રતા બીલકુલ જોવાતી નથી.

ચતુર્વિધ સંઘનું ચોથું અંગ જે શ્રાવિકા છે તે પણ કુંભારને ત્યાં માટીનાં વાસણ લેવા જાય છે તો તે વાસણને પોતાની આંગળી વતી ચારે બાજુ ખખડાવી ફુટેલું છે કે નબળું છે કે ખોખરૂં છે તેની પૂરેપૂરી પરીક્ષા કરી ખરીદ કરે છે અને પૈસા આપતી વખતે શરત કરે છે કે 'જો તેમાંથી પાણી જશે તો પાછું બદલાવી જઇશ.' આવા એક માટીના વાસણ માટે સ્ત્રીજાતિ પણ આટલો તપાસ કરી માટીનું વાસણ ખરીદ કરે છે પણ સાધુઓ તો કાંઇપણ પરીક્ષા કર્યા શીવાય ગમે તે આવે તેને ચેલો બનાવી દે છે. આથી એ પરિણામ આવ્યું છે કે ગમે તેવા સાધુઓ બનવાથી જૈનધર્મ અને સાધુ સંસ્થા વગોવાય છે અને સાધુ પ્રત્યેનો જૈનોમાં જે ભક્તિભાવ હતો તે દિન પ્રતિ દિન કમી થતો જાય છે. આ સંબંધી ઘણાં ઘણાં સાધુસાધ્વીઓ અને શ્રાવકોના પત્રો આવવાથી તેમજ રૂબરૂમાં ઘણા ઘણા ગૃહસ્થોના કહેવાથી સાધુસંસ્થાનો સુધારો કેવી રીતે કરવો તેનો પ્રબંધ કરવા આ સાધુસંમેલન મળ્યું છે.

માટે આવા સાધુસંમેલનમાં હાલના શિષ્ટાચાર પ્રમાણે એક વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને આદર્શરૂપ પ્રમુખની આવશ્યકતા હોવાથી હું તે માટે આચાર્યશ્રી પદ્મવિજય સૂરીશ્વરજીને પ્રમુખસ્થાન આપવાને દરખાસ્ત કરૂં છું."

આ દરખાસ્તને સર્વ સાધુઓએ હાથ ઉંચો કરી અનુમોદન આપતાં આચાર્ય પદ્મવિજયજી પ્રમુખસ્થાને બિરાજમાન થયા. તે પછી પ્રમુખે પાટ ઉપર બેશીનેજ નીચે પ્રમાણે મહાવીરસ્વામી ભગવાનની, સંઘની અને ગુરૂની સ્તુતિ કરી પોતાનું ભાષણ શરૂ કર્યું–

* वीरः सर्वसुराऽसुरेंद्रमहितो वीरं बुधाः संश्रिताः ।
वीरेणाभिहतः स्वकर्मनिचयो वीराय नित्यं नमः ।
वीरात्तीर्थमिदं प्रवृत्तमतुलं वीरस्य घोरं तपो ।
वीरे श्री धृतिकीर्त्तिकान्तिनिचयः श्रीवीर भद्रं दिश ॥

† रत्नानामिव रोहणक्षितिधरः खं तारकाणामिव ।
स्वर्गः कल्पमहीरुहामिव सरः पंके रुहाणामिव ।
पाथोधिः पयसामिवेन्दुमहसां स्थानं गुणामानसा ।
वित्यालोच्य विरच्यतां भगवतः संघस्य पूजाविधि ॥

---

* વીર ભગવાન સર્વ વૈમાનિક અને ભવનપતિ દેવતાઓથી પૂજિત છે, વીર ભગવાનને અવલંબીને પંડિતો રહેલા છે, વીર ભગવાને પોતાના કર્મના સમૂહનો નાશ કર્યો છે, એવા વીર ભગવાનને સર્વદા નમસ્કાર હો. વીર ભગવાનથી આ ચતુર્વિધ સંઘરૂપ અદ્વિતીય તીર્થ પ્રવર્ત્યું છે, વીર ભગવાનનું તપ ઘણું કઠણ છે, વીર ભગવાનમાં કેવળજ્ઞાનરૂપ લક્ષ્મી, સહન શક્તિ, કીર્ત્તિ અને કાન્તિનો સમૂહ વર્તી રહ્યો છે. હે વીર ભગવાન! તમે સુખને આપો. (આ શ્લોકમાં "વીર" શબ્દને વીરઃ વીરમ્ વીરેણ વીરાય વીરાત્ વીરસ્ય વીરે અને વીર એમ આઠે વિભક્તિઓ લગાડી કવિએ શબ્દરચના કરી વીર ભગવાનની સ્તુતિ કરી છે.)

† જેમ રત્નોનું સ્થાન રોહણાચળ છે, જેમ તારાઓનું નિવાસસ્થાન આકાશ છે, જેમ કલ્પવૃક્ષોનું નિવાસસ્થાન સ્વર્ગ છે, જેમ કમળોનું નિવાસસ્થાન સરોવર છે, જેમ પાણીનું નિવાસ સ્થાન સમુદ્ર છે, જેમ તેજનું નિવાસ સ્થાન ચંદ્ર છે, તેમ જ્ઞાન દર્શન ચારિત્ર વિનયઆદિ સદ્‌ગુણોને રહેવાનું નિવાસ સ્થાન આ શ્રી ચતુર્વિધ સંઘ છે એમ વિચાર કરીને ભગવત સંઘનું અર્થાત્ પૂજન કરવા યોગ્ય એવા સંઘનું પૂજન કરો.

* अज्ञानतिमिरान्धानां ज्ञानांजनसलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

આચાર્ય મહાશયો અને મુનિ મહારાજો !

ત્યાગમાર્ગીઓને આવું સંમેલન ભરવાનો સમય આવી પહોંચ્યો એ ખરેખર આપણને શરમાવવા જેવું છે એવી મારી માન્યતા છે. પરંતુ જ્યારે આપણા સાધુસમુદાયમાં ઠામ ઠામ ઝેર વેર ક્લેશ અને કુસંપનાં બીજ આપણા હાથેજ વાવવામાં આવે ત્યારે તેનાં ફળ ઝગડા અને મારામારી શીવાય બીજાં શાં હોઇ શકે? જેવાં બીજ તેવાંજ ફળ હોય. કોઇ કોઇની આજ્ઞા માને નહીં, એક કહે તે બીજો તોડી નાખે, શાસ્ત્રના અર્થો મન માનતા કરે, અપવાદની વાતો સિદ્ધાંતમાં ગુસાડી પોતાનો કક્કો ખરો કરે, જુની પુરાણી વાતો જે હાલના જમાનાને નહીં બંધ બેસતી હોય તે વ્યાખ્યાનમાં લાવીને મુકે, અને તે માટે દુરાગ્રહ કરે. પ્રાચીન જાહોજલાલીની વાતોનો હાલના બેકારીના કટોકટીના વખતમાં ગૃહસ્થોને ઉપદેશ કરે, ગમે તેવા ઇસમોને દીક્ષા આપી ચેલાનો પરિવાર વધારે, પોતાના વિચારને મળતા ન આવે તે સૌને નાસ્તિકો અને અધર્મી કહેવામાં આવે, આધુનિક કેળવણી લેનારાઓને અંગારાની ઉપમા આપી તેમને ધિક્કારવામાં આવે, વીગેરે એવી પ્રવૃત્તિઓ કેટલાક સાધુઓ તરફથી ઘણા વખતથી ચાલી રહી છે, દિન પ્રતિ દિન તેમાં વધારો થતો જાય છે, એક દિવસ એવો નહીં જતો હોય કે છાપામાં એવા એક પ્રકારનો બનાવ વાંચવામાં નહીં આવતો હોય. તે શીવાય નાના ગામોમાં એવા ઘણા પ્રકારો બનતા હશે કે જે અંધારામાં રહેતા હશે. આથી આપણી સાધુસંસ્થા વગોવાય છે.

એમ સમજશો નહીં કે જૈનો કેટલાક નાના મોટા ગામોમાં સંખ્યાબંધ દેખાય છે તેથી જૈનોની સંખ્યા મોટી છે. પણ હિન્દુસ્થાનની બીજી કોમોની વસ્તી સાથે સરખાવો ! ક્યાં બત્રીસ કરોડ અને

* જે ગુરૂએ જ્ઞાન રૂપી અંજનની સળી વડે અજ્ઞાન રૂપ અંધકારથી આંધળા બનેલા મનુષ્યોનાં નેત્રો ઉઘાડેલાં છે તેવા ગુરૂને મારા નમસ્કાર થાઓ.

ક્યાં પોણાબાર લાખ જૈનો? તેમાં અરધા શ્વેતાંબરી અને અરધા દિગંબરી. શ્વેતાંબરીમાં અરધા મૂર્તિપૂજક અને અરધા સ્થાનકવાસી, મૂર્તિપૂજકમાં ગચ્છ ગચ્છના ભેદ, તેમાં પરસ્પર કેટલાં બધાં ઝેરવેર વ્યાપી રહેલાં છે તે કોની જાણ બહાર છે? આ બધા ભેદનું મૂળ તપાસશો તો આપણેજ નીકળીએ છીએ એમ હું માનું છું. ધર્મની ઝીણી બાબતોમાં ગૃહસ્થો આપણા ઉપદેશ ઉપર આધાર રાખી ચાલે છે. આપણે સંપના રસ્તે લઇ જઇએ તો તે સંપના રસ્તે દોરવાય છે અને કુસંપના રસ્તે લઇ જઇએ તો તે રસ્તે જાય છે. હિન્દુસ્થાનમાં આશરે પચાસ લાખ સાધુ સન્યાસી બાવા વીગેરેની સંખ્યા અટકળ-વામાં આવે છે, તેમાં આપણા જૈનોના સાધુની સંખ્યા આશરે ચાર-સોની છે, સાધ્વીઓની સંખ્યા આશરે પંદરસોની હશે. આ ચારસો સાધુઓ જો એક સંપમાં રહી પોતાના પંચ મહાવ્રતને મનવચન અને કાયાથી પાળીને ચાલે તો તેમની આ દુર્દશા હોઈ શકે? સાધુ માટે લોકોમાં શી વાત થાય છે તે સંબંધી જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે ખરેખર એમજ થાય છે કે ધરતી માર્ગ આપે તો અંદર સમાઇ જઇ સમાધિસ્થ થઇ જાઉં.

પ્રાચીન વખતમાં આચાર્ય સંઘના નાયક તરીકે ગણાતા હતા. સમય ઓળખીને આચાર્યો વર્તન ચલાવતા હોવાથી અને રાજકીય તેમજ ધાર્મિક કામમાં હીંમતથી આગળ પડી જ્ઞાનના બળ વડે ફત્તેહ મેળવતા હોવાથી તેમની તરફ લોકો આકર્ષાતા અને તેથી તેમની આજ્ઞામાં રહેતા. પણ દિલગીરી સાથે કહેવું પડે છે કે પ્રાચીનકાળમાં વર્તમાનકાળની માફક સહેલાઇથી આચાર્યો બની શકતા નહોતા. અભ્યાસ, જ્ઞાન અને વર્તન જોવાતાં હતાં. હાલ તો દસ બાર રાગી શ્રાવકોની મદદ મળી કે આચાર્ય બની જવાય છે. આજ કારણથી આપણી અધોગતિ થઇ પડી છે. આચાર્ય પદવીનું જે માન અને મહત્વ પ્રથમ હતું તે હાલ ઉડી ગયું છે. સરકારની રાજનીતિ જોશો તો જણાશે કે અંગ્રેજી કેળવણીની ડીગ્રીઓ જે વિદ્યાર્થીઓને આપવામાં

આવે છે તેમની પરીક્ષા તેમનાથી વધારે સંપાદન કરેલા જ્ઞાનવાળા લે છે. તેનાથી ઉલટોજ ક્રમ આપણામાં ચાલી રહ્યો છે. અલ્પજ્ઞાની કે નિરક્ષરો ભેગા થઇ જ્ઞાનની પરીક્ષા કર્યા શીવાય આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક કે પન્યાસની પદવીઓ સાધુને આપી દે છે, આથી તે પદવીઓનું માન ન રહે એ સ્વાભાવિક છે.

આપણો સાધુનો મૂળ કપડો શ્વેત હતો, પરંતુ સંવત્ ૧૭૦૦ ના અરસામાં સાધુઓના આચારવિચારમાં ઘણીજ શિથિલતા આવી જવાથી જૈનસમાજમાં અને જૈનેતરમાં સાધુઓની ઘણીજ નિંદા થવા લાગી. શ્રી વિજયસિંહસૂરિ કે જે સંવત્ ૧૭૦૮ માં દેવગત થયા છે તેમની હયાતીમાં તેમની આજ્ઞાથી તેમના શિષ્ય પન્યાસ શ્રી સત્યવિજયજીએ ક્રિયાઉદ્ધાર કરવા કટિબદ્ધ થયા. સાધુસંસ્થામાં દાખલ થયેલા તમામ અનાચાર દૂર કરી, શુદ્ધ આચારની પ્રરૂપણા કરી, શિથિલ આચાર વાળા સાધુઓને શાસ્ત્રવિધિ અનુસાર પવિત્ર કરી, અને તે પવિત્ર શુદ્ધિની નિશાની તરીકે જાહેર જનતાની જાણ માટે શ્વેત કપડો બદલી હાલનો પીળો કપડો સત્યવિજયજી પન્યાસે અને તેમના સહાયક આચારશીલ સાધુઓએ દાખલ કરેલો છે. તે વખતે પણ શિથિલાચારી સાધુઓ અને તેમને ઉત્તેજન આપનાર તેમના દાંભિક ભકતોએ ધર્મના નામે વિરોધ દર્શાવ્યો હતો પણ તેમનું કાંઇ ચાલી શકયું નહીં અને અંતે પીળા કપડા તરફ જૈનજનતા પૂજ્યભાવથી જોવા લાગી. આ હકીકત સૌ સાધુઓ જાણે છે. મને લાગે છે કે તેવા સમયની પાછી શરૂઆત થવા લાગી છે. હાલના કેટલાક આચાર્યો અને સાધુઓના વર્તન ઉપરથી તેવો સ્પષ્ટ ભાસ થાય છે. જો તેમાં સુધારો નહીં થાય તો આ વીસમી સદીમાં બીજા સત્યવિજયજી પન્યાસ પ્રકટ લઇ હાલનો ચાલતો સડો દૂર કરવા ફરી શુદ્ધ આચારની પ્રરૂપણા કરી આ પીળા કપડામાંથી ગુલાબી કે લીલો કપડો દાખલ કરશે એવી મને ખાત્રી છે. (હસાહસ) આ વાત હશી કાઢવા જેવી નથી. ગંભીર પ્રકારની છે. હું તો હવે તે વખત આવેલો જોઇ રહ્યો છું. ઘણી ખરાબી તો અયોગ્ય

દીક્ષાની પ્રવૃત્તિએ કરી મુકી છે. દીક્ષાનિમિત્તે ડોશીનું મરણ થાય, સાધુના ખોળામાં છોકરૂં મુકવામાં આવે, સ્ત્રી સાધુનાં કપડાં ખેંચે, સાધુ સધવા સાથે લગ્ન કરે, ધણીના પાપે બાઇ ફાંસો ખાય, સાધ્વીના વેશમાં નવદીક્ષિત પકડાય, પત્ની દીક્ષિતપતિને મોટરમાં ઉપાડી જાય, વીગેરે એવા બનાવો દીક્ષાનિમિત્તે થાય તે થોડી શરમની વાત છે? આવા કેટલા બધા બનાવો આપણી નજર આગળ ભમ્યા કરે છે? તેને લીધે સાધુનાં પાંચે મહાવ્રતોનો ખુલ્લી રીતે ભંગ થાય છે.

છોકરાને કે છોકરીને, બૈરીને કે ધણીને આડું અવળું સમજાવી ભરમાવી દીક્ષા આપી, માબાપ સ્ત્રી ધણી ભાઈબેન વીગેરેના જીવને સંતાપી સાધુ અશ્રુપાત કરાવે તે શું પ્રાણાતિપાત ન ગણાય?

છોકરાઓને સંતાડયાની હકીકત સાધુ પોતે જાણતા હોય છતાં તેનાં સગાં સંબંધી પુછવા આવે ત્યારે સાફ ના પાડી કહે કે 'અમે કાંઈજ જાણતા નથી.' શું આ મૃષાવાદ ન કહેવાય?

પારકા છોકરાને અદ્ધર ઉપાડી નસાડી કે સંતાડી છાની રીતે તેને દીક્ષા આપવામાં આવે તે શું અદત્તાદાન ન કહેવાય? આવી દીક્ષા આપનાર સાધુઓને તો આપણા જૈનશાસ્ત્રકારોએ "ચોર સાધુ" કહેલા છે અને તેમને રાજના તથા સંઘના ગુન્હેગાર ગણેલા છે. પંચ-કલ્પચૂર્ણિમાં ૨૫૯ કહ્યું છે કે इयाणिं सेहनिप्फेडिया करेमाणो तइयं वयं अयरइ तेणो लब्भइ अइयंरतो અર્થાત્ શિષ્યને આવી દીક્ષા આપનાર પોતાના ત્રીજા મહાવ્રતનો ભંગ કરે છે અને અતિચારને મેળવે છે. મતલબ કે જે કોઇ સાધુ છોકરાને સંતાડી છુપી રીતે દીક્ષા આપે તે ત્રીજા અદત્તાદાન વીરમણ મહાવ્રતનો ભંગ કરે છે. વળી કહ્યું છે કે सेइ निप्फेडियाए चत्तारि विकप्पा १ तेणो, २ तेणतेणो, ३ पडिच्छओ, ४ पडिच्छयपडिच्छओ અર્થાત્ આ જાતના શિષ્યચોરના ચાર પ્રકાર છે. ૧ ચોર (તેણુ=સ્તેન), ૨ ચોર ચોર, એટલે કે ચોરનો ચોર. ૩ પ્રતિચ્છક (એવા ચેલાને પદવી આપનાર), ૪ પ્રતિચ્છકનો પ્રતિ-ચ્છક. તે ચારે પ્રકાર નીચે પ્રમાણે—

(१) जो मायापियरि बालं अव्वत्तं अविदिन्नं अवहरइ सो तेणो માતાપિતાએ પોતાની રાજીખુશીથી નહીં આપેલા સગીર બાળકનું જે સાધુ અપહરણ કરે છે તેને ચોર કહેવામાં આવે છે.

(२) सो तं बाहि गामस्स ठवेत्ता भिक्खस्स अइगओ जो तं विप्परिणामेइ अवहरइ य सो तेणतेणो અર્થાત્ ચોર સાધુ પોતે ચોરેલા બાળકને ગામ બહાર રાખી તે ગામમાં ભિક્ષા લેવા જાય અને પાછળથી બીજો કોઇ સાધુ તે બાળકને ભરમાવી ઉપાડી જાય તો તે સાધુને ચોરનો ચોર કહેવામાં આવે છે.

(३) सो अन्नस्स पडिच्छगो जो तं पडिच्छइ सो पडिच्छग तेणो જો તે ચોર સાધુ તે બાળક સાથે કોઇ પણ આચાર્ય પાસે કોઇ પણ જાતની પદવી લેવા ઇચ્છે તો તે આપનાર આચાર્યને પ્રતિચ્છક ચોર કહેવામાં આવે છે.

(४) सो वि अन्नस्स पडिच्छइ जो तं गेण्हइ सो पडिच्छग तेणतेणो અર્થાત્ તેવા ચોર સાધુને પદવી (ઉપસંપદા) આપનાર આચાર્ય પણ જે આચાર્ય પાસે ઉપસંપદા લેવાની ઇચ્છા રાખે અને જે આચાર્ય આવા ચોર સાધુને સંગ્રહનાર આચાર્યને ઉપસંપદા આપે તેને પ્રતિચ્છકનો પ્રતિચ્છક ચોર કહેવામાં આવે છે.

આવા ચોર સાધુઓને કોરટમાં ઘસડી જઈ શિક્ષા કરાવવા પણ શાસ્ત્રકારોએ છુટ આપેલી છે. કહ્યું છે કે तस्स मायापियरो दाउणं विउलं अत्थसारं रायकुले एगं वा अणेगे वा विराहेज्जा गेण्हे वा મતલબ કે તેવા છોકરાનાં માબાપ ઘણું ધન ખરચીને પણ તેવા એક અથવા અનેક ચોર સાધુને રાજદરબારમાં ઘસડી જાય અથવા પકડાવે પણ ખરા. વળી શાસ્ત્રકાર કહે છે કે सुयधम्मो परिचत्तो आणालोवं करिंतेणं चरित्तधम्मो परिचत्तो तेणियं करिंतेण અર્થાત્ એ રીતે સગીર બાળકની ચોરી કરવાથી તે સાધુ શ્રુતધર્મની મર્યાદા તોડીને ચારિત્ર ધર્મથી ભ્રષ્ટ થવાથી શ્રી જીનેશ્વર ભગવાનની આજ્ઞાનો લોપ કરે છે.

આવા ચોર સાધુઓ હાલમાં આપણી સાધુસંસ્થામાં પડેલા છે. તે ઉઘાડા છોગે કોઇનો પણ ડર રાખ્યા શીવાય સ્વચ્છંદપણે અદત્તાદાન સેવી રહ્યા છે. અદત્તાદાનથી યાને ચોરીથી કેવું ગંભીર પરિણામ આવે છે તે સંબંધી સિંદૂરપ્રકરમાં શાસ્ત્રકાર સોમપ્રભાચાર્ય કહે છે કે

परजनमनः पीडाक्रीडावनं वध भावना ।
भवनमवनि व्यापिव्यापल्लताघनमंडलम् ।
कुगतिगमने मार्गःस्वर्गापवर्गपुरार्गलम् ।
नियतमनुपादेयं स्तेयं नृणां हितकांक्षिणाम् ॥

અર્થાત્ હિતની ઇચ્છા રાખનાર પુરૂષોને સ્તેય યાને અદત્તાદાન ગ્રહણ કરવા યોગ્ય નથી. કારણ કે તે પારકા જનના મનના સંતાપનું ક્રીડાવન છે, હિંસાના ચિંત્વનનું ઘર છે, પૃથ્વી ઉપર વ્યાપી રહેલી આપદાઓ રૂપી લતાઓનું મેઘમંડળ છે અને તે કુગતિમાં લઇ જનાર માર્ગ છે, સ્વર્ગ અને મોક્ષ રૂપી નગરનાં દ્વારને બંધ કરનાર ભુંગળ સમાન છે. આ પ્રમાણે દુર્ગતિમાં લઇ જનાર અદત્તાદાન છે પણ કેટલાક સાધુઓ તે સેવી રહ્યા છે.

ચોથા પંચ મહાવ્રતની વાત કરતાં મને ઘણીજ શરમ આવે છે. આચાર્ય સૂર્યવિજયના ચાલાક શિષ્ય ચકોરવિજયે જાહેર પુનર્લગ્ન કર્યું. તેણે જાહેર કરેલો એકરાર આખી આલમે વાંચ્યો. તેના ઉપર વર્તમાનપત્રમાં ટીકા થઇ છે એટલે તે ઉપર વિવેચન કરતો નથી. આ તો એક દાખલો જાહેરમાં આવ્યો પણ એવા બીજા કેટલાક બનાવો ખાનગી રીતે સાંભળવામાં આવે છે. મનની કસોટી અને પરીક્ષા કર્યા શીવાય નવયૌવનના મદથી મસ્ત બનેલા યુવકોને દીક્ષા આપવાથી તેમાંના કેટલાક પતિત થઇ ગુપ્ત અનાચાર સેવી, દીક્ષા છોડી દઈ, "દીક્ષા-વાજીંત્ર" જેવા પત્રમાં લેખો લખવા જોડાય છે. કોઇક તો સાધુ બની "મેં દીક્ષા કેમ લીધી ?" એવા વિષય ઉપર લેખમાળા લખી "પરોપદેશે પાંડિત્યં" અને "પોથીમાંનાં રીંગણાં"ની માફક ઉપાશ્રયમાં પાટે ચડી લાંબા લાંબા હાથ કરી વ્યાખ્યાન આપે અને તેજ પાછો કુમાર્ગે ચડી

જાય, નાસી, છુપાઈ, સાધુવેશ છોડી, સંસારી બની ગૃહસ્થાશ્રમીઓ ઉપર ગાળોનો વરસાદ વરસાવે તે તેમના ગુરૂને કેટલું બધું નીચું જોવડાવનાર કૃત્ય ગણી શકાય ? શું આ સાધુસંસ્થાને કલંક રૂપ નથી ? તેણે તો પોતાની ભૂલ કબૂલ કરી "મેં દીક્ષા કેમ છોડી ?" એ વિષય ઉપર ચકોરવિજયની માફક સ્વાનુભવ પ્રદર્શિત કરનારી આત્મકથા લખી નગ્ન સત્ય પ્રકટ કરી ચેલાની લાલસાવાળા સાધુઓની આંખો ઉઘાડી હોત તો જૈનઆલમ ઉપર મોટો ઉપકાર થાત.

હું ખાત્રીપૂર્વક જણાવવાની રજા લઉં છું કે યુવાન સાધુઓમાંનો કેટલોક ભાગ કાયાથી પતિત નહીં હોય પણ મન અને વચનથી તો જરૂર પતિત હશે. યુવાવસ્થામાં મનને કબજે કરી કામને મારવો એ નાના છોકરાના ખેલ નથી, ભારે સંયમની જરૂર છે, તે શું હાલના યુવાન ચેલાઓમાં જોવામાં આવે છે ?

હવે પાંચમું વ્રત પરિગ્રહવિરમણનું રહ્યું. તેને તો કોઇ પણ ગણત્રીમાં ગણતુંજ નથી. દીક્ષાની પાછળ ધમાલો કરવી અને કરાવવી, રેલગાડી કે મોટરમાં કે પગરસ્તે દોડાદોડ કરાવી, શ્રાવકોના પૈસાનું પાણી કરાવી ખટપટો કરાવવી વીગેરે પ્રવૃત્તિમાં થતા ખરચને શું પરિગ્રહમાં ન ગણી શકાય ? વળી હાલમાં એક તાજો દાખલો ચંદ્રાવતીમાં દાણચોરીનો બન્યો છે. તે આચાર્યના પરિગ્રહનો ખરેખરો ખ્યાલ આપે છે. તેમની પેટીઓ ઉઘાડતાં તેમાંથી કપડાની સાથે દાગીના અને રૂપીઆ નીકળ્યા. શું આ સાધુનો ધર્મ છે ? સાધુઓને પેટી પટારા શા ? સાધુઓને તો બાવીસ પરિશ્રમ અને ઉપસર્ગો સહન કરવા જોઇએ અને ચૌદ ઉપકરણથી વધારે રાખી શકાય નહીં, છતાં શાસ્ત્ર કોરે મુકી સંખ્યાબંધ કપડા અને કામળો રાખી મનસ્વી વર્તન ચલાવે છે. તેથી રાજદરબારમાં ભવાડા થાય ને લોકો નિંદા કરી સાધુઓને ધિક્કારે એમાં શી નવાઇ ?

ઉપર જણાવ્યા પ્રમાણે દીક્ષાનિમિત્તે પંચ મહાવ્રતનો ભંગ થવાથી સાધુસંસ્થાનું અધઃપતન થાય એ સ્વાભાવિક છે. તેમાંથી પછી અનેક અનર્થો જન્મ પામે છે. સાધ્વીઓ નાની નાની છોકરીઓને ઉપાડી

જઇ અગર તેમની માને ગમે તેમ સમજાવી, મા અને દીકરીને દીક્ષા આપાવી ચેલીઓ કરે અને તે પછી તેમને સતાવે તેનું પરિણામ શું આવે ? જુઓ એવી કેટલીક કુંવારી અવસ્થામાં દીક્ષિત બનેલી સાધ્વીઓએ દીક્ષા છોડી દઈ સંસારી વેશ ધારણ કરી પરણી, તરતજ પરણેલી છોડીઓના પતિને દીક્ષા આપવાથી તેમનાં રીતસર પુનર્લગ્ન થયાં. ન્યાતે તેમને લગ્ન કરવા રજા પણ આપી. દીક્ષાના આવા અસહ્ય ત્રાસદાયક બનાવ બનવાથી તેમની ન્યાતોમાં અમુક સાધુઓ સાથેનો સંબંધ તોડી નાખવાના રીતસર જાહેર રીતે ઠરાવો પણ થયા. તેમનાં આહારપાણી બંધ કર્યાં. શાથી એવો વિચાર ઉત્પન્ન થયો ? કોણે પહેલ કરી ? જ્યારે સાધુઓજ શ્રાવકોના ઘેરથી વહોરેલો આહાર પાછો મોકલે ત્યારે શ્રાવકો આહારપાણી બંધ કરે તેમાં નવાઇ નથી. સાધુઓ ખાય તેનુંજ ખોદે તે કેવી રીતે સહન થાય ? આવી સાધુસંસ્થાની દુર્દશા થઇ પડી છે અને ભવિષ્યમાં કેવી થશે તે કહી શકાતું નથી.

અમુક આચાર્યો માટે ગૃહસ્થાશ્રમીઓએ જે ઠરાવ કર્યા તે ઠરાવ આપણે કરવાની જરૂર હતી પણ જ્યારે આપણે સાધુઓનો પક્ષ કરી તે તરફ દુર્લક્ષ રાખ્યું ત્યારે ગૃહસ્થાશ્રમીઓને એવા ઠરાવો કરવાની જરૂર પડી. આપણી સંસ્થામાં જ્યારે કોઇ નાલાયક દુરાચારી અનાચારી કે ધર્મ વિરૂદ્ધ વર્તન કરનાર સાધુ નીકળી આવે ત્યારે આપણે જ તેવા નાલાયક સાધુઓનો ઓઘો પડાવી લઈ વેશ છોડાવી સાધુ સંસ્થામાંથી દૂર કરવા જોઇએ. જ્યારે આપણે આપણું કર્તવ્ય કર્મ ન બજાવ્યું ત્યારે સ્વાભાવિક રીતે તે કાર્ય બીજાઓના હાથે બન્યું. કુદરત કોઈને છોડે તેમ નથી. દીક્ષા માટે આપણે બંદોબસ્ત નહીં કરીએ તો સરકાર જરૂર કરશે. આપ સૌ જાણો છો કે ધારાસભામાં દીક્ષા સંબંધી ખરડો પણ મુકાયો છે, પરંતુ આપણું સંમેલન મળવાનું હોવાથી તે ખરડો સરકારે મુલતવી રાખ્યો છે. જો આપણે યોગ્ય બંદોબસ્ત નહીં કરીએ તો પછી સરકાર કાયદો ઘડશે. કાયદો થયા પછી દીક્ષા આપવા સંબંધી જેટલી હાલ સરળતા અને કાર્ય કરવાની સ્વતંત્રતા છે તેટલી આપણે ભોગવી શકીશું નહીં. તેમાં ઘણી ઘણી

બાબતની મુસ્કેલીઓ ઉભી થશે. પછી આપણે પોકાર કરીશું કે "સરકાર ધર્મમાં હાથ ઘાલે છે" તે વખતે સરકાર શું કહેશે ? "સુધરવા માટે પૂરતો અવકાશ આપ્યા છતાં કોઈ સાધુએ પોતાના વર્તનમાં સુધારો કર્યો નહીં તેથી સરકારને કાયદો ઘડવાની ફરજ પડી," આમ તમને સ્પષ્ટ જણાવી દેશે. માટે દીક્ષા સંબંધી આ સંમેલનમાં આપણે વ્યવહારૂ કાયદો બાંધવોજ પડશે. સરકાર તરફથી પણ લખાણ આવ્યું છે તે સૌ જાણે છે.

ગમે તેને ચેલા બનાવવાથી ખરો સાધુ કોણ છે તે સમજવાને ગૃહસ્થોને મુસ્કેલી પડે છે. અરે ! આપણે પણ ભૂલ ખાઇએ છીએ. દીક્ષા છોડી પતિત થયેલા અને વંઠી ગયેલા ઇસમોને બીજા સાધુઓ પાછી દીક્ષા આપે છે. ત્યાંથી તે પાછા નાસે છે તેમ છતાં સાધુઓની આંખો ઉઘડતી નથી. ગુપ્ત રીતે વ્યભિચારના તથા સૃષ્ટિ વિરૂદ્ધ વર્તનના બનેલા બનાવો પણ છુટાછવાયા જોવામાં આવે છે. વ્યભિચારથી ઉત્પન્ન થતાં દરદોથી પીડાતા સાધુદરદીઓ પણ જોવામાં આવે છે. તેવા સાધુઓને પણ તેમના ગુરૂ અગર સોબતી સાધુઓ નિભાવી લે છે અને ઉલટ તેમનો ખોટો બચાવ કરે છે. તેનું પરિણામ એ આવ્યું છે કે કે તેમને લીધે બીજા સારા સાધુઓ પણ તેમના ભેગા વગોવાય છે અને ધર્મના ઓઠા નીચે અનાચાર વધતો જાય છે.

કેટલાક સાધુઓ અને આચાર્યો તેમની પાસે દીક્ષિત થયેલી સાધ્વીઓને ગામેગામ જોડે વિહાર કરાવે છે અને સાથેજ ચોમાસું રાખે છે. સાધ્વીના ઉપાશ્રયમાં સાધુઓ વારંવાર કાંઇ કાંઇ બ્હાનાં કાઢી આવજા કરે છે, સાધ્વીઓ પણ વાંદવાના બ્હાને સાધુના ઉપાશ્રયમાં જાય છે. એક વાર જતાં હોય તો ભલે પણ દિવસમાં ચાર પાંચ વખત જુદાં જુદાં કારણો બતાવીને જાય છે. બંને પરસ્પર છુટથી હસતા મુખે વાતો કરે છે. આ બીલકુલ પસંદ કરવા જેવું નથી. હું તો એવા અભિપ્રાયનો છું કે વ્યાખ્યાનના વખતેજ સ્ત્રીઓને કે સાધ્વીઓને ઉપાશ્રયમાં આવવાની છુટ રાખવી જોઇએ.

કેટલાક સાધુઓ જાદુ, મંત્ર, દોરા, સટ્ટાના આંક, સ્ત્રીઓને છોકરાં થવાના જાપ, વીગેરે એવા પ્રયોગો કરે છે તેથી ઘણીજ અપકીર્ત્તિ થાય છે, ઘણી સ્ત્રીઓ છોકરાં માટે એવા સાધુની પાછળ ગાંડી થઈ ફરે છે અને તેમાંથી ઘણા અનાચારો જન્મ પામે છે.

વળી આપણામાં ગચ્છોના ભેદને લઇ એક બીજાને દુશ્મન જેવા ગણી અપશબ્દોથી સંબોધી લડીએ છીએ. આપણા લીધે શ્રાવકો પણ પક્ષપાત કરી લડે છે તે નાબુદ થવું જોઇએ.

ભલે બીજા ન માનતા હોય પણ મારી તો દ્દઢ માન્યતા છે કે આપણી સાધુસંસ્થા ગૃહસ્થાશ્રમને અવલંબીને રહેલી છે. જો ગૃહસ્થાશ્રમ સુખી હશે તોજ આપણી સંસ્થા સારી ટકેલી રહેશે. કોના બંધાવેલા ઉપાશ્રયોમાં આપણે રહીએ છીએ? કોના ઘરનાં આહાર પાણી અને ઓઢવાના કપડા લઇએ છીએ? પત્ર વ્યવહાર કરવા માટે કોની પાસેથી કાર્ડ કવર કાગળ ટીકેટો પેન્સીલો લઇએ છીએ? આપણે માંદા પડીએ છીએ તો કોના પૈસાથી ડૉકટરો અને વૈદ્યો આપણી સારવાર કરી દવા કરે છે? મુનિ મહારાજો! વિચાર કરો. માટે ગૃહસ્થાશ્રમીઓની સ્થિતિ સુધારવા અને તેમની ઉન્નતિ થાય તેવા ઉપદેશ કરવા એ આપણી ફરજ છે. ગૃહસ્થાશ્રમીઓએ પોતાનો ગૃહસ્થાશ્રમ કેમ ચલાવવો તે માટે તો આચાર્યોએ નીતિના ગ્રંથો બહાર પાડયા છે. પંડિત રત્નશેખરસૂરિએ "શ્રાદ્ધવિધિ," આચાર્યશ્રી જીનદત્તસૂરિએ "વિવેકવિલાસ," શ્રી હેમચંદ્રાચાર્યે "બૃહદર્હન્નીતિ"–"અર્હન્નીતિ," શ્રીવર્ધમાનસૂરિએ "આચાર દિનકર"–"જૈનવિવાહવિધિ," વીગેરે આચાર્યોએ એવા ગ્રંથો રચેલા છે. જો તેમને આવા ઉપદેશના ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં શાસ્ત્રનો બાધ આવતો હોત તો તે શા માટે પરિશ્રમ લેત? તે ગ્રંથોના ઉદ્દેશો ધ્યાનમાં લઈ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ તરફ નજર રાખી ગૃહસ્થાશ્રમીઓનો ગૃહસ્થાશ્રમ સુધારવા ઉપદેશ આપવો એ સાધુનો મુખ્ય ધર્મ છે અને જે સાધુઓ ગૃહસ્થાશ્રમીઓને ગાળો ભાંડી તેમને તદ્દન ઉતારી પાડી તેમના ગૃહસ્થા-

શ્રમને ખંડિત કરી તોડી નાખવા પ્રયત્ન કરે છે તે તેમની મોટામાં મોટી ભૂલ સમજું છું. દીક્ષાનો ઉદ્દેશ એ નથી કે ગૃહસ્થાશ્રમીઓના વંશનું નિકંદન કાઢવું અને તેમના ઘેરે તાળાં વસાવવાં. આવા સાધુઓથી જ આપણી સંસ્થા બગડવા બેઠી છે.

માટે સૌને મારી વિનંતી છે કે જે જે ઠેકાણે સાધુસાધ્વીઓની અક્ષમ્ય ભૂલો લાગે તે તે ઠેકાણે નિષ્પક્ષપાતપણે તપાસ કરી તેને દૂર કરવી જોઇએ, નહીં કે તેને છુપાવી રાખી સડો એકઠો કરવો જોઇએ. આવો ચાલુ સડો દૂર કરવાની સાથે ભવિષ્યમાં નવો સડો દાખલ થવા ન પામે અને સારા સાધુઓ અસ્તિત્વમાં આવે તે માટે દીક્ષા સંબંધી સખ્ત બંધારણ થવાની આવશ્યકતા છે. શાસ્ત્રકારોએ તો દીક્ષા ઉપર અંકુશ મુકેલોજ છે. તે અંકુશ શિથિલ થઇ ગયો છે, તેને તેજ બનાવવાની ખાસ જરૂર છે. દીક્ષાના ઉમેદવારોની લાયકાત સંબંધી આપણા જૈનશાસ્ત્રકારો શું કહે છે તે તમારા ધ્યાન ઉપર લાવવા માગું છું. પ્રથમ દીક્ષાને પાત્ર કોણ હોઇ શકે તે જણાવવાની જરૂર છે. શાસ્ત્રકાર "ધર્મસંગ્રહ" માં કહે કે—

आर्यदेशे समुत्पन्नः शुद्धजाति कुलान्वितः ।
क्षीणप्रायाऽशुभकर्मा तत एव विशुद्धधीः ॥

૧ આર્યદેશમાં જન્મેલો, ૨ શુદ્ધ જાતિ અને કુળવાળો, ૩ પ્રાયઃ જેનાં અશુભ કર્મો ક્ષીણ થયાં છે તેવો, ૪ તે કારણથી શુદ્ધ બુદ્ધિવાળો,

दुर्लभं मानुषं जन्म निमित्तं मरणस्य च ।
संपदश्चपला दुःख हेतवो विषयास्तथा ॥
संयोगे विप्रयोगश्च मरणं च प्रतिक्षणं ।
द्दारुणश्च विपाकोऽस्य सर्वचेष्टा निवर्तनात् ॥
इति विज्ञात संसार नैर्गुण्यः स्वतएव हि ।
तद्विरक्तस्तत एव तथा मंद कषायभाक् ॥

૫ "મનુષ્યભવ દુર્લભ છે, તે મરણનું કારણ છે, લક્ષ્મીચપળ છે, વિષયો દુઃખનાં કારણો છે, સંયોગને અંતે વિયોગ છે, ક્ષણે ક્ષણે

મરણનો ડર છે, અને તે વખતે સર્વ ચેષ્ટાઓ બંધ થવાથી ભયંકર પરિણામ આવે છે" એ રીતે સંસારની અસારતા જેણે પોતાની મેળે જાણી છે તે; ૬ અને તે કારણથી સંસારથી જે વિરકત થયો છે તે, ૭ મંદ કષાયવાળો,

अल्पहास्यादिविकृतिः कृतज्ञो विनयान्वितः ।
सम्मतश्च नृपादीनामद्रोही सुंदरांगभाक् ॥

૮ થોડા હાસ્ય વીગેરેના વિકારવાળો, ૯ કૃતજ્ઞી, ૧૦ વિનયવાળો, ૧૧ રાજાદિકની સંમતિ લીધી હોય, ૧૨ કોઈનો પણ દ્રોહી ન હોય. ૧૩ સુંદર અંગવાળો,

श्राध्द्धः स्थिरश्च समुपसंपन्नश्चेति सद्गुणः ।
भवेद्योग्यः प्रव्रज्याया भव्यसत्वोऽत्रशासने ॥

૧૪ શ્રદ્ધાળુ, ૧૫ ઠરેલ, ૧૬ આત્મસમર્પણની ઈચ્છાવાળો, એ રીતે સોળ ગુણવાળો મનુષ્ય જૈનશાસનમાં દીક્ષાને યોગ્ય કહેલો છે.

આ દીક્ષા પાળવી કેવી કઠણ છે તે માટે "પ્રવ્રજ્યાવિધાન"માં શાસ્ત્રકાર કહે છે કે–

गुरुकुलवासो य सया खुहापिवा साईआ य सोढव्वा ।
बावीसं च परीसह तहेव उवसग्गा दिव्वाइ ॥

અર્થાત્ દીક્ષિત થયેલા માણસે સદા ગુરૂની પાસેજ રહેવું કે જેથી સાધુના આચાર શીખી શકાય. ક્ષુધા આદિક બાવીસ પરિશ્રમો સહન કરવા. દેવતા અને મનુષ્ય આદિએ કરેલા ઉપસર્ગો ખમવાના છે. તે બાવીસ પરિશ્રમો નીચે પ્રમાણે છે–

૧ ક્ષુધા, ૨ તૃષા, ૩ ઠંડી, ૪ તાપ, ૫ ડાંસ અને મચ્છરનો ઉપદ્રવ, ૬ જીર્ણવસ્ત્ર, ૭ મનની અસ્થિરતા, ૮ સ્ત્રીવિલાસની ઈચ્છા, ૯ ટીકા, ૧૦ નૈષેધિકી પરીસહ, ૧૧ ઉપાશ્રય સંબંધી પરીસહ, ૧૨ લોકોની ગાળો, ૧૩ માર, ૧૪ ભિક્ષા, ૧૫ આહારનો અભાવ, ૧૬ રોગ, ૧૭ કંટકવેદના, ૧૮ દેહ અને વસ્ત્રની મલિનતા, ૧૯ સન્મા-

નથી ઉદ્ભવેલું અભિમાન, ૨૦ પૂજાથી ઉત્પન્ન થયેલો ગર્વ, ૨૧ સમ્યક્ત્વના પાલનનો અભાવ, અને ૨૨ જ્ઞાનનો અપચો. એ રીતે બાવીસ પરિશ્રમો દીક્ષા લેનારે સહન કરવાના છે. આવી સખ્ત કસોટીમાંથી પસાર થાય તેજ દીક્ષાને પાત્ર ગણી શકાય.

હવે કોણ કોણ દીક્ષાને પાત્ર નથી અથવા કોને દીક્ષા ન આપી શકાય તે બતાવવાની ખાસ જરૂર છે. તે સંબંધી શાસ્ત્રકાર "પંચકલ્પચૂર્ણિ"માં કહે છે કે—

बाले बुड्ढे नपुंसे य जडे कीबे य वाहिए।
तेणे रायावगारी य उम्मते य अदंसणे॥
दासे दुठ्ठे य मूढे य अणत्ते जुंगिए इय।
उवद्धए य भयए सेह निप्फेडिया इय॥

અર્થાત્ ૧ બાલ, ૨ વૃદ્ધ, ૩ જડ, ૪ નપુંસક, ૫ કલીબ (એક જાતનો નપુંસક) ૬ રોગી, ૭ ચોર, ૮ રાજાનો અપરાધી, ૯ ઉન્મત્ત, ૧૦ ખોડવાળો, ૧૧ દાસ, ૧૨ દુષ્ટ, ૧૩ મૂઢ, ૧૪ કરજદાર, ૧૫ નીચ જાતિનો, ૧૬ અવબદ્ધ, (કોઈનાથી બંધાયેલો પરાધીન), ૧૭ નોકર અને ૧૮ શૈક્ષનિસ્ફેટિકા (દીક્ષાના ઉત્સુકને સંતાડવો) એટલે કે માતા પિતા ભાઈ બેન વીગેરે વડીલોની રજા વિના અપહરણ કરી, ચોરી, સંતાડીને જેને દીક્ષા આપવામાં આવે તે. એ રીતે અઢાર પ્રકારના પુરૂષોને દીક્ષા માટે નાલાયક ગણેલા છે.

સ્ત્રીઓ માટે શાસ્ત્રકાર કહે છે કે इत्थीसु एए चेव नवरि गुव्वीणी बालवच्छा य अहिया भाणियव्वा સ્ત્રીઓને માટે પણ આ અઢાર ઉપરાંત ગર્ભિણી સ્ત્રી અને બાળકવાળી સ્ત્રી, એમ બે પ્રકાર વધારાના કહ્યા છે. આ ઉપરથી જણાશે કે અઢાર પ્રકારના પુરૂષો અને વીસ પ્રકારની સ્ત્રીઓને દીક્ષા માટે તદન નાલાયક ગણ્યાં છે.

ઘણી દિલગીરી સાથે આ સ્થળે જાહેર કરવું પડે છે કે હાલમાં બાળદીક્ષાનો પવન ફુંકાયો છે. સામે સંઘનો સખ્ત વિરોધ હોય છે

છતાં સંઘની આજ્ઞાને નહીં ગણુકારતાં કેટલાક આચાર્યો અને સાધુઓ જાણી જોઈને તેવી બાળદીક્ષાઓ આપી પોતાનું ધાર્યું કરે છે. આવી બાળદીક્ષાથી ધર્મની હેલના થઇ રહી છે. વડોદરા સરકારે તેવા બાળ દીક્ષિત સગીર સાધુને તેના વાલીને સોંપ્યો અને વેશ કોરે મુકવો પડયો. તેવી દીક્ષાના નિમિત્તે સાધુઓને રાત્રે અને ભરવરસાદમાં કચેરીમાં હાજર થવાની ફરજ પડી, સાધુઓ માટે આ થોડું શરમાવવા જેવું છે ? તે માટે "પ્રવચનસારોદ્ધાર"ની ટીકામાં શ્રીસિદ્ધસેનસૂરિએ જણાવ્યું છે કે बालदीक्षणे संयमविराधनादयो दोषाः स ह्ययोगोलक समानो यतो यतः स्पंदते ततस्ततोऽज्ञानित्वात् षट्कायावधो भवति तथा निरनुकंपाः श्रमणाः यदेवं बालानपि बलाद् **दीक्षाकारागारे** प्रक्षिप्य स्वच्छंदतामुच्छि दंतीति जनर्निंदा અર્થાત્ બાળને દીક્ષા આપવાથી તેમાં ચારિત્રની વિરાધના વીગેરેના દોષો ઉત્પન્ન થાય છે. કારણકે બાળ અજ્ઞાની હોવાથી તે લોખંડના ગોળાની માફક જ્યાં જ્યાં ભટકયા કરે છે ત્યાં ત્યાં છ કાયના (પૃથ્વી, પાણી, અપ, વાયુ, તેજ અને ત્રસના) જીવોની હિંસા થાય છે. વળી લોકોમાં પણ તે બાળને બળાત્કારે દીક્ષા આપવાથી એવી નિંદા થાય છે કે "અરે ! આ જૈન સાધુઓ કેવા નિર્દય છે કે તેઓ આવા બાળને પણ બળાત્કારે **દીક્ષા રૂપી કેદખાનામાં** નાખીને તેના મનોરથને જડમૂળમાંથી ઉખેડી નાખે છે ?"

જગતની ટીકા એ પણ એક અંકુશ છે. એટલા માટે કહ્યું છે કે यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयं नाचरणीयं શુદ્ધ હોવા છતાં પણ જેથી લોકો વિરૂદ્ધ હોય તે કામ કરવું નહીં અને તેવું વર્તન રાખવું નહીં. આપણામાં પણ "જયવીયરાય"માં કહ્યું છે કે लोग विरुद्धच्चाओ લોકના વિરોધનો ત્યાગ મતલબ કે લોકો જે કૃત્ય અગર વર્તનથી વિરૂદ્ધ હોય તેનો ત્યાગ ગણેલો છે. આ પ્રમાણે શુદ્ધ કામ હોવા છતાં પણ લોકના વિરોધને લઇને તે કરવાનો શાસ્ત્રમાં નિષેધ કરેલો છે. તો પછી અયોગ્ય કે અશુદ્ધ કામને માટે તો પુછવુંજ શું ? એ રીતે વ્યાવહારિક દષ્ટિથી પણ જોવાની જરૂર છે એમ શાસ્ત્રકારો કહે છે.

દીક્ષા સંબંધી છેવટમાં ટુંકામાં જણાવું છું કે શ્રી મહાવીર સ્વામી ભગવાનના પ્રતિનિધિ તરીકે આપણે થવા માગતા હોઇએ, આપણે ધારણ કરેલા મહાવીરના ભેખને નિષ્કલંક રાખવા ચાહતા હોઇએ, મહાવીરના ચુસ્ત અનુયાયી થવા માગતા હોઇએ, મહાવીરના પગલે પગલે ચાલી આત્માનું કલ્યાણ કરવા માગતા હોઇએ અને તેમની આજ્ઞા માથે ચડાવી જૈનશાસન અને સાધુસંસ્થાને દીપાવવા માગતા હોઇએ તો તેમણે જેવી રીતે માતા અને ભાઇને સંપૂર્ણ સંતોષ આપી તેમની આજ્ઞા માથે ઉઠાવી દીક્ષાને અંગીકાર કરી તેવી રીતે ભાગવતી દીક્ષાના હીમાયતી થશો. શાસ્ત્રકારોએ કહ્યું છે કે—

सर्वपापनिवृत्तिर्यत् सर्वथैषा सतां मता ।
गुरुद्वेग कृतोऽत्यन्तं नेयं न्याय्योप्रपद्यते ॥

સર્વ પાપની નિવૃત્તિ રૂપ એ પ્રવ્રજ્યા–દીક્ષા–સંતોને સદા સંમત છે પણ વડીલોને દુઃખી કરીને લીધેલી દીક્ષા ન્યાય યુક્ત નથી.

प्रारंभमंगलं ह्यस्या गुरुशुश्रूषणं परम् ।
एतौ धर्मप्रवृत्ताना नृणां पूजास्पदं महत् ॥

પ્રવ્રજ્યાની સાધનાનું પહેલું મંગળ તો માતપિતાની સેવા છે. જે ધાર્મિક મનુષ્ય છે તેને તો માતપિતા પૂજનીય છે.

स कृतज्ञः पुमांल्लोके स धर्मगुरुपूजकः ।
स शुद्ध धर्मभाक् चैव य एतौ प्रतिपद्यते ॥

જગતમાં તેજ કૃતજ્ઞ છે, તેજ આ લોકમાં ધર્મ અને ગુરૂનો પૂજક છે અને તેજ શુદ્ધ ધર્મનો ધારક છે જે માતપિતાની સેવા કરે છે.

આ પ્રમાણે આચાર્ય હરિભદ્રસૂરિએ પણ મહાવીર ભગવાનના માતૃભક્તિવાળા હૃદયનું પવિત્ર પ્રતિબિમ્બ પાડી દીક્ષા ઉપર પ્રકાશ નાખી સચોટ બોધ આપેલો છે.

વળી શ્રી હરિભદ્રના પ્રવચનાનુસાર મહાવીર ભગવાનની માતૃભક્તિ કેવી છે તે મહાવીરના નીચેના હૃદયના અભિગ્રહ ઉપરથી જણાશે—

जीवतो गृहवासेऽस्मिन् यावन्मे पितराविमौ ।
तावदेवाधिवत्स्यामि गृहानहममीष्टतः ॥
इमौ शुश्रूषमाणस्य गृहानावसतो गुरू ।
प्रव्रज्याप्यानुपूर्व्येण न्याय्यान्ते मे भविष्यति ॥

મારાં માતપિતા જીવતાં સુધી ગૃહવાસમાં રહેવું મને અભીષ્ટ છે માટે હું રહીશ. ઘરમાં રહી ગુરૂ સમાન માતપિતાની સેવા કરતાં છેવટે શુદ્ધ દિલથી દીક્ષાને પણ ધારણ કરીશ. વળી નીતિકારો કહે છે કે–

यस्योपकार जननी जननी शोकपीडिता ।
कृतघ्नं तं सुतं विद्यातपि सद्गुणमंडितम् ॥
जनन्या उपकाराणां भारेणा क्रान्त आत्मजः ।
न कदाप्य नृणी लोके प्रत्युपकारशतैरपि ॥

અર્થાત્ જે પુત્રની ઉપકાર કરનાર માતા શોકથી દુઃખી રહેતી હોય તે પુત્ર સદ્‌ગુણોથી શોભાયમાન હોય તો પણ તે કૃતઘ્ની છે. માતાના આભારના ભારથી દબાયેલો પુત્ર માતા પ્રત્યે સેંકડો ઉપકારો કરે તો પણ માતાના ઉપકારના દેવામાંથી મુક્ત થતો નથી.

હવે છેવટમાં એક મહત્વની વાત ઉપર તમારૂં ધ્યાન ખેંચું છું. હાલમાં કેટલાક આચાર્યો અને સાધુઓ સંઘને "હાડકાનો માળો" કહી તે પ્રત્યે તિરસ્કારની લાગણી બતાવે છે અને તેની આજ્ઞાનો લોપ કરે છે. આ તેમનું વર્તન શાસ્ત્ર વિરૂદ્ધ છે. સંઘને તીર્થંકર રૂપ માનેલો છે, તે વંદનાને પાત્ર છે. આવા તીર્થંકર રૂપ સંઘની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ મહા પાપ છે. સાધુ સાધ્વી ઉપર પણ તે સંઘનીજ સત્તા છે. શ્રાવક અને શ્રાવિકાઓ આપણી પ્રત્યે પૂજ્યભાવથી જોઈ આપણી સેવા ઉઠાવે છે તેથી આપણા મગજમાં એવો ખ્યાલ નહીં લાવવો જોઈએ કે તેઓ આપણી સેવા કરવા બંધાયેલા છે અને તેમના ઉપર હુકમ કરવા આપણને હક છે. આવો ખોટો ખ્યાલ કેટલાક આચાર્યોના મગજમાં પેશી ગયેલો છે. ભકતોની ભક્તિનો આવો દુરૂપયોગ નહીં

કરવો જોઈએ. ગૃહસ્થોની એટલી ઉદાર નીતિ છે કે તેઓ આપણને આરાધ્ય ગણી પોતે આરાધક બને છે. આ તેમનો પ્રેમ અને ભક્તિભાવ છે. પણ ખરી વાત તો એ છે કે તે આપણા પોષક છે અને આપણે પોષ્ય છીએ. તેમના ઉપરજ આપણું જીવન ટકેલું છે એ કોનાથી ના પાડી શકાય તેમ છે?

સંઘ પોતાની ઉચ્ચ ભાવનાથી અને ધર્મરાગથી કોઇ આચાર્ય કે સાધુને પોતાના નાયક કે નેતા તરીકે સ્થાપન કરે તેથી તે આચાર્ય કે સાધુ સર્વોપરી સત્તાના માલીક થઇ શકતા નથી. તે સર્વોપરી સત્તાનો માલીક તો સંઘજ છે. જે કોઇ વસ્તુ પદાર્થ કે જીવ પોષ્ય છે તે કદી પણ પોષક ઉપર અધિકાર કે સત્તા ચલાવી શકે નહીં એ કુદરતનો નિયમ છે. જો પોષક પોતાનું પોષણ બંધ કરે તો જુઓ પોષ્યની શી દશા થાય છે!!

પ્રાચીન કાળના જૈનઇતિહાસ તરફ નજર કરશો તો સંઘની સર્વોપરી સત્તાના ઘણા ઘણા દાખલાઓ મળી આવે છે. તેવો એક દાખલો તમારી આગળ રજુ કરૂં છું—

કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય પોતાના રચેલા " પરિશિષ્ટ પર્વ " માં જણાવે છે કે "ચૌદપૂર્વધારી શ્રીભદ્રબાહુ સ્વામીના વખતમાં ભયંકર દુષ્કાળ પડવાથી જૈનઆગમના મહત્વના પાઠો સાધુઓ વિસરી ગયા, તેથી દુષ્કાળ પૂરો થયા પછી તે પાઠો એકઠા કરવા પાટલીપુત્ર નગરમાં સંઘ એકઠો થયો. જુદા જુદા સાધુઓના મુખથી કેટલાક પાઠો એકઠા કર્યા પણ બારમા દૃષ્ટિવાદ અંગનો પાઠ જે શાસનના આધારભૂત હતો તે કોઇના મુખમાંથી મળી શકયો નહીં. આ વખતે ચૌદપૂર્વના જ્ઞાનવાળા શ્રીભદ્રબાહુ સ્વામી નેપાળમાં " મહાપ્રાણાયામ " નામનું ધ્યાન કરતા હતા. સંઘને ખબર પડવાથી બે સાધુઓને પત્ર લખી આપી નેપાળમાં તેમની પાસે મોકલ્યા. તે ત્યાં પહોંચ્યા અને પત્ર તેમના હાથમાં મુકયો. સંઘનો પત્ર વાંચી શ્રીભદ્રબાહુસ્વામીએ તે સાધુઓને કહ્યું " હમણાંજ મેં પ્રાણાયામધ્યાનમાં પ્રવેશ કર્યો છે માટે મારાથી

ત્યાં આવી શકાશે નહીં." તે સાંભળી તે સાધુએ ત્યાંથી પાછા ફરી પાટલીપુત્ર નગરમાં આવી સંઘને સમાચાર કહ્યા. આથી સંઘનું હૃદય ખિન્ન થયું, તેથી ફરી બે સાધુઓને તેમની પાસે મોકલી ખુલાસો માગ્યો કે "જે માણસ સંઘની આજ્ઞા ન માને તેને કેવા પ્રકારની શિક્ષા કરી શકાય?" આ સંદેશો લઈ તે સાધુએ ત્યાં જઈ શ્રીભદ્રબાહુસ્વામીને કહ્યું "જે માણસ સંઘની આજ્ઞા ન માને તેને કેવા પ્રકારની શિક્ષા કરી શકાય?" તેમણે જવાબ આપ્યો "તે માણસને સંઘ બહાર મુકવો જોઇએ?" ત્યારે બંને સાધુઓએ પોતાને મળેલી સુચના પ્રમાણે શ્રીભદ્રબાહુસ્વામીને જણાવી દીધું કે "પાટલીપુત્ર નગરના સંઘનું ફરમાન છે કે આજથી તમે સંઘ બહાર છો." સંઘનું આવું ફરમાન સાંભળી કેવલી ભગવાન સરખા ચૌદપૂર્વધારી શ્રીભદ્રબાહુસ્વામીએ સખેદ હૃદયે સાધુઓને કહ્યું "તીર્થંકરરૂપ સંઘે મારા ઉપર એવી અવકૃપા કરવી જોઇએ નહીં, કૃપાદૃષ્ટિ રાખવી જોઇએ, હું સંઘની આજ્ઞા મસ્તકે ચડાવું છું, અને સંઘને વિનંતી કરૂં છું કે હું જે ધ્યાનમાં રોકાયો છું તે સંઘનુંજ કામ છે. ધ્યાનનો થોડો ભાગ બાકી છે માટે બે બુદ્ધિશાળી તીવ્ર યાદશક્તિવાળા સાધુએ મોકલી આપો તો તેમને દૃષ્ટિવાદની એક દિવસમાં સાત વખત વાચના આપીશ, જેથી મારૂં ધ્યાન પણ પૂરૂં થશે અને સંઘનું કામ સફળ થશે." આ પ્રમાણે સમાચાર લઇ તે સાધુઓએ પાછા આવી સંઘને હકીકત જણાવી. સંઘે સ્થૂલિભદ્રજી આદિક પાંચસો સાધુઓને શ્રીભદ્રભાહુસ્વામી પાસે દૃષ્ટિવાદના અભ્યાસ માટે મોકલ્યા."

ક્યાં તે શ્રીભદ્રબાહુસ્વામીની નમ્રતા અને ક્યાં સંઘને "હાડકાનો માળો" કહેનાર હાલના કેટલાક સાધુઓનું અભિમાન? જ્યારે પેલા મહાન પુરૂષ સંઘની આજ્ઞા માથે ચડાવે છે ત્યારે આ સાધુએ સંઘની આજ્ઞાને ઠોકરે મારી "જોયો તમારો સંઘ, સંઘને કોણ ગાંઠે છે" એમ કહી સંઘને ધિક્કારે છે. આવી કડવી અને તિરસ્કારયુક્ત વાણીથી સંઘમાં ઠામ ઠામ ક્લેશનાં બી વવાઇ રહ્યાં છે. હું છાતી ઠોકીને કહું છું

કે તીર્થંકરરૂપ ગણાતા સંઘને છિન્નભિન્ન જેવી સ્થિતિમાં લાવી મુકનાર સર્વોપરી સત્તાના ગુમાનના નીશામાં બેભાન બનેલા આચાર્યો અને સાધુઓજ છે. તેમના મગજમાંથી તે ગુમાન નીકળી જવું જોઇએ અને સંઘની સર્વોપરી સત્તા છે તે માન્યતા તેમના હૃદયમાં ઠસાવવી જોઇએ.

" आणाजुत्तो संघो, आणाए धम्मो આજ્ઞાયુક્ત હોય તે સંઘ, આજ્ઞામાં ધર્મ. તે શીવાયના अत्थीसंघो હાડકાના માળા અને અધર્મી." એવાં વાક્યો તીર્થંકર રૂપ ગણાતા સંઘ સંબંધી કાઢતાં પહેલાં સાધુએ બહુજ વિચાર કરવો જોઇએ. તેવી તેમની માન્યતાના હિસાબે જોવા જઇએ તો " સાધુ કોને કહેવો ?– ગુરૂ કોને કહેવો ? " એ પ્રશ્ન ભારે થઇ પડશે. આપણા " પંચિંદિય " તરફ નજર કરો. તેમાં શું કહ્યું છે તેના ઉપર વિચાર કરો—

पंचिंदिय संवरणो तह नव विह बंभचेर गुत्तिधरो ।
चउविह कसायमुक्को इअ अठार सगुणेहिं संजुत्तो ।
पंचमहव्वय जुत्तो पंचविहायार पालण समच्छो
पंचसमीओ तिगुत्तो छत्तीस गुणो गुरू मज्ज ॥

અર્થાત્ પાંચે ઇન્દ્રિઓના શબ્દાદિક ત્રેવીસ વિષયને અને બસેં બાવન વિકારને રોકનાર, નવપ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિના ધરનાર એટલે કે શીલની નવ વાડના પાળનાર, ચાર પ્રકારના ક્રોધાદિક કષાયથી મુક્ત થયેલા એ રીતે (૫+૯+૪) અઢાર ગુણવાળા, પંચમહાવ્રતથી સંયુક્ત, જ્ઞાનાદિક પંચપ્રકારના આચાર પાળવાને સમર્થ, ઇર્યાદિક પાંચ સમિતિવાળા, ત્રણ ગુપ્તિવડે એટલે કે મન વચન અને કાયાને અસંયમમાં જતાં અટકાવનાર, એ રીતે વિશેષણોમાં રહેલા (૧૮+૫+૫+૫+૩) છત્રીસ ગુણવાળા જે હોય તે મારા ગુરૂ. (ગુ=અજ્ઞાન, પાપ. રૂ=રૂંધે, હણે. અજ્ઞાનરૂપ પાપને હણે તે ગુરૂ.)

આ પ્રમાણે શાસ્ત્રકારોએ ગુરૂની ઓળખાણ કરાવી છે તો આ સ્થળે મારે સંકોચ વિના કહેવું પડશે કે જે આણામાં હોય તે સંઘ અને તે શીવાયના બધા સંઘો હાડકાના માળા. ત્યારે ઉપરના છત્રીસ

ગુણોવાળો ગુરૂ અને તે શીવાયનાને માટે શી ઉપમા આપવી તે તે સમજાવશે ? તે હિસાબે શું તે હાડકાના માળાની કોટીમાં ન આવી શકે ?

સાધુમાં જો ઉપર બતાવેલા ગુણો ન હોય તો પછી પીળા કપડાનો ખોટો દંભજ ગણુવો જોઇએ. તેવા દામ્ભિક પુરૂષો માટે ન્યાયવિશારદ ન્યાયાચાર્ય શ્રીયશોવિજયજી કહે છે કે—

दंभेन व्रतमास्थाय यो वांच्छति परमपदम् ।
लोहनावं समारुह्य साऽब्धेः पारं यियासति ॥

જે આત્મા દંભપૂર્વક વ્રતનો સ્વીકાર કરીને પરમ પદની ઇચ્છા રાખે છે તે ખરેખર લોઢાના વહાણમાં બેશીને સમુદ્રકિનારે જવાની આશા રાખે છે.

આ સ્થળે એક સુંદર દૃષ્ટાંત મન વચન અને કાયાથી પૂરેપૂરા સંયમને પાળનાર એક મહાન પુરૂષનું યાદ આવે છે તે તમારી આગળ રજુ કરૂં છું—

સીતાને રાવણુ લઇ ગયો ત્યારે રામચંદ્ર વનમાં તેની શોધ કરવા લાગ્યા, તેવામાં તેમને એક કંકણુ જડી આવ્યું. તે હાથમાં લઇ રામચંદ્રે તેમના ભાઇ લક્ષ્મણુને પુછ્યું " ભાઇ ! આ કંકણુ સીતાજીનું છે ? " તેના જવાબમાં લક્ષ્મણે જવાબ આપ્યો—

कंकणे नाभिज्ञानामि नाभिजानामि कुंडले ।
नुपुर एव जानामि नित्यंपादाभिवंदनात् ॥

" હું કંકણુને જાણુતો નથી, કુંડળને પણુ જાણુતો નથી. હું સર્વદા તેમના ચરણુકમળને વંદન કરતો હોવાથી માત્ર તેમના પગનાં ઝાંઝરને જાણું છું." લક્ષ્મણુનો આ જવાબ કેવો ઉત્તમ બોધ આપે છે ! તેનું નામ સંયમ, તેનું નામ મન ઉપરનો કાબુ. ચિત્રમાં પણુ સ્ત્રીને જોવાનો સાધુને માટે નિષેધ છે તો પછી બીજી વાત શું કરવી ? ચોથા વ્રતની શિથિલતાનાં કેવાં માઠાં પરિણુામ આવે છે તે ચકોરવિજયના પુનર્લગ્નથી દુનિયા જાણી ગઇ છે. આ સંબંધી મેં પ્રથમ પૂરતું વિવેચન કર્યું છે એટલે ફરી કહેવા માગતો નથી.

આ સર્વ હકીકત ધ્યાનમાં લઇ આજના આ સાધુસંમેલનમાં કેવા પ્રકારના ઠરાવો કરવા અને જે સાધુઓ પંચમહાવ્રતમાંથી પતિત થઇ સાધુસંસ્થાને કલંક લગાડી રહ્યા છે તેમને માટે શું પગલાં ભરવાં જોઇએ તે આપની મુનસફી ઉપર સોંપું છું. એટલું તો ભાર દઇને કહેવાની ફરજ પડે છે કે પક્ષપાત છોડી દઇ જ્યાં સડો હોય ત્યાંથી તે શોધી કાઢી દૂર કરો, જેથી ભવિષ્યમાં ભયંકર રોગ ફાટી નીકળે નહીં.

કદાચ આજના મારા ભાષણમાં કડવાશ જણાતી હોય તો તેને તાવવિદારણ સુદર્શન સમાન માની તેના ગુણ તરફ ધ્યાન આપી તેનો સ્વીકાર કરશો. સત્ય વસ્તુ પ્રકટ કરવામાં મીઠાશ નથી આપી શકાતી, મીઠાશ લાવવાને પ્રયત્ન કરવામાં કોઇ કોઇ સત્ય વસ્તુને છુપાવવી પડે છે. એમ કરવામાં ન્યાય આપી શકાતો નથી. મેં જે જે હકીકત અને સત્ય વસ્તુઓ આપના આગળ રજુ કરી છે તે તે માત્ર શુદ્ધ હૃદયથી અને સુધારા કરવાના હેતુથીજ કરી છે. કોઇની લાગણી દુખવવાનો મારો જરા પણ આશય નથી. છતાં જાણતાં અજાણતાં કોઇનો અવિનય થયો હોય તો મન વચન અને કાયાથી સકળ સંઘની ક્ષમા ચાહું છું.

सर्व मंगल मांगल्यं सर्व कल्याण कारणम्
प्रधानं सर्व धर्माणां जैनं जयति शासनम्

ઓમ્ શાંતિ ! શાંતિ ! શાંતિ !

ઉપર પ્રમાણે પ્રમુખશ્રીનું ભાષણ પૂરૂં થયા બાદ એક મુનિ મહારાજે સહાનુભૂતિના આવેલા સંખ્યાબંધ કાગળો વાંચી સંભળાવ્યા. તે પછી કયા કયા ઠરાવો સભામાં રજુ કરવા તેનો નિર્ણય કરવા વિષયનિયામક સમિતિ પસંદ કરવામાં આવી. એ સમિતિએ એક કલાક સુધી વાટાઘાટ કરી ઠરાવોનો ખરડો તૈયાર કર્યો અને આહારપાણીનો વખત થવાથી બપોરના બે વાગ્યા ઉપર કામ મુલતવી રાખી સંમેલન સાડા અગીઆર વાગે વિસર્જન થયું.

ફરી બપોરે બે વાગે સંમેલનની બેઠક મળી. તેમાં પૂરતા વિવેચન અને ભાષણો સાથે નીચે પ્રમાણે સર્વાનુમતે ઠરાવો કરવામાં આવ્યા.

**ઠરાવ ૧ લો**—પ્રાચીન કાળમાં વિદ્યાભ્યાસ માટે જેટલી કાળજી રખાતી તેટલી હાલના સાધુઓમાં જોવામાં આવતી નથી. તે વખતે શિષ્યોને શાસ્ત્રોનો અભ્યાસ કરાવવા તેમના ગુરૂઓ જાતે પરિશ્રમ લેતા. હાલ તો તે કામ ભાડુતી માણસો પાસેથી લેવાય છે એ શોચનીય છે માટે સાધુઓએ પોતાનો વખત વિદ્યાભ્યાસમાં ગાળી શિષ્યોને જાતે ભણાવવા, જેથી તે સારા સંસ્કારી સાધુ નીવડી જૈનશાસન દીપાવી શકે.

**ઠરાવ ૨ જો**—હાલમાં દીક્ષા આપવાની પ્રવૃત્તિ તદ્દન બગડી ગયેલી હોવાથી સાધુસંસ્થા નિંદાય છે, માટે ઠરાવવામાં આવે છે કે માબાપ સ્ત્રીપુરૂષ ભાઇબેન કે કોઇ નિકટના સગાને ત્રાસ કે કલ્પાંત કરાવી કોઇ સાધુએ દીક્ષા આપવી નહીં. જેને દીક્ષા લેવી હોય તેને નિદાન બાર માસ સુધી સાધુએ પોતાની પાસે રાખી તેની કસોટી કરી યોગ્ય લાગે તોજ દીક્ષા આપવી. પરંતુ દીક્ષા આપતાં પહેલાં બે માસ અગાઉ જાહેરખબર બહાર પાડવી અને સગાંવહાલાં હૃદયપૂર્વક સંમતિ આપે તોજ સંઘની રજા મેળવી દીક્ષા આપવી. કોઇપણ વખતે કોઇપણ કારણે છુપી દીક્ષા આપવી નહીં. પ્રથમ દીક્ષા આપ્યા પછી બરાબર લાયકાત અને યોગ્ય અભ્યાસ જણાય તોજ તેને વડી દીક્ષા આપવી. "સો મૂર્ખ ચેલા કરતાં એક વિદ્વાન ચેલો સારો" એ સિદ્ધાંત ઉપર ધ્યાન આપીને ચાલવું.

**ઠરાવ ૩ જો**—હાલમાં સાધુઓના પરિગ્રહની વાતો ઠામ ઠામ થાય છે એ ખરેખર ખેદજનક છે. માટે ઠરાવવામાં આવે છે કે શાસ્ત્રમાં ઠરાવ્યા પ્રમાણે મર્યાદિત કરેલાં ઉપકરણની ચીજો શીવાય વધારે ચીજો રાખવી નહીં. જેમ બને તેમ સાદાં અને નિર્દોષ કપડાથી સંતોષ માનવો. પુસ્તક પાનાં વીગેરે વધુ હોય તો તે ઉપાશ્રયમાંજ મુકવાં. સાધુઓએ પોતાનાં પુસ્તક કે ઉપકરણ ઉપર પોતાનો માલકી હક રાખવો નહીં, તેના ઉપર પોતાનાં નામ પણ લખવાં નહીં. પોસ્ટ મારફત વેલ્યુપેએબલથી કોઇપણ ચોપડી કે વસ્તુ મંગાવવી નહીં. સોનાચાંદીનાં ઘડીઆળો કે પાઠાં રાખવાં નહીં. કંચનના ત્યાગીને તે કલંકરૂપ છે.

**ઠરાવ ૪ થો**—સાધુઓએ સાધ્વીઓને સાથે લઇ વિહાર કરવો નહીં. પોતાના કપડા સાધ્વીઓને ધોવા માટે આપવા નહીં. તેમજ તેવું કોઇપણ પ્રકારનું કામ સાધ્વીઓ પાસે કરાવવું નહીં. સાધ્વીઓના ઉપાશ્રયમાં સાધુએ સંઘની રજા લીધા શિવાય જવું નહીં. સ્ત્રીઓ અને સાધ્વીઓ માટે સવારે વ્યાખ્યાન વખતેજ ઉપાશ્રયમાં વાંદવા માટે આવવાની છુટ રાખવી. તે શીવાયના પ્રસંગે તેમને વાંદવા આવવું હોય તો નિદાન પાંચની સંખ્યાના સમૂહમાં મળીને આવવા પૂરતી છુટ રાખવી.

**ઠરાવ ૫ મો**—અનિવાર્ય કારણ શીવાય સાધુએ એક સ્થળે એક ચોમાસા ઉપર બીજું ચોમાસું કરવું નહીં. કોઇપણ કારણે કોઇ પણ સંયોગોમાં સાધુઓએ એકલવિહારી થવું નહીં.

**ઠરાવ ૬ ઠ્ઠો**—કોઇ કોઇ સાધુઓ ખાસ પોતાના નિમિત્તે દુનિયાને છેતરવા આડકતરી રીતે શ્રાવકો દ્વારાએ રસોઇઓ નોકર રખાવી આહાર પાણીની ગોઠવણ રાખે છે, બંગલાઓમાં રહે છે. કોઇ કોઈ વિહારમાં કાયમના નોકરો સાથે રાખી ફરે છે. આ તદન શાસ્ત્રવિરૂદ્ધ છે. એવાં આહારપાણી અને બંગલા સાધુઓને જરા પણ કલ્પી શકે નહીં માટે તેમ નહીં કરવા આ સંમેલન દરેક સાધુને આગ્રહ કરે છે.

**ઠરાવ ૭ મો**—કેટલાક સાધુઓ શ્રાવકોને વેપારના તેજીમંદીના આંક બતાવી તથા સ્ત્રીઓને મંત્રેલા દોરા કરી આપી સંતાનપ્રાપ્તિના ઉપાયો બતાવી, નહીં પસંદ કરવા જોગ પ્રવૃત્તિઓ ચલાવે છે તે તદન શાસ્ત્રવિરૂદ્ધ છે અને અનીતિના રસ્તે લઇ જનાર છે માટે તેવાં કૃત્યોનો ત્યાગ કરવા આ સંમેલન આગ્રહ કરે છે.

**ઠરાવ ૮ મો**—કોઇપણ સાધુને કોઇપણ પદવી આપવી હોય તો પ્રથમ તે પદવી જેટલો પૂરેપૂરો અભ્યાસ, તેટલી ક્રિયા અને તે પદવીને લાયક વિચાર વાણી અને વર્તન તે પદવીના ઉમેદવારમાં પ્રાપ્ત થયા પછી તેમની સામાન્ય રીતે પરીક્ષા કરી સંઘ રજા આપે તો સંઘ સમક્ષ વિધિપૂર્વક પદવી આપવી.

**ઠરાવ ૯ મો**—હાલમાં ઘણા સ્થળે એવું જોવામાં આવે છે કે કેટલાક સાધુઓ જ્યારે શ્રાવકો ચાતુર્માસ કરવાની વિનંતી કરે છે ત્યારે માગણી કરે છે કે "જો તમે અમારા માટે પંડિત રાખો, અમુક ખરચ કરો, વાંદવા આવે તેમને માટે જમવાની ગોઠવણ કરો" વીગેરે શરતોનો ખરડો બતાવે છે. આ રીત તદ્દન ખોટી છે. માટે આ સંમેલન ઠરાવે છે કે કોઇ સાધુએ તેવી શરતો કરવી નહીં. આચાર્ય ફરમાવે ત્યાં ચોમાસું રહેવું. બનતા સુધી જે પ્રદેશ સાધુથી થોડો પરિચિત હોય ત્યાં એટલે કે કચ્છ, પંજાબ, માળવા, મારવાડ, બંગાળ, દક્ષિણ વીગેરે પ્રદેશોમાં જ્યાં જૈનોની વસ્તી ઓછી છે અને જૈનો પોતાના આચાર વિચાર છોડી અન્ય ધર્મમાં જઇ રહ્યા છે ત્યાં ચોમાસું રહી તેવાં ક્ષેત્રને સુધારવા પ્રયત્ન કરવો. પોતાનાં આહારપાણીની વિશેષ અનુકૂળતા ઉપર ઓછું ધ્યાન આપી જરા પરિશ્રમ વેઠી શ્રાવકોનો ઉદ્ધાર થાય તે ધ્યેય ધાનમાં રાખી ચાતુર્માસ રહેવાનો નિશ્ચય કરવો.

**ઠરાવ ૧૦ મો**—હાલમાં આચાર્ય સૂર્યવિજય અને આચાર્ય પ્રભાવસાગર તથા તેમના સંઘાડાના કેટલાક સાધુઓ અને સાધ્વીઓએ અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિથી જૈનધર્મની પ્રતિષ્ટાને ઘણીજ હલકી પાડી છે. તેથી આખી સાધુસંસ્થા વગોવાઇ છે. શ્રાવકોએ તેમના પ્રત્યે તિરસ્કાર બતાવી તેમનાથી અસહકાર કર્યો છે. આ સંબંધી તપાસ કરતાં ખાત્રી થઇ છે કે તે સાધુઓનું વર્તન બરાબર નથી, માટે આ સંમેલન ઠરાવે છે કે જો તે બંને આચાર્યો અને તેમના મંડળનાં સાધુસાધ્વીઓ પોતાનું આવું ગેરવર્તન છોડી દઇ એક માસમાં પશ્ચાતાપનો પત્ર સંમેલનની કાર્યવાહક સમિતિ ઉપર લખી મોકલે તો તેમની સાથે સાધુઓએ સંબંધ રાખવો. એક માસમાં તેવો પત્ર ન આવે તો તેઓ સાધુ સંસ્થાથી દૂર છે એમ સૌએ માનવું.

**ઠરાવ ૧૧ મો**—આ ભારતવર્ષમાં જેટલા સાધુઓ અને જેટલી સાધ્વીઓ હોય તેમણે પોતાનાં નામ, કઇ સાલમાં અને કોની પાસે દીક્ષા અને વડી દીક્ષા લીધી, જાત ન્યાત વીગેરેની ટુંક માહીતી આ

સંમેલનની કાર્યવાહક સમિતિ તરફ લખી મોકલવી અને હવેથી જેને ઉપરના ઠરાવો પ્રમાણે દીક્ષા આપવામાં આવે તેનાં નામ લખી જણાવવાં. ઉપર પ્રમાણે નામો નોંધપોથીમાં નોંધાયા પછી દરેક સાધુ અને સાધ્વીને રીતસરનો દાખલો આપવામાં આવશે, જે જોવાથી સાધુઓ અને જૈનો સમજી શકે અને વેશધારી સાધુઓની કપટજાળથી બચી શકે.

**ઠરાવ ૧૨ મો**—જો કોઈ સાધુઓનું અને સાધ્વીઓનું વર્તન, જૈનધર્મની, સાધુસંસ્થાની અને જૈનસમાજની પ્રતિષ્ટા હલકી પાડનારૂં જણાશે તો તેમનો સાધુવેશ પડાવી લઇ તેમને સાધુસંસ્થામાંથી દૂર કરવામાં આવશે અને તે બાબતની જાણ ગૃહસ્થોને અને સાધુઓને આપવામાં આવશે. તેવા માણસને ફરી દીક્ષા લેવી હોય તો સંઘની અને સાધુસંસ્થાની સમિતિનો દાખલો મળેથી દીક્ષા આપી શકાશે.

**ઠરાવ ૧૩ મો**—સાધુઓની નિર્નાયક સ્થિતિ દૂર કરવા આ સાધુસંમેલન એવી યોજના ઘડે છે કે ઓછામાં ઓછા ત્રણ અને વધુમાં વધુ પાંચ વર્ષે એક સાધુસંમેલન મેળવવું અને સાધુસંસ્થાની વ્યવસ્થા રાખવા તે સંમેલનના પ્રમુખ અને બીજા ચાર સાધુઓની કાર્યવાહક સમિતિ નીમવી. સંમેલનના પ્રમુખ તે સમિતિના પ્રમુખ તરીકે ગણાશે. આ સમિતિ બીજું સંમેલન મળતાં સુધી કામ કરશે, અને તે જે ઠરાવો કરશે તે આખી સાધુસંસ્થાને માન્ય રાખવા પડશે અને તે પ્રમાણે સાધુએ વર્તન રાખવું પડશે.

**ઠરાવ ૧૪ મો**—આ સાધુસંમેલન મેળવવામાં, અને તેના કામકાજમાં જૈનસમાજે અને સ્વયંસેવકોએ જે મદદ કરી છે તે માટે આ સાધુસંમેલન તેમનો ઉપકાર માને છે.

ઉપર પ્રમાણે સર્વાનુમતે ઠરાવો થયા પછી પ્રમુખે ઉપસંહારનું ભાષણ કરી ઠરાવોનું પાલન કરવા સચોટ શબ્દોમાં ઉપદેશ આપ્યો હતો. તે પછી કાર્યવાહક સમિતિ નીમાઇ અને રચનાત્મક કાર્યક્રમ ઘડવામાં આવ્યો. ત્યારબાદ શિષ્ટાચાર પ્રમાણે પરસ્પર ઉપકારોની દરખાસ્તોની વિધિ પૂરી થયા પછી સાધુસંમેલનની સમાપ્તિ થઇ.

રસિકલાલ, લાલભાઇ વીગેરે આચાર્યને મળી ઠરાવ વીગેરે લઈ ચંદ્રાવતી ઉપડી ગયા. સાધુસંમેલનના હેવાલો વર્તમાનપત્રામાં પ્રકટ થયા. ચારે બાજુથી કાર્યવાહકો અને પ્રમુખ આચાર્ય શ્રીપદ્મવિજય ઉપર ધન્યવાદની વૃષ્ટિ વરશી રહી. સંમેલનમાં થયેલા કામકાજનો પુરો હેવાલ, પ્રમુખનાં તથા અન્ય મુનિમહારાજોનાં ભાષણો અને થયેલા ઠરાવો પુસ્તક રૂપે જૈનજનતામાં તાત્કાળિક બહાર પાડવામાં આવ્યાં. આથી સાધુસંસ્થામાં અને જૈનજનતામાં અજબ જાગૃતિ આવી.

# પ્રકરણ ૩૨ મું.

## શેઠ પુરૂષોત્તમદાસની લીલા.

* तक्षकस्य विषं दन्ते मक्षिकाया विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छं सर्वांगे दुर्जनो विषम् ॥

खलानां कंटकानां च द्विविधैव प्रतिक्रिया ।
उपानन्मुखभंगो वा दूरतो वापि वर्जनम् ॥

નમન નમનમેં ભેદ હે, બ્હોત નમે નાદાન,
દગલબાજ દોનું નમે ચિત્તા ચોર કમાન.

માગશર સુદ ૭ ના દિવસે ભદ્રાપુરીમાં સાધુસંમેલનની બેઠક, અમૃતસાગરના તપાસને અઠવાડીઆની વાર, અશ્વિનીકુમાર ચંદ્રકુમાર કેશવલાલ વીગેરેની ચંદ્રાવતીમાં હાજરીની ખાસ જરૂર, વળી કેસના અંગે કેટલાક મહત્વના પૂરાવા મેળવવાની આવશ્યક્તા વીગેરે

* સર્પને દાઢમાં, માખીને માથામાં અને વીંછીને પુંછડીમાં ઝેર હોય છે પરંતુ દુર્જનને આખા શરીરમાં ઝેર હોય છે.

દુર્જનને માટે અને કાંટાને માટે બે ઉપાય છે, પગના જોડાથી તેમનું મોં ભાગવું કે દૂરથી તેમને છોડી દેવા.

કારણો ધ્યાનમાં લઇ એકલો રસિકલાલ ચંદ્રાવતીથી ભદ્રાપુરી ગયો હતો. તે દરમીઆન ચંદ્રાવતીમાં એક સવારે અશ્વિનીકુમારે જગજીવનદાસની મદદથી જૈનયુવકમંડળના સેક્રેટરી મણીલાલ હરખચંદને બોલાવ્યો. આ મણીલાલ તે કોણ ? વૃદ્ધલગ્ન રૂપી સીતમની ભઠ્ઠીમાં હોમાતી સરિતાને બચાવી પેલા કન્યાવિક્રયના દલાલ ખાટકી કચરા પુંજાને પાંચ વરસની જેલમાં પધરાવનાર બહાદૂર યુવક કે જેને સરકારે તેના નૈતિક બળ અને હીંમતની કદર તરીકે એક હજાર રૂપીઆની ભેટ આપી હતી તે.

મણીલાલે જગજીવનદાસની હકીકત સાંભળી લઇ કહ્યું " શેઠ જગજીવનદાસ ! જ્યારથી ખબર પડી છે ત્યારથી અમૃતકુમારનો ગુપ્ત રીતે તપાસ કરીએ છીએ. મહારાજનો પક્ષ લઇ ઇસમપુરના કહેવાતા શેઠ પુરૂષોત્તમદાસ મોટા ભક્તરાજનો ડોળ કરી ખાસ ઇસમપુરથી લડવા આવ્યા છે, તેમને અમે સારી રીતે ઓળખીએ છીએ. એ તો ખાટકી કચરા પુંજાને વટલાવે તેવો છે. સ્ત્રીઓ મારફત વાત સાંભળવામાં આવી છે કે તમારા અમૃતકુમારનું મન ભ્રમિત કરનાર તથા સાધુનો ચેપ લગાડનાર પુરૂષોત્તમદાસ તથા તેનો ગુમાસ્તો ઇન્દુલાલ છે, ઇન્દુલાલને હું સારી રીતે ઓળખું છું. તેની બૈરીનું પિયર અમારી પાડોશમાં છે, તે હમણાં અત્રે આવેલી છે. મારા ઘરમાં જ્યારે અમૃતકુમારની દીક્ષાની વાત મેં કાઢી તે વખતે તે ઘરમાં બેઠેલી હતી, તે સાંભળી તેણે સ્વાભાવિક રીતે ઉદ્ગાર કાઢયા " વાત ખરી પડી, શેઠ પુરૂષોત્તમદાસ ફાવી ગયા." આ ઉપરથી પૂરેપૂરો ખુલાસો મેળવવાની મને ઇચ્છા થઇ, તેણે મને ડરતાં ડરતાં કેટલીક હકીકત ભાગી તુટી કહી. તે ભોળી હતી, પ્રપંચમાં સમજતી નહોતી પણ તેનો ધણી ઇન્દુલાલ કેવાં કૃત્યોનો કરનાર છે તે હું સારી રીતે જાણતો હોવાથી પુછતાં પુછતાં કેટલીક મુદ્દાની વાત મળી આવી" એમ કહી મણીલાલે અશ્વિનીકુમારને અને જગજીવનદાસને બીજા ઓરડામાં લઇ જઇ સવિસ્તર વાત કરી. આમ ખાનગીમાં વાત કરી આવી મણીલાલે જણાવ્યું "જો તમે અમારી મદ-

દમાં પૂરેપૂરા ઉભા રહો તો બીજી રીતે પુરૂષોત્તમદાસને સપડાવીએ, તેમાંથી બધી બાજી પકડાશે. પણ તેમાં ખાનગી તજવીજ કરવાની જરૂર છે."

અશ્વિનીકુમાર—" તે માટે ચિંતા નહીં. અમે બરાબર લડીશું."

મણીલાલ—" જેવી રીતે અહીંઆં પેટીઓના ભવાડા થયા તેવી રીતે તેમને ત્યાં સાધુઓએ રાખેલા પૈસાના, રાંડીરાંડોને ફસાવી ઓળવેલા દાગીનાના, ગરીબ અને નિરાધાર લોકોના આખા ને આખા દાભડા ખાઇ હજમ કરી હોઇઆં કર્યાના ગોટાળા છે. આ વાત દીવાન સાહેબના ધ્યાન ઉપર લાવવાની જરૂર છે. કહો તો તેમના ગોટાળાની અરજી દીવાનને રજુ કરૂં. તે પછીની ગોઠવણ તમે કરશો."

જગજીવનદાસ—" અરજી સુખેથી આજે રવાના કરો, હું સાંજે દીવાનની સાથે ફરવા જઇશ તે વખતે પેલી સ્ત્રીઓ પાસેથી આવેલી વાત તેમને ખાનગીમાં કહી સંભળાવીશ."

એમ નક્કી કરી મણીલાલ ઘેર ગયો અને તેમના કેટલાક મિત્રોને બોલાવી બરાબર દાખલા દલીલો સાથે અરજી તૈયાર કરી બાર વાગ્યા કે કોરટમાં હાજર થઇ જાતે દીવાન સાહેબને આપી. દીવાને તેને ચેમ્બરમાં બોલાવી હકીકત પુછી લીધી. દીવાને તરતજ પોતાના ખાનગી સેક્રેટરીને બોલાવી તે અરજીમાં બતાવેલી બાબતોનો ખુલાસો આપવા ચાર દિવસમાં હાજર થવા પુરૂષોત્તમદાસ ઉપર નોટીસ કાઢી. સાથે અરજીની નકલ પણ મોકલી અને તરત તેજ દિવસે તેના ઉપર ટપાલમાં પોલીસ મારફત રવાના કરી.

સાંજે જગજીવનદાસ અને અશ્વિનીકુમાર મોટર લઇ દીવાનના બંગલે ગયા અને ફરવા નહીં જતાં ત્યાંજ વાતોમાં વખત ગાળવા લાગ્યા. દીવાને પોતે થઇ પુરૂષોત્તમદાસના વિરૂદ્ધ થયેલી અરજીની વાત કાઢી. અરજદાર મણીલાલ હરખચંદ ભરોંસાપાત્ર હોવાથી પુરૂષોત્તમ શેઠ ઉપર વધારે તિરસ્કાર છુટયો. આ પ્રસંગનો લાભ લઇ જગજીવનદાસે સ્ત્રીઓ પાસેથી સાંભળેલી વાત જણાવી ઇસારો કર્યો " અમૃતકુમારનું મન ભ્રમિત કરવામાં પુરૂષોત્તમદાસ અને તેના ગુમાસ્તા ઇન્દુલાલે રચના

કરેલી છે. જો પુરૂષોત્તમદાસ સપડાશે તો જરૂર તેના ગુમાસ્તા પાસેથી બધું પોકળ પ્રકાશમાં લાવી શકાશે."

દીવાન—" મેં ચાર દિવસની નોટીસ આપી છે. તે આવે એટલી વાર. તે મારો તાપ જીરવી શકે તેમ નથી. તમે મને ઠીક ખાનગી બાતમી આપી, તે ઉપરથી બારીક તપાસ કરી શકાશે." આમ કેટલોક વખત વાત કરી ચાનો ઈનસાફ આપી ત્યાંથી જગજીવનદાસ અને અશ્વિનીકુમાર ઘેર ગયા.

બીજા દિવસે રાત્રે દીવાન બંગલામાં બેઠા બેઠા છાપું વાંચતા હતા તેવામાં પટાવાળે વરદી આપી કે " ઇસમપુરવાળા શેઠ પુરૂષોત્તમદાસ આપને ખાનગીમાં મળવા માગે છે" દીવાને કહ્યું "બોલાવો." સીપાઇ તરતજ તેને બોલાવી લાવ્યો અને ખાનગી ઓરડામાં પૂરતા બંદોબસ્ત સાથે તેની સાથે દીવાને વાત કરવી શરૂ કરી.

વાત શરૂ કરતાં પહેલાંજ પુરૂષોત્તમદાસ દીવાનના ખોળામાં પાઘડી મુકી રડવા લાગ્યો. આ જોઇ દીવાને કહ્યું " શેઠ! આમ શામાટે ગભરાઓ છો ? જો તમે નિર્દોષ હશો તો તમને કાંઇ થવાનું નથી. દોષિત હશો તોજ જેલજાત્રા કરવાની છે. જો તમારી વાત ખોટી ઠરશે તો પેલા ફરીઆદીને શિક્ષા થશે, માટે તમે આમ શા માટે રડો છો ? કાંઈ ધોળા ઉપર કાળું કરેલું છે ?"

પુરૂષોત્તમદાસ—" સાહેબ! શું આપને કહું ? જેવું સૂર્યવિજયની પેટીઓમાં બન્યું તેવું આમાં પણ કદાચ પ્રભાવસાગરના પૈસાનું પોત પ્રકાશમાં આવે."

દીવાન—" ત્યારે શું કરવા તમે સાધુઓનાં લફરાં માથે વ્હોરી લો છો ? તમે સાધુનો જેટલો ખોટો બચાવ કરો છો તેટલો તમારા વિરૂદ્ધ પૂરાવો એકઠો થાય છે તે તમે નથી સમજતા ?"

પુરૂષોત્તમદાસ—" સાહેબ ! હવે મને બધો વિચાર થાય છે. સૂર્યવિજય તથા પ્રભાવસાગરની શીખવણીએ ચડવાથી ખરાબ થવાનો વખત આવ્યો છે."

દીવાન—" હજુ તો વધારે ખરાબ થવાનો વખત આવવાનો છે. મારા જાણવામાં આવ્યું છે કે પેલા અમૃતકુમારને દીક્ષા આપવામાં તમારો હાથ છે. તમેજ તે બિચારી સરિતાનું ઘર ભગાવનાર છો. તે સરિતા કોણ છે તે તમે જાણો છો ? તે મારી પુત્રી બરાબર છે. તેને અદ્ધર ઉપાડી પેલા ઘરડા વરની સાથે પરણાવવા પેલી કન્યાવિક્રય કરવા-વાળી ટોળી તૈયાર થઇ હતી તેના પંજામાંથી સરિતાને છોડાવી તે બદ-માસ ટોળીને શિક્ષા કરી હતી તે યાદ છે ? ભૂલી ગયા હો તો જેલમાં તે કેદીઓને પુછી આવજો. માટે શેઠ ! જે હોય તે સાચે સાચું કહી દેજો, નહીં તો જેલમાં સડી સડીને મરી જશો. "

પુરૂષોત્તમદાસ આ શબ્દો સાંભળી ઘણો ગભરાયો. કપાળેથી પરસેવાનાં ટીંપાં ટપકવા લાગ્યાં અને ખૂબ કરગરવા લાગ્યો. "સાહેબ ! જેટલી મારી ભૂલો થઇ હોય તે માટે આપ કહો તે પ્રમાણે વર્તવા તૈયાર છું, પણ મને ફજેત કરશો નહીં. મારી આટલી બધી આબરૂ ઉપર પાણી ફરી વળશે. "

દીવાન—" આમ ગભરાશો નહીં. પણ તમે અમૃતકુમારને દીક્ષા આપવામાં ખટપટ કરનાર છો, તેનું મન બગાડનાર તમે છો, વીગેરે હકીકત મારા જાણવામાં આવી છે માટે સાચું બોલો. અમૃતકુમાર એવી શરતથી આવેલો છે કે જો તેના મનનું સમાધાન થાય તો તે દીક્ષા છોડી સરિતાને સ્વીકારવા તૈયાર છે અને જો તેની શંકાઓ કાયમ રહે તો તે દીક્ષા છોડવાનો નથી. તેથી અમે પૂરેપૂરો તપાસ કરવાના છીએ, માટે જો બચવું હોય તો તમે જેટલાં છળકપટ અને કાવાદાવા કર્યાં હોય તેટલાં મને જણાવી દો. સાધુઓને બચાવવામાં તમે મરી જશો એટલું ધ્યાનમાં રાખજો. "

પુરૂષોત્તમદાસ—" સાહેબ ! મારે અને સાધુને પંદર વરસથી સંબંધ છે. કોઇને અદ્ધર દીક્ષા અપાવવામાં અને કેટલીક પૈસાપાત્ર વિધવાઓને દીક્ષા અપાવવામાં તેમની મુંડીનો મોટો ભાગ અમને મળતો હતો અને તેથી અમારો કારભાર ચાલતો હતો. મહારાજ કાળ કરે

એટલે તેમની મુંડી પણ અમને પચે."

દીવાન—"તે ગમે તેમ હોય, તે તો કોરટમાં જોઇ લેવાશે. પણ અમૃતકુમાર સંબંધી શું છે તે કહો."

પુરૂષોત્તમદાસ—"સૂર્યવિજય આચાર્યનો અતિશય આગ્રહ થયો તેથી તે કામ મારે કરવું પડયું."

દીવાન—"તે કામ એટલે શું?"

પુરૂષોત્તમદાસ—"તે કામ એટલે દીક્ષા આપવા સંબંધીનું કામ."

દીવાન—"શેઠ! આમ મને અદ્ધર ઉડાવશો નહીં. મારી પાસે સઘળી બીના આવી ગઇ છે માટે જેટલું તમે મારાથી છુપું રાખશો તેટલું તમને નુકસાન છે."

પુરૂષોત્તમદાસ—"સાહેબ! અમૃતકુમારને તેના દેશમાંથી ઇસમપુર તેના શેઠની પેઢીમાં બદલી કરાવી બોલાવ્યો. તેને ખોટું ખોટું સમજાવી સાધુ પાસે લઇ જઇ દીક્ષાની લાલચ અપાવી છુપી રીતે દીક્ષા અપાવેલી. બાકી બીજા પ્રપંચ કરેલા નથી."

દીવાન—"તમારે ત્યાં ઇન્દુલાલ પૂનમચંદ નામનો ગુમાસ્તો છે કે?"

પુરૂષોત્તમદાસ—"હા સાહેબ!"

દીવાન—"તે અમૃતકુમારની વાતમાં માહીતગાર છે?"

પુરૂષોત્તમદાસ આ શબ્દો સાંભળી વિચારમાં પડયો, તેના મનને ખાત્રી થઇ ચુકી કે દીવાન બધી વાત જાણે છે તેથી ઉડાઉ જવાબ આપવા તેની હીંમત ચાલી નહીં."

દીવાન—"કેમ વિચારમાં પડયા?"

પુરૂષોત્તમદાસ—"સાહેબ! તે બધું આચાર્યનું કામ છે."

દીવાન—"તે બધું એટલે શું તે મારે જાણવું છે?"

પુરૂષોત્તમદાસ—"જો આપની ઇચ્છા હોય તો મારા ગુમાસ્તાને બોલાવું. તેને મારી સાથે લાવેલો છું."

દીવાન—"મારી ઇચ્છાની વાત નથી. તમારે બચવું હોય તો તમે તેને બોલાવો. તેનાજ કૃત્યથી અમૃતકુમારની દુર્દશા થયેલી છે."

પુરૂષોત્તમદાસ—" સાહેબ ! મારા બચવાની ખાતર હું તેને બોલાવું છું. તે સઘળી વાત આપના ચરણે સાદર કરશે. "

દીવાન—" તમે ઠેકાણું બતાવો અને ચીઠ્ઠી લખી આપો એટલે મારો સીપાઇ ચીઠ્ઠી આપી બોલાવી લાવશે. " એમ કહી દીવાને ઘંટડી વગાડી કે સીપાઈ "જી સાહેબ" એમ કહી હાજર થયો. પુરૂષોત્તમદાસે ચીઠ્ઠી લખી આપી, દીવાને વાંચી સીપાઇને આપી તરતજ તેને બોલાવી લાવવા સૂચવા કરી. હુકમ થતાંજ સીપાઇ તાબડતોબ ઇન્દુલાલને બોલાવવા ગયો.

દીવાન—" પુરૂષોત્તમદાસ! તમે આવા ગૃહસ્થ થઇ આચાર્યને ચેલા બનાવી આપવા આવાં કૃત્યો કરો તે સારૂં કહેવાય ? અનાથ વિધવાઓના ધર્માદા પૈસા ખાઇ જાઓ, ગરીબ માબાપનાં છોકરાં ઉપાડી જાઓ, ગરીબ યુવાન સ્ત્રીઓના ધણી પડાવી લો એવું શું તમારા જૈનધર્મમાં કહેલું છે ? "

પુરૂષોત્તમદાસ—" સાહેબ ! એ પ્રપંચ સાધુઓ પોતે પાસે રહી સાચું જુઠું સમજાવી કરાવે છે. "

દીવાન—" પણ તમે તેમને મદદ ન કરો તો તેઓ શી રીતે ફાવી શકે ? તેઓ એકલા શું કરી શકે ? "

પુરૂષોત્તમદાસ—" સાહેબ ! તેમાં અરધો અમારો પણ વાંક ખરોજ, અમારી મદદ ન હોય તો તે નજ ફાવે. "

દીવાન—" ત્યારે સાધુની સાથે તમારે પણ અરધાં પાપનો બદલો ભોગવવો પડે તેમાં શી નવાઇ ? "

એ રીતે દીવાન પુરૂષોત્તમદાસને કહી રહ્યા છે એટલામાં સીપાઇએ આવી વરદી આપી કે "ઇન્દુલાલને બોલાવી લાવ્યો છું, કહો તો અંદર બોલાવી લાવું. "

દીવાન—" બોલાવો અંદર. "

ઇન્દુલાલ અંદર આવી સલામ કરી નીચે જાજમ ઉપર બેઠો. તેને જોઈ દીવાને પુછ્યું "તમારૂં નામ ઇન્દુલાલ પૂનમચંદ ને ? "

ઇન્દુલાલ—"હા. ઇન્દુલાલ પૂનમચંદ."

દીવાન—"શું ધંધો કરો છો?"

ઇન્દુલાલ—"આ શેઠને ત્યાં ગુમાસ્તી કરૂં છું."

દીવાન—"શું કામ કરો છો?"

ઇન્દુલાલ—"દુકાન વીગેરેનું જે બતાવે તે કામ કરૂં છું."

દીવાન—"કોઇને ખરાબ કરવાનું કામ તમારા હાથે થાય છે?" આ સાંભળી તરતજ ઇન્દુલાલે શેઠની સામે નજર કરી.

દીવાન—"શેઠ! તે તમારી સામું જોઇ તમારી પરવાનગી માગે છે. પરવાનગી આપશો એટલે તે બોલશે."

પુરૂષોત્તમદાસ—"જુઓ ઇન્દુલાલ! હવે તમારે કશું છુપું રાખવાનું નથી. આચાર્યની પણ શરમ રાખવાની નથી. જે કામ તમારી પાસે આચાર્યે કરાવ્યું હોય તે કહી દો."

દીવાન—"મારે બીજું કાંઈ પણ જાણવું નથી. ફક્ત અમૃતકુમારને દીક્ષા અપાવવામાં અને તેનું મન ભ્રમિત કરવામાં તમે મૂળથીજ મુખ્ય ભાગ ભજવેલો છે તે વાત પૂરેપૂરી મારા જાણવામાં આવી છે. તમે તમારા મનથી છુપી માનતા હશો પણ આડકતરી રીતે સઘળું અમારા જાણવામાં આવ્યું છે. તમારા હાથના કૃત્યથીજ તેનું મગજ ખરાબ થયેલું છે."

ઈન્દુલાલ—"સાહેબ! આચાર્ય સૂર્યવિજયે મને બોલાવી છુપી રીતે ત્રણ નનામા કાગળોમાં ખોટીખોટી હકીકતો લખાવેલી. મને શેઠે તેમની સેવામાં મુકેલો તેથી તે જે કહે તે મારે કરવું પડતું હતું."

દીવાન—"તે કાગળોની નકલો તમારી પાસે છે?"

ઈન્દુલાલ—"હા, મારી પાસે છે. સૂર્યવિજય આચાર્ય તેમના એક ખાસ ખાનગી ચેલાની સલાહથી નીચે કારબન પેપર રખાવી કાગળ લખાવતા તેથી તે નકલો મારી પાસે છે."

દીવાન—"અહીં તે નકલો તમારી પાસે છે?"

ઇન્દુલાલ—"ના, સાહેબ! તે તો ઇસમપુરમાં ઘર આગળ ખાનગી રીતે ગુપ્ત સ્થળે રાખેલી છે."

દીવાન—"ત્યારે તમે તે નકલો અત્યારે રાતની ગાડીમાં ઇસમપુર જઇ લઇ સવારની ગાડીમાં પાછા આવો. આ શીવાય બીજું કાંઇ કામ તમારા હાથે થયેલું છે ?"

ઇન્દુલાલ—"ના, સાહેબ."

દીવાન—"જાઓ, તે કાગળો લઇ સવારે સીધા રેલ ઉપરથી અત્રે બંગલે આવજો. અમારો પટાવાળો તમારી સાથે આવે છે. શેઠ પુરૂષોત્તમદાસ! તમારે જવું હોય તો તમે પણ જાઓ, કારણ કે તમારે બે ત્રણ દિવસ પછી તમારા ઉપર થયેલી ફરીઆદનો જવાબ આપવા અત્રે આવવાનું છે."

પુરૂષોત્તમદાસ ઉઠતાં ઉઠતાં વિનંતી કરવા લાગ્યો "સાહેબ! આ તમામ પ્રપંચજાળ બંને આચાર્યોએ ગુંથેલી છે. મને અને આ મારા ગુમાસ્તા ઇન્દુલાલને જાળ ગુંથવાનાં હથીઆર બનાવેલા છે. અમે અંધશ્રદ્ધાળુ એટલે ઉંડો વિચાર કરીએ નહીં. માટે આપને નમ્ર પ્રાર્થના કરવાની કે મારી આબરૂ આપના હાથમાં છે. નહીં તો હું ભીખ માગતો થઈ જઇશ. હું ચોપડા લઇ માગશર સુદ ૧૦ના રોજ મુદતના દિવસે આપની કચેરીમાં હાજર થઇશ. કૃપાદૃષ્ટિ રાખશો. આ ગુમાસ્તાને સવારની ટ્રેનમાં હું પાછો મોકલી આપું છું."

એમ દીવાનની દયા માટે યાચના કરતો દીન મુખે પુરૂષોત્તમદાસ ગુમાસ્તાને લઇને ત્યાંથી નીકળ્યો. દીવાનનો પટાવાળો તેમની સાથે જોડાયો. ટ્રેન આવવાની જરા વાર હતી તેથી તેઓ જ્યાં ઉતર્યા હતા ત્યાં જઈ આવી સ્ટેશન ઉપર જઇ ઇસમપુર ગયા. ઇન્દુલાલ અમૃતકુમાર સંબંધી કાગળો લઇ સવારની ટ્રેનમાં પટાવાળાની સાથે પાછો આવ્યો અને સીધો દીવાનના બંગલે ગયો. પટાવાળાએ વરદી આપી. દીવાને તરતજ તેને બોલાવી પુછ્યું "કેમ કાગળો લાવ્યા ?"

"હા સાહેબ! કાગળો લાવ્યો છું" એમ કહી ઇન્દુલાલે અમૃતકુમાર ઉપર લખેલા કાગળોની નકલો દીવાનના હાથમાં મુકી. નકલો વાંચતાંજ દીવાનનો ક્રોધ જાગૃત થવા લાગ્યો. વાંચી રહ્યા પછી દીવાને ઇન્દુલાલ પ્રત્યે તિરસ્કાર બતાવી કહ્યું "ઇન્દુલાલ! એક પવિત્ર નિર્દોષ બાળકી ઉપર આવા ખોટા આરોપ મુકતાં તમને શરમ ન આવી? તમારા શેઠે આવી ભક્તિ કરવા સાધુ પાસે તમને મુકયા હતા? તમારા શેઠની સાથે અમૃતસાગરના કેસમાં માગશર સુદ ૧૫ ના રોજ શાક્ષીદાર તરીકે તમારે હાજર રહેવું પડશે. જે જે કામ તમારા હાથે થયાં હોય તે તે શરમ રાખ્યા વિના જાહેર કરજો. જુઠું બોલ્યા તો જરૂર સમજજો કે જેલમાં ચુનો ઝુડવા જવું પડશે. સાધુ કે તમારા શેઠની શરમ રાખવાની નથી. ઇન્દુલાલ! આ ત્રણે કાગળોમાં જે હકીકત લખી છે તે કોણે લખાવેલી?"

ઈન્દુલાલ—"સાહેબ! આચાર્ય સૂર્યવિજયે."

દીવાન—"તમારા શેઠ તે સંબંધી કાંઈ જાણે છે કે?"

ઇન્દુલાલ—"હા, સાહેબ! તે બંને પ્રથમ સલાહ કરી પછી મને એકાંત ઓરડીમાં બોલાવીને લખાવતા. ચંદ્રકુમાર કે કેશવલાલને હું ઓળખતો નથી, સરિતાને પણ ઓળખતો નથી."

દીવાન—"આ ત્રણે કાગળો તમારા હાથના લખેલા છે?"

ઇન્દુલાલ—"મારા હાથનાજ લખેલા છે, પણ દરેકમાં અક્ષરનો મરોડ જુદો જુદો કાઢેલો છે તેથી એક સરખા અક્ષર લાગતા નથી."

દીવાન—"તમે પણુ તમારા શેઠ જેવા પ્રપંચ કરવામાં પૂરા પહોંચેલા જણાઓ છો."

એમ તિરસ્કાર બતાવી ઘંટડી વગાડી દીવાને કારકુનને બોલાવ્યો. કારકુન હાજર થયો અને ઇન્દુલાલના હાથે નનામા કાગળો લખ્યા સંબંધી હકીકત રીતસર લખાવી લીધી અને તે કાગળો દીવાનને સોંપ્યાનો ઉલ્લેખ પણ તેમાં કરાવી લીધો. એ રીતે કાગળોની વિધિ પૂરી કરી ઇન્દુલાલને દીવાને રજા આપી.

બે દિવસ થયા કે સાધુસંમેલનના કામથી પરવારી એકદમ રસિકલાલ ભદ્રાપુરીથી આવ્યો. સાથે લાલભાઇ શેઠને પણ લેતો આવ્યો. ચંદ્રાવતીમાં વહેંચવા માટે સાધુસંમેલનના ઠરાવોની છાપેલી નકલો તથા બીજા ઉપયોગી કાગળો તેમજ સરિતા સંબંધી તમામ પૂરાવાના કાગળો વીગેરે રસિકલાલ સાથે લેતો આવ્યો.

સાંજે જગજીવનદાસ અને અશ્વિનીકુમાર રસિકલાલને લઈ દીવાનને મળવા ગયા અને સરિતાના બચાવની વાત નીકળતાં રસિકલાલે ભદ્રાપુરીના સાધુસંમેલન વીગેરેના સમાચાર કહી મેનકાની જુબાની અને તેના ફોટા વીગેરે બતાવ્યા. દીવાને પણ ઇન્દુલાલ પાસેથી મેળવેલા મુદ્દાના કાગળોની હકીકત ખાનગીમાં જણાવી. " દુનિયામાં આવા ગુરૂઓ અને ભકતો પડેલા છે." એમ ક્રોધ અને ગ્લાનિ ભરેલા ઉદ્ગારો કાઢી હાથમાં આવેલા પૂરાવાથી આનંદમાં આવી દીવાને જણાવ્યું " જુઓ તો ખરા, હવે તો પૂરેપૂરો રંગ જામશે. ગઇ કાલે મેં આ વાત શ્રીમંત મહારાજા સાહેબને કહી છે અને ઘણા ભાગે તો તેમની રૂબરૂમાંજ કેસ ચલાવીશ. આપણી પાસે પૂરતા પૂરાવા આવી ગયા છે. પણ અમૃતસાગરનું હૃદય પાછું બદલાયું નથી ને ?"

અશ્વિનીકુમાર—"બીલકુલ બદલાયું નથી. ઉલટ આપણી તરફ વધારે વળવા લાગ્યું છે. તેમની પાસે જે મર્મવિજય સાધુ છે તે આપણા પક્ષનો છે." એમ કહી જરા બાજુમાં જઈ તે તથા બીજા બે સાધુઓના ભેદ સંબંધી ખાનગી વાત કરી.

ખાનગી વાત જાણી દીવાન આશ્ચર્યચકિત થઈ ઘણોજ ખુશી થયો અને તેમણે અશ્વિનીકુમારને ધન્યવાદ આપી જણાવ્યું " આવતી કાલે પેલા ઇસમપુરવાળા પુરૂષોત્તમદાસનો કેસ નીકળવાનો છે, બંને આચાર્યો તથા સાધુઓને પણ કોરટમાં ખાસ બોલાવ્યા છે. તમારા અમૃતસાગરને પણ હાજર થવા સૂચના આપી છે. આ કેસમાં જાણવા જેવું ઘણું મલી આવશે. માટે જરૂર તમે કચેરીમાં આવજો. પુરૂષો-

ત્તમદાસને ચોપડા લઇને બોલાવ્યા છે. અરજદાર મણીલાલ હરખચંદે બરાબર પૂરાવા મુકયા છે."

અશ્વિનીકુમાર—" અમે જરૂર આવીશું. અચાનક આવેલા પ્રસંગનો જરૂર લાભ લઇશું. આપના દેશના ઠગભકતોની રીતભાતથી પણ અમારે વાકેફગાર થવું જોઈએ " એમ હાસ્યયુક્ત વચનો કહી તેઓ ત્યાંથી ઉઠી ઘેર ગયા.

બીજા દિવસે એટલે માગશર સુદ ૧૦ના રોજ બપોરે ૧૧ વાગે દીવાન કચેરીમાં શેઠ પુરૂષોત્તમદાસનો કેસ ચાલવાનો હોવાથી જૈનોની ભારે ગરદી થઇ રહી. બંને પક્ષકારો હાજર થયા. સૂર્યવિજય તથા પ્રભાવસાગર તથા તેમના સાધુઓ પણ સરકારના હુકમ પ્રમાણે કચેરીમાં પાટો ઉપર આવીને બેઠા. અમૃતસાગર તથા મર્મવિજય એક જુદી પાટ ઉપર આવીને બિરાજમાન થયા. શેઠ જગજીવનદાસ, રસિકલાલ, ચંદ્રકુમાર, શેઠ લાલભાઇ, અશ્વિનીકુમાર વીગેરે પણ કેસ સાંભળવા આવ્યા.

આ ચંદ્રાવતી રાજ્યની ન્યાય કચેરીનું બંધારણ બ્રીટીશ સરકાર જેવું પદ્ધતિસર નહોતું તોપણ ન્યાય આપવામાં પૂરતું ધ્યાન આપવામાં આવતું હતું. રાજા અને દીવાન ન્યાયી હતા. અનીતિને ધિક્કારનાર હતા તેથી લુચ્ચા લોકો કાયદાની બારીકાઇનો લાભ લઇ છુટવા પામી શકતા નહોતા. કાયદાની ખાત્રી ( legal conviction ) કરતાં હૃદયની ખાત્રી ( moral conviction ) ઉપર વધારે વજન આપી ન્યાયની તૂલના કરવામાં આવતી હતી.

સાડાઅગીઆર થયા કે કચેરીમાં દીવાન આવ્યા અને શેઠ પુરૂષોત્તમદાસના કેસની શરૂઆત થઇ. ફરીઆદી મણીલાલ હરખચંદની ફરીઆદઅરજી હાથમાં લઇ દીવાને આરોપી પુરૂષોત્તમદાસને જણાવ્યું " પુરૂષોત્તમદાસ ! ફરીઆદી મણીલાલ હરખચંદ તમારા ઉપર નીચે પ્રમાણે ફરીઆદ કરે છે તે સાંભળો—

**નેક નામદાર દીવાન સાહેબની સેવામાં—રાજ્ય ચંદ્રાવતી.**

**મુકામ—ચંદ્રાવતી.**

હું નીચે સહી કરનાર મણીલાલ હરખચંદ આપ નામદારને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે મારા જાણવા પ્રમાણે ઈસમપુરવાળા શેઠ પુરૂષોત્તમદાસ લક્ષ્મીચંદને ત્યાં દસ વિધવાઓની કુલ રકમ આશરે દસ હજાર રૂપીઆની સાત ક્ષેત્રમાં ખરચવા માટે સાધુઓના નામે જમે પડેલી છે. સાધુઓનાં નામ અજાણ્ માણસને ન સમજાય તેવી રીતે રાખે છે. સૂર્યવિજયના બદલે સુરજમલ, ચંદ્રવિજયના બદલે ચંદુલાલ એવાં નામો પાડી જેમ જેમ સાધુઓને જોઇએ તેમ તેમ તે ખાતે ઉધરાવી તેમના ભકતો પૈસા લઇ જાય છે. સાતે ક્ષેત્રના પૈસા સાધુખાતામાં ઘસડી જઈ વાપરી ખાય છે. વળી ચોપડીઓ છપાવવા પરબાર્યાં પૈસા ઉધરાવે અને પાછી વેચાણ કરી પૈસા વસુલ લે તેવું ખાતું પણ તેમને ત્યાં છે, તે ખાતાનું નામ "પ્રભુદાસ ઉદયચંદ છે." તે પ્રભુદાસ ઉદયચંદ તે અત્રે ચોમાસું રહેલા પ્રભાવસાગર ઉદયસાગર છે; શેઠ પુરૂષોત્તમદાસનો ચોપડો જોશો એટલે બધુંએ સમજાશે. વળી તેમને ત્યાં અદ્ધર ચેલા ઉપાડવામાં થયેલા ખરચના પૈસા પણ તેવા ખાતે ઉધારીને આપવામાં આવે છે. બે વિધવાઓ પાસેથી પાંચસો પાંચસોની રકમો પુસ્તક છપાવવા માટે પાંચ વરસથી લઈ ગયા છે પણ તેમણે એક પણ પુસ્તક છપાવ્યું નથી. એક વખત તે સંબંધી કોઈએ પુછ્યું ત્યારે કહે કે 'તે તો કયારના પુસ્તક ખાતે ખરચાઈ ગયા છે,' એમ ખોટાં ખોટાં બ્હાનાં કાઢી અદ્ધર ઉડાવે છે. વિધવા એટલે કોણ દાદ આપે? તે બાઇઓને જ્યારે બોલાવશો ત્યારે હાજર થઈ પોતાની હકીકત રજુ કરશે. આ શીવાય ઘણી ઘણી બાબતો સદર શેઠનો ચોપડો જોવાથી સમજાશે અને સત્ય વસ્તુ પ્રકાશમાં આવશે.

**ચંદ્રાવતી.**
માગશર સુદ ૯ } લી. આપનો નમ્ર સેવક **મણીલાલ હરખચંદ.**
સેક્રેટરી—જૈન યુવકમંડળ. ચંદ્રાવતી.

ઉપર પ્રમાણે ફરીઆદ અરજી તથા ફરીઆદીએ તે સાથે આપેલી વીગતવાર પૈસાની યાદી વાંચી સંભળાવી દીવાને પુરૂષોત્તમદાસને તેમના ચોપડા બતાવવા હુકમ કર્યો. પુરૂષોત્તમદાસે ચોપડા રજુ કર્યા કે દીવાને તેમની જુબાની લેવી શરૂ કરી—

દીવાન—"પુરૂષોતમદાસ! તમારે ત્યાં પ્રભાવસાગરનું ખાતું છે?"

પુરૂષોત્તમદાસ—" હા સાહેબ!"

દીવાન—" કયા નામનું ખાતું પાડેલું છે?"

પુરૂષોત્તમદાસ—" પ્રભુદાસ ઉદયચંદના નામનું પાડેલું છે."

દીવાન—" આમ જુઠાં નામ રાખવાનું કારણ શું?"

પુરૂષોત્તમદાસ—" સાહેબ! કોઈ જાણે તો ખોટું દેખાય."

દીવાન—" ઠીક, ફરીઆદી કહે છે તે પ્રમાણે બે વિધવાઓના રૂપીઆ પુસ્તકો માટે તમારે ત્યાં આવ્યા છે?"

પુરૂષોત્તમદાસ—" હા સાહેબ! આવેલા છે."

દીવાન—" તેમાંથી કાંઈ ખરચ કરેલું છે?"

પુરૂષોત્તમદાસ—" હા સાહેબ!"

દીવાન—" શામાં ખરચ કરેલું છે?"

પુરૂષોત્તમદાસ—" સાહેબ! એક નાના છોકરાને ગુપ્ત દીક્ષા આપેલી ત્યારે તેની મા બહુજ રડવા લાગી તેથી તેનું મન મનવવા તે ખાતે ઉધારી રૂપીઆ પાંચસો આપવા આચાર્યે કહેલું તેથી આપેલા છે."

દીવાન—" બાકીના રૂપીઆ છે કે ખરચી નાખ્યા છે?"

પુરૂષોત્તમદાસ—" સાહેબ! તેવા બીજા દીક્ષાના કામે રેલગાડી અને મોટરના જતા આવતાના ખરચના રૂપીઆ ચારસો આપેલા તથા રૂપીઆ સો આચાર્યના ચેલાને ભણાવવા પંડિતને રાખેલો તેના પગારના આપી દીધા છે એટલે તે ખાતું ચુકતે છે."

દીવાન—" ત્યારે ચોપડીઓ કયા રૂપીઆમાંથી છપાવશો?"

પુરૂષોત્તમદાસ—" તે તો આચાર્ય જાણે."

દીવાન—" ત્યારે આ બંને વિધવાઓની ફરીઆદ ખરી ને?"

પુરૂષોત્તમદાસ—" તે હીસાબે તો ખરીજ."

દીવાન—" ત્યારે હવે તે પૈસાનો જવાબ કોણ આપશે?"

પુરૂષોત્તમદાસ—" સાહેબ! આપ જે હુકમ ફરમાવો તે. મેં તો આચાર્યના કહેવાથી આપ્યા છે."

દીવાન—"તમારે ત્યાં સાત ક્ષેત્રનું ખાતું છે?"

પુરૂષોત્તમદાસ—"હા સાહેબ!"

દીવાન—"સાત ક્ષેત્ર એટલે શું?"

પુરૂષોત્તમદાસ—"સાત ક્ષેત્ર એટલે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, દેવાલય, પ્રતિમા અને જ્ઞાન. આ પ્રમાણે સાત ખાતામાં ખરચવા રૂપીઆ આપેલા છે અને તે ખાતે ખરચ થયેલા છે" એમ કહી ચોપડાનાં પાનાં ઉથલાવી તે ખાતું કાઢયું.

દીવાન—"તમે તેમાં શી રીતે ખરચ લખેલું છે?"

પુરૂષોત્તમદાસ—"સાધુસાધ્વીને કપડાં, કામળો, પાત્રાં, તેમની દવા માટે ડૉકટર તથા વૈદ્યોનાં બીલ, ઘડીઆળ, ચસ્મા, વીગેરેના પૈસા સાધુ સાધ્વીના ખાતે; તથા આચાર્યો અને સાધુની જોડે ફરનાર તેમનું કામકાજ કરનાર શ્રાવકો, કોઈક સાધુનાં સગાં, તથા સાધ્વીઓની વૈયાવચ્ચ કરનાર કેટલીક સાથે ફરતી શ્રાવિકાઓને આપેલા પૈસા શ્રાવક શ્રાવિકાના ખાતે; દેરાસરમાં અઠ્ઠાઇ ઉત્સવ ભણાય તેમાં ભગવાનની આંગીનું ખરચ, પ્રતિમા અને દેરાસરના ખાતે; તથા વર્તમાનપત્રોમાં લેખો લખાવવા માણસોના મહેનતાણાના, વર્તમાનપત્રો કાઢવા, જાહેર ખબરો છપાવવા, વીગેરે છપામણી લખામણી કાગળ કવર કાર્ડ પેન્સીલો ટીકેટો વીગેરે તમામ ખરચના પૈસા જ્ઞાન ખાતે લખવામાં આવે છે. આ બધું આચાર્યોની સૂચના પ્રમાણે કરીએ છીએ." (હસાહસ)

દીવાન—"ત્યારે તો પાંચ ક્ષેત્ર શીવાય તમામ પૈસા માત્ર સાધુ અને સાધ્વીના ક્ષેત્રમાંજ અને તેમના નિમિત્તેજ ખરચી નાખ્યા છે?"

પુરૂષોત્તમદાસ—"સાહેબ! એમજ સમજી શકાય."

દીવાન—"શેઠ! તમારા કેસની હકીકત જાણી મને ઘણીજ દિલગીરી થાય છે. આ માટે તમારે અને આચાર્યને ઘણુંજ શરમાવવા જેવું છે." એમ ખેદ બતાવી આચાર્યની સામું જોઇ કહેવા લાગ્યા "આચાર્ય મહારાજ! પેટીઓની દાણચોરીના કેસમાં તેમજ આ કેસમાં ખુલ્લી રીતે તમારો પૂરેપૂરો હાથ જણાય છે, તમે ધર્મના બ્હાને આવી

ભોળી જૈનપ્રજાને કપટ કરી છેતરો અને ધર્મવિરૂદ્ધ વર્તન રાખો તે ઠીક ગણાય નહીં. હમણાંજ માગશર સુદ ૭ ના દિવસે ભદ્રાપુરીમાં સાધુ-સંમેલન થયું હતું તેમાં થયેલા ઠરાવની નકલ મારા વાંચવામાં આવી છે તે જોતાં જે ઠરાવો થયા છે તે વ્યાજબી થયા છે, તેમાં એક ઠરાવ તમારા બંને સંબંધી પણ થયો છે. મારે કહેવું પડશે તે ઠરાવ તદન ન્યાય ભરેલો છે, તમારા જેવા વર્તનવાળા આચાર્યો અને સાધુઓને સાધુસંસ્થામાંથી દૂર કરવા જોઇએ. તમને સુધરવા માટે એક માસની તક આપી છે તે તકનો લાભ લેવો હોય તો તમે લઇ શકો તેમ છે, પણ મને લાગે છે કે તમે આવા પ્રપંચો કરવાને ટેવાયેલા છો તેથી તમે તે તમારો સ્વભાવ ભૂલી જવાના નથી. પણ હવે કુદરત તમારી વિરૂદ્ધ કામ કરી રહી છે, માટે આટલાથી નહીં ચેતો તો જરૂર માર ખાશો. આ કેસનો ઠરાવ અત્યારે નહીં આપતાં માગશર શુદ ૧૫ના રોજ અમૃતસાગરનો કેસ પૂરો ચાલી રહ્યા પછી જો વખત હશે તો તેજ દિવસે આપવામાં આવશે. પુરૂષોત્તમદાસ ! વધારે કહેતો નથી, પરંતુ એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે તમારા જેવા ધર્મનો ખોટો ડોળ કરનાર દામ્ભિક માણસોના ગળામાં તો શયતાનના ગળામાં પડેલા લાનતના તૉક (ફીટકારનું ચક્ર) જેવું ચક્ર નાખવું જોઇએ, જેથી દુનિયા જાણી શકે કે શયતાન કોણ ? આ કેસના ફરીઆદી જૈન યુવક મંડળના સેક્રેટરી મણીલાલે "શયતાન કોણ" એ મથાળાવાળી જે પત્રિકા બહાર પાડી છે તે યથાર્થ છે. સત્ય વસ્તુ પ્રકાશમાં લાવી નૈતિક બળથી શયતાનોને બહાર ખુલ્લા પાડી ન્યાયની કોર્ટમાં લાવી તે સરકારનું ધ્યાન ખેંચે છે તે માટે ખરેખર તેમને ધન્યવાદ ઘટે છે. ચંદ્રાવતી રાજ્યમાં ધર્મના નામે દંભ નહીં ચાલવા દઉં. જાઓ સુદ ૧૫ ના રોજ હાજર થજો." એમ જાહેર કરી કોર્ટનો વખત પૂરો થવાથી કચેરી બરખાસ્ત થઇ.

# પ્રકરણ ૩૩ મું.

## રાજદરબારમાં દીવાન કચેરી, કુમારપાળના કેસનો તપાસ.

(દોહરા)

નિર્લજ નર લાજે નહીં, કર કોટી ધિક્કાર,
નાક કપાયું તો કહે, અંગે ઓછો ભાર.
અંધાને અંધો કહે, કડવું લાગે વેણ,
ધીરે ધીરે પુછીએ, શાથી ખોયાં નેણ ?

પ્રથમથી ઠરાવેલી કુમારપાળના કેસની મુદત માગશર સુદ ૧૨ ની આવી પહોંચી. માગશર સુદ ૧૦ ના દિવસે શેઠ પુરૂષોત્તમદાસનો કેસ ચાલેલો, તેમાં તેમની લીલાનું અને આચાર્યોના રૂપીઆનું ભોપાળું પ્રકટ થવાથી લોકોનું અને ખાસ કરી જૈનોનું ધ્યાન આ કુમારપાળના કેસ તરફ વધારે ખેંચાયેલું હતું. મુદતના આગલા દિવસે ભદ્રાપુરીથી તહોમતદાર શેઠ ચીમનલાલ અને કુમારપાળની સ્ત્રી ચંદ્રિકા, અને ચંદ્રિકાના બાપ ભૂધરભાઇ તથા તેમના બચાવના કેટલાક મુદ્દાના સાક્ષીઓ કુમારપાળ વીગેરે ચંદ્રાવતીમાં આવી પહોંચ્યાં. ફરીઆદી શેઠ અમથાલાલ તેમના સાક્ષી પૂરાવા સાથે તૈયાર થયા. શ્રીમંત મહારાજાને પણ દીક્ષાના કેસો સાંભળવાની ઇચ્છા થવાથી ખાસ દીક્ષાના કેસો રાજમહેલના દરબાર હૅાલમાં ચલાવવા માટે દીવાનને સૂચના કરવામાં આવેલી હોવાથી દરબાર હૅાલમાં બેસવાની તજવીજ કરવામાં આવી. એક બાજુ જનઆચાર્યો અને સાધુઓને બેસવા માટે પાટો ગોઠવવામાં આવી. બીજી બાજુ સ્ત્રીઓને બેસવા માટે મર્યાદા ભરેલી બેઠકની રચના કરી હતી. મુદતના દિવસે દરબારમાં સૂચનાનુસાર બંને આચાર્યો અને સાધુઓ વખત થયે કે પાટો ઉપર બિરાજમાન થઇ ગયા. તહોમતદારો અને ફરીઆદીના સાક્ષીઓ દરબારમાં આવી ગયા. કેસ સંભળાવવા અમૃતકુમાર તથા મર્મવિજય માટે જુદી પાટ

મુકવામાં આવી હતી ત્યાં તે આવીને બેઠા. જોવા માટે આવેલા રસિક-લાલ, કેશવલાલ, લાલભાઇ, ચંદ્રકુમાર, વીગેરે ગૃહસ્થો તથા માલતી, મહાશ્વેતા વીગેરે સ્ત્રીઓ સૌ સૌના સ્થાને બેશી ગયાં. અશ્વિનિકુમાર પણ હાજર થયો. થોડી વારમાં તમામ કચેરી ભરાઈ ગઇ કે દીવાન શ્રીમંત મહારાજાને સાથે લઇ દરબારમાં આવ્યા.

કેસની શરૂઆત કરતાં દીવાને તહોમતદારોને ફરીઆદી શેઠ અમથાલાલની ફરીઆદઅરજી નીચે પ્રમાણે વાંચી સંભળાવી—

**શ્રીમંત સરકાર વિદ્યમાન નામદાર દીવાન સાહેબ.**
**મુકામ—ચંદ્રાવતી.**

હું અરજદાર શેઠ અમથાલાલ હરગોવનદાસ આપને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે પરમ પૂજ્ય તરણતારણ મુનિમહારાજ શ્રીઉદ્યોતસાગર ચંદ્રાવતીની પાસે કાપીલ ગામે, ભદ્રાપુરીવાલા શેઠ ચીમનલાલ નગીનદાસના છોકરા કુમારપાળને ગયા અષાડ સુદ ૪ ના દિવસે પરમ પવિત્ર ભાગવતી દીક્ષા આપી ક્રિયાવિધિ પૂરી કરવા ત્યાં રહેલા. તે બધા એક ઉપાશ્રયના મકાનમાં રહી ધર્મકરણી કરતા હતા તેવામાં અષાડ સુદ ૧૧ ના દિવસે સવારે કુમા-રપાળના બાપ ચીમનલાલ, તેના સસરા ભૂધરભાઇ, તેની સ્ત્રી ચંદ્રિકા વીગેરે ત્રણ ચાર મોટરમાં પઠાણ જેવા માણસો સાથે લાવી મારી જાત ઉપર અને પરમ પવિત્ર મુનિમહારાજો ઉપર હુમલો કર્યો. આ દરમીઆન કુમારપાળની સ્ત્રી ચંદ્રિકા કુમારપાળનો હાથ પકડી ખેંચી પરાણે જોરજુલમથી બહાર કાઢી તેને મોટરમાં બેસાડતી હતી તે વખતે મારામારી થઈ. સદર ચીમનલાલ શેઠે મને ખૂબ માર્યો. ગુપ્તવિજય સાધુ વચ્ચે ન પડયા હોત તો હું મરી જાત. ભૂધરભાઇ પણ મારવામાં હતા. ચંદ્રિકાની જોડે એક બાઇ હતી તે તો બહુજ બળવાન હતી. કુમારપાળને ઉપાડી મોટરમાં બેસાડવામાં ચંદ્રિકાને તેણેજ મદદ કરી કરી હતી. તેનું નામ હું જાણતો નથી. એ રીતે ચંદ્રિકાએ સાધુ-ઓને અડી તેમનું એટલું બધું દિલ દુભાવ્યું છે કે અમારી આખી જૈનઆલમનો આત્મા બળીને ખાખ થઈ ગયો છે. આવા દુષ્ટ લોકો પવિત્ર સાધુઓને માર મારી ત્રાસ આપે તે તો મોટો જુલમ કહેવાય. આ સંબંધી મારી પાસે પૂરતા પૂરાવા છે. રહસ્યવિજયજી, મર્મવિજયજી અને ગુપ્તવિજયજી મારા સાક્ષીઓ છે તેમને પુછવાથી ખાત્રી થશે. મારા ઉપર અને સાધુ ઉપર વર્તાવેલા જુ-

લમ માટે તે તોફાની લોકોને ભારેમાં ભારે શિક્ષા થવી જોઇએ અને કુમારપાળને પાછો સાધુઓને સોંપી દેવો જોઇએ. દીક્ષા લીધા પછી તેના બાપનો કે સ્ત્રીનો તેના ઉપર બીલકુલ હક નથી.

| ચંદ્રાવતી. | લી. આપ નામદારનો વફાદાર સેવક |
| --- | --- |
| અષાડ વદ ૯. | **શેઠ. અમથાલાલ હરગોવનદાસ.** |

દીવાને એ રીતે ફરીઆદ અરજી વાંચી સંભળાવી ચીમનલાલને પુછયું "શેઠ ચીમનલાલ! અમથાલાલ કહે છે તે વાત ખરી છે?"

ચીમનલાલ—"તે વાત તદ્દન ખોટી છે."

દીવાન—"શેઠ અમથાલાલ! આ કેસ પાછો ખેંચી લેવો છે કે આગળ ચલાવવો છે? આવી ફરીઆદથી તમારા જૈનધર્મને ફાયદો થાય છે કે નુકસાન થાય છે તેનો વિચાર કર્યો છે?"

અમથાલાલ—"મારે કેસ પાછો ખેંચી લેવો નથી. ચીમનલાલ ચંદ્રિકા અને તેના બાપ ભૂધરભાઈને શિક્ષા થાય તો ફરી કોઇ આ પ્રમાણે કોઈ સ્ત્રી તેના દીક્ષિત ધણીને કે કોઇ પણ પુરૂષ તેના દીક્ષિત છોકરાને કે છોડીને પકડીને લઇ જાય નહીં. આવા કેસથી મારે જૈન-સમાજમાં દાખલો બેસાડવો છે. મારા સાક્ષીઓ ઉપરથી આપ નામદારને ખ્યાલ આવશે કે તેમણે સાધુઓ પર કેવો નીચ હુમલો કર્યો છે. બાકી મારે તેમની સાથે દ્વેષ નથી. તે તો મારા બંધુ સમાન છે." (હસાહસ)

દીવાન—"શેઠ અમથાલાલ! તમારો આગ્રહ છે તો સરકાર કેસ માંડી વાળવા માગતી નથી. તમે વકીલ કર્યો છે કે નહીં?"

અમથાલાલ—"ના સાહેબ! આ કેસમાં વકીલ ઉભો રાખવા જેવું નથી. કેસ દીવા જેવો છે, સત્ય બોલનાર પંચ મહાવ્રતધારી સાધુઓ મારા સાક્ષીઓ છે. પછી મારે વકીલ કરી ધાંધલ કરવાની શી જરૂર છે? આપ ન્યાય આપશો એવી મને પૂરેપૂરી ખાત્રી છે."

"બહુ સારૂં" એમ કહી દીવાને સાક્ષીદારોની જુબાની લેવી શરૂ કરી. આરોપી ચીમનલાલ, ચંદ્રિકા અને ભૂધરભાઈ તરફથી અશ્વિની કુમારે વકીલાતપત્ર દાખલ કર્યું. સાક્ષીદારોને બહાર કાઢી પ્રથમ ફરી-

આદીની જુબાની લઈ પછી મર્મવિજય સાધુને બોલાવી દીવાને તેમની જુબાની લેવી શરૂ કરી. કોરટના પ્રશ્નના જવાબમાં મર્મવિજયે જણાવ્યું—

"હું હાલ સાધુવેશમાં છું. મારૂં નામ મર્મવિજય છે. મેં આચાર્ય સૂર્યવિજય પાસે દીક્ષા લીધી છે. હું હાલમાં સરકારના હુકમથી અમૃતસાગર પાસે ખાસ એક મકાનમાં તેમની બરદાસ માટે રહું છું. આ કુમારપાળવાળા કેસની હકીકત હું જાણું છું. જે વખતે નવદીક્ષિત કુમારપાળની સ્ત્રી ચંદ્રિકા અને તેની કોઇ સગી બાઇ આ કુમારપાળને હાથ પકડી મોટરમાં બેસાડી લઇ ગઈ તે વખતે હું અને રહસ્યવિજય ત્યાં હાજર હતા. મારામારી થઇ એ વાત સાચી છે પણ આ ફરીઆદ સાવ ખોટી છે. અમથાલાલ શેઠ ત્યાં હાજર જ ન હતા. આ મારામારીની ધમાલ થયા પછી અમે બધા પ્રભાવસાગર અને ઉદ્યોતસાગરને મળવા અહીં ચંદ્રાવતીમાં આવી તેમને બનેલી હકીકત કહી, પણ કોઇ ફરીઆદ કરવા ઉભો થયો નહીં તેથી ઇસમપુરથી અમારા ગુરૂ સૂર્યવિજયનો પત્ર આવવાથી અને આચાર્ય પ્રભાવસાગરના હાંકાટાથી આ અમથાલાલ શેઠે ફરીઆદી બનવા બીડું ઝડપ્યું. બસ ધર્મની ખાતર ખોટું કરવામાં પાપ નથી એમ માની ફરીઆદ માંડી અને અમારી સાક્ષીઓ મુકી. અમોએ હા પાડી."

ઉલટ તપાસ કરતાં અશ્વિનીકુમારે પુછયું "ચંદ્રિકાએ પોતાના પતિ કુમારપાળને હાથ પકડી મોટરમાં બેસાડયો તે વખતે કુમારપાળ પોતાના હાથેજ ચઢીને મોટરમાં બેઠો હતો ને?"

મર્મવિજય—હા સાહેબ! મરજી ન હોય તો શી રીતે મોટરમાં પગ મુકે? દીક્ષા આપી હતી તે વખતેજ તે જરા આનાકાની કરતો હતો. પણ દુનિયામાં ખરાબ કહેવાય તેથી તેણે મુંગે મોંઢે જે થયું તે થવા દીધું. અચાનક આવો પ્રસંગ આવી બન્યો એટલે તેણે તે પ્રસંગ વધાવી લીધો એમ મને તે વખતના દેખાવ ઉપરથી લાગે છે."

દીવાન—"અરે અમથાલાલ શેઠ! આ તમારો જ સાક્ષી શું કહે છે તે સાંભળો છો?"

અમથાલાલ—"સાહેબ! તે તો ફુટી ગયા છે. સાવ જુઠું બોલે છે. તેમ છતાં, સાહેબ! કેસ પાછો ખેંચી લેવા આપનો આગ્રહ હોય તો હું કેસ પાછો ખેંચી લઉં. મારે કાંઇ લડવું નથી." (હસાહસ)

અશ્વિનીકુમાર—"સાહેબ! તે દલીલ હવે ચાલે નહીં. પ્રથમ તે તક તેમને આપવામાં આવી હતી-આ તો આબરૂનો સ્વાલ છે માટે હવે બીજા સાક્ષીઓની જુબાની લેવી જોઇએ."

આ ઉપરથી મર્મવિજયની જુબાની પૂરી કરી બહારથી રહસ્યવિજયને બોલાવી દીવાને તેમની જુબાની લેવી શરૂ કરી. જુબાની આપતાં તેમણે જણાવ્યું–

"મારૂં હાલનું નામ રહસ્યવિજય છે, મારા ગુરૂનું નામ સૂર્યવિજય છે, મેં મર્મવિજય તથા ગુપ્તવિજયની સાથે દીક્ષા લીધી હતી. આ કેસ મંડાયા પછી મેં બીજા સાધુઓ પાસેથી કુમારપાળની હકીકત મેળવી, તે ઉપરથી જણાયું કે અત્રે બેઠેલા કુમારપાળને ભદ્રાપુરીમાંથી તેના બાપ ચીમનલાલના ઘેરથી છુપી રીતે બીજા શ્રાવકોની મદદથી ભરમાવી તેને અત્રે ખાસ ચીમનલાલનું વેર વાળવા લાવેલા. પરંતુ તે તરફ તેને દીક્ષા આપવાનો લાગ નહીં ફાવવાથી અને ત્યાંનું વાતાવરણ તેમના વિરૂદ્ધ હોવાથી તે આ દેશમાં આવ્યા અને તેને કાપીલ ગામે છુપી દીક્ષા આપી. હું તે વખતે હાજર હતો. તેનું મન દીક્ષા લેવા માટે જરા પણ ઉત્સુક જણાતું ન હતું. કુમારપાળને તેની સ્ત્રી મોટરમાં બેસાડીને લઇ ગઇ તે પછી અમે અહીં ચંદ્રાવતી આવ્યા, તે પછી ગુપ્તવિજય ઇસમપુરથી અમને મળવા આવ્યા અને ચોમાસું બેસવાથી અમે ત્રણે જણ અહીં ચંદ્રાવતીમાં રહ્યા. અમથાલાલે પ્રભાવસાગર અને ઉદ્યોતસાગરના કહેવાથી ફરીઆદ નોંધાવી અને અમારી સાક્ષીઓ મુકાવી."

અશ્વિનીકુમારના સ્વાલના જવાબમાં રહસ્યવિજયે જણાવ્યું "કુમારપાળને દીક્ષા આપ્યા પછી તરતજ થોડા દિવસમાં તેના બાપ, સ્ત્રી, સસરા વીગેરે મોટર લઇને આવ્યાં, કુમારપાળની માગણી કરી,

પણ સાધુઓએ ના પાડી, તેથી તેની સ્રીએ કુમારપાળનો હાથ પકડી મોટરમાં બેસાડયો. તે વખતે કેટલાક સાધુઓએ કુમારપાળના બાપને તથા બીજા માણસોને માર માર્યો. બદલામાં સાધુઓએ પણ માર ખાધો. આ ફરીઆદી તે વખતે હાજર જ નહોતા. તે તો આચાર્ય મહારાજનું નાક રાખવા ફરીઆદી તરીકે ખોટી રીતે ઉભા રહેલા છે."

દીવાન—"કેમ અમથાલાલ શેઠ ! આ તમારો બીજો સાક્ષી શું કહે છે ?"

અમથાલાલ—"સાહેબ! તે પણ ફરી ગયા છે, તે બંને સાધુઓ પાણીમાં બેઠેલા છે." (હસાહસ)

દીવાન—"સાધુ જુઠું બોલતા હશે ?"

અમથાલાલ—"જુઓને સાહેબ ! તેમનાથી જુઠું ન બોલાય છતાં તેઓ સાધુ થઈ હડહડતું જુઠું બોલ્યા." (ખૂબ હસાહસ)

દીવાન—"આ શીવાય બીજા સાક્ષી છે ?"

અમથાલાલ—"હા સાહેબ ! ગુપ્તવિજય છે. તે સાચું બોલે તેવા છે. આચાર્ય સૂર્યવિજયના ખાસ બાહોશ અને બુદ્ધિશાળી શિષ્ય છે, તે આ કેસમાં સારૂં અજવાળું પાડશે. તે વખતે તે મારી જોડમાંજ હતા. તેમનાથી હું બચી શકયો છું. તે મારી મદદમાં ન હોત તો હું મરી ગયો હોત. બહુજ પ્રમાણિક અને લાયક છે." આ ઉપરથી ગુપ્તવિજયને બોલાવવામાં આવ્યા. તેમને પુછતાં તેમણે જણાવ્યું–

"મારૂં નામ ગુપ્તવિજય છે, સુવર્ણપુર શહેરમાં મેં, મર્મવિજય અને રહસ્યવિજય એમ ત્રણ જણાએ અમારા પરમ પૂજ્ય આચાર્ય શ્રી સૂર્યવિજયજી પાસે દીક્ષા અંગીકાર કરી હતી. તે વખતે અમને હાથી ઉપર બેસાડી લ્હાવો લેવરાવ્યો હતો (હસાહસ). આ કુમારપાળના કેસની કેટલીક હકીકત જાણું છું. તેને કાપીલ ગામમાં છુપી દીક્ષા અ-પાઈ તથા ધમાલ થઇ તે વખતે તો હું ઈસમપુરમાં મારા ગુરૂ સૂર્ય-વિજય પાસે હતો. પછી મને મારા ગુરૂએ અહીં ચંદ્રાવતી મોકલ્યો. કુમારપાળને ઉપાડી મોટરમાં લઈ ગયાની વાત અહીં મેં સાંભળી.

અમથાલાલે તો પોતે ખોટા ફરીઆદી તરીકે ઉભા થઈ કેસ કર્યો છે. જે મારામારી થઇ કહેવામાં આવે છે તે વખતે હું કાપીલ ગામે હતો જ નહીં."

દીવાન—"શેઠ અમથાલાલ! તમારા ત્રીજા વિશ્વાસપાત્ર સાક્ષી શું કહે છે? કહો કે તે પણ જુઠા છે."

આ સાંભળી અમથાલાલ ગભરાયો, શું જવાબ આપવો તે સમજાયું નહીં. નિરૂત્તર બની ગયો.

દીવાન—"અમથાલાલ! કેમ બોલતા નથી? તમારા સાક્ષીઓ ઉપરથી સાબીત થાય છે કે તમે ખોટી ફરીઆદ કરી છે. આવી ખોટી ફરીઆદ માટે તમને શિક્ષા કેમ ન થવી જોઇએ?"

અશ્વિનીકુમાર—"સાહેબ! અમારા અસીલ ખાનદાન કુટુંબના આગેવાન જૈનગૃહસ્થ છે. તેમના પરણેલા યુવાન છોકરાને સાધુ અને તેમના ભક્ત ઉપાડી જાય ત્યારે તેના બાપ અને સ્ત્રી પાછો લઈ આવે તે સ્વાભાવિક છે. પોલીસ પણ તે માટે તપાસ કરે છે. દિલગીરીની વાત એ છે કે માત્ર ધર્મના બ્હાના નીચે એક ખોટો ફરીઆદી ઉભો થઇ નિર્દોષ માણસો ઉપર ખોટો આરોપ મુકે છે, તે માટે અમારા અસીલ તેની પાસે આબરૂનો જવાબ શા માટે ન માગે? તે માટે નામદાર દીવાન સાહેબને મારી નમ્ર અરજ છે કે ફરીઆદી પાસેથી રૂપીઆ પાંચહજાર આબરૂની નુકસાનીના મારા અસીલને અપાવવા જોઇએ. જો કોરટને દીક્ષાનો હેવાલ સાંભળવો હોય તો ચંદ્રિકા અને કુમારપાળ તે બધો હેવાલ આપવાને તૈયાર છે."

દીવાન—"શેઠ અમથાલાલ! સાંભળો છો? અશ્વિનીકુમાર શું કહે છે? તે આબરૂની હાનીના બદલે તમારી પાસેથી રૂપીઆ પાંચહજાર અપાવવા કોરટને વીનંતી કરે છે? સમજ્યા?"

આ પ્રમાણે હકીકત સાંભળી વચ્ચે શ્રીમંત મહારાજા સાહેબે જણાવ્યું "અશ્વિનીકુમાર! કુમારપાળ પાસેથી દીક્ષાનો હેવાલ સાંભળવા માગું છું." એવી શ્રીમંત મહારાજાની આજ્ઞા થવાથી કુમારપાળે પોતાની આત્મકથા શરૂ કરી—

"મારૂં નામ કુમારપાળ છે. બાપનું નામ ચીમનલાલ નગીનદાસ છે. ભદ્રાપુરીનો રહીશ છું. મારૂં લગ્ન બે વર્ષ ઉપર ચંદ્રિકા સાથે થયું હતું. ભૂધરભાઇ મારા સસરા થાય છે. મારે ત્યાં ઘણા સાધુઓ આવતા હતા. તેમના સામાનની ઘણી ઘણી પેટીઓ પણ મારે ત્યાં મુકતા હતા, મારા પિતાશ્રી દિવસનો મોટો ભાગ ઉપાશ્રયમાં ગાળતા હતા. મારે ત્યાં ઘણાં ઘણાં નાનાં મોટાં છોકરાંને છાની દીક્ષાઓ આપવામાં આવતી હતી. તે તમામ હું જોતો હતો. ઉપાશ્રયમાં પણ હું ઘણી વખત જતો. અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરી મેં નિશાળ છોડી દીધેલી પરંતુ મને સંસ્કૃત શીખવાનો શોખ હોવાથી હું આચાર્ય સૂર્યવિજયના ચેલાઓ પાસે સંસ્કૃત ભણવા જતો. ત્યાં મને પ્રસંગે પ્રસંગે દીક્ષાનો ઉપદેશ આપતા. પછી તે બીજા ગામે ગયા, ત્યાં હું કોઇ કોઇ વખત મળવા જતો. મારા ઉપર તેમના કાગળ આવતા. કોઇ કોઇ શ્રાવકો મને તેડવા પણ આપતા. હું તેમની તરફ આકર્ષાયો અને સવા વર્ષ ઉપર ભાદરવા વદમાં મિત્રને મળવાના બ્હાને ઘરમાંથી નીકળી તેડવા આવેલા મહારાજના ભક્ત સાથે ટ્રેનમાં બેશી કારી સ્ટેશને ઉતર્યો. મારા માટે ત્યાં મોટર તૈયાર રાખવામાં આવી હતી તેમાં બેસાડી મને આસપાસના એક ગામમાં આચાર્ય સૂર્યવિજય પાસે લઇ ગયા. ત્યાં મને ઘણોજ દીક્ષાનો બોધ આપી દીક્ષા લેવા લલ-ચાવ્યો અને એક મોટી પત્રિકા લખી તેમાં મારી પાસે મારી સહી કરાવી. તે પત્રિકા છપાવીને બહાર પાડી. ત્યાંથી મને ઘણાં ઘણાં ગુપ્ત સ્થળે રાખવામાં આવ્યો. કોઇ વખત શ્રાવકોના ઘરમાં છુપી જગોએ તો કોઇ વખત ભોંયરામાં, એમ મને ઠામઠામ રખડાવ્યો. ત્યાં કોઇ ઠેકાણે દીક્ષા આપવાનો લાગ નહીં ફાવવાથી તેમણે મને અત્રે બિરાજમાન થયેલા ઉદ્યોતસાગર પાસે ચોકી પેરા સાથે આ દેશમાં મોકલ્યો. હું તેમની જેલમાં સપડાયો. તેમની રીતભાત મને કસાઇ જેવી લાગી. તે ચેલાઓને એવો માર મારતા કે તે બિચારા તેમને જોઇ થરથરતા, પણ શું કરે ? કેટલાંક કેવળ પૈસાનાં સ્વાર્થી, બાળવિક્રય કરનાર નિર્દય માબાપોએ બબ્બે ત્રણ ત્રણ હજાર રૂપીઆ લઇને છોકરા

વેચેલા, તે છોકરાઓને માથું મુંડી ચેલા બનાવેલા, તે બિચારા શું કરે ? તેમની તો ગુલામ જેવી સ્થિતિ ! કોઇ કોઇ તો ત્રાસથી નાશી પણ ગયા છે. એક ચેલાને તો એવો મારેલો કે તે મરણ તુલ્ય થઇ આખરે મરણ પામેલો. તે વાત બહાર પડેલી અને મામલો ગંભીર થયેલો પણ ધર્મની હેલના થશે એમ સમજી તે પોકળ બહાર નહીં પાડતાં શ્રીમંત ભકતોએ ઘણા પૈસા વેરી કેસ અદ્ધર ઉડાવ્યો. આ વાત જાહેર ગુપ્ત (open secret) જેવી છે. ઘણા લોકો જાણે છે. આવા બનાવો જોઇ મને ખૂબ ત્રાસ થવા લાગ્યો અને દીક્ષા લેવાની જે તીવ્ર ઇચ્છા થઇ હતી તે મંદ થવા લાગી. જો કે તે મને ખુશ રાખવાને પ્રયત્ન કરતા અને સાધક તરીકે રાખેલા શ્રાવકો સારી રીતે સેવા ઉઠાવતા હતા પણ હું મનમાં સમજતો હતો કે દીક્ષા લીધા પછી મારી પણ ગુલામ જેવીજ દશા થવાની છે. આવી મારી મનોદશામાં ખાનગી રીતે કોઇના મોંઢેથી સાંભળવામાં આવ્યું કે આચાર્ય સૂર્યવિજયે એક ચંદ્રકાન્ત નામના છોકરાને સાધ્વીનાં કપડાં પહેરાવી સાધ્વીના ઉપાશ્રયમાં સંતાડેલો તેને કલેકટરે આવી ત્યાંથી શોધી કાઢયો ત્યારથી મને આચાર્ય તરફ વધુ અણગમો થયો અને તેમની રીતભાત મને ઠીક લાગી નહીં. પરંતુ હું લાચાર અને કેદખાના જેવી સ્થિતિ ભોગવતો હોવાથી અને મારા પક્ષમાં કોઇ નહીં હોવાથી છટકી જવાની મારી હીંમત ચાલી નહીં. તેવામાં મને કાપીલ લઇ જઇ અષાડ સુદ ૪ ના દિવસે દીક્ષા આપી પીળાં કપડાં પહેરાવી દીધાં અને અને મારૂં નામ કુમારસાગર રાખવામાં આવ્યું અને ઉદ્યોતસાગરના ચેલા તરીકે મને જાહેર કર્યો. અઠવાડીઆ પછી અષાડ સુદ ૧૧ ના દિવસે મારા પિતાશ્રી તથા સ્ત્રી સસરા વીગેરે મોટર લઇ ત્યાં મને તેડવા આવ્યાં. આ દેખી મને મનમાં ઘણો હર્ષ થયો. સાધુઓને ખોટું ન લાગે એટલા માટે મેં જરા આનાકાની કરી મોટરમાં બેઠો. રસ્તામાં વેશ બદલી નાખ્યો અને ઠેઠ ખંડવે જઇ ત્યાંથી ટ્રેનમાં ભદ્રાપુરી ગયાં. આમ આઠ નવ મહીને હું ઘેર ગયો. એ પ્રમાણે રાજીખુશીથી મારી

સ્ત્રીની સાથે ઘેર ગયેલો છું. તે વખતે અમથાલાલ શેઠ હતાજ નહીં. મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે મારા જેવા કાચી બુદ્ધિ-વાળા છોકરાઓને ભ્રમિત કરવામાં સાધુ ઘણાજ કાબેલ અને હોંશીઆર હોય છે. માટે છોકરાંને ઉપાશ્રયમાં મોકલતાં પહેલાં જૈનોએ પૂરેપૂરો વિચાર કરવાનો છે. આવી અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિમાં સાધુઓ ખરેખર જુલમ કરે છે. તેવી દીક્ષાઓ બંધ થવી જોઇએ. જૈનો બંધ ન કરે તો સરકારે બંધ કરવી જોઇએ. મારા જેવા ઘણાએ આવી દીક્ષાના ભોગ થઇ પડયા હશે અને તેમની સ્ત્રીઓને રંડાપો આપ્યો હશે. તે બધાનો શાપ આ આચાર્યો અને સાધુઓને લાગ્યા વિના રહેવાનો નથી. કદાચ આ ભવમાં નહીં લાગે તો આવતા ભવમાં તો જરૂર લાગશે. સાધુઓ આચાર્ય થયા એટલે તેમને જુઠું બોલવાનો, માબાપ અને સ્ત્રીને સંતાપ આપવાનો, છોકરાં નસાડવાનો પરવાનો મળી જાય છે. મને એ ઠેકાણે તો ભોંયરામાં રાખવામાં આવ્યો હતો, ત્યાં મારાં માબાપ શોધવા આવેલાં પણ ક્યાંથી પત્તો લાગે ! મારા ઉપર તો એવી ચોકી હતી કે હું કાગળે ન લખી શકું અને કોઇની સાથે વાત પણ ન કરી શકું. કદાચ વાત કરતાં દેખે તો અમને બંનેને ધમકાવી કાઢે. આ પ્રમાણે મારી ટુંકામાં આત્મકથા છે."

દીવાન—"શેઠ અમથાલાલ ! કુમારપાળનો હેવાલ સાંભળ્યો ? બોલો હવે મારે તમને શી શિક્ષા કરવી ? આરોપીના વકીલે આબ-રૂના જવાબ માટે રૂપીઆ પાંચ હજારની માગણી કરી છે તે સંબંધી તમારે શું કહેવાનું છે ?"

અમથાલાલ—"આમાં મારો કશો વાંક નથી. જે કાંઇ મેં કર્યું છે તે આ અત્રે બિરાજમાન થયેલા બંને આચાર્યો સૂર્યવિજય અને પ્રભાવસાગરના કહેવાથી કર્યું છે. તે વખતે સૂર્યવિજય ઇસમપુર હતા પણ તેમણે મુદ્દામ માણસ મોકલી મને ફરીઆદી થવા જણાયું. આચાર્ય કહે તે કર્યા વિના કેમ ચાલે ? ખોટું કે ખરૂં, અમારે કરવું પડે, સાહેબ ! હું તો ચીઠ્ઠીનો ચાકર છું. મને માફ કરો."

આ સાંભળી શ્રીમંત મહારાજાએ કરડી નજર કરી તોપણ ધીમે રહી આચાર્યને કહેવા લાગ્યા. "આચાર્ય મહારાજ! આ કેવી શરમાવવા જેવી હકીકત કોરટમાં સાંભળવામાં આવે છે ? પેલી દાણચોરીની પેટીઓ માટે મને દીવાને વાત કરી હતી તેમાં તમે કેવા પ્રપંચો કરો છો તે મને સમજાઇ આવ્યું હતું. વળી બે દિવસ ઉપર પુરૂષોત્તમદાસના કેસનો તપાસ ચાલેલો તેમાં પણ તમારાજ કાવાદાવા જોવામાં આવેલા એમ દીવાનના કહેવાથી જાણ્યું છે. આ ઉપરથીજ દીક્ષાના કેસો સાંભળવા મેં ઇચ્છા બતાવી હતી. આજના કેસમાં તમારી આવી છળકપટ અને દગા ભરેલી હીલચાલ સાંભળી મને ઘણીજ દિલગીરી થાય છે. ત્રણ દિવસ પછી એટલે માગશર સુદ ૧૫ ના રોજ બીજો કેસ અમૃતસાગરનો રાખેલો છે. બ્રીટીશ સરકારમાં દીક્ષાનો કાયદો થાય યા ન થાય પરંતુ હું તો દીક્ષા માટે કાયદો કરવાનો છું. મારા રાજ્યમાં દીક્ષાના નામે આવા પ્રપંચો મનુષ્યહરણ અને ચોરી જેવા દીક્ષાના બનાવો અને જોરજુલમ થાય તે મને ન પાલવે!"

બંને આચાર્ય સાંભળીજ રહ્યા, નીચું જોઈ રહ્યા, મનમાં બેહદ ગભરાયા, રાજાને શો જવાબ આપવો ? પૂરેપૂરા પસ્તાવવા લાગ્યા અને છેવટે ઉચું જોઇ ગદગદ શબ્દે સૂર્યવિજય બોલ્યા "મહારાજાધિરાજ! કર્મની ગતિ વિચિત્ર છે. સુદ ૧૫ ના રોજ બીજો દીક્ષાનો કેસ છે તે વખતે અમે બંને આચાર્યો આ સંબંધી સવિસ્તર જાહેર ખુલાસો આપની સમક્ષ કરીશું. હવે અમને પૂરો પસ્તાવો થાય છે."

મહારાજા—"મારી ઇચ્છા પણ સુદ ૧૫ ના રોજ સામટો જવાબ સાંભળવાની છે. તેથી એકજ હુકમ કરવો મને ફાવી શકે" એમ કહી મહારાજા ત્યાંથી ઉઠી ચાલવા લાગ્યા કે આખી કચેરી ઉભી થઇ. દીવાન બારણા સુધી મુકવા ગયા. ત્યાંથી પાછા ફરી દીવાને ફરીઆદી અમથાલાલને મોઢેથી ઠરાવ આપતાં સંભળાવી દીધું કે "તમારી ફરીઆદ કાઢી નાખવામાં આવે છે અને શેઠ ચીમનલાલની આબરૂની નુકસાની બદલ તેમને રૂપીઆ બે હજાર તમારે આપી દેવા તથા ચંદ્રિકાના બાપ

ભૂધરભાઇને રૂપીઆ એક હજાર ચુકાવી આપવા. જો તે પ્રમાણે અમલ નહીં કરો તો છ માસની આસન કેદ કરવામાં આવશે અને તમારા ઘેર જપ્તી લાવી રૂપીઆ વસુલ લેવામાં આવશે. આવી ખોટી ફરીઆદ કર્યા બદલ તમારો એક હજાર રૂપીઆ દંડ કરવામાં આવે છે."

એમ ઠરાવ સંભળાવી કોર્ટ વિસર્જન થઇ. ત્યાંથી અશ્વિનીકુમાર, જગજીવનદાસ, લાલભાઈ વીગેરે પૂર આનંદથી જગજીવદાસને ત્યાં ગયા. સાધુએ ઉદાસમુખે ઉપાશ્રયમાં ગયા. ખોટી ફરીઆદ કરનાર અમથાલાલનું મોં તો કાળું મેશ થઇ ગયું. ચીમનલાલ વીગેરે મંડળી રસિકલાલની મંડળીનો ઉપકાર માની પોતાને ઉતારે ગઈ.'

બીજા દિવસે લાલભાઇ, જગજીવનદાસ, રસિકલાલ વીગેરે વાતો કરતા હતા એવામાં પોસ્ટમૅન ટપાલ આપી ગયો. તેમાં શેઠ રાજબિહારીલાલનો પત્ર નીકળ્યો. પત્ર વાંચી જગજીવનદાસ કહેવા લાગ્યો "અમારા શેઠ રાજબિહારીલાલે તો વેપારનું કામ વધાર્યું. એક જર્મન પેઢી સાથે ભાગમાં પડયા. રંગનો વેપાર મોટા પાયા ઉપર ઉઘાડવા વિચાર રાખે છે. અહીંથી ત્રણ ચાર માણસો જર્મની મોકલવા પડશે. મારે પણ એક બે માસમાં જવું પડશે." એમ કહી જગજીવનદાસ લાલભાઇથી સાથે વેપારની વાતમાં ઉતરી ગયો. વેપાર પ્રકરણ પૂરૂં થયું કે અશ્વિનીકુમારે સૂચના કરી "મારી ઇચ્છા એવી છે કે આપણે ભદ્રાપુરીથી પોલીસ ઇન્સ્પેકટર મીસ્ટર મૅકફરસનને બોલાવીએ. તેમણે મને એક વખત ઇસારો પણ કર્યો હતો."

જગજીવનદાસે જણાવ્યું "તાર મુકી બોલાવો. દીવાન સાહેબને કહી અહીંના સરકારી બંગલે તેમને ઉતારો આપીશું."

આ પ્રમાણે સલાહ મેળવી તાર કરી મીસ્ટર મૅકફરસનને તેડાવ્યો. વળી ચંદનગિરિથી મેનકા માલણને પણ બોલાવવા માણસ મોકલ્યો. એ પ્રમાણે અશ્વિનીકુમાર સુદ ૧૫ ના રોજ ચાલવાના અમૃતસાગરના કેસની તૈયારીઓ કરવા લાગ્યો.

# પ્રકરણ ૩૪ મું.

## અમૃતસાગરના કેસનો તપાસ.
## અમૃતસાગર મટી અમૃતકુમાર બની સરિતાનો કરેલો સ્વીકાર.
## સૂર્યવિજયના પશ્ચાતાપનો હેવાલ.
## શ્રીમંતમહારાજાની આશીષ, ઠરાવ અને દીક્ષાનો કાયદો.

* It is moral courage, that characterises the highest order of manhood and womanhood—the courage to seek and speak the truth; the courage to be just; the courage to be honest; the courage to resist temptation; the courage to do one's duty. If men and women do not possess this virtue, they have no security what ever for the preservation of any other. —*Smiles.*

માગશર સુદ ૧૫ ના દિવસે કોર્ટમાં બરાબર સવારના દસ વાગ્યાથી પ્રેક્ષકોની ધમાલ થવા માંડી. બરાબર અગીઆર વાગે તો બંને પક્ષકારો, સાક્ષીઓ, આચાર્યો અને સાધુઓ, ગૃહસ્થો વીગેરે આવી પોતપોતાના સ્થાને બેશી ગયા. સવા અગીઆર થયા કે દીવાન આવ્યા. દીવાન બરાબર કચેરી ભરાયેલી જોઈ મહારાજાને વરદી મોકલાવી. તરતજ તે દરબારમાં આવી બિરાજમાન થયા કે દીવાને અમૃતસાગરના કેસની શરૂઆત કરી.

* સંશોધન કરી સત્ય બોલવાનું, ન્યાયી થવાનું, પ્રમાણિક બનવાનું, લોભ અને લાલચની સામે થવાનું, પોતાની ફરજ બજાવવાનું નૈતિક બળ તેજ બળ છે કે જે પુરૂષ અને સ્રીનું ઉંચા પ્રકારનું ચરિત્ર ઘડે છે. જો પુરૂષ અને સ્રીઓમાં આ નૈતિક બળ નથી હોતું તો બીજા કોઇ પણ ગુણના રક્ષણ માટે તેમની પાસે ખાત્રી નથી.

શરૂઆત કરતાં દીવાન સરિતાની આવેલી અરજી અમૃતસાગર આગળ વાંચી સંભળાવા લાગ્યા—

**નેક નામદાર દીવાન સાહેબની હજુરમાં—રાજ્ય ચંદ્રાવતી.**

**મુકામ—ચંદ્રાવતી.**

હું નીચે સહી કરનાર બાઈ સરિતા તે અમૃતકુમારની સધવા સ્રી ઉમર આશરે વરસ સોળની રહેવાસી માણેકપુરની આપ નામદારને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે મારા પતિ અમૃતકુમાર સાથે મારૂં લગ્ન ગયા માગશર વદ ૧૦ ના દિવસે થયું છે. અમારા બંને વચ્ચે ઘણોજ સારો સંબંધ હતો. પરંતુ ગયા જેઠ માસમાં તેમની બદલી માણેકપુરથી ઈસમપુર થવાથી તે મારાથી છુટા પડી ઈસમપુર રહેવા આવ્યા. ત્યાં કેટલોક વખત રહ્યા પછી તેમને કેટલાક સાધુઓએ ભરમાવ્યા અને મારા સંબંધી ખોટી ખોટી શંકાઓ ઉત્પન્ન કરી. આ હકીકત અમારા જાણવામાં આવત નહીં પરંતુ આચાર્ય સૂર્યવિજય ઉપર તેમણે લખેલો કાગળ ભૂલથી મારા કાકાજી કેશવલાલ ઉપર બીડાઇ ગયેલો તેથી તેમનો દીક્ષા લેવાનો વિચાર અમારા જાણવામાં આવ્યો. તે કાગળની નકલ આ સાથે રજુ કરૂં છું. આ ઉપરથી અમે તેમનો તપાસ કરવા ચંદ્રાવતી આવ્યાં. જે ઑફીસમાં તે નોકરી હતા ત્યાં તપાસ કર્યો તો ત્યાંથી જવાબ મળ્યો કે તે રાજીનામું આપી દેશમાં ગયા છે. આથી અમો નિરાશ થયાં. ઘણો તપાસ કર્યો છતાં પત્તો લાગ્યો નહીં તેથી અમે દેશમાં જવાનો વિચાર કર્યો. આ જાણી અમારા મુરબ્બી જગજીવનદાસભાઈ અને તેમનાં માતુશ્રીએ અમને ચંદનગિરિ જાત્રા કરી આવવા સૂચના કરી, તે ઉપરથી અમે ત્યાં જાત્રા કરવા માટે ગયાં. ત્યાં ભગવાનનાં દર્શન કરતાં ભગવાનના અંગ ઉપર કેસરના બુટ્ટા અને આંગી ઉપરથી મને ખાત્રી થઈ કે તે કૃતિ મારા પતિના હાથનીજ હોવી જોઇએ. તેથી તે બાબત તપાસ કરતાં તે દેરાસરના મુનીમને પુછતાં પાવતીમાંથી તેમનું નામ મળી આવ્યું. આથી અમને ખાત્રી થઇ કે તેજ ચંદનગિરિમાં આવેલા છે. મુનિમના કહેવાથી જાણ્યું કે તે કોઈ સાધુઓ સાથે શાલીની ગયેલા છે. તેથી અમો શાલીની તરફ જવાનો વિચાર કર્યો. પટાવાળો જોડે બેઠો હતો. તેણે અમારૂં શાલીની જવાનું જાણી મારા પતિ જે ચોપડી ભૂલી ગયેલા તે ચોપડી તેમને આપવા અમને આપી. અમે બધાં શાલીની ગયાં અને તપાસ કર્યો પણ

પત્તો લાગ્યો નહીં. સવારે ઉઠી પેલી ચોપડીમાં એક કાવ્યનો કાગળ હતો, તે કાવ્યો મારા પતિનાં રચેલાં હોવાથી મેં ગાવાં શરૂ કર્યાં. મારી સાથે માલતીબેન તથા ચંદનબાલા ગાવા લાગ્યાં. કાવ્ય પૂરૂં થવા આવ્યું એટલામાં અમારા મુકામની પછીતે સામુ એક મકાન હતું, તેની બારી ખખડી કે અમારી નજર તે તરફ વળી. એટલામાં તે બારી ઉઘડી કે મારા પતિ અમૃતકુમાર સાધુવેશે જોવામાં આવ્યા. અમે તેમને ઓળખ્યા અને હું ભૂલતી ન હોઉં તો તેમણે પણ અમને ઓળખ્યાં. તરતજ બારી તેમણે બંધ કરી દીધી.

અમે નીચે ઉતરી કોઈ ભોમીઆને સાથે લઇ તે ઘરમાં ગયાં. ત્યાં અમને મળ્યા અને તેમની સાથે વાતચીત કરી. અમારી પાસે કાગળો હતા તે બતાવ્યા અને તેમને મોટરમાં બેસાડી ચંદ્રાવતી લાવવાનો વિચાર કર્યો પણ તેમણે શરત કરી કે "મારી શંકાઓનું પૂરેપૂરૂં સમાધાન થાય તો હું રાજી ખુશીથી આ વેશ છોડી તમારી સાથે આવીશ અને પશ્ચાતાપ કરી માફી માગીશ અને જો મારી શંકાઓ ખરી ઠરશે તો દીક્ષા કાયમ રાખીશ" આવા પ્રકારની તેમણે શરત કરેલી હોવાથી અમે વધુ તકરાર નહીં કરતાં તેમને પગ રસ્તે અત્રે લાવી આપની પાસે ન્યાય માટે આવી છું અને તપાસ ચાલતાં સુધી તેમને આપની દેખરેખ નીચે ખાસ ઇલાયદા મકાનમાં મર્મવિજયની સાથે રાખવા વિનંતી કરૂં છું.

મારા પતિને સૂર્યવિજયે ખોટી રીતે ભ્રમિત કરી મારા પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન કરાવ્યો છે. તે માટે મારી પાસે પૂરતા પૂરાવા છે, માટે તેમને જે જે શંકાઓ હોય તે તે જાહેર કરે. હું તે તમામ દૂર કરવા તૈયાર છું, માટે આશા છે કે આપની ગરીબ અરજદાર પુત્રી સરિતાને મદદ કરી મારા પતિને મેળવી આપવા મહેરબાની કરશો. મારા વકીલ તરીકે રા. બ. અશ્વિનીકુમાર છે તે મારી તરફથી સઘળો જવાબ આપશે."

લી. આપ નામદારની વફાદાર પુત્રી

**સરિતા ભગવતીદાસ.**

એમ અરજી વાંચી રહી પેલો સૂર્યવિજય ઉપરનો કેશવલાલ ઉપર આવેલો કાગળ પણ કોરટ સમક્ષ અમૃતસાગરને વાંચી સંભળાવ્યો. કાગળ પૂરો થયા પછી દીવાને અમૃતસાગરને પુછયું "કેમ અમૃતસાગર! અરજીમાં લખ્યા પ્રમાણે શરતો થયેલી છે?"

અમૃતસાગર—"હા સાહેબ! જો મારી શંકાઓનું સમાધાન થાય તો અત્યારેજ આ સાધુવેશ દૂર કરી કરેલાં કૃત્યોનો પશ્ચાતાપ કરી મારી સ્ત્રી સરિતાની માફી માગવા તૈયાર છું."

દીવાન—"તમને શી શી શંકાઓ છે?"

આ સાંભળી અમૃતસાગર એક નાના કવરમાંથી ત્રણ કાગળો કાઢી પટાવાળાની મારફત દીવાનને આપી ધીમે રહી કહેવા લાગ્યા "સાહેબ! એ ત્રણ કાગળોએ મારૂં મન શંકિત અને ભ્રમિત કર્યું છે. તે વાંચવાથી આપને ખાત્રી થશે કે જે મેં કૃત્ય કર્યું છે તે ખરૂં છે." દીવાને ત્રણે કાગળો વાંચી શ્રીમંત મહારાજાના હાથમાં મુકયા. મહારાજા વાંચી રહ્યા કે દીવાને અમૃતસાગરને પુછ્યું "અમૃતસાગર! આ કાગળો તો નનામા છે!"

અમૃતસાગર—"હા નનામા જ છે."

દીવાન—"તે એકજ માણસે લખેલા છે કે જુદા જુદા માણસે?"

અમૃતસાગર—"જુદા જુદા માણસે લખેલા જણાય છે."

દીવાન—"તે કોણ કોણ લખનાર છે તેનો તપાસ કર્યો?"

અમૃતસાગર—"તેનો તપાસ કરવાની મને જરૂર જણાઈ નહીં. નામથી લખતાં હીંમત નહીં ચાલી હોય તેથી આ પ્રમાણે નનામા કાગળો લખેલા હશે. આચાર્ય અને સાધુઓને પુછતાં પણ તેઓ તેજ હકીકત કહેતા હતા અને એવો અભિપ્રાય આપતા હતા. આથી મને પક્કી ખાત્રી થઇ કે નનામા કાગળની હકીકત સત્ય છે, તે ઉપરથી સરિતાનો ત્યાગ કરી મેં ગુપ્ત રીતે દીક્ષા લીધી."

દીવાન—"આ ત્રણે પત્રો લખનાર કોણ છે તે મળી આવે તો?"

અમૃતસાગર—"તે મળી આવે તો તેમને પુછી વાતનો ખુલાસો કરવામાં આવે અને શંકાનું સમાધાન થાય."

દીવાન—"ઠીક. આ તમારા ઉપર આવેલા કાગળો પેન્સીલથી લખેલા જણાય છે ને?"

અમૃતસાગર—"હા, પેન્સીલથી લખેલા છે."

દીવાન—" આ પત્રોની કારબન કોપી જોવી છે ? "

અમૃતસાગર—" લખનાર અને તેની કોપી બંને મળી આવે તો વધારે ખાત્રી અને સંતોષ થાય. " આ સાંભળી ઇન્દુલાલને હાજર થવા દીવાને પટાવાળાને પોકારણી કરવા સૂચના કરી. " ઇન્દુલાલ પૂનમ-ચંદ હાજર હે ? " એમ પોકારણી થતાં તે તરતજ કોરટમાં હાજર થયો અને સલામ કરી બાજુમાં ઉભો રહ્યો. તેને જોઈ દીવાને પુછ્યું " જુઓ ઇન્દુલાલ ! આ ત્રણ કાગળો કોના લખેલા છે ? "

ઇન્દુલાલ—" સાહેબ ! આ ત્રણે પત્રો મારા હાથના લખેલા છે."

દીવાન—" તેની કોપીઓ રાખેલી છે ? "

ઇન્દુલાલ—"હા, રાખેલી છે ને તે આપના સેક્રેટરીને આપેલી છે."

આ સાંભળી દીવાનના હુકમથી સેક્રેટરીએ ઉભા થઈ તે કોપીઓ મૂળ કાગળો સાથે અમૃતસાગરના હાથમાં મુકી. અમૃતસાગરે મૂળ સાથે ઉપરા ઉપરી મુકી સરખાવી જોઈ તો ખાત્રી થઇ કે તે તે કાગળોની જ કોપીઓ હતી. દીવાને તે નકલો અમૃતસાગર પાસેથી મંગાવી મહા-રાજાના હાથમાં જોવા માટે આપી. પછી દીવાને અમૃતસાગરને કહ્યું " તમારા મનની શંકાઓ દૂર કરવા તમે આ ત્રણે પત્રો લખનાર ઇન્દુલાલને પ્રશ્નો પુછી ખાત્રી કરો." અમૃતસાગરે પ્રશ્ન પુછવા શરૂ કર્યા—

અમૃતસાગર—" આ ત્રણે પત્રો લખનાર તમેજ છો ? "

ઇન્દુલાલ—" હા, એ ત્રણે પત્રો લખનાર હું પોતે જ છું. "

અમૃતસાગર—" પણ ત્રણે પત્રોના અક્ષરો તો જુદા લાગે છે ! "

ઇન્દુલાલ—" અક્ષરોનો મરોડ ફેરવી હું એ પ્રમાણે લખી શકું છું. બારીકાઈથી ધ્યાન આપશો તો જણાઇ આવશે કે તે અક્ષરો એકજ માણસના હાથના છે. "

અમૃતસાગર—" આવા નનામા ગુપ્ત કાગળોની નકલ રાખવાનું કારણ શું ? "

ઇન્દુલાલ—" મેં તો નકલ રાખ્યા વગર પત્ર લખવાની શરૂ-આત કરી હતી પરંતુ એક સાધુએ મારા દફતરમાં કારબન પેપર દેખીને

આચાર્યને ખાનગીમાં સૂચના કરી કે 'જે કાંઇ લખો તેની નકલ રાખીને લખજો. કોઈ વખતે ઘણી ઉપયોગમાં આવશે.' (હસાહસ) આચાર્યે મને તે પ્રમાણે આજ્ઞા કરી એટલે મેં તેનો અમલ કર્યો. (નકલ ઉપયોગમાં આવી ! સૂચના ખરી પડી !—એવો જનસમૂહમાંથી ધીમો ઉદ્ગાર-ખૂબ હસાહસ).

અમૃતસાગર—"તમારે આવા નનામા પત્રો લખવાનું કારણ શું ?"

ઇન્દુલાલ—"હું સૂર્યવિજય આચાર્યની સેવામાં મારા શેઠ પુરૂષોત્તમદાસનાં કહેવાથી રહેતો હતો. આચાર્યે મને આ પ્રમાણે કાગળો લખવાનું કહેલ તેથી મેં આવા કાગળો લખી તમારા ઉપર રવાના કર્યા."

અમૃતસાગર—"તમે તેમાં જે હકીકત લખી છે તે શા ઉપરથી ?"

ઇન્દુલાલ—"મને તો આચાર્યે જે લખાવ્યું તે મેં લખ્યું. બાકી તે સંબંધી હું કાંઇ પણ જાણતો નથી."

અમૃતસાગર-"ત્યારે આ પ્રમાણે લખાવવાનું આચાર્યને કારણ શું ?"

ઇન્દુલાલ—"તમને પરણેલાને દીક્ષા આપવી હતી તેજ કારણ. તમારી સ્ત્રી તરફ તમને કેમ તિરસ્કાર થાય, તેના ઉપરથી તમારૂં મન કેમ ઉતરી જાય તેવી યુક્તિ સાધવા આવા પત્રો લખાવ્યા હતા."

અમૃતસાગર—"તમે મારી સ્ત્રીને, કે મારા કાકા કેશવલાલને કે ચંદ્રકુમારને ઓળખો છો ?"

ઇન્દુલાલ—"એ ત્રણેમાંથી એકેને પણ ઓળખતો નહોતો. હમણાંજ તેમને કચેરીમાં જોયાં."

અમૃતસાગર—"માણેકપુર કે ભદ્રાપુરી ગયેલા છો ?"

ઇન્દુલાલ—"ના, હું ગયેલો નથી."

અમૃતસાગર—"ત્યારે આ બધું મને ખોટી રીતે ભ્રમિત કરી ફસાવવા માટે સૂર્યવિજય આચાર્યે કાવત્રું રચેલું છે ?"

ઇન્દુલાલ—"કાવત્રું કહો કે ગમે તે કહો, પણ તેમ કરેલું છે."

અમૃતસાગર—"આ પ્રમાણે મને ખરાબ કરવા માટે કાવત્રું રચવાનું આચાર્યને શું પ્રયોજન ?"

ઇન્દુલાલ—" તેમના સિદ્ધાંત પ્રમાણે ગમે તે પ્રકારે તમને દીક્ષા આપી ફસાવવા. સાધુઓની વાત ઉપરથી કહી શકું છું કે જ્યારથી રસિકલાલે અને ચંદ્રકુમારે અયોગ્ય દીક્ષા વિરૂદ્ધ બેઠો બળવો જગાડી શશીકાંત, ચંદ્રકાંત, ચંપકલાલ વીગેરેને શોધી કાઢી દીક્ષા છોડાવી તેમના ઘેર મોકલ્યા છે ત્યારથી તેમણે તેમનું વેર લેવાનો નિશ્ચય કર્યો છે. સરિતાને તેમણે સાધ્વીઓની જેલમાંથી છોડાવી નિર્વિઘ્ને પરણાવી તે તેમને ન ખમાયું. તેથી બસ તેના ધણીને એટલે કે તમને દીક્ષા આપી સરિતાને વિધવા જેવી બનાવી દુઃખના મહાસાગરમાં ડુબાવી દેવી કે જેથી તેમનો આખો "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" હમેશને માટે કલંકિત અવસ્થા ભોગવ્યા કરે. આમ વેર લેવા માટે આ નનામા કાગળોનું કાવત્રું રચેલું છે એમ સાધુઓ અને મારા શેઠના કહેવાથી જાણું છું અને તેમની હીલચાલ ઉપરથી સમજું છું. બાકી સાંભળવા પ્રમાણે સરિતા તો એક પવિત્રતાની મૂર્ત્તિ છે. તેજ સરિતાને આ ચંદ્રાવતી શહેરમાં એક ઘરડા ડોસાને પરણાવવા એક ખાટકી દલાલે સપડાવેલી પણ તેને આજ નામદાર દીવાન સાહેબે બચાવેલી અને ગુન્હેગારોને શિક્ષા કરેલી એમ મારા જાણવામાં છે."

આ ભેદ ભરેલી હકીકત જાણી અમૃતસાગર વિસ્મય પામી વિચાર સાગરમાં ગર્ક થઇ ગયો, તેના મુખ ઉપર પશ્ચાતાપની અને આચાર્ય પ્રત્યે અત્યંત તિરસ્કારની નિશાનીઓ દ્દષ્ટિગોચર થવા લાગી. થોડી સેકન્ડ અમૃતસાગર સૂર્યવિજય આચાર્યની સામું જોઇ રહ્યા. મનમાં ક્રોધાગ્નિ સળગ્યો, પણ કોરટ હોવાથી માત્ર એકલી દ્દષ્ટિથીજ ક્રોધ જણાવી દીવાન તરફ નજર ફેરવી અમૃતસાગર કહેવા લાગ્યા. "નામદાર દીવાન સાહેબ! મારી શંકાનું સમાધાન થયું છે. છતાં મારી ઇચ્છા છે કે જેટલા પૂરાવા એકઠા કર્યા હોય તેટલા મારે જાણવા છે, જેથી મને, મારા જૈનસમાજને, સાધુઓને અને તેની સાથે આખી દુનિયાને પણ શીખવાનું મળે કે કોઇ કેવા પ્રપંચી આચાર્યો, સાધુઓ ને ભક્તો દુનિયામાં ધર્મનો આડંબર કરી દુનિયાને છેતરી રહ્યા છે."

તે ઉપરથી દીવાને પૂરાવાની યાદી જોઇ મેનકા માલણને પોકારવા પટાવાળાને હુકમ કર્યો. પોકારણી થતાં મેનકા સ્ત્રીવર્ગમાં બેઠેલી હતી ત્યાં તે ઉભી થઇ.

અશ્વિનીકુમાર વકીલે દીવાનને જણાવ્યું "મેનકા સંબંધી કનકનગરમાં તેમજ અમરાપુરમાં થયેલી જુબાનીઓની જરૂર હોય તો તે પણ તૈયાર છે." એમ કહી તે કાગળો રજુ કર્યાં.

દીવાને કહ્યું "અમૃતસાગર! પેલા નનામા પત્રો ઉપરથી તમારા મનમાં એમ ઠશી ગયું છે કે તમારી સ્ત્રી સરિતાએ મેનકા નામ ધારણ કરેલું હતું. એ ભ્રાન્તિ તમારી તદ્દન ખોટી છે. મેનકા તો જુદી જ વ્યકિત છે અને તે આ તમારી સન્મુખ ઉભી રહી છે. મેનકા તો જયંતીલાલને ત્યાં બાઇનોકર તરીકે રહી હતી. તે વખતે તેને મેનાને બદલે મેનકા કહેતા હતા. જયંતીલાલ, બળીને મરણ પામનાર તેની સ્ત્રી વીરબાળા તથા તેમને ત્યાં બાઇનોકર તરીકે રહેલી આ મેનકા, એમ ત્રણે જણનો ભેગો ફોટો જોવો હોય તો તે પણ તૈયાર છે' એમ કહી તે ફોટો અને કનકનગર તથા અમરાપુરમાં તેની થયેલી જુબાનીના કાગળ અમૃતસાગરને જોવા માટે આપ્યા. અમૃતસાગરે ફોટો જોયો અને કાગળો વાંચ્યા. મેનકાની સામે ક્ષણભર જોઇ રહ્યો અને વિચારસ્વપ્નમાં પડી ગયો. પશ્ચાતાપના આવેશમાં આંખમાંથી આંસુ ખરવા માંડયાં. "મને મારી ભૂલ સાફ જણાઇ આવે છે, મેં આચાર્યો શીવાય બીજાને પુછી અગર તો સરિતાને કે ચંદ્રકુમારને કે કેશવલાલને પત્ર લખી સહેજ ખુલાસો પુછયો હોત તો આ પરિણામ ન આવત, પણ ભાવી કોણ મિથ્યા કરે?" એમ ગદ્દગદ સ્વરે ઉદ્દગાર કાઢી કાગળો અને ફોટો દીવાનને આપવા પટાવાળાને આપ્યા.

દીવાને કહ્યું "હવે તમારે મેનકાને જે પુછવું હોય તે પુછી લો."

અમૃતસાગરનું હૃદય ભરાઇ જવાથી તેણે ભાગ્યા તુટયા સ્વરે જણાવ્યું "હું હવે બોલી શકું તેમ નથી." એટલા શબ્દો બોલતાંજ તે અટકી પડયા.

આવી તેમના હૃદયની સ્થિતિ જોઈ દીવાને કહ્યું "ત્યારે તમારી વતી કોરટ તેને પ્રશ્નો પુછી ખુલાસો મેળવે છે" એમ કહી દીવાને મેનકાની જુબાની લેવી શરૂ કરી. મેનકાએ પ્રશ્નોના જવાબમાં જણાવ્યું–

"મારૂં મૂળ નામ મેના છે, પણ બધા મને મેનકા કહે છે. જાતે માલણ છું. હાલ હું સુખલાલ માળી સાથે નાતરૂં કરી ઠામ બેઠેલી છું. અમે ચંદનગિરિમાં રહીએ છીએ. મારા ધણી દેરાસરમાં પૂજારી છે અને હું ફૂલ વેચું છું. સરિતાને ઓળખું છુ. સરિતાને બે માણસો અને મારી સાથે બક્ષીપુરથી કુંદન ગામે જાત્રા કરવા અને મેળો જોવાનું કહી મોકલેલી, ત્યાંથી તેને એક સાધ્વી પાસે લઇ જવાની હતી, કારણ કે તેના મામાએ કોઇને વેચી હતી. મેળામાં બે માણસો છૂટા પડયા, અમે ભૂલાં પડયાં. તેવામાં કોઇ મોટરવાળાએ અમને અમારા ગામ પહોંચાડવાનું કહી મોટરમાં બેસાડી ભુસાવળ લઇ જઇ ત્યાંથી રેલમાં કનકનગર લઇ ગયા. ત્યાં અમને બસંતીલાલને ત્યાં મુકીને જતા રહ્યા. તેમના પડોશમાં જયંતીલાલ અને વીરબાળા રહેતાં હતાં તે અમને તેમની ઓરડીમાં લઇ ગયાં. બીજા દિવસે જયંતીલાલ સરિતાને દેશમાં મુકી આવવાનું કહી કોઇ સાધ્વીને ત્યાં આપી આવ્યા. સરિતા કનકનગરમાં ફકત એકજ દિવસ રહી હતી. તે પછી તેનું શું થયું તે હું જાણતી નથી. હું જયંતીલાલને ત્યાં બાઇનોકર તરીકે રહી હતી, તેવામાં જયંતીલાલની સ્ત્રી વીરબાળા બળી આપઘાત કરીને મરણ પામી. તે પછી મારી ખરાબ દશા થઇ. જયંતીલાલને પોલીસે પકડયા. હું તો રોવા લાગી, દેશમાં જવાનું મન થયું. મારી પડોશમાં રહેનાર બસંતીલાલે મને દેશમાં મોકલવાનું કહી એક કુટણખાનામાં વેચી. ત્યાં તો હું એવા જેલખાનામાં પડી કે બીજા કોઈની પાસે જઈ શકી નહીં. છેવટે માંદી પડી. તેવામાં પોલીસે આવી મારો તપાસ કર્યો, મારી પાસેથી અરજી લઇ મને ત્યાંથી છોડાવી વનિતાવિશ્રામમાં મુકી, ત્યાં મારી તબીઅત સુધરી અને ત્યાં સુખલાલ માળી બાગવાનનું કામ કરતા હતા તેમની સાથે મેળાપ

થવાથી મેં અમારી ન્યાતના રીવાજ પ્રમાણે રીતસર નાતરૂં કર્યું. અને અમે ત્યાંથી ચંદનગિરિ આવ્યાં. થોડા દિવસ ઉપર ત્યાં આ સરિતાબેન ફૂલ લેવા આવ્યાં. મેં તેમને ઓળખ્યાં. તે તેમના ધણીની તપાસ કરવા આવેલાં હતાં એમ કહેતાં હતા. કનકનગર તથા અમરાપુરમાં સરકારે મારી જુબાની લીધી હતી." પછી દીવાને મેનકાની બંને કોરટમાં થયેલી જુબાનીઓ મેનકા આગળ વાંચી સંભળાવી. તે સાંભળી મેનકાએ કહ્યું "હા તે પ્રમાણે મારી જુબાનીઓ થયેલી છે. ફોટામાં જયંતીલાલ અને વીરબાળા બંને જોડે જોડે બેઠાં છે અને હું પાછળ ઉભી રહી છું."

દીવાન—"અમૃતસાગર! આથી કાંઈ વધારે પુછવું છે?"

અમૃતસાગર—"વિશેષ કાંઇ પુછવાની જરૂર જણાતી નથી."

પછી અશ્વિનીકુમારે સરિતાના વકીલ તરીકે ઉભા થઈ જણાવ્યું–રજુ કરેલા પૂરાવાથી અમૃતસાગરની શંકાઓ દૂર થઇ છે તે જાણી અમને સંતોષ થયો છે. તે છતાં આ નનામા પત્ર લખાવનાર આચાર્ય સૂર્યવિજયની અત્યાર સુધીની પ્રવૃત્તિ જૈનસમાજને કેટલી બધી હાનીકારક નીવડી છે તે જણાવવાની રજા લઉં છું. આવા અમૃતસાગર જેવા કેટલા બધા છોકરાઓનાં મન ભ્રમિત કરી ઘર ભગાવ્યાં છે તેના થોડાક દાખલા મારા જાત અનુભવના રજુ કરૂં છું. આ સરિતાનો ભાઇ કલ્યાણ આસરે બાર વરસનો હતો તેને ભદ્રાપુરીમાં ગઇ સાલ ચીમનલાલના ઘેર છુપી દીક્ષા આપેલી તે મારી જોડે બિરાજમાન થયેલા પોલીસ ઇન્સ્પેક્ટરે પકડેલી તે ઉપરથી કેસ થયો. આચાર્યની જુબાની લેવાઇ, તેમાં તેમને જુઠા માની જામીન લેવામાં આવ્યા. ચીમનલાલને પણ શિક્ષા થઈ. ચીમનલાલે ખરી સાક્ષી પૂરી તેથી તેમના વેરભાવને લઇ તેમના છોકરા કુમારપાળને દીક્ષા આપી, તેના કેસનો ચુકાદો અત્રે ત્રણ દિવસ ઉપર અપાઇ ગયો છે એટલે વધુ વિવેચન કરવા માગતો નથી. એક ગાંધારી ગામના શશીકાંત નામના છોકરાને દીક્ષા આપી, તેમાં આચાર્યે તેની સ્રીના સંબંધી એવી નીચ અને હલકી વાત, આપણે ત્રણ

નનામા કાગળમાં વાંચી તેવી ઉપસ્થિત કરી, તેથી તે બાઇએ ફાંસો ખાધો, પરંતુ તરતજ જાણુવામાં આવવાથી તે બાઇ બચી ગઇ અને તે બાઇની ચીઠ્ઠીના લેખ ઉપરથી તેના ધણીની આંખો ઉઘડી અને દીક્ષા છોડી ઘેર આવ્યો, તે હાલ અત્રે બેઠેલા લાલભાઇ શેઠની મીલમાં નોકરી કરે છે. લાલભાઇ પ્રથમ તો આવી દીક્ષાના હીમાયતી હતા, તેમના ચીરંજીવ નવીનચંદ્રના લગ્ન વખતે એક ડોશી કે જેના છોકરાને આ સૂર્યવિજય પાસે દીક્ષા આપવામાં આવી હતી, તે માથું કુટી મરણ પામી, આચાર્યના ખોળામાં છોકરૂં પણ મુકવામાં આવ્યું; બીજી એક બૈરીએ કપડાં પણ ખેંચ્યાં. તે હેવાલ જાણુવા જેવો છે, પણ લાંબો હોવાથી કોરટનો વખત લેવા માગતો નથી. એક દાખલો ચંપકલાલ નામના છોકરાનો છે, તેને ભોંયરામાં સંતાડેલો ત્યાંથી તેની તબીઅત બગડેલી, તેને એક એકાંત ઘરમાંથી શોધી કાઢી તેની માને ત્યાં મોકલવામાં આવ્યો. આ સંબંધી શેઠ લાલભાઇને જ્યારે ખાત્રી થઇ કે આચાર્ય ધર્મના બ્હાને સમાજને ખરાબ કરે છે ત્યારે તેમણે તે પ્રવૃત્તિ છોડી દીધી અને અયોગ્ય દીક્ષા અટકાવવાની પ્રવૃત્તિમાં જોડાયા. આથી સૂર્યવિજયનો ક્રોધ ખૂબ જાગૃત થયો અને જાહેર રીતે બોલી ગયા કે લાલભાઇને પણ બતાવીશ કે વિરૂદ્ધ કેમ પડાય છે. તે ઉપરથી તેમના જમાઇ ચંદ્રકાંતને પણ ખોટું ખોટું સમજાવી ઉપાડયો અને તેને સાધ્વીનાં કપડાં પહેરાવી અશોકપુરીમાં સાધ્વીના ઉપાશ્રયમાં રાખ્યો. ત્યાંના કલેકટરની મદદથી તેને સાધ્વીવેશમાં શોધી કાઢવામાં આવ્યો. તેમના પરિગ્રહની પેટીઓનો હેવાલનો જગ જાહેર છે. આ ઉપરથી હુ કહી શકું છું કે આચાર્ય સૂર્યવિજય આવા કાવાદાવા કરી કુમળા મગજ-વાળાં છોકરા છોકરીઓને ભરમાવી દીક્ષાઓ આપે છે. કેટલીક કુમારિકાઓને દીક્ષાઓ આપી ચેલીઓ બનાવી તેમનાં ગુરૂસાધ્વી અસહ્ય ત્રાસ આપી તેમની પાસે ગુલામગીરી કરાવે છે. એવી ચાર પાંચ સાધ્વીઓને દીક્ષાના ત્રાસમાંથી છોડાવી પરણાવવામાં આવી છે. મને જણાવતાં આનંદ થાય છે કે શેઠ જગજીવનદાસે પણ ચંદનબાલાનો હાથ ગ્રહણ કરી એક પીડાતી કુમારિકાનો ઉદ્ધાર કરેલો છે. તેમનાં

માતુશ્રી કંટાળીને દીક્ષા છોડી દઇ હાલ તેમની સાથેજ રહે છે. ઉપર જણાવ્યા પ્રમાણે સૂર્યવિજય અને પ્રભાવસાગર તેમજ તેમના કેટલાક ચેલા, લોકોને અસત્ય વાતથી અવળા રસ્તે દોરી તેમની જીંદગી ખરાબ કરે છે. માટે નામદાર સરકારને મારી નમ્ર પ્રાર્થના છે કે આ વાત લક્ષ ઉપર લઈ સાધુઓનાં આવાં કૃત્યો અટકાવવા સરકાર સખ્ત પગલાં ભરશે."

આ સાંભળી અમૃતસાગર ઉભા થઇ દીવાનની રજા લઇ આચાર્ય સૂર્યવિજયની સામું જોઇ કહેવા લાગ્યા "મહારાજ! શરમ છે તમને હજાર વાર! મારી માન્યતા હતી કે સાધુઓ પંચ મહાવ્રતધારી હોવાથી પ્રાણ જતાં જુઠું નહીં બોલતા હોય, પ્રપંચ નહીં કરતા હોય, લોકોના પૈસા નહીં ખાતા હોય, ચોરી નહીં કરતા હોય, પણ આ કોરટમાં ચાલેલા ત્રણે કેસમાં તમારૂં વર્તન દેખી હું તો આશ્ચર્યચકિત બની ગયો છું. શેઠ પુરૂષોત્તમદાસના ચોપડામાં સાધુઓનાં ખાતાં અને હીસાબ અને છળકપટની વાતો સાંભળી તથા મારી માફક કુમારપાળનું જીવન ખરાબ કરવામાં તમારી પ્રપંચજાળ જાણી મને તમારા પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થાય છે. હું તમારા ભરોંસા ઉપર રહી છેતરાયો. શેઠ પુરૂષોત્તમદાસ કસાઇ કરતાં પણ ભુંડો માણસ સાબીત થઇ ચુકયો છે. નિર્દોષ પવિત્ર સ્ત્રીઓને કલંક લગાડી તેમની અને અમારી જીંદગી ખરાબ કરવામાં આનંદ માનનારા તમારા જેવા સાધુઓ નરકના અધિકારી છે. તમારા પગલે ચડનાર ખરાબ થયા અને હજુ બીજા ખરાબ થશે. હમણાં અઠવાડીઆ ઉપર ભદ્રાપુરીમાં સાધુસંમેલન થયું તેના ઠરાવો મેં વાંચ્યા છે. જે ઠરાવો થયા છે તે વ્યાજબી થયા છે. ધિક્કાર છે તમને!"

એમ આચાર્યને તિરસ્કાર કરી અમૃતસાગર દીવાન સાહેબને વિનંતી કરવા લાગ્યા "નામદાર દીવાન સાહેબ! મારે હવે વધુ પૂછવાની જરૂર નથી. મારે માટે જો કપડાં તૈયાર હોય તો શ્રીમંત મહારાજા સાહેબની સમક્ષ આ સાધુવેશ ઉતારી ગૃહસ્થનાં કપડાં પહેરી આખી કોરટ સમક્ષ મારી પવિત્ર સરિતાની માફી માગું છું. મારા અવિચારી કાર્ય માટે હવે મને પૂરેપૂરો પસ્તાવો થાય છે."

એમ કહી ભરકોરટ વચ્ચે અમૃતસાગર રડી ગયા અને હૃદય ભરાઇ જવાથી વિશેષ નહીં બોલી શકાયાથી બેશી ગયા. આ દેખાવથી દરેકની આંખમાં આંસુ ભરાયાં. ખુદ શ્રીમંત મહારાજાને અસર થઇ આવી. આખી કોરટમાં બે મીનીટ શાંતિ ફેલાઇ રહી. પછી ધીમેથી અશ્વિનીકુમારે ઉભા થઈ કહ્યું "નામદાર દીવાન સાહેબ! અમૃતસાગર માટે ધોતીયું, પેરણ, ખમીસ, કોટ, સાફો વીગેરે પોશાક તૈયાર છે, આપની આજ્ઞા હોય તો અમૃતસાગરને પહેરવા આપું."

"અમૃતસાગર! આ કપડાં લઈ ચેમ્બરમાં જઈ કપડાં બદલી આવો." એમ દીવાનનો હુકમ થતાં જ અમૃતસાગર પોતાનો ઓઘો તથા ઉપરનાં કપડાં પોતાના ગુરૂ પ્રભાવસાગરના ખોળામાં મુકી અશ્વિનીકુમારની પાસેથી કપડાં લઈ ચેમ્બરમાં જઈ થોડી વારમાં અમૃતસાગર મટી ગૃહસ્થાશ્રમી અમૃતકુમાર બની બહાર આવી બાકીનાં કપડાં આચાર્ય સૂર્યવિજયના ખોળામાં મુકી કહેવા લાગ્યો "આચાર્ય મહારાજ! હવે આટલેથી પસ્તાવો કરી દીક્ષાની આવી પ્રવૃત્તિ છોડી દઇ સકળ સંઘની અને સરકારની માફી માગી ખરા સાધુ તરીકે વર્તન રાખી બાકી રહેલા જીવનનું સાર્થક કરો. આવી રીતે કોઇ સ્ત્રીઓના નિશાસા લેશો નહીં, કોઇનાં માબાપની આંતરડી કકળાવશો નહીં, કોઇનાં ઘર ભાગશો નહીં." આટલા શબ્દ બોલી અમૃતકુમાર પોતાની પાટ ઉપર બેસવા જતો હતો કે શ્રીમંત મહારાજાએ દીવાનને સૂચના કરી પોતાની પાસે ખુરશી મુકાવી જોડે બેસાડયો. આ વખતે જાણે રાજાની જોડે રાજકુમાર બેઠો હોય તેવો અમૃતકુમારનો દેખાવ થઇ રહ્યો.

દીવાન આચાર્યની સામું જોઇ કહેવા લાગ્યા "તમારા સંબંધી આ ત્રીજો દેખાવ બન્યો છે. મને દિલગીરી થાય છે કે હજુ સુધી પણ તમને તમારાં પાપોનો પસ્તાવો થતો નથી."

એટલામાં દીવાનની રજા લઇ રસિકલાલે જણાવ્યું "હમણાં માગશર સુદ ૭ ના રોજ ભદ્રાપુરીમાં સાધુસંમેલન આચાર્ય શ્રી પદ્મવિજયજી મહારાજના પ્રમુખપણા નીચે મળ્યું હતું તેમાં આ બંને આચાર્યો

સંબંધી ખાસ ૧૦ મો ઠરાવ કરવામાં આવ્યો છે, તે તરફ નામદાર દીવાન સાહેબનું લક્ષ ખેંચું છું. તે ઠરાવનો સાર એ છે કે 'હાલમાં આચાર્ય સૂર્યવિજયે અને આચાર્ય પ્રભાવસાગરે અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિથી જૈનધર્મની પ્રતિષ્ટા ઘણી જ હલકી પાડી છે અને તેથી આખી સાધુસંસ્થા વગોવાઈ છે. ગૃહસ્થોએ તેમના પ્રત્યે તિરસ્કાર બતાવી તેમનાથી અસહકાર કર્યો છે. માટે આ સાધુસંમેલન પણ ઠરાવે છે કે જો તે બંને આચાર્યો પોતાનું આવું ગેરવર્તન છોડી દઇ એક માસમાં પશ્ચાત્તાપનો પત્ર સંમેલનની સમિતિ ઉપર લખી મોકલે તો તેમની સાથે સાધુઓએ સંબંધ રાખવો. એક માસમાં પત્ર ન આવે તો તે સાધુસંસ્થાથી દૂર છે એમ શ્રી સંઘે માનવું.' આ ઠરાવ અન્વયે સાધુસંમેલનની સમિતિએ મારી સાથે આ બંને આચાર્યો ઉપર અવકાશના અભાવે ટુંકો પણ મહત્વનો સંદેશો મોકલ્યો છે તે નામદાર દીવાન સાહેબની ઇચ્છા હોય તો તેમની આગળ વાંચી સંભળાવું."

"સુખેથી તે સંદેશો આચાર્યોને વાંચી સંભળાવી તેમને આપો." એમ દીવાનની આજ્ઞા થતાં રસિકલાલે નીચેનો સંદેશો વાંચી સંભળાવ્યો—

આચાર્ય શ્રી સૂર્યવિજયજી અને આચાર્ય શ્રી પ્રભાવસાગરજી તથા શિષ્ય પરિવાર જોગ. તમને જણાવવામાં આવે છે કે સુધરવા માટે સાધુસંમેલને ઠરાવ કરી તમને એક માસનો અવકાશ આપેલો છે. જો કરેલાં કૃત્યો માટે પસ્તાવો થતો હોય અને તેવું ફરી **નહીં** કરવા હૃદયપૂર્વક લખી આપતા હો તો સાધુસંસ્થા તમારાથી અસહકાર કરવા જરા પણ ઈચ્છા રાખતી નથી. આ સંદેશાનો જવાબ તરતજ મોકલશો. થયેલો ઠરાવ આ સાથે સામેલ છે.

માગશર સુદ ૮,<br>ભદ્રાપુરી.

લી. **પદ્મવિજય.**<br>પ્રમુખ—સાધુસંમેલન સમિતિ.

આ સાંભળી દીવાને કહ્યું "આચાર્ય મહારાજ! આ સંદેશાનો શો જવાબ આપવા માગો છો?"

આચાર્યે જવાબ આપ્યો "શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાનુસાર હું મારી તમામ હકીકત તેમજ આ સંદેશાનો જવાબ આપ

નામદારની આગળ લેખી રજુ કરવા માગું છું. જો કે હું લખી લાવ્યો છું પરંતુ આજના કેસમાં કેટલીક નવી હકીકત રજુ થઇ છે તેથી તેમાં વધારો કરવાનો હોવાથી મને થોડાક વખતનો અવકાશ આપવા આપ નામદાર કૃપા કરશો એવી આશા છે.”

આ ઉપરથી દીવાને તેમને બાજુના એક ઓરડામાં જવાને ફરમાવ્યું. તે તથા પ્રભાવસાગર ત્યાં જઈ લખવા બેઠા. તે દરમીઆન અશ્વિનીકુમાર દ્વારાએ પોલીસ ઇન્સ્પેકટર મી. મૅકફરસનની ગુપ્ત સૂચના મળવાથી મર્મવિજય, રહસ્યવિજય અને ગુપ્તવિજય પાટ ઉપરથી ઉઠી બીજા એક ઓરડામાં જઇ પોતાના ખરા સ્વરૂપમાં અંદરથી સજ્જ થઇ ઉપરથી સાધુવેશ હતો તેવો કાયમ રાખી પાછા પાટ ઉપર આવીને બેઠા.

શ્રીમંત મહારાજા અને દીવાન, કેસ સંબંધી ખાનગી મસલત કરવા લાગ્યા. થોડી વાર થઇ કે આચાર્ય સૂર્યવિજય અને આચાર્ય પ્રભાવસાગર હાજર થયા. દીવાનની આજ્ઞા લઇ પાટ ઉપર ઉભા થઇ સૂર્યવિજય બે હાથ જોડી નીચે પ્રમાણે પોતાનો જવાબ વાંચવા લાગ્યાઃ—

શ્રીમંત મહારાજા સાહેબ અને સુજ્ઞ દીવાન સાહેબ! પંદર દિવસથી મારી આંખો થોડી થોડી ઉઘડવા લાગી હતી અને બે દિવસથી તો પૂરેપૂરી ઉઘડી છે. અત્યાર સુધી હું આચાર્યપદના ગુમાનના નીશાથી અજ્ઞાની આંધળા જેવો હતો. દીક્ષા શીવાય મને કાંઇ પણ સુઝતું નહોતું. અંધારામાં ઘણાં કુકર્મો મારા હાથે થયાં છે. આ તકે મને સાફ જણાવવા દો કે સરિતા અને અમૃતકુમારને આટલું બધું દુઃખ આપનાર હું જ છું, સરિતાના ભાઇ કલ્યાણને ચાર હજાર રૂપીઆમાં વેચાવનાર અને છુપી દીક્ષા અપાવનાર પણ હુંજ હતો, તે બાબતમાં ભદ્રાપુરીમાં તપાસ ચાલ્યો હતો તે વખતે કોરટમાં ધર્મના બ્હાના નીચે હડહડતું જુઠું બોલનાર હુંજ, સરિતાને તેના મામાને છ હજાર રૂપીઆ આપી નસાડવાનું કાવત્રું રચનાર, કનકનગરથી જયંતીલાલ સરિતાને ગુપ્ત રીતે કંચનશ્રીને વરધીનગર આપી ગયો હતો તે જાણવા છતાં ના કહેનાર, પાત્રતા જોયા શીવાય શશીકાંતને બાધા આપી જે ગુપ્ત

દીક્ષા આપ્યાથી તેની સ્ત્રી પ્રભાવતીને ફાંસો ખાવાનો પ્રસંગ આવ્યો તે દીક્ષાની ખટપટ કરાવનાર પણ હુંજ હતો- સારૂં થયું કે લાલભાઇ શેઠની તાત્કાળિક મદદથી તેમનો ઉદ્ધાર થયો. આ બાબત લાલભાઇએ ગુસ્સે થઇ મને ઘણી શીખામણ આપેલી પરંતુ મેં તેમને તિરસ્કાર કરેલો એટલુંજ નહીં પરંતુ લાલભાઇ મારા ઉપર ગુસ્સે થયા અને બદલાયા તે માટે તેમનું વેર લેવા તેમના જમાઇ ચંદ્રકાંતને ખોટું સમજાવી કાવાદાવા કરી છાની દીક્ષા અપાવનાર તથા જ્યારે તેને શોધવા આવ્યા ત્યારે તેને સાધ્વીનાં કપડાં પહેરાવી સાધ્વીના ઉપાશ્રયમાં રાખનાર હુંજ હતો. અંધશ્રદ્ધાળુ શ્રાવક શ્રાવિકાઓની ભક્તિનો ગેરઉપયોગ કરી જ્ઞાનના અને સાત ક્ષેત્રના નામે પરિગ્રહના પાપનો પોટલો બાંધી હજારો રૂપીઆ કઢાવી છુપી દીક્ષાની પ્રવૃત્તિના કામે તેનો હડહડતો દુરૂપયોગ કરાવનાર પણ હુંજ હતો. આ ઉપરાંત આવાં અનેક કુકર્મો મારા હાથે અને મારા ચેલાઓ દ્વારાએ થયેલાં છે. હું જેમ જેમ પાછો પડતો ગયો તેમ તેમ ' હાર્યો જુગારી બમણું રમે ' તે કહેવત અનુસાર હું મારા આચારવિચાર કોરે મુકી પંચમહાવ્રતોનો ભંગ કરી બમણા દાવ ખેલવા લાગ્યો.

છેવટે અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના મુખ્ય સંચાલક રસિકલાલ અને ચંદ્રકુમારનું વેર લેવા મેં ઇસમપુરના શેઠ પુરૂષોત્તમદાસની અને તેમના ગુમાસ્તા ઇન્દુલાલની મદદ મેળવી તદન નિર્દોષ સરિતાને સીતમની ભઠ્ઠીમાં હોમવા મેં કાવત્રું રચ્યું. માણેકપુરથી ઇસમપુર અમૃતકુમારની બદલી કરાવી. ઇન્દુલાલ પાસે ખોટા કાગળો લખાવી અમૃતકુમારનું મન શંકિત બનાવી ચગડોળે ચડાવ્યું. તે મારી પાસે આવતો ત્યારે તેના સરળ અને શુદ્ધ મગજને ભંભેરી આડું અવળું સમજાવી દીક્ષાના ઉપદેશનું પાણી છાંટતો હતો. મારૂં પાપ જ્યારે ઘણું ભેગું થયું ત્યારે કુદરતે તે પ્રકટ કર્યું. મારા ઉપર અમૃતકુમારે લખેલો કાગળ ભૂલથી તેના કાકા કેશવલાલ ઉપર બીડાઇ ગયો અને તેના કાકા ઉપર લખેલો કાગળ મારા ઉપર આવ્યો. તે વખતેજ હું સમજી ગયો

હતો કે કુદરત ફાવવા દેશે નહીં. છેવટે તેજ પરિણામ આવ્યું. આ કાગળ બીડવામાં અમૃતકુમારની ભૂલ થઈ નથી પણ અમૃતકુમાર ઉપર છુપી ચોકી રાખવા તેના સોબતી તરીકે તેના હાથ નીચે એક કારકુન રાખવામાં આવ્યો હતો. તે અમૃતકુમારના બીડેલા કાગળો છુપી રીતે ફોડી વાંચી ફરી બીડી રવાના કરતો. તે કારકુનના હાથેજ ઉતાવળથી ભૂલથી કાગળો અવળ સવળ બીડાઈ ગયા હતા. ખાડો ખોદનાર પોતે કેવી રીતે પડે છે તેનું આ એક દષ્ટાંત છે.

મારી કેટલીક ગુપ્ત વાતો રસિકલાલના મંડળને ખબર પડતી હતી તેનું કારણ હવે મને સમજી શકાયું છે કે ગુપ્તવિજય, રહસ્યવિજય, અને મર્મવિજય એ ત્રણ મારા ચેલાને પક્ષમાં લઇ મારી પાછળ છુપી પોલીસ લાગેલી હતી. મને ચેલા કરવાની લત લાગેલી તેથી આ ચેલા કેવા પ્રકારના છે તેની મને સમજ પડી નહીં. અહીં કુમારપાળના કેસમાં જ્યારે તેમની જુબાનીઓ થઇ ત્યારે ખ્યાલ આવ્યો કે તેઓ રસિકલાલના પક્ષના સાધુઓ છે. ભલે ગમે તેમ હોય તોપણ તેમણે કોરટમાં જે કહ્યું છે તે સાચુંજ કહ્યું છે. ખોટી ફરીઆદી તરીકે અમથાલાલને પ્રભાવસાગરદ્વારા ઉભો કરનાર હુંજ હતો. સાચું બોલવા માટે તે મારા ત્રણે શિષ્યોનો ઉપકાર માનું છું.

આ સ્થળે હું ખુલ્લી રીતે જાહેર કરૂં છું કે મારી પાસેથી ઘણા ચેલાઓ દીક્ષા લઇ નાશી ગયા છે. નાશી જાય તેમાં શી નવાઇ ? પતિત વ્યભિચારી દુરાચારી માણસોને પણ અમે દીક્ષાઓ આપતા. કુટણખાનું ચલાવી અનીતિથી પૈસા પેદા કરનાર અને પોતાની પવિત્ર પત્ની વીરબાલાનો આપઘાત કરાવનાર પેલા ચોર અને વ્યભિચારી જયંતીલાલને પણ દીક્ષા આપવા મેં પ્રભાવસાગરના ચેલા તિલકસાગરને સૂચના કરી ખટપટ કરેલી. તે જોકે લાલભાઇશેઠનો આશ્રિત હતો પરંતુ સાધુ થવાથી જૈનોની મદદથી સરકાર છોડી દેશે એવી અમે લાલચ આપેલી તેથી તે લાલભાઇથી પ્રપંચ રચી ચંદ્રકાંતની

શોધખોળનો પ્રસંગ સાધીને અમારી પાસે દીક્ષા લેવા આ તરફ નીકળ્યો પરંતુ તે રેલ્વે અકસ્માતમાં મરણ પામ્યો અને બાજી અવળી પડી. આવા ચોર અને લફંગા માણસોને પણ અમારા ભક્તોના પૈસાનું પાણી કરાવી અમે દીક્ષા આપવા પાછા હઠતા નહોતા. ચકોરવિજય નામના ચેલાએ તો વેશ છોડી દઈ જાહેર રીતે તારા નામની સધવા બાઈ સાથે પુનર્લગ્ન કર્યું. આ ચેલાના દુરાચાર સંબંધી ભદ્રાપુરીમાં ઘણાએ મને કહેલું પણ તે વખતે અભિમાનના તોરમાં મને કાંઈ સુઝયુંજ નહીં. તે બાઇ તારાના ધણી કસ્તુરચંદને ઘડપણમાં મેં દીક્ષા આપી હતી, છેવટે તે બિચારા પસ્તાયા અને દુઃખમાં રીબાઇ હમણાંજ તેમણે કાળ કર્યો. બે નવપરણિત છોકરાઓને દીક્ષા આપવાથી અને પાછા નહીં સોંપવાથી સંઘે અમારો બહિષ્કાર કર્યો. તે બે બાળાનાં ફરી લગ્ન થયાં. આ બધું મારાં કૃત્યોનું પરિણામ છે. અમે એવી કુમળી બાળાઓના ધણી ઉપાડી જઇએ તો એ પરિણામ આવે તેમાં શું આશ્ચર્ય ? મારાં પાપોનો પાર નથી ! સાત જણને સામટી દીક્ષા આપ્યાનો ભવાડો દુનિયા જાણે છે. મારા પાપેજ ડોશી મરી ગઈ. સ્ત્રી હત્યા લાગી. ચેલા મુંડવાની ઘેલછામાં હું તદન આંધળો બની શ્રીમંતોના અને જ્ઞાનખાતાના પૈસાનું પાણી કરાવતો.

કેટલાક તો દેવામાંથી મુક્ત થવા મારી પાસે દીક્ષા લેવા આવતા, તેમને શ્રીમંત ગૃહસ્થો પાસેથી પૈસા અપાવી દેવામાંથી મુક્ત કરાવી દીક્ષા આપતો, તેમાંથી ઘણા ખરા પાછા સંસારી બની ગયા છે. કેટલાકે બેકારીને લીધે દીક્ષા લીધેલી તેવા થોડાક વળગી રહ્યા છે. કેટલાક સારા ચેલાઓ આવી મારી અયોગ્ય પ્રવૃત્તિથી મારી પાસેથી જતા રહ્યા છે. હાલમાં "દીક્ષાવાજીંત્ર" પત્રના જે તંત્રી છે તે પણ પ્રથમ મારો ચેલો હતો. આચારથી ભ્રષ્ટ થઈ દીક્ષા છોડી ઘેર ગયો. મને ડર લાગ્યો કે તે મારાં પોકળ ઉઘાડાં કરશે તેથી મેં તેને "દીક્ષારક્ષક સમાજ" વાળાઓને કહી પત્રના તંત્રી તરીકે નોકરી અપાવી. હવે મને સમજાય છે કે અયોગ્ય દીક્ષાનાં કેવાં ગંભીર પરિણામ આવે છે.

મારા સંઘાડાની સાધ્વી કંચનશ્રી પણ મારા જેવાંજ ત્રાસદાયક હોવાથી ઘણી સાધ્વીઓ તેમના ત્રાસથી તેમને છોડી બીજા આચાર્યોના સંઘાડામાં ગઇ છે. કેટલીક કુમારિકાઓને દીક્ષાના ત્રાસમાંથી છોડાવી તેમનાં રીતસર લગ્ન કરવામાં આવ્યાં છે, તે માટે હું રસિકલાલ, અશ્વિનીકુમાર, શેઠ લાલભાઇ, ભારતીકુમાર વીગેરે કાર્યવાહકોનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. રા. બ. ભારતીકુમારે મને "લઘુતાસેં પ્રભુતા મીલે, પ્રભુતાસેં પ્રભુ દૂર" એમ નમ્ર સૂચન કરેલું, તેમજ સામાન્ય જનતાએ "દયા દિલમાં જરા લાવો" એવી શીખામણની કાવ્યપત્રિકા પ્રકટ કરી મને વારંવાર સૂચનાઓ કરેલી પણ મારા સાધુપણાના અને આચાર્યપણાના ઉચ્ચ હોદ્દાના ગુમાનના નીશામાં મને તેનું ભાન રહ્યું નહીં અને આવું સ્વચ્છંદી વર્તન ચલાવ્યું. "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ"ના ઉદાર, શાણા અને નમ્ર કાર્યવાહકોની દયાથી અમે આટલા છુટા રહી શકયા. નહીં તો જેલમાં સડયા કરતા હોત. પચીસમા તીર્થંકર રૂપ ગણાતા સંઘને હાડકાનો માળો કહી તીર્થંકર ભગવાનનું મેં ઘોર અપમાન કર્યું છે. હવે મને મારાં પાપોનો ઘણોજ પસ્તાવો થાય છે. સાધુસંમેલનના અધ્યક્ષ પરમ પૂજ્ય વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને મહા ઉપકારી આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરીશ્વરજીએ અમારો આટલો બધો અપરાધ છતાં પણ અમારો એકદમ તિરસ્કાર નહીં કરતાં સુધરવા માટે એક માસની મુદત આપી છે તે માટે અમે અને અમારા મંડળના સાધુઓ તેમનો ઘણોજ ઉપકાર માનીએ છીએ. તેમણે અમારા ઉપર ઉદાર દિલ રાખી સંપૂર્ણ દયા કરી છે માટે સંમેલનના સંદેશાના જવાબમાં અમે સાફ દિલથી જણાવીએ છીએ કે અમને અમારાં કૃત્યો માટે પૂરો પસ્તાવો થાય છે અને તે માટે સાધુસંમેલનના પ્રમુખની, સમગ્ર સાધુસંસ્થાની અને સકળ સંઘની મન વચન અને કાયાથી માફી માગીએ છીએ. અમારા હાથે અનેક પ્રકારનાં ઘોર પાપો થયાં છે તે ચતુર્વિધ સંઘ ક્ષમા કરશે અને હવેથી તેવું નહીં કરવા અમે બંધાઇએ

છીએ અને સંમેલનમાં થયેલા ઠરાવો અને હવે પછી જે જે થાય તે તથા પ્રમુખ ફરમાવે તે આજ્ઞા અમે માથે ચડાવવા કબુલ છીએ. અમારી ભૂલોના પ્રાયશ્ચિત તરીકે અઠ્ઠમ એટલે કે ત્રણ ઉપવાસનું પચ્ચખ્ખાણ લેવા અમે અત્યારે આ સમગ્ર દરબાર સમક્ષ સંકલ્પ કરીએ છીએ. આ અમારો પસ્તાવો ધ્યાનમાં લઇ ચતુર્વિધ સંઘ ઉદાર દિલ રાખી અમને માફ કરશે.

અમારે કહેવું પડશે કે "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" નહીં સ્થપાયો હોત, અને તેના સુકાની તરીકે પવિત્ર વર્તન રાખનાર રસિકલાલ, અશ્વિનીકુમાર, ચંદ્રકુમાર, અવંતીલાલ, ભારતીકુમાર, માલતીબેન, મહાશ્વેતાબેન, કાદમ્બરીબેન વીગેરે એવાં નૈતિક બળવાળાં શ્રાવક શ્રાવિકાઓ બહાર ન પડયાં હોત, તેમજ સરકારી અદાલતના આંગણાનાં પગથીએ અમને ન ચડાવ્યા હોત તો અમારી આંખો ઉઘડવાની ન હોતી. અમારા આટલા બધા અપરાધો થયા છતાં શ્રીમંત મહારાજા સાહેબ અને દીવાન સાહેબે અમારા તરફ જૈનોના આચાર્ય તરીકે પૂજ્ય ભાવ રાખી કૃપાદૃષ્ટિ રાખી છે તે માટે એઓશ્રીનો ખરા જીગરથી ઉપકાર માનીએ છીએ. વળી તેજ પ્રમાણે બ્રીટીશ સરકારના અમલદારોએ અને "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ"ના સુજ્ઞ સભાસદોએ પણ અમારી તરફ ઉદાર મન રાખી અમારા ઘણા ઘણા અપરાધો જતા કર્યા છે એ અમારી જાણ બહાર નથી. આજના અમૃતકુમાર અને સરિતાના કેસથી અમને સુધરવાની અમુલ્ય તક મળી છે. તે પવિત્ર દમ્પતીનો અમે ઘણોજ અપરાધ કર્યો છે. અમને ખાત્રી છે કે તે પતિપત્ની અમારો પશ્ચાત્તાપ ધ્યાનમાં લઈ અમારા અપરાધો માફ કરશે. તે દમ્પતી સુખી રહે તેવી અમે તેમને આશીષ આપીએ છીએ અને દુનિયાની સમક્ષ જાહેર કરીએ છીએ કે આ અમૃતકુમાર અને સરિતા એ બંનેને અમારા ખાસ ઉદ્ધારક–પાપમાંથી તારનાર તરીકે માનીએ છીએ. તેમણે અમારા પાપી પ્રપંચોથી ભરેલા મલીન અંતઃકરણની ભૂમિ ઉપર અમૃતસરિતાનો પ્રવાહ વહે-

વડાવી અમારૂં દિલ શુદ્ધ કરી નિર્મલ કર્યું છે. આ તેમનો ઉપકાર અમે જીંદગીભર ભૂલી જવાના નથી. તેમના પ્રતાપેજ અમે ખરેખર દેખતા થયા છીએ.

વર્તમાન પત્રોના રીપોર્ટરોને અમે વિનંતી કરીએ છીએ કે આ અમારા કુકર્મોનો અને પશ્ચાત્તાપનો હેવાલ એક શબ્દ પણ નહીં જવા દેતાં પૂરેપૂરો અમારી સહી સાથેનો પ્રકટ કરી તેઓ અમને આભારી કરશે.

આ અમારા હેવાલમાં સાધુસંમેલનના અધ્યક્ષશ્રીના સંદેશાનો જવાબ આવી જાય છે એટલે આ હેવાલની નકલ ઉપર અમારી સહી લઈ ભાઇ રસિકલાલ તે નકલ સંમેલનના અધ્યક્ષશ્રીને પહોંચાડી અમને અપરાધમાંથી મુક્ત કરશે.

છેવટે શ્રીમંત મહારાજા સાહેબને અને દીવાન સાહેબને અમારી નમ્ર પ્રાર્થના છે કે—

कृत्वा पापं हि संतप्य तस्मात्पापात्प्रमुच्यते ।
नैवं कुर्यां पुनरिति निवृत्या पूयते तु सः ॥

"જે મનુષ્ય પાપકર્મ કરીને તેને માટે સંતાપ કરે છે તે મનુષ્ય પાપમાંથી મુક્ત થાય છે અને હવે ફરીને આવું પાપ નહીં કરૂં એ રીતે નિવૃત્તિરૂપ સંકલ્પ કરવાથી પવિત્ર થાય છે" એવું આપના મનુસ્મૃતિશાસ્ત્રનું વચન ધ્યાનમાં રાખી અમારા પશ્ચાત્તાપ તરફ નજર કરી ક્ષમા કરશો. ફરી ચતુર્વિધ સંઘની અને આખી આલમની માફી માગી આ મારા અપરાધનો અને પશ્ચાત્તાપનો હેવાલ પૂરો કરૂં છું.

ચંદ્રાવતી કચેરી. } લી. આપ નામદારનો અને સંઘનો
માગશર સુદ ૧૫. } **અપરાધી સૂર્યવિજય.**

ઉપરના હેવાલમાં આચાર્ય સૂર્યવિજયની સહીની નીચે આચાર્ય પ્રભાવસાગરે પણ પોતાની સહી મુકી પોતાની સંમતિ પ્રદર્શિત કરી, અને તે હેવાલ પટાવાળા મારફત દીવાનના હાથમાં મુકવામાં આવ્યો.

ઉપર પ્રમાણે આચાર્યનો જવાબ સાંભળી આખી કચેરી શાંત બની ગઈ. તેમના પ્રત્યે ઉત્પન્ન થયેલો તિરસ્કાર કમી થવા લાગ્યો. જરાક દયાની લાગણીનો પ્રવાહ તેમની તરફ વળ્યો અને હવે આટલા તેમના પશ્ચાત્તાપથી તેમને જતા કરવા એવા ધીમા ધીમા ઉદ્દગારો કચેરીમાં નીકળવા લાગ્યા.

પછી અશ્વિનીકુમારે ઉભા થઈ દીવાનની આજ્ઞા લઈ બુલંદ અવાજે જણાવ્યું "શ્રીમંત મહારાજા સાહેબ ! આ સ્થળે મારે જણાવવું પડશે કે અમે જે તપાસ કરી ગુમ થયેલા છોકરાઓને મેળવી શકયા છીએ અને ગુન્હેગારોને શોધી કાઢી શિક્ષા કરાવી શકયા છીએ તેમાં મોટામાં મોટી મદદ અત્રે મારી જોડે બેઠેલા ભદ્રાપુરીના પોલીસખાતાના બાહોશ ઇન્સ્પેકટર મીસ્ટર મૅકફરસનની મળેલી છે. તેમણે કેવી ગુપ્ત રીતે મદદ કરી છે તે જાણી સૌ આશ્ચર્યચકિત થઇ જશો, અને તેથી સૂર્યવિજય આચાર્યને તો ઘણીજ નવાઈ લાગશે. કારણકે અદ્યાપિ સુધી તેમને તે બાબતનો ખ્યાલ આવેલોજ નથી. અત્રે આચાર્યની પાસે પાટ ઉપર બેઠેલા તેમના ખાસ ત્રણ શિષ્યો ગુપ્તવિજય, રહસ્યવિજય અને મર્મવિજય જેમને આ લાલભાઇ શેઠે સુવર્ણપુરમાં હાથી ઉપર બેસાડી પોણા બે વર્ષ ઉપર ફાગણ વદ ૧ ના દિવસે પૂરતો લ્હાવો લેવડાવી સૂર્યવિજયજી પાસે દીક્ષા અપાવી હતી તે તેમના શિષ્ય છે એમ આચાર્યશ્રી માનતા હોય તો તેમની મોટી મેરૂપર્વત જેવડી ભૂલ છે. આ સાધુપણાનો તેમનો દેખાવ ખોટો ધારણ કરેલો છે. તે તો ભદ્રાપુરીની છુપી પોલીસના ગોપાળદાસ, રંજીલાલ અને મસ્તુલાલ એ નામના સબ ઇન્સ્પેકટરો છે. તેઓ આચાર્યોના ગુન્હા પકડવા માટે સુવર્ણપુરમાં હાથી ઉપર બેશી ખોટી દીક્ષાઓ લઇ તેમની પાસેથી છુપી બાતમી મેળવવા રહેલા હતા."

આ શબ્દોની સાથે તે ત્રણે સાધુઓએ પોતાની ઓઢેલી કામળો કાઢી નાખી પોલીસના પોશાકમાં ઉભા થઇ કપડાનો માથે સાફો બાંધી મહારાજા આગળ આવી સલામ કરી એક બાજુ ઉભા રહ્યા. આથી

આખી કોરટ વિસ્મય પામી ગઇ. આચાર્ય ને સાધુઓ તો આભાજ બની ગયા. આ બનાવ વીસમી સદીના અચ્છેરા (આશ્ચર્ય)રૂપ તેમને જણાયો. ન બન્યાનું બન્યું તે અચ્છેરા રૂપ નહીં તો બીજું શું ? આ ભેદનો પડદો અશ્વિનીકુમારે થોડો ઘણો દીવાન આગળ ખુલ્લો કર્યો હતો અને દીવાને તે વાત શ્રીમંત મહારાજાને પણ જણાવી હતી.

પછી મહારાજા અને દીવાન સાહેબ ઉઠીને ચેમ્બરમાં ગયા. ત્યાં ટેબલ ઉપર મેવા, મીઠાઇ વીગેરેની રકાબીઓ ગોઠવાઇ ગઇ હતી. મહારાજાની આજ્ઞાથી દીવાને અશ્વિનીકુમાર, રસિકલાલ, ચંદ્રકુમાર, કેશવલાલ, જગજીવનદાસ, લાલભાઇ શેઠ, અમૃતકુમાર, માલતી, મહાશ્વેતા, અને સરિતાને અંદર બોલાવવામાં આવ્યાં. મહારાજાએ અમૃતકુમાર અને સરિતાને પોતાની પાસે સજોડે બેસાડયાં અને તેમને આશીષ આપી અશ્વિનીકુમાર અને રસિકલાલ તરફ માનની અને આભારની લાગણીથી જોવા લાગ્યા.

અશ્વિનીકુમારે છેવટમાં મહારાજાને વિનંતી કરી કે "અમારી ઇચ્છા એવી છે કે આચાર્યને આટલેથી પસ્તાવો થયો છે તેથી અમને સંતોષ છે. તેમના વિરૂદ્ધ વિશેષ પગલાં ભરાય એવી અમારી જરા પણ ઇચ્છા નથી. આ શિક્ષા તેમને માટે ઓછી નથી."

"ભલે તમારી ઇચ્છા એવી હોય તો અમે તે ઇચ્છાને માન આપી કરવું ઘટશે તે કરીશું. તે બાબતનો ઠરાવ હમણાંજ જાહેર કરૂં છું." એમ કહી બે ફૂલહાર, એક ઉમદા સાફો અને એક સુંદર સાડી લાવી કોરટમાં તૈયાર રાખવા પ્રાઇવેટ સેક્રેટરીને હુકમ આપી સર્વને સાથે લઇ મહારાજા કોરટમાં બિરાજમાન થયા. થોડી વાર થઇ કે પેલા સીરપાવની સામગ્રી કોરટમાં આવી ગઇ કે મહારાજાએ ધીમા અવાજે કહ્યું "આજનો કેસ સાંભળી મને આનંદ અને સંપૂર્ણ સંતોષ થયો છે. દીક્ષાના બે કેસો મેં સાંભળ્યા. કેસમાં નીકળેલી હકીકતો જાણી મને આચાર્યો ઉપર ઘણોજ ક્રોધ ચડયો હતો, અને શી શિક્ષા કરવી તેના વિચારો કરતો હતો, પણ છેવટમાં આચાર્યોને થયેલા પશ્ચાત્તા-

પના ઉદ્‌ગારો સાંભળી મારો તે ગુસ્સો ઉતરી ગયો છે. સામા પક્ષ-વાળાએ મોટું દિલ રાખી મને જણાવ્યું છે કે 'આચાર્યોના એટલા પશ્ચાત્તાપથી સંતોષ છે.' તેથી આ કેસની એકંદર હકીકત અને ચાલતા સંયોગો ધ્યાનમાં લઇ આથી હું ફરમાવું છું કે 'આચાર્ય સૂર્યવિજયે જે હેવાલ તેમની તથા તેમના સહાયક આચાર્ય પ્રભાવસાગરની સહી સાથે રજુ કર્યો છે તે ગ્રાહ્ય કરી તેમને શિક્ષા કરવા તેમના ઉપર કેસ નહીં કરતાં મુક્ત કરવામાં આવે છે. પ્રજાજનોની જાણ માટે તેમનો હેવાલ કોર્ટના ઠરાવ સાથે સરકારી ખરચે છપાવી પ્રસિદ્ધ કરવા ઠરાવું છું. વળી તે સાથે મારી પ્રજાને જાહેર કરૂં છું કે 'મારા રાજ્યમાં કોઇ પણ સ્થળે કોઇપણ સાધુએ રાજ્યની પરવાનગી શીવાય કોઇને પણ દીક્ષા કે વડી દીક્ષા આપવી નહીં. તેમજ પરહદમાં કોઇપણ અયોગ્ય દીક્ષા આપી મારા રાજ્યમાં આવવું નહીં. જે કોઇ આ પ્રમાણે કરશે અને તેવા કામમાં જે કોઇ મદદ કરશે તેને બાર માસની સખ્ત કેદખાનાની શિક્ષા કરવામાં આવશે.'

આજની કોર્ટમાં આ અમૃતકુમારની શંકાનું સમાધાન કરવાનું હતું. વકીલ અશ્વિનીકુમારે આ કેસ ચલાવવામાં અને પૂરાવા રજુ કરવામાં જે બુદ્ધિ વાપરી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અમૃત-કુમારે પણ પોતાનો હઠવાદ છોડી દઇ શંકાનું સમાધાન થતાં અવિ-ચારી કામનો પશ્ચાત્તાપ કરી પોતે કરેલી શરત પ્રમાણે દીક્ષા છોડી દઇ પોતાની પવિત્ર પત્ની સરિતાનો સ્વીકાર કર્યો છે તે માટે મને ઘણોજ આનંદ થયો છે. દીવાનના કહેવાથી જાણ્યું છે કે આ સરિ-તાને માથે પ્રથમ એક વખત આફત આવી હતી પરંતુ પ્રભુઇચ્છાએ મારા દીવાનના હાથેજ તેમાંથી મુક્ત થવા પામી હતી. આ પ્રમાણે નિર્દોષ અબળાને મારા રાજ્યમાં મળેલા ન્યાયથી મને ઘણોજ હર્ષ થાય છે, પ્રભુ આ જોડાને અમર રાખે" એમ આશીષ આપી મહારાજાએ પોતે અમૃતકુમાર અને સરિતાના ગળામાં હાર પહેરાવ્યા અને અમૃત-કુમારને સાફાની અને સરિતાને સુંદર સાડીની ભેટ આપી "આ

સરિતા મારી પુત્રી સમાન છે. પરમ દયાળુ પરમેશ્વર તેમને સુખી અને દીર્ધાયુષી રાખે." એમ હૃદયપૂર્વક દમ્પતીને આશીર્વાદ આપ્યો.

આ દેખાવથી સૌની આંખમાં હર્ષનાં આંસુ ઉભરાઇ આવ્યાં. વળી તેમણે જણાવ્યું "આ કેસમાં નામદાર બ્રીટીશ સરકારની પોલીસે જે મદદ કરી છે તે સ્તુત્ય છે અને તે માટે આ રાજ્ય પણ તે સરકારનો ઉપકાર માને છે અને અયોગ્ય દીક્ષાની અધમ પ્રવૃત્તિનાં ભોપાળાં બહાર પાડવા જે બાહોશી બતાવી છે તે માટે ત્રણે સબ ઇન્સ્પેકટરોને સો સો રૂપીઆ અને ઇન્સ્પેકટર મીસ્ટર મૅકફરસનને રૂપીઆ પાંચસોની બક્ષીસ આપવામાં આવે છે. વળી આજે પુરૂષોત્તમદાસના કેસનો ઠરાવ આપવાનો હોવાથી મારા દીવાનની ખાસ ભલામણથી પુરૂષોત્તમદાસ ઉપર ફોજદારી પગલાં ભરવાનું માંડી વાળવામાં આવે છે અને ફરમાવવામાં આવે છે કે જેના જેના રૂપીઆ તેમની પાસે આવ્યા હોય તે તે ઇસમોને પુરૂષોત્તમદાસે પોતે પોતાની જાત મીલકતમાંથી છ ટકા વ્યવહારના અને ત્રણ ટકા શિક્ષા તરીકેના મળી નવ ટકાના વ્યાજ સાથે ચુકાવી આપવા. જો તેમ કરવામાં કસુર કરશે તો તેમને કેદની શિક્ષા કરવામાં આવશે."

આ પ્રમાણે ઠરાવ આપી મહારાજા અને દીવાન ત્યાંથી મહેલમાં ગયા અને જયજયના પોકાર વચ્ચે કચેરી વિસર્જન થઇ.

હસતા મુખે રસિકલાલ વીગેરે અમૃતકુમાર અને સરિતાને લઈ જગજીવનદાસને ત્યાં ગયાં. ઉત્તમલક્ષ્મી અને ચંદનબાલા વીગેરે બંનેને જોઇ ઘણાં હરખાયાં. જગજીવનદાસનું આખું ઘર ભરાઇ ગયું. શહેરના લોકો અમૃતકુમાર અને સરિતાને જોવા આવવા લાગ્યાં. જૈન યુવકમંડળના સભ્યો આવી જગજીવનદાસને કહેવા લાગ્યા. "કાલે અમારે રસિકલાલ વીગેરેને માનપત્ર અને દંપતીને આશીર્વાદ આપવા મોટો મેળાવડો ભરવા ઇચ્છા છે માટે કયો વખત અનુકૂળ પડશે તે જણાવો."

જગજીવનદાસની પણ તે જ ઇચ્છા હોવાથી તેમણે જણાવ્યું કે "કાલે સાંજે છ વાગે રાખો. બનશે તો દીવાનસાહેબને પ્રમુખપદ આપીશું."

એમ માનપત્ર આપવાનું નક્કી કરી જૈન યુવકમંડળના ગૃહસ્થો વિદાય થયા. પ્રેસના રીપોર્ટરેએ તારથી વર્તમાનપત્રોમાં સમાચાર મોકલી આપ્યા અને ટપાલમાં સવિસ્તર હકીકત મોકલી આપી. આચાર્યોના પશ્ચાત્તાપની જુદી પત્રિકાઓ ચંદ્રાવતીના પ્રેસમાં છપાવવા આપી દીધી. ખુશાલીના ખાનગી તારો પણ રવાના કરી દીધા. ચારે તરફ દરેકના હૃદયને આનંદ વ્યાપી રહ્યો.

બીજા દિવસે સવારે જગજીવનદાસ બધી મંડળીને લઇને દીવાન સાહેબને મળવા ગયો. જૈન યુવકમંડળના મેળાવડામાં પ્રમુખ થવાની માગણી કરી. આનાકાની વચ્ચે તેનો સ્વીકાર કર્યો, પછી તેમનો ઉપકાર માની વિદાય થયા. ત્યાર બાદ મંડળના સેક્રેટરી મણીલાલે આમંત્રણપત્રિકાઓ છાપવા આપી. બે કલાકમાં તૈયાર કરાવી બપોરના વહેંચી દીધી.

સાંજે છ વાગે એક મોટી ધર્મશાળામાં દીવાનના પ્રમુખપણા નીચે ભવ્ય મેળાવડો મળ્યો. લોકોને આવવાની છુટ મુકી હતી તેથી ઘણા ખરા તો અમૃતકુમાર અને સરિતાને જોવા માટે સભામાં આવ્યા.

પછી મંડળના સભ્યોએ રસિકલાલ, માલતી, અશ્વિનીકુમાર, મહાશ્વેતા અને ચંદ્રકુમારની સેવાનાં વખાણ કરી તેમના પ્રત્યેના માનની ઉંડી લાગણી પ્રદર્શિત કરી, અમૃતકુમારના નૈતિક બળ અને સરિતાના શુદ્ધ હૃદયની પ્રશંસા કરી તેમને આશીર્વાદ આપ્યા.

દીવાન સાહેબે પણ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના સભ્યોની કામ કરવાની પદ્ધતિની તારીફ કરી, ધર્મના બ્હાના નીચે સાધુઓની અયોગ્ય પ્રવૃત્તિ અટકાવવા બેડો બળવો જગાડી જે ફત્તેહ મેળવી તે માટે કાર્યવાહકોને ધન્યવાદ આપ્યો અને સરકારના સહકારથી જે કુનેહ ભરેલી રીતે કામ લીધું તે માટે તેમનાં વખાણ કર્યા. પછી અમૃતકુમાર અને સરિતાનું દીર્ઘાયુષ ઇચ્છી શુભ આશીષ આપી. તે પછી ફૂલહાર અપાયા બાદ સભા વિસર્જન થઈ. બીજા દિવસે બપોરે તે બધી મંડળી રતલામના રસ્તે ભદ્રાપુરી તરફ વિદાય થઈ.

# પ્રકરણ ૩૫ મું.

## સંઘમાં સુલેહશાન્તિ અને સંતોષ. અમૃતકુમાર અને સરિતા જર્મનીની મુસાફરીએ અને નવલકથાની સમાપ્તિ.

* Virtue has its own reward
and vice its own punishment.

( દોહરો )

" મુશ્કેલીમાં મિત્રની ખરી કસોટી થાય,
હીરા સંઘાડે ચડે તોજ ચમક પરખાય. "

" બડા બડાઇ નહીં કરે, બડા ન બોલે બોલ,
હીરા મુખસેં ના કહે લાખ હમારા મોલ. "

માગશર વદ ૩ના દિવસે સવારે રસિકલાલ, અશ્વિનીકુમાર વીગેરે અમૃતકુમાર અને સરિતાને લઇ ભદ્રાપુરી આવી પહોંચ્યાં. સ્ટેશન ઉપર સરલા કલ્યાણ તથા સમાજના ઘણા સભ્યો લેવા માટે આવ્યા હતા. સરિતા અને અમૃતકુમારને મોટરમાં બેસાડી રીતસર સરઘસ રૂપે શહેરના મુખ્ય લતાઓમાં ફેરવી તેમને ચંદ્રકુમારને ત્યાં લઇ જવામાં આવ્યાં. ઘણાં સ્ત્રીપુરૂષો તેમને જોવાને આવતાં. ચંદ્રાવતીના હેવાલની પત્રિકાઓ છાપીને ત્યાં બહાર પાડેલી હતી તે અત્રે વહેંચવામાં આવી. સૂર્યવિજયના પશ્ચાત્તાપની, તેમના એકરારની અને સંમેલનના સંદેશાના જવાબની પત્રિકાઓ પણ શહેરમાં છુટથી સ્વયંસેવકોએ વહેંચી દીધી.

એક દિવસમાં આખા શહેરમાં વાત પ્રસિદ્ધ થઈ ગઇ. બીજા દિવસે સવારે રસિકલાલ અમૃતકુમારને લઇ આચાર્યશ્રી પદ્મવિજયજીને વાંદવા ગયા અને સંમેલનના સંદેશાનો સૂર્યવિજય અને પ્રભાવસાગરે આપેલો લેખી જવાબ આપ્યો, અને ત્યાંનો સવિસ્તર હેવાલ કહ્યો. પદ્મ-

* સદ્ગુણને તેનું સારૂં ફળ અને દુર્ગુણને તેની શિક્ષા મળે છે.

વિજયજી અમૃતકુમારને જોઇ અને હેવાલ સાંભળી ખુશી થયા. સંદેશાના જવાબથી ઘણોજ સંતોષ થયો.

અમૃતકુમારની ખુશાલીમાં અઠવાડીઆ સુધી જુદાં જુદાં મંડળો અને મિત્રો તરફથી મેળાવડા અને મીજબાનીઓ ચાલી. અમરાપુરથી ચંદ્રકુમારનાં માતપિતા પણ મળવા માટે આવી ગયાં. લાલભાઇ તો રસ્તામાં કનકનગર ઉતરી ગયા હતા પણ તેમણે ત્યાં જઈ "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ"ના કાર્યવાહકોને માનપત્ર આપવા માટે કાર્યક્રમ તૈયાર કર્યો અને અમૃતકુમાર તથા સરિતાને લઇને કનકનગર આવવા રસિકલાલને તાર કર્યો. ભદ્રાપુરીના કાર્યક્રમથી પરવારી થોડી મંડળી કનકનગર તરફ ઉપડી અને લાલભાઇને ત્યાં મુકામ કર્યો. હરકોરબાઇ, વિદ્યાલક્ષ્મી, કલાવતી, સુશીલા વીગેરે તેમને જોઇ હર્ષઘેલાં બની ગયાં.

સૂર્યવિજય અને પ્રભાવસાગરનું બળ આ પ્રમાણે દૂર થવાથી તેમને ઉપાડનારા, મદદ કરનાર અને આશ્રિત શ્રાવકો નરમ થઇ ગયા. "દુનિયા દોરંગી"ની માફક સૂર્યયિજયના કેટલાક રાગી પુરૂષો પણ સૂર્યવિજય આચાર્યને ગાળો દેવા લાગ્યા. " મહારાજ માગતા હતા, ઘણા વાયરે ચડયા હતા, ચેલાનો ઘણો લોભ વધ્યો હતો, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ થઇ હતી. તેથી આવું પરિણામ આવે તેમાં શી નવાઇ ? " એમ ઉદ્દગારો કાઢી જુની સોડાવૉટરની બૉટલની માફક ઢબકી ગયા. કેટલાક સત્ય વસ્તુનું ભાન થવાથી પોતાની ભૂલો કબુલ કરવા લાગ્યા. કેટલાક કજીઆ દલાલો કે જેમનો ધંધો અયોગ્ય દીક્ષાપ્રવૃત્તિ ઉપરજ ચાલતો હતો અને જે રેલગાડી, અને મોટરની મુસાફરીમાં પારકા પૈસે અને જ્ઞાનખાતાના પૈસે તાગડધીન્ના કરી, વકીલોની ફીમાં કમીશન ખાઇ ધર્મના નામે ધમાલ મચાવી રહ્યા હતા તેમના હાથ હેઠા પડયા. એમ હરેક પ્રકારે ઝેર વેર કલેશ કંકાસ કુસંપનું મૂળ નીકળી જવાથી શાંતિના પ્રકાશનાં કિરણો સ્ફુરાયમાન થવા લાગ્યાં. એક બીજાની દૃષ્ટિમાં ઈર્ષાને બદલે શરમ પ્રવેશ કરવા લાગી, સંકુચિતપણાને બદલે ઉદારતાનો ભાસ થવા લાગ્યો. વેરની વસુલાતને બદલે પશ્ચાત્તાપના ઉદ્દગારો નીક-

ળવા લાગ્યા. એમ હૃદયપલટાના ઘણાઘણા દેખાવો દષ્ટિગોચર થવા લાગ્યા. બંને પક્ષની એકત્રતાથી ઉદ્દ્ભવેલી સુલેહ શાંતિ નિમિત્તે બંને પક્ષના ગૃહસ્થોને શેઠ લાલભાઇએ મોટી ધર્મશાળામાં સ્નેહભોજન આપી આનંદ પ્રદર્શિત કર્યો. આ સ્નેહભોજનમાં આગેવાન જૈનેતર ગૃહસ્થો અને સરકારી અમલદારોને પણ આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. ભાત પીરસાતાં પહેલાં, બંને પક્ષે એકત્ર થઇ ફેલાવેલી સુલેહ શાંતિ માટે, વિદ્વાન ગ્રહસ્થો તરફથી સંભાષણો થઇ આગેવાનોનો અને ખાસ કરી આચાર્ય પદ્મવિજયનો તેમણે ઉપાડેલી સુધારણાની પ્રવૃત્તિ માટે અને પ્રભાવસાગરનો તેમણે પકડેલો દુરાગ્રહ છોડી દઇ પસ્તાવો કરી સાધુસંમેલનના ઠરાવોને માન આપી સંઘની સર્વોપરી સત્તાના કરેલા સ્વીકાર માટે ઉપકાર માનવામાં આવ્યો હતો.

કનકનગરમાં દસ દિવસ સુધી સભાઓ અને ખાનગી મીજબાનીઓ ચાલી એટલામાં તો મુંબઇથી લૉટરીવાળા જગજીવનદાસના શેઠ રાજબિહારીલાલ તરફનું બધી મંડળીને આમંત્રણ આવ્યું. ચંદ્રાવતીથી પણ જગજીવનદાસનો તાર લાલભાઇ ઉપર આવ્યો કે "આપણી મંડળીને મુંબઇ મોકલો. અમે પણ બે દિવસમાં ત્યાં પરભાર્યાં જઇએ છીએ." આ પ્રમાણે તાર આવવાથી તે મંડળી મુંબઇ તરફ ઉપડી. રાજબિહારીલાલ, રતિલાલ, ઉર્મિલા, રમણિકલાલ, ચતુરા વીગેરે સ્ટેશન ઉપર લેવા આવ્યાં અને રાજબિહારીલાલના અતિ આગ્રહથી તે તમામ તેમના બંગલે ગયાં. બે દિવસ થયા કે ચંદ્રાવતીથી જગજીવનદાસ કુટુંબ સાથે મુંબઇ આવી પહોંચ્યો અને રાજબિહારીલાલને ત્યાં જઇ તે મંડળીને પોતાના બંગલે તેડી લાવ્યો.

બીજે દિવસે સાંજે જગજીવનદાસના બંગલે આ મંડળી એકઠી થઇ આનંદથી જમી વાર્તાલાપ કરવા લાગી. વાતના પ્રસંગે રસિકલાલે જણાવ્યું "ભાઇ જગજીવનદાસ! તમે કયાંથી આ તરફ એકદમ આવવાનો વિચાર કર્યો? અમે ચંદ્રાવતીથી નીકળ્યા તે વખતે તો તમે કાંઇ વાત કરી નહોતી."

જગજીવનદાસ—"તમારા ગયા પછી શેઠનો કાગળ આવ્યો, રંગના વેપારનું બીઝનેસ વધાર્યું તેથી હેમ્બર્ગ સંબંધી કેટલીક માહીતી લેવાની હતી, વળી ઘણા ભાગે તો એક મહીના પછી ત્યાં જવું પણ પડશે એટલે અમે ત્યાંથી પરવારીને આવ્યાં છીએ."

રતિલાલ—"અમારા શેઠે તો હવે જર્મની સાથેનો મોટો વેપાર ખેડવા ઇરાદો રાખ્યો છે, શેઠ મને જગજીવનદાસની સાથે જર્મની જવા કહે છે, પણ કેટલાક સંયોગોને લીધે મેં ના પાડી, બીજા બે માણસોને ત્યાં મોકલવા કહે છે. તેજ કારણથી શેઠે જગજીવનદાસને જલદી બોલાવ્યા છે."

ઉર્મિલા—"મોકલો આ અમૃતકુમારભાઇને અને સરિતાને ઉત્તમ બાની સાથે જર્મની. તેમને જરા યુરોપની હવા ખાઇ આવવા દો. બંને જણનાં મગજ અયોગ્ય દીક્ષાવાળા સાધુસાધ્વીઓના ઉપાશ્રયોની હવાથી બગડી ગયાં છે."

જગજીવનદાસ—"ઉર્મિલા બેન! તમે મશ્કરીમાં કહેતાં હશો પણ હું તે ખરૂં માની લઉં છું. અમૃતકુમાર આટલા બધા ચાલાક હશે તે હું જાણતો નહોતો પરંતુ જ્યારે મેં તેમના સંબંધી અભિપ્રાયો સાંભળ્યા અને મને જાત અનુભવ થયો ત્યારે મને ખાત્રી થઇ કે તે બુદ્ધિશાળી અને વેપારમાં હોંશીઆર છે. તેમની પેઢીમાં ઘણો ખરો વેપાર તેમની બુદ્ધિથીજ ચાલે છે. અમારે પણ તેવોજ વેપાર છે માટે જો અમૃતકુમારની ઇચ્છા હોય તો અમારી સાથે તેમને અને સરિતાને લઇ જાઉં. ઘણો સારો પગાર મળશે અને મારે ત્યાં રહેશે."

ઉત્તમલક્ષ્મી—"અમૃતકુમાર! ચાલો, અમને પણ ઠીક પડશે. ચંદનબાલા પણ સાથે આવે છે એટલે તેને અને સરિતાને ગમશે."

અમૃતકુમાર—"મારા કાકાની સલાહ લઈ ખુલાસો આપું."

માલતી હસીને બોલી "દીક્ષા લેવા ગયા તે વખતે કાકાને પુછવા ન ગયા અને હવે આ કામમાં કાકાને પુછવા ઉપર રાખવું તે કોણ માને? અલબત મુરબ્બીની સલાહ લેવી અને પુછીને કામ કરવું તે

બરાબર છે, તે માટે માણેકપુર જાઓ ત્યારે પુછી નક્કી કરજો પણ અત્રે તમારી ઇચ્છા જાહેર કરવામાં શી હરકત છે ?"

અમૃતકુમાર—"મારી સોળે સોળ આના મરજી છે."

માલતી—"પણ સરિતાને સાથે લઇને ને ?"

અમૃતકુમાર—"તે વાત તો આગળ થઇ ગઇ છે એટલે ફરી ખુલાસો માગવાની જરૂર નથી."

જગજીવનદાસ—"કાલે હું શેઠને પુછી નક્કી કરીશ. તો પણ અત્યારથી તમારે નક્કીજ માની લેવું. ઘણા ભાગે તો એક માસ પછી જવાનું થશે. હજુ તો તમે ૨-૩ દિવસ છો એટલામાં નક્કી થશે."

બીજા દિવસે જગજીવનદાસ અમૃતકુમારને સાથે લઇ ઑફીસમાં ગયો અને રાજબિહારીલાલને મળી વાત કરી. તે તો જાણી ઘણા ખુશી થયા. સાથે દશરથલાલને લઇ જવાનું પણ નક્કી કર્યું. સાંજે બધા જગજીવનદાસને બંગલે ગયા અને અમૃતકુમારને જર્મની મોકલવાની વાત જાહેર થઈ.

બે દિવસ રહી તે મંડળી માણેકપુર સરિતાના સાસરે ઉતરી. કેશવલાલે તેમનો ઘણો સત્કાર કર્યો. અમૃતકુમાર અને સરિતાને જર્મની મોકલવાની વાત નીકળી. કેશવલાલની ઇચ્છા અમૃતકુમારને પોતાની નજરથી દૂર કરવાની જણાઇ નહીં. તેથી કેશવલાલને એકાંતમાં લઇ જઈ રસિકલાલ કહેવા લાગ્યો "તમે કહો છો તે વાત સાચી છે, મને પણ તે વાત ન ગમે, પરંતુ અમૃતકુમાર કેવા કાચા મગજનો છે તે સમજાઈ આવ્યું. કદાચ ધારો કે કોઈ સાધુ પાછો મળી આવે અને આવી પરિસ્થિતિમાં તેને ફરી ભરમાવે તો હવે ગાડી પાટા ઉપર આવે નહીં. માટે એક વખત સરિતાની સાથે બાર મહીના રહે અને આવા બગડેલા વાતાવરણમાંથી દૂર થાય તો ઠીક પડે એવી અમારી માન્યતા છે. વળી જગજીવનદાસની સાથે જ રહેવાનું છે, તેમની મા ઉત્તમલક્ષ્મી તથા તેમની સ્ત્રી ચંદનબાલાને લઇને તે જવાના છે, આવું ઘર જેવું ઠેકાણું ન મળે. તેમના કુટુંબ સાથે જ ભેગા

રહેવાનું છે તેથીજ હું આગ્રહ કરીને જર્મની મોકલવા કહું છું. તે માણસો કેવા લાયક છે તે તો તમે ચંદ્રાવતીમાં જાતે જોયું."

કેશવલાલ—"જો જગજીવનદાસની માતુશ્રી સ્ત્રી વીગેરે જતાં હોય તો સુખેથી મોકલો. અમે ખુશી છીએ. સરિતાને પણ ગમશે. તમે અમૃતકુમારને પુછી જોયું છે ?"

રસિકલાલ—"તેની સંપૂર્ણ મરજી છે. જગજીવનદાસ પોતે તેને તેમના ભાગીદાર શેઠ પાસે લઈ ગયા હતા. શેઠ તેને જોઈ ઘણા ખુશી થયા હતા. જે કામ તેમની પેઢીનું છે તેજ કામ અમૃત-કુમાર કરે છે. તેથી તો તેમણે તેને અનુભવી ગણી પસંદ કર્યો છે એક મહીના પછી જર્મની જવાનું કહેતા હતા. પંદર દિવસ પહેલાં કાગળ આવશે."

આ પ્રમાણે કેશવલાલની સંમતિ મળવાથી રસિકલાલે અમૃત-કુમારને વાત કરી. અમૃતકુમાર ખુશી થયો. એક દિવસ રહી પોષ સુદ ૧૩ ના રોજ રસિકલાલ વીગેરે ભદ્રાપુરી આવ્યાં અને ઘરમાં આનંદભેર હાશ કરીને બેઠાં, માથા ઉપરથી પાંચ મણ ભારનો બોજો કોઇએ ઉતારી નીચે મુકયો હોય તેવો આરામ અનુભવવા લાગ્યાં.

અઠવાડીઉં થયું કે જગજીવનદાસનો કાગળ આવ્યો. રસિકલાલ ફોડી વાંચવા લાગ્યો—

મુંબઈ- વાલકેશ્વર. પોષ વદ ૪

**ભાઇ રસિકલાલ તથા અ. સૌ. માલતીબેન.**

તમે બધાં સુખ રૂપ હશો. જર્મની જવાનું નક્કી રાખ્યું છે. માહ સુદ ૫ ના રોજ વસંતપંચમીના દિવસે "રોમીઓ ઍંડ જ્યુલીએટ" ઈટેલીઅન સ્ટીમર બ્રોન્ડીસી જવાની છે, તે સ્ટીમરમાં (જે સ્ટીમરમાં હું આવ્યો હતો તેમાં) જવા વિચાર છે. આ સંબંધી માણેકપુર કેશવલાલ ઉપર કાગળ લખી અમૃતકુમાર અને સરિતાને મુંબઈ બોલાવ્યાં છે કારણ કે પાસપોર્ટ વીગેરે લેવાના છે તેથી આગળથી ફોટા વીગેરેની તજવીજ કરવાની છે. વળી ચંદ્ર-કુમારને પણ પત્ર લખી સમાચાર જણાવ્યા છે. આશા છે કે તમે માહ સુદ ૫

ના પહેલાં ૨-૩ દિવસ અગાઉ અત્રે આવશો તો આપણે આનંદ કરીશું. જર્મની ગયા પછી તો બે ત્રણ વરસે પાછું આવવાનું થશે. જરૂર આવશો.

**લી. સ્નેહાધીન જગજીવનદાસ.**

આ પત્ર વાંચી રસિકલાલ માલતીને કહેવા લાગ્યો "હવે તો વચ્ચે પંદર દિવસ રહ્યા, અત્યારથી જગજીવનદાસ અમૃતકુમારને અને સરિતાને તેડાવે તેમાં નવાઇ નથી."

માલતી—"તમે પણ કેશવલાલને લખી અમૃતકુમાર અને સરિતાને મુંબઈ મોકલવા જણાવો. કદાચ વિચાર મંદ થતો હોય તો પત્રથી જાગૃતિ આવે. યુરોપ જવાનો આવો પ્રસંગ એકદમ પ્રાપ્ત થતો નથી."

રસિકલાલે તરતજ કેશવલાલ ઉપર તેમજ અમૃતકુમાર ઉપર તથા જગજીવનદાસ ઉપર કાગળ લખી ટપાલમાં રવાના કર્યા.

બપોરે રસિકલાલ ચંદ્રકુમારની ઑફીસમાં મળવા ગયો. જગજીવનદાસના આવેલા પત્રની વાત નીકળી. ચંદ્રકુમારે કહ્યું "અમૃતકુમારનું યુરોપ જવાનું નક્કી કર્યું તે ઘણુંજ સારૂં કર્યું. ત્યાં એક બે વરસ રહેશે એટલે ઠીક પડશે." એમ વાત કરી ત્યાંથી મેનેજર પાસે ગયા અને અમૃતકુમારને સરિતા સાથે જર્મની મોકલવાની હકીકત જણાવી. મેનેજર જાણીને ખુશી થયો. કેટલીક વેપારની વાત નીકળતાં તેમાં કેટલોક વખત પસાર કરી ત્યાંથી બંને ઉઠયા અને રસિકલાલ પોતાને ત્યાં ગયો.

સાંજે રસિકલાલ અને માલતી મોટર લઇ ફરવા નીકળ્યાં. ચંદ્રકુમાર, સરલા અને કલ્યાણને લઈ નર્મદાકિનારે ચાલ્યાં અને સુંદર ઓવારા ઉપર બેંચ ઉપર બેઠાં. થોડી વાર થઈ કે વકીલ નવનીતરાય સાગરિકા સાથે ત્યાં આવ્યો અને પાછળથી રસિકલાલનો વાંસો જરા જોરથી થપેડી હર્ષભેર ધન્યવાદ આપવા લાગ્યો. રસિકલાલ ચમકયો અને પાછળ જુએ છે તો પરિચિત સ્નેહી સ્ત્રીપુરૂપ નજરે પડતાં આનંદ થયો અને તેઓ સામે પડેલા બેંચ ઉપર બેઠાં. મેળવેલી ફત્તેહ માટે સાગરિકા પોતાના ખરા જીગરથી તેમને મુબારકબાદી આપવા લાગી.

ચંપકલાલને સંભારી બે વરસ ઉપર વસંતપંચમીના દિવસે થયેલી વાતનું સ્મરણ તાજું કરાવી સરિતાની વાત કાઢી.

માલતી—"તે સરિતા તેના પતિ અમૃતકુમાર સાથે આવતી વસંતપંચમીના દિવસે જર્મની જાય છે. જગજીવનદાસ શેઠ, તેમની મા, સ્ત્રી વીગેરે જવાનાં છે તેમની સાથે જાય છે."

સાગરિકા—"ઠીક ચાન્સ મળી આવ્યો. મને ઘણુંએ જવાનું મન થાય છે પણ એવો કોઇ અસીલ મળતો નથી."

નવનીતરાય—"કેવી નસીબની ખુબી છે? બે વર્ષ ઉપર એક વખત જે નિરાધાર સરિતા માટે જીવ બાળતા હતા તેને માટે આજે ખુશીના સમાચાર સાંભળીએ છીએ. સુખ પાછળ દુઃખ અને દુઃખ પાછળ સુખ તે આનું નામ; ત્યારે તો તમે તેમને વળાવવા મુંબઈ જવાના હશો"

રસિકલાલ—"જ્યારે આટલા સુધી તેના માટે પ્રયત્ન કર્યો તો હવે આટલું કામ શા માટે બાકી રાખવું? વળી જગજીવનદાસ પણ ઘણાજ લાયક છે. તેથી તેમને ત્યાં જવાનું મન થઈ આવે છે." આમ વાર્તાલાપ કરીને તેઓ ત્યાંથી ઉઠયાં અને ઘેર વિદાય થયાં.

બીજા દિવસે માણેકપુરથી કેશવલાલનો પત્ર આવ્યો કે "મુંબઇથી જગજીવનદાસ, અમૃતકુમાર અને સરિતાને તેડાવે છે માટે અમે પોષ વદ ૧૧ નો દિવસ સારો હોવાથી તે દિવસે મુંબઇ જવાનાં છીએ. તમે જરૂર વસંતપંચમી પહેલાં ત્યાં આવજો. સરિતાએ આગ્રહ કરી લખાવ્યું છે."

એ પ્રમાણે તેઓ પોષ વદ ૧૧ના રોજ રાતની ગાડીમાં નીકળી મુંબઈ ગયાં અને જગજીવનદાસને બંગલે ઉતર્યાં. રતિલાલ, ઉર્મિલા, રમણિકલાલ ચતુરા વીગેરે તેમને મળ્યાં. જગજીવનદાસે પાસપોર્ટ પૅસેજ વીગેરે મંગાવી કપડાં શીવડાવી જવાની તૈયારી કરી. બે દિવસ બાકી રહ્યા કે ભદ્રાપુરીથી ચંદ્રકુમાર, સરલા, કલ્યાણ, રસિકલાલ અને માલતી મુંબઈ આવ્યાં. તમામ એકઠાં મળી આનંદમાં દિવસ ગાળવા લાગ્યાં.

થોમસ કુક કંપનીની મારફત જવાની ગોઠવણ રાખેલી હોવાથી માહ સુદ ૫ ના દિવસે તેના નોકરોએ આવી સામાન બંદર ઉપર લઈ જવા માંડયો. સ્ટીમર બપોરના બે વાગે ઉપડવાની હોવાથી તેઓ અગીઆર વાગે જમીને તૈયાર થયાં અને બંદર ઉપર ગયાં. સ્ટીમર "રોમીઓ ઍંડ જ્યુલીએટ" બેલાર્ડ પીયરમાં કિનારે આવીને ઉભી હતી. સ્ટીમર ઉપર બધાં ચડયાં. સરસામાન ગોઠવાઈ ગયો. ઉપડવાની તૈયારી થઈ કે વળાવવા આવેલી મંડળી નીચે ઉતરી ગઇ. થોડી વાર થઈ કે સ્ટીમર કિનારાથી છુટી પડવા લાગી. ડેક ઉપર કઠેડાને અઢીને દશરથલાલ, ઉત્તમલક્ષ્મી, જગજીવનદાસ, ચંદનબાલા, અમૃતકુમાર અને સરિતા એમ પાંચ જણ લાઇનમાં ઉભાં હતાં. છુટાં પડતાં સૌની આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. સ્ટીમર દૂર જવા લાગી કે તેઓ હાથમાં રૂમાલ લઈ ફરકાવવા લાગ્યાં. જતાં જતાં માલતી સ્ટીમર તરફ ફરી ફરી નજર કરી કર્મની ગહનગતિનો ખ્યાલ કરતી ઉદ્ગાર કાઢવા લાગી- "ક્યાં તે શાલીનીના સંકેત સ્થળમાં સંતાયેલા શંકિત હૃદયવાળા અમૃતસાગર અને વિરહવેદનાથી આંસુ સારતી નિરાધાર સરિતા અને ક્યાં આ બંને સ્નેહસાગરમાં મળી એક સ્વરૂપ બની જઇ રૂમાલ ફરકાવી આનંદનાં તરંગો ઉછાળનાર અમૃત-સરિતા? કર્મની ગતિ કેવી ગહન છે!

**પ્રભુ દીર્ઘાયુષી રાખો! જગત ઉપાધિ દુર નાખો!**
**મહાસુખ શાંતિ સૌ આપો! સદા અમૃત-સરિતાને.**

**વંદે વીરમ્! વંદે માતરમ્!"**

(નવલકથાની સમાપ્તિ.)

---

મારા પ્રિય વાચકો! તમે અમૃત-સરિતાના કિનારે બેશી બાહ્ય સ્વરૂપ પર દૃષ્ટિ નાખી, કે તેના જળનું પાન કરી, કે તેના તરંગો સાથે સપાટી પર તરી, કે તેમાં નિમજ્જન કરી ભૂમિતલ સ્પર્શી અમૃત-સરિતાનાં તરંગોમાં રહેલા રહસ્યનું બાહ્ય અને અંતર સ્વરૂપ સમજી

અવલોકન કર્યું હશે. અમૃત-સરિતાના પ્રવાહનાં ઉછળતાં વિધ વિધ પ્રકારનાં મોજાં તમારી નજર આગળ ભમ્યા કરતાં હશે. ઘણાંકનો તો તમને પૂરેપૂરો અનુભવ થયેલો હશે. કેટલાંકનો થોડોઘણો થયેલો પણ થોડાંક એવાં મોજાં પણ તમારી દૃષ્ટિગોચર થયાં હશે કે જે ભવિષ્યના ભણકારાનું ભાન કરાવતાં હશે. આ તમારા અવલોકનથી તમારા હૃદયને વત્તા ઓછા પ્રમાણમાં અસર થઈ હશે. અને તે અસર દ્વારાએ અમૃત-સરિતાના અમૃતમય રસનાં બારીક પરમાણુઓ તમારા હૃદયપ્રદેશના અદૃશ્ય સૂક્ષ્મ ભાગમાં પણ પ્રવેશ કરી અન્ય ભાવોને નિર્મળ અને શુદ્ધ કરી અમૃતમય બનાવે એવી મારી અંતરની આશાથી અમૃત-સરિતાની વસ્તુસંકલનાનો પૂરાં બે વર્ષનો ટૂંક પરિચય કરાવી

* श्रयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥

खामेमि सव्व जीवे सव्वे जीवा खमंतु मे ।
मित्ति मे सव्व भूएसु वेरं मज्झ न केणइ ॥

આવી ભાવના સાથે મિચ્છામિ દુક્કડમ્ દઈ પરસ્પર હૃદયની પવિત્રતા ચાહી મારી કલમ બંધ કરૂં છું. ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

# અમૃત-સરિતા દ્વિતીય તરંગ સમાપ્ત.

* ધર્મનું સર્વસ્વ સાંભળો અને તે સાંભળીને તેને અવધારો અર્થાત્ તે હૃદયમાં ધારણ કરી બરાબર સમજો. પોતાના આત્માને જે પ્રતિકૂળ લાગતું હોય તેવું વર્તન બીજાઓ પ્રત્યે નહીં રાખો.

સર્વ જીવોને હું ખમાવું છું અર્થાત્ હું ક્ષમા આપું છું અને સર્વ જીવો મને ખમાવો અર્થાત્ મને ક્ષમા કરો. સર્વ જીવોમાં મારો મૈત્રીભાવ છે, કોઈ જીવ સાથે મારે વેર નથી.

# ભલે માનો નહીં માનો.

( ગઝલ )

પરિસ્થિતિ બતાવાને, સુધારા કંઈ સુચવવાને,
બતાવ્યાં દશ્ય દુનિયાને, ભલે માનો નહીં માનો. ૧

સડો જો ધર્મમાં પેસે, નહીં જો ધ્યાન કો દેશે,
ભયંકર રૂપ તે લેશે, ભલે માનો નહીં માનો. ૨

સ્વજન જ્યાં આંસુ સારે છે, છુપી જ્યાં યુક્તિ ચાલે છે,
નહીં દીક્ષા ખરી તે છે, ભલે માનો નહીં માનો. ૩

જણાવી ધર્મનાં બ્હાનાં, કરે છે કામ કો છાનાં,
બતાવ્યાં દશ્ય તેમાંનાં, ભલે માનો નહીં માનો. ૪

ન સ્થિતિ જો સુધારાશે, નવા કીસ્સા ઉભા થાશે,
ભવિષ્ય વિચિત્ર દેખાશે, ભલે માનો નહીં માનો. ૫

નવા દેખાવ કંઈ તેવા, બતાવ્યા છે થવા જેવા,
બનાવો ભાવિ છે એવા, ભલે માનો નહીં માનો. ૬

ચહો નિરોગી જો થાવા, ચહો વિશુદ્ધ જો કાયા,
દવા **અમૃત–સરિતા** આ, ભલે માનો નહીં માનો. ૭

ભલે કડવી દવા ભાસે, પરંતુ તેથી દુઃખ નાસે,
ખરો ગુણ છેજ કડવાશે, ભલે માનો નહીં માનો. ૮

મુકી દઈ દ્વેષ મમતાને, જુઓ **અમૃત–સરિતાને**,
ખરો દે બોધ જનતાને, ભલે માનો નહીં માનો. ૯

નહીં કંઈ દિલ દુખાવાને, સુધારો કિન્તુ કરવાને,
લખી **અમૃત–સરિતાને**, ભલે માનો નહીં માનો. ૧૦

પ્રભુ ઉદ્દેશ બર લાવે, સહુ સ્થળ શાન્તિ ફેલાવે,
મહાસુખ એ સદા ચાહે, ભલે માનો નહીં માનો. ૧૧

# આ પુસ્તકમાં આવેલા કેટલાક જૈન પારિભાષિક શબ્દોના અર્થ.

અંગલુગડાં = પ્રતિમાને નવરાવી સાફ કરવા માટે રાખેલાં લુગડાં.

અચ્છેરૂં = આશ્ચર્ય. આશ્ચર્યજનક બનાવ.

અઠ્ઠમ = ત્રણ ઉપવાસ. રોજના જમવાના બે ટંક ગણતાં ત્રણ ઉપવાસના ૬ ટંક ઉપરાંત એક ટંક આગલા દિવસનો અને એક ટંક પાછલા દિવસનો મળી આઠ ટંક ભોજન નહીં લેવું તે.

અઠ્ઠાઇ ઉત્સવ = ( અષ્ટાહ્નિક ) આઠ દિવસનો ઉત્સવ.

અન્ય દર્શની = જૈન શીવાય બીજા ધર્મના લોકો. જૈનેતર.

અબુજ = અજ્ઞાની, હૃદય જેનું બુઝેલું નહીં તે.

અભવી = મોક્ષમાં નહીં જઈ શકે તેવો. અધર્મી.

અભિગ્રહ = સંકેત, નિશ્ચય, સંકલ્પ.

અવધારશો = સ્વીકારશો.

અવધિજ્ઞાન = ત્રણે કાળનું મર્યાદિત જ્ઞાન ( તેનો ઉપયોગ કર્યાથી થાય. )

આગમ = જૈનધર્મનાં શાસ્ત્ર–સૂત્ર (તેવાં આગમ પીસ્તાળીસ છે.)

આંગી = પ્રતિમાના અંગ ઉપરની શોભા.

આર્તધ્યાન = હૃદયને બળાપો કરાવનારૂં ધ્યાન.

આલવણુ = ( પ્રાકૃત–આલોયણ, સંસ્કૃત–આલોચન ) કરેલાં પાપના નિવારણ માટે જે શિક્ષાવિધિ કરવામાં આવે છે તે.

ઇંદ્રિધજા = જૈનધર્મની નિશાની તરીકે વરઘોડા આગળ ધજાના સમૂહનો ઉંચો દંડ રાખવામાં આવે છે તે.

ઉજમણું = એક પ્રકારનો આઠ દિવસનો મહોત્સવ.

ઉપકરણ = ઉપગરણ, સાધુસાધ્વી માટે ખપ પૂરતાં રાખવાનાં કપડાં, પાત્રાં, દંડ, ઓઘો, આસન, સૂત્રનો કંદોરો વીગેરે.

ઉપધાન = બે માસની ધાર્મિક ક્રિયા.

ઉપસર્ગ = ત્રાસ, જુલમ, અત્યાચાર.

ઉપાશ્રય = જૈન સાધુસાધ્વી માટે રહેવાનું સ્થાન.
ઓઘો = સાધુસાધ્વી બગલમાં ઉનના વાળનો ગુંથેલો સમૂહ (ઓઘ) રાખે છે તે. રજોહરણ.
કાઉસગ્ગ = (કાયોત્સર્ગ) કાયાને સ્થિર રાખી ધ્યાન ધરવાની એક વિધિ.
કાપ કાઢવા = કપડાં ધોવાં. (સાધુસાધ્વી સંબંધી આ શબ્દ વપરાય છે).
કારખાનું = દેરાસરનો વહીવટ કરનારી પેઢી.
કાળ કરવો = દેવગત થવું. મરણ પામવું.
કેવળજ્ઞાન = જે જ્ઞાનથી ત્રણે કાળ નિરંતર જાણી શકાય તે.
કેવળી = ત્રણે કાળનું જ્ઞાન ધરાવનાર. ત્રિકાળજ્ઞાની.
ખમાસણ = ઢીંચણ જમીન પર મુકી માથું નીચું નમાવી હાથ જોડી વંદના કરવી તે. (ખમાસમણ)
ગોચરી = ભીક્ષા, આહારપાણી.
ગોશાળો = મહાવીર ભગવાન વિરૂદ્ધ પ્રવૃત્તિ ચલાવનાર સાધુ.
ચડાવો = ઉછામણી. વધારે કીંમત બોલી લેવું તે.
ચૈત્યવંદન = પ્રતિમાને વંદન કરવાની વિધિ.
ચોથું વ્રત = બ્રહ્મચર્ય. સાધુસાધ્વી અને શ્રાવકશ્રાવિકાને પાળવાનાં વ્રતો-માં ચોથું વ્રત બ્રહ્મચર્યનું છે તે પરથી.
ચોથો આરો = સુખી સમય. જૈનદષ્ટિએ સમયના ૭ આરા–ભાગ બનાવ્યા છે. તેમાં પહેલો આરો તદ્દન સુખી, પછી ઉત્તરોત્તર છઠ્ઠો તદ્દન દુઃખી. હાલ પાંચમો આરો ચાલે છે તેની અપેક્ષાએ ચોથો આરો વધારે સુખી ગણવામાં આવે છે. (મહાવીરનો સમય).
ચોમુખ = ગભારામાં ચાર દિશા તરફ મુખ રાખી અને મધ્યમાં પૂંઠ રાખી સ્થાપેલી ચાર એક સરખી પ્રતિમાઓ (ચૌમુખ)
ચોવીશી = ચોવીશ તીર્થંકરો.
૭ કાયનો કુટો = પૃથ્વી, વનસ્પતી, વાયુ, અપ, તેજ અને ત્રસ એ ૭ જાતિના જીવોને કુટવા—હણવા તે, અર્થાત્ ખાંડવું, દળવું, રાંધવું, લીંપવું, ખોદવું, વીગેરે હિંસાના કામોનો સમૂહ.

છઠ્ઠ = બે ઉપવાસ ( ખુલાસા માટે જુઓ અઠ્ઠમ )

છ'રી' પાળતો સંઘ = ૧ પાદચારી (પગે ચાલવું), ૨ ભૂમિસંથારી(જમીન પર સંથારો કરી સુવું), ૩ એકલ આહારી (એક વખત જમવું), ૪ બ્રહ્મચારી (બ્રહ્મચર્ય પાળવું), ૫ સચિત પરિહારી (લીલોતરી–શાક ખાવું નહીં), અને ૬ આવશ્યક દોયવારી ( બે વખત પડિક્કમણું કરવું વીગેરે) એ રીતે છેડે 'રી'વાળા ૬ શબ્દોના ૬ નિયમો પાળતો યાત્રાએ જતો સંઘ.

છ વિગય = દુધ, તેલ, ગોળ, ઘી, દહી, તથા કઢાઇમાં તળેલો પદાર્થ.

જીનશાસન = જૈન હુકુમત. જૈન સંપ્રદાય.

ઠલ્લાની જગો = ( પ્રાકૃત–થંડિલ. સંસ્કૃત–સ્થંડિલ ) દિશા–જંગલ–જાજરૂ જવાની જગો.

ઠલ્લે જવું = દિશા જંગલ જવું. (સાધુસાધ્વી માટે આ શબ્દવપરાય છે).

તર્પણી = સાધુસાધ્વી પાસે પ્રવાહી પદાર્થ વહોરવાનું પાત્ર હોય છે તે.

તીર્થંકર = જૈનોના ચોવીસ દેવો.

ધર્મલાભ = સાધુસાધ્વીને વંદન કરતાં, તેમજ તેઓ ઘરમાં આવતાં તેમને આહારપાણી ઉપકરણ વીગેરેની ચીજ આપતાં "ધર્મલાભ" એવો શબ્દ બોલે છે. અર્થાત્ તેનો બદલો ધર્મનો લાભ થાઓ. પત્ર લખવામાં જૈનો જેમ જયજીનેન્દ્ર, પ્રણામ, જુહાર વીગેરે શબ્દ લખે છે તેમ સાધુસાધ્વી "ધર્મલાભ" લખે છે.

નવકાર = જૈનોનો મુખ્ય પવિત્ર મંત્ર.

નવકારવાળી = નવકાર મંત્ર ગણવાની ૧૦૮ મણકાની માળા.

નવકારશ્રી = (અપભ્રંશ–નોકારશી) નવકારમંત્ર માનનારા સમગ્ર જૈનોનું જમણ. સ્વામીવત્સલ.

નવદીક્ષિત = નવો કરેલો ચેલો.

નવપદજી = અર્હંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપ એમ નવપદ. સિદ્ધચક્ર.

નાણ = દીક્ષા, વ્રત, પદવી વીગેરે આપતી વખતે પ્રતિમા પધરાવવા માટે એક પ્રકારની ચોકઠાની રચના કરવામાં આવે છે તે.

નિગોદ = નરક કરતાં પણ વધારે દુઃખદાયક સ્થાન.

નિયમ ધારવા = હમેશાં રાત્રિ દિવસે કરવાના કામોનું મન સાથે નિયમન કરવું તે.

પખાળ = ( પ્રક્ષાલન ) પ્રતિમાને દુધ અને પાણીથી નવરાવવી તે.

પચ્ચખાણ = (પ્રાકૃત–પચ્ચકખાણ. સંસ્કૃત–પ્રત્યાખ્યાન) નિયમ.

પડિક્કમણું = (સંસ્કૃત–પ્રતિક્રમણ.) સવાર અને સાંજે પાપોનું નિવારણ કરવા માટે યોજેલી પશ્ચાત્તાપની ધર્મક્રિયા. સવારનાને રાઈ (રાત્રી) અને સાંજનાને દેવસિ (દિવસ) પડિક્કમણું કહે છે.

પંચમહાવ્રત = સાધુસાધ્વીને પાળવાનાં પાંચ વ્રતો. પ્રાણાતિપાત, મૃષાવાદ અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ પાંચેનો ત્યાગ.

પંચેન્દ્રિય = જે જીવોને પાંચ ઇન્દ્રિઓ છે તે.

પન્યાસ = ( સંસ્કૃત–પદન્યાસ, પદનું આરોપણ ) આચાર્યથી ઉતરતા પ્રકારની પદવી.

પર્યુષણ = ( પ્રાકૃત–પજ્જુપણ. સંસ્કૃત–પરિ + ઉપણ = પર્યુષણ–સર્વથા દેહદમન કરવું ) શ્રાવણ વદ ૧૨ થી ભાદરવા સુદ ૪ સુધી શ્વેતાંબર જૈનોના આઠ ધાર્મિક દિવસ.

પરઠવું = ( સંસ્કૃત–પ્રસ્થાપન ) જમીનની માટી સાથે મેળવી દેવું.

પરિગ્રહ = વસ્તુઓનો સંગ્રહ કરવો તે.

પસાય = પ્રભાવ, પ્રસાદ, કૃપા.

પાત્રાં = સાધુસાધ્વીને ભિક્ષા લેવાનાં લાકડાનાં પાત્ર.

પાર્શ્વનાથ = મહાવીર ભગવાનની પહેલાં અઢીસો વર્ષ ઉપર થયેલા તેવીસમા તીર્થંકર.

પૂજા ભણાવવી = વિધિપૂર્વક પ્રતિમા આગળ પૂજા ગાવી તે.

પોસહ = ( પૌષધ ) એક દિવસ ઉપાશ્રયમાં વિધિપૂર્વક રહેવું તે. એક દિવસનું સાધુચારિત્ર્ય.

પ્રતિક્રમણ = પડિક્કમણું. (ખુલાસા માટે પડિક્કમણું જુઓ.)
પ્રભાવના = લ્હાણી. પતાસાં, બદામ, શ્રીફળ, પેંડા, વીગેરેની વહેંચણી.
પ્રરૂપણા = ઉપદેશ.
બારવ્રતધારી = જે જૈન બાર વ્રત પાળતો હોય તે.
ભંડાર = દેવના અંગની મીલકત.
ભવી = મોક્ષમાં જઈ શકે તેવો જીવ.
ભવીતવ્યતા = પ્રારબ્ધયોગ. ભાગ્યનો ઉદય.
ભાવના = ભક્તિ.
મંગળદીવો = આરતી ઉતાર્યા પછી એક દીવો આરતી પ્રમાણે પ્રતિમા આગળ ઉતારવામાં આવે છે તે.
મહાવીર = ચોવીસમા તીર્થંકર. જન્મ ચૈત્ર સુદ ૧૩. નિર્વાણ આસો વદ અમાસ (મરૂતિથિ કારતક વદ અમાસ.) જીવનકાળ ૭૨ વર્ષ. તેમના નિર્વાણને હાલ વિક્રમાર્ક ૧૯૮૭ ના કારતક સુદ ૧ થી ૨૪૫૭ મું વર્ષ ચાલે છે.
માત્રુ = પેશાબ.
મિચ્છામિ દુક્કડં = ( સંસ્કૃત–મિથ્યા મે દુષ્કૃતમ્ ) મારાં જે દુષ્કર્મ હોય તે મિથ્યા થાઓ. જૈનો માફી માગવામાં આ વાક્ય વાપરે છે.
મુમતી = ( પ્રાકૃત–મૂહપત્તિ. સંસ્કૃત–મુખપટ્ટિકા ) સાધુસાધ્વી મોં આગળ રૂમાલ જેવું કપડું ધરે છે તે.
લીલોતરી = શાકભાજી વીગેરે લીલી વનસ્પતી.
લોગસ્સ = પ્રતિક્રમણ કરતાં વચ્ચે ધ્યાન કરવાનો ચોવીસ તીર્થંકરના નામોની સ્તુતિનો પાઠ આવે છે તે.
લોચ = ( લુંચન) માથાના વાળ હાથે કરી ચુંટવા તે.
વડી દીક્ષા = પહેલી દીક્ષા આપ્યા પછી બીજી મોટી દીક્ષા પૂરેપૂરી વિધિ સાથે આપવામાં આવે છે તે.
વર્ધમાન = મહાવીર ભગવાનનું બીજું નામ.
વહોરવું = ભિક્ષા લેવી.

વાંદવું = સાધુસાધ્વીને નમસ્કાર કરવા તે. વંદન કરવું.
વાયુકાય = હવામાં રહેલા જીવોની જાત.
વાસક્ષેપ = સુખડ અને કેસરને વાટી સુકવી પીળા રંગનો બારીક બનાવેલો ભૂકો ( અપભ્રંશ–વાસખેપ. )
વિહાર = જવું તે, ચાલવું તે, મુસાફરી.
વૈયાવચ્ચ = બરદાસ, સરભરા, સેવા.
વ્યાખ્યાન = શાસ્ત્રકથા. સૂત્ર અને ઇતિહાસનું વાંચન.
શત્રુંજય = પાલીતાણાનું તીર્થ. સિદ્ધગિરિ.
શાસનપ્રેમી = જૈનહુકુમત પ્રત્યે પ્રેમ ધરાવનાર. ધર્મચુસ્ત જૈન.
સંઘ = સાધુ, સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એમ ચારેનો સમુદાય.
સંઘાડો = ( સંઘાટક ) વાડો, જથો, સમુદાય.
સંથારો = સુઇ રહેવું. સાદા આસન પર સાધુસાધ્વીને સુઇ રહેવું તે.
સાત ક્ષેત્ર = સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા, જ્ઞાન, પ્રતિમા અને દેરાસર એ રીતે સાત ક્ષેત્ર. પૈસાનો સદુપયોગ કરવાનાં સ્થાન.
રાગી = પ્રેમી.
સાધારણ = દેવ અને ધર્મના સંબંધ શીવાય સામાન્ય જૈનોપયોગી ખાતું.
સામાયિક = બે ઘડી ( ૪૮ મીનીટ ) સુધી સમભાવે એક સ્થાને બેશી ધર્મક્રિયા કરવી તે.
સ્યાદ્વાદ = એક દૃષ્ટિએ હા અને બીજી દૃષ્ટિએ ના. અનેકાંત.
સ્વામીવત્સલ = નવકારશી. સમગ્ર જૈનબંધુઓનું જમણ.
હેલના = પાપ, હાની. ( અવહેલના પણ કહેવાય છે. )





